# રાજમિત્ર શ્રી ટોડરમલ શેઠ



'રાજમિત્ર'ના સુવર્ણપદક સાથે દરબારી વેશમાં (ઈ. સ. ૧૯૩૫)

॥ श्रीकृष्णः ॥

# ગો. વા. શેઠ ટોડરમલ સ્મારક ગ્રંથ

[ સચિત્ર ]

સંપાદકો :

શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ, એડવોકેટ, મુંબઈ
વે. શા. સં. પંડિતપંચાનન બદરીનાથ કાશીનાથ શાસ્ત્રી, વડોદરા
પ્રિ. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, એમ. એ., અમદાવાદ
પ્રો. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, અમદાવાદ
પ્રો. ગોવિંદલાલ હરગોવિન્દ ભટ્ટ, એમ. એ., વડોદરા (મંત્રી)

પ્રકાશક :

ગં. સ્વ. કમળાબહેન ટોડરમલ શામળ બેચર
શામળ બેચરની પોળ, માંડવી, વડોદરા-૧

પ્રકાશક :
ગં. સ્વ. કમળાબહેન ટોડરમલ શામળ બેચર
શામળ બેચર પોળ, માંડવી, વડોદરા-૧

શાકે ૧૮૭૯

પહેલી આવૃત્તિ * * વિ. સં. ૨૦૧૩
પ્રત ૧૫૦૦ * ઈ. સ. ૧૯૫૭

કિં. રૂા. આઠ

મુદ્રક :
મુકુંદકુમાર કેશવરામ શાસ્ત્રી,
ઇલા પ્રિન્ટરી, મામાની હવેલી,
માણેકચોક શાકમાર્કેટ લેન,
અમદાવાદ

# નિવેદન

મારા બાલમિત્ર શ્રી. રાજમિત્ર શેઠ ટોડરમલ ચિમનલાલ શામળ બેચર તા. ૧૭–૧૦–૧૯૫૩, શનિવાર અને વિજયાદશમીને દિવસે બપોરના બે વાગ્યે હરિશરણ થયા! અમે સ્વપ્ને પણ ન ધારેલી વાત બની ગઈ! અને અમે મૃતપ્રાય થઈ ગયા!

શ્રી. ટોડરમલ શેઠ શ્રીમંત વૈષ્ણવ હોવા ઉપરાંત વિદ્વાન અને વિદ્યારસિક હતા. શ્રી અને સરસ્વતીનો આવો યોગ બહુ વિરલ હોય છે. તેમનામાં બીજા પણ અનુકરણીય ગુણો હતા. તેમના જીવનમાંથી જગતને ઘણું શીખવા જેવું છે એમ મને જણાયું અને લાગ્યું કે તેમનો સ્મારકગ્રન્થ તૈયાર કરી પ્રસિદ્ધ કર્યો હોય તો એક પરમ સ્નેહી તરફનું ઋણ અદા થશે અને જનસમાજને તેમના જીવનમાંથી પ્રેરણા મળશે. આ સ્મારકગ્રન્થની યોજના શ્રી. ટોડરમલ શેઠનાં ધર્મપત્ની ભગવદ્ધર્મપરાયણ ગં. સ્વ. કમળાબહેન આગળ મૂકી. તેમણે તરત જ તે યોજના સ્વીકારી લીધી અને સ્મારકગ્રન્થ માટેની સાધનસામગ્રી અને બધો ખર્ચ આપવાની ઇચ્છા પણ પ્રદર્શિત કરી.

પ્રથમ સ્મારકગ્રન્થના સંપાદનને માટે શ્રી. ટોડરમલ શેઠના નીચે જણાવેલા પાંચ સ્નેહી જનોનું એક સંપાદકમંડળ નીમવામાં આવ્યું:

(૧) શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ, એડવોકેટ, મુંબઈ, (પ્રમુખ)

(૨) વે. શા. સં. પણ્ડિતપંચાનન બદરીનાથ કાશીનાથ શાસ્ત્રી, વડોદરા,

(૩) પ્રિ. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, અમદાવાદ,

(૪) પ્રો. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, અમદાવાદ,

(૫) પ્રો. ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ, વડોદરા (મંત્રી)

સ્મારકગ્રન્થમાં ત્રણ ખંડની યોજના રાખવામાં આવી છે. પહેલા ખંડમાં શ્રી. ટોડરમલ શેઠના જીવન સંબંધી અને તેમનાં સંસ્મરણોના લેખો, બીજા ખંડમાં શુદ્ધાદ્વૈત વેદાન્ત અને સમ્પ્રદાય વિશેના લેખો, અભિનન્દનપત્રો, દિલાસાપત્રો, શોકઠરાવો વગેરે, અને ત્રીજા ખંડમાં શ્રી. ટોડરમલ શેઠનાં લેખો ભાષણો વગેરેનો સંગ્રહ કરવામાં આવ્યો છે, શ્રી. ટોડરમલ શેઠના જુદી જુદી અવસ્થાના અને તેમના કુટુમ્બના ફોટાઓ પણ મૂકવામાં આવ્યા છે.

સ્મારકગ્રન્થ માટે સંસ્મરણો અને લેખો મેળવવા સમ્પાદકમંડળે એક વિનંતિ-પત્ર છાપ્યું અને પરમપૂજ્ય ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીમહારાજશ્રીઓને, ગોસ્વામી બાલકોને,

સમ્પ્રદાયના પણ્ડિતોને અને શ્રી. ટોડરમલ શેઠના સ્નેહી જનોને મોકલવામાં આવ્યું. અમને બધેથી ઉત્તર ન મળ્યો, અને જે ઉત્તરો મળ્યા તે પણ ઘણા સમય પછી. પરિણામે લેખો મેળવવામાં બહુ સમય ગયો અને તેથી સ્મારકગ્રન્થ પ્રસિદ્ધ કરવામાં ઘણો વિલંબ થયો! સ્મારકગ્રન્થ વહેલો પ્રકટ થયો હોત તો અમને પોતાને સંતોષ થાત. જે અનિવાર્ય વિલંબ થયો છે તેને માટે સંપાદકમંડળ ખરેખર દિલગીર છે.

સ્મારકગ્રન્થ છાપવાનું કામ સંપાદકમંડળના એક સભ્ય શ્રી. કેશવરામ શાસ્ત્રીને સોંપવામાં આવ્યું. પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓ હોવા છતાં સ્મારકગ્રન્થ છાપવામાં તેમણે સમય કાઢી જે પરિશ્રમ લીધો છે તેને માટે સંપાદકમંડળ તેમનું આભારી છે.

પરમ ભગવદીય ગં. સ્વ કમળાબહેને સ્મારકગ્રન્થમાં મૂકેલા બધા ફોટાઓ તથા શ્રી. ટોડરમલ શેઠનાં લેખો, ભાષણો અને અભિનન્દનપત્રો વગેરે સાધનસામગ્રી તથા સ્મારકગ્રન્થ છપાવવાનો બધો ખર્ચ વિના સંકોચે આપ્યો છે, તેને માટે અમે બધા તેમનો અન્તઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અને સ્મારકગ્રન્થની મહત્તા જોતાં સમસ્ત વૈષ્ણવ સમાજ પણ ગં. સ્વ. કમળાબહેનનો ખરેખર ઋણી છે. અચિન્તિત સંયોગોને લીધે સ્મારકગ્રન્થના પ્રકાશનમાં જે વિલંબ થયો છે તેને માટે અમે ગં. સ્વ. કમળા-બહેનની ક્ષમા માગીએ છીએ.

આ સ્મારકગ્રન્થ સામ્પ્રદાયિક સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન ભોગવશે એવી અમે આશા રાખીએ છીએ.

શાકુન્તલ, ખારીવાવ રોડ, વડોદરા.
શ્રીમહાપ્રભુજીનો પ્રાકટ્યમહોત્સવ,
સંવત્ ૨૦૧૩, તા. ૨૫-૪-૧૯૫૭

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ
મંત્રી,
સંપાદકમંડળ

શ્રી કમળાબહેનના ગુરુચરણ



તૃતીયપીઠાધીશ્વર ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રી વ્રજભૂષણલાલજી મહારાજ, કાંકરોલી

# અનુક્રમણિકા

## ખંડ ૧ લો: સંસ્મરણો, પૃ. ૧–૫૪



### सं. स्मरणोद्गाराः पृ. ४५ ब–५४

# ખંડ ૨ જો : સિદ્ધાન્તવિષયક અને અન્ય લેખો, અભિનન્દનપત્રો, દિલાસાપત્રો, શોકઠરાવો વગેરે પૃ. ૧–૧૬૮

## ખંડ ૩ જો : શ્રી. ટોડરમલ શેઠનાં લેખો, ભાષણો વગેરે, પૃ. ૧–૬૨

# ખંડ ૨ જો : સિદ્ધાન્તવિષયક અને અન્ય લેખો, અભિનન્દનપત્રો, દિલાસાપત્રો, શોકઠરાવો વગેરે પૃ. ૧–૧૬૮

## ખંડ ૩ જો : શ્રી. ટોડરમલ શેઠનાં લેખો, ભાષણો વગેરે, પૃ. ૧–૬૨



નિ. લી. ગો. શ્રી ગિરિધરલાલજી—વચનામૃતવાળા (કાંકરોલી)



નિ. લી. ગો. શ્રી બાલકૃષ્ણલાલજી (કાંકરોલી)



નિ. લી. ગો. શ્રી ગિરિધરલાલજી—વચનામૃતવાળા (કાંકરોલી)

નિ. લી. ગો. શ્રી બાલકૃષ્ણલાલજી (કાંકરોલી)

શ્રી ટોડરમલ શેઠની હવેલી



સામળ બેચરની પોળ, માંડવી પાસે, વડોદરા

॥ શ્રીહરિઃ ॥

# શ્રી રાજમિત્ર શેઠ ટોડરમલ ચિમનલાલ શામળ બેચરનું

# જીવનચરિત્ર

લેખક—પ્રો. ગોવિંદલાલ હરગોવિંદ ભટ્ટ, એમ્. એ.,
અધ્યક્ષ, પ્રાચ્યવિદ્યામન્દિર,
મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા

### જન્મ :

શ્રી. ટોડરમલ શેઠ શામળ બેચરનો જન્મ દશા પોરવાડ જ્ઞાતિમાં ભારદ્વાજ ગોત્રના નગીરા વૈષ્ણવ કુટુંબમાં શ્રી. ચિમનલાલ મોતીલાલ શેઠ શામળ બેચરને ત્યાં અમદાવાદમાં સંવત્ ૧૯૫૬ ના ચૈત્ર સુદિ ૧૩, શ્રીમહાવીર સ્વામીના જન્મોત્સવ દિવસે, તા. ૧૨-૪-૧૯૦૦ ના રોજ થયો હતો. તેમનાં માતાનું નામ રુક્મણીબહેન હતું.

### શામળ બેચર :

શામળ બેચર શેઠ મૂળ અમદાવાદના નાગરિક હતા. તેઓ વેપારમાં બહુ કુશળ હતા, અને પોતાના બુદ્ધિબળે વેપારના ક્ષેત્રમાં સારી કીર્તિ મેળવી હતી. વેપારને અંગે તેઓ આજથી લગભગ પોણા બસો વર્ષ પહેલાં શ્રીમંત ગોવિન્દરાવ ગાયકવાડના સમયમાં વડોદરે આવ્યા અને શરાફીનો વેપાર શરૂ કર્યો. તેમની હોશિયારી જોઈને શ્રીમંત ગોવિન્દરાવ ગાયકવાડે (૧૭૯૩-૧૮૦૦ ઈ. સ.) તેમનો આદરસત્કાર કરી રાજ્યના શ્રેષ્ઠ તરીકે સ્વીકાર્યા. તે સમયે આરબ લશ્કરની વ્યવસ્થા શામળ બેચર શેઠના હાથમાં હતી, તેથી તેમની સત્તા રાજદરબારમાં અને અંગ્રેજોની કચેરીઓમાં ઘણી હતી. અંગ્રેજો જ્યારે ગાયકવાડના પ્રદેશને કબજે કરવાનો પ્રયત્ન કરતા હતા ત્યારે શામળ બેચર શેઠ પોતાના આરબ લશ્કરની મદદથી સામા થતા હતા અને ગાયકવાડ સરકારનું સારી રીતે રક્ષણ કરતા હતા. આ કારણથી ગાયકવાડનાં દફતરોમાં શામળ બેચર અને તેમના વારસો માટે ઘણા સારા અભિપ્રાયો જોવામાં આવે છે. વડોદરા રાજ્યના દીવાનો ગાયકવાડ સરકારને હમ્મેશાં સલાહ આપતા કે હરિભકિત, શામળ બેચર વગેરે શેઠિયા મંડળીનો સત્કાર કરી તેમને ખુશ રાખવા જેથી રાજ્યકાર્યમાં તેમની મદદ મળ્યા કરે. વડોદરા રાજ્યનાં દફતરોમાં આ વાતનો નિર્દેશ ઘણી વાર જોવામાં આવે છે. (જુઓ Historical Selections from Baroda State Records Vol. III, 1936, p. 326; Vol. V, 1939, pp. 655, 657, 659 662; Vol. VI, 1941, p. 887.) શામળ બેચર શેઠ આરબ લશ્કરના નાયક હતા અને અંગ્રેજોનો સામનો કરતા હતા, તેથી અંગ્રેજો તેમના ઉપર બહુ ગુસ્સે થતા હતા અને તેમની બહુ નિન્દા પણ કરતા

શ્રી ટોડરમલ શેઠના પિતામહી



પરમભગવદીય શ્રી સંતોક બા (ઉપનામ 'જી')

હતા. મેજર એલેકઝાન્ડર વૉકરે તા. ૧૩-૨-૧૮૦૨ ના રોજ મુંબઈના ગવર્નર જોનાથન ડંકનને જે કાગળ લખેલો છે તેમાં શામળ બેચર શેઠ માટે નીચે પ્રમાણે લખે છે :

"Samal Bechardas is a man of about 40 years of age, of a small stature, with the reputation of a cunning, avaricious and intriguing disposition." (The Gaekwads of Baroda, Vol. IV, ed. by J. H. Gense, S. J., Ph. D. and D. R. Banaji, M. A., LL. B., D. Litt, p. 162)

ગાયકવાડ સરકાર તરફ સંપૂર્ણ વફાદારી રાખી શામળ બેચર શેઠે અંગ્રેજોને વડોદરા રાજ્યમાં પ્રવેશ કરતા અટકાવવા ઘણો પ્રયત્ન કરેલો હતો અને તેથી અંગ્રેજો તેમને શત્રુ તરીકે માનતા હતા. પણ પછી રાજ્યનીતિના નિયમ પ્રમાણે અંગ્રેજોએ ખંભાતની કોઠીના અમલદારો દ્વારા શામળ બેચર શેઠને જીતી લીધા અને પોતાના પક્ષના બનાવ્યા. ખંભાતની કોઠી સાથે શામળ બેચર શેઠનો સંબંધ વેપારને લીધે ઘણો સારો હતો. અંગ્રેજોના મિત્ર થયા પછી શામળ બેચર શેઠનો અને તેમના વારસોનો અંગ્રેજો સાથેનો સંબંધ બહુ ગાઢ થયો હતો, તે એટલા સુધી કે અંગ્રેજ સરકારે તેમને અને તેમના વારસોને વડોદરાની રેસિડેન્સીની તિજોરી સાચવવાનો અધિકાર આપ્યો અને રક્ષણ કરવાનું વચન આપ્યું. આ બધા અધિકારો શ્રી ટોડરમલ શેઠે રાજીનામું આપ્યું ત્યાંસુધી ભોગવ્યા હતા.

શામળ બેચર શેઠનું આરબ લશ્કર હાલના સિદ્ધનાથ રોડ ઉપર આવેલી તેમની ચાલીઓની જગ્યાએ રહેતું હતું. શેઠ વડોદરાના એક અગ્રણી શ્રોફ હતા. તે નાણાંની ધીરધાર સારી કરતા અને વડોદરા રાજ્યને હમ્મેશાં મદદ કરતા હતા. શામળ બેચર શેઠે ગાયકવાડ સરકાર પાસેના ત્રીસ લાખ રૂપિયા લેણા હતા તે માંડી વાળ્યા હતા; આ કારણથી પણ તેમનો ગાયકવાડ રાજાઓ સાથે ઘણો મીઠો અને ગાઢ સંબંધ થયો હતો, જે આજ સુધી ચાલુ રહ્યો છે. ના. ગાયકવાડ સરકારે તેમને કેટલાંક ગામો ઈનામમાં આપ્યાં તથા પાલખી, છત્રી, મશાલ, ચમ્મર, છડી, આબદાગીરી વગેરે માનસૂચક રાજ્યચિહ્નો વાપરવાનો હક્ક આપ્યો. ધમધોકાર શરાફી ધંધાને લીધે વડોદરામાં એક કહેવત શરૂ થઈ હતી કે 'શામળ બેચરના તોડા.' વડોદરાના અગ્રણી શેઠિયાઓને અંગે આજે પણ લોકો કહે છે કે

હરિભકિતનું પુણ્ય,
શામળ બેચરના તોડા,
રતનજી કહાનદાસનાં રોડાં,
લલ્લુ બહાદરના ઘોડા.

ઈ. સ. ૧૮૪૯ માં રચાયેલા પ્રાચીન વડોદરાના ગરબામાં પણ આ શેઠિયાઓની નીચે પ્રમાણે પ્રશસ્તિ કરવામાં આવેલી છે—

શ્રી ટોડરમલ શેઠના પિતાજી



શ્રી ચિમનલાલ મોતીલાલ સામળ એચ્ચર

શાહુકારોની દુકાનો ભારે, ધર્મ તણો અવતાર રે;
ખુશાલચંદ, શામળ બેચર ને લલ્લુ બહાધર.
શાહુકાર–રૂપે રંગીલું. ૩૬

(વડોદરા સાહિત્ય સભા રજત મહોત્સવ સ્મારક ગ્રંથ, ઈ. સ. ૧૯૪૧ પૃષ્ઠ ૭૯).

વડોદરામાં માંડવી પાસે શામળ બેચર શેઠની હવેલી આવેલી છે અને તે સ્થળ શામળ બેચરની પોળ એ નામે આજે સુપ્રસિદ્ધ છે. અમદાવાદમાં પણ ધીકાંટા પંચભાઈની પોળમાં શામળ બેચર શેઠની હવેલી આજે જોવામાં આવે છે.

શામળ બેચર શેઠની વેપારી, શ્રોફ અને રાજ્યનીતિજ્ઞ પુરુષ તરીકે સર્વત્ર ખ્યાતિ પ્રસરી હતી. તેઓ પુષ્ટિમાર્ગના અનુયાયી હતા અને એક આદર્શ વૈષ્ણવ તરીકે જીવન ગાળતા હતા. તેઓ કાંકરોલીના તૃતીય પીઠના સેવક હતા અને ઘરમાં શ્રીદ્વારકાનાથજીની સેવા સંપ્રદાયની મર્યાદા પ્રમાણે અતિ ભાવથી કરતા હતા. આ મન્દિર આજે પણ વડોદરાની તેમની હવેલીમાં વિદ્યમાન છે અને શ્રી....સ્વરૂપની સેવા પૂર્વવત્ ચાલ્યા કરે છે. શેઠનું અવસાન ઇ. સ. ૧૮૪૫ માં થયું.

**મોતીલાલ શેઠ :**

શામળ બેચર શેઠને મોતીલાલ અને હરિલાલ એ બે પુત્રો હતા અને બે પુત્રીઓ હતી. મોતીલાલ શેઠનો જન્મ ઈ. સ ૧૮૧૨ માં થયો હતો. તેમનું લગ્ન સંતોકબા સાથે થયેલું હતું. સંતોકબા બહુ જ સંસ્કારી અને બુદ્ધિમાન હતાં અને તેમનું વૈષ્ણવ તરીકેનું જીવન બીજાઓને પ્રેરણા આપનારું હતું. મોતીલાલ રોજ સંકલ્પ કરીને સર્વોત્તમ સ્તોત્રનો પાઠ કરતા હતા (સંકલ્પ માટે જુઓ પરિશિષ્ટ). મોતીલાલ શેઠે વેપારમાં ઘણી પ્રગતિ કરી અને સારી કીર્તિ મેળવી. ગાયકવાડ સરકાર અને અંગ્રેજ રેસિડન્ટો સાથે તેમનો સંબંધ વધારે મજબૂત થયો અને રાજદરબારમાં તેમનું માન બહુ વધ્યું.

ઈ. સ. ૧૮૬૩ માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હાલની ગુજરાત વિદ્યાસભા) ના સેક્રેટરી મિ. કરટીસે વડોદરામાં સોસાયટીની શાખા ખોલવા માટે દલપતરામ કવિને રેસિડંટ ઉપર ચિઠ્ઠી આપીને વડોદરે મોકલ્યા હતા. દલપતરામ કવિ વડોદરે આવ્યા અને મોતીલાલ શામળ બેચર શેઠને ત્યાં ઊતર્યા.

ગુર્જરી વાણી–વિલાપ નામના કાવ્યમાં કવિ કહે છે કે

"સુણીને કવિજન સાંચર્યો કરવા ઉત્તમ કામ,
ઉતારો જૈને કર્યો શામળ બેચર—ધામ"

(દલપત–કાવ્ય નવનીત, પૃ. ૨૪)

## શ્રી ટોડરમલ શેઠના પિતાજી



શ્રી ચિમનલાલ મોતીલાલ સામળ એચર

આ પ્રમાણે મોતીલાલ શેઠનો દલપતરામ કવિ સાથે ગાઢ પરિચય હતો, આમાં શેઠની વિદ્યાભિરુચિ સ્પષ્ટ જણાઈ આવે છે.

મોતીલાલ શેઠનું જીવન આદર્શ વૈષ્ણવનું હતું. તેમને વડોદરાના શ્રીનૃસિંહજી અને ડાકોરના શ્રીરણછોડજીનાં દર્શનનો નિયમ હતો. વડોદરામાં શ્રીનૃસિંહજીનાં દર્શન કરવા તે પોતે પાલખીમાં બેસીને જતા હતા અને દરેક પૂર્ણિમાએ શ્રીરણછોડરાયજીનાં દર્શન કરવા સરંજામ સાથે પગરસ્તે ડાકોર જતા હતા. એક શરત્પૂર્ણિમાએ સવારમાં શ્રીરણછોડરાયજીએ તેમને આજ્ઞા કરી કે 'તું દર્શન કરી જલ્દી ઘેર જા, તારે ત્યાં પુત્રનો જન્મ થયો છે.' શેઠ પોતે જલ્દી ઘેર આવ્યા ત્યારે વાત ખરી પડી. પૂર્ણિમાને દિવસે જ તેમને ઘેર પુત્રનો જન્મ થયો. આ પુત્ર એ જ શ્રી ચિમનલાલ શેઠ, ટોડરમલ શેઠના પિતાજી.

ઈ. સ. ૧૮૭૨ માં મોતીલાલ શેઠનું અવસાન થયું. ચિમનલાલ શેઠ (જન્મ ઈ. સ. ૧૮૬૮) આ સમયે બાલ્યાવસ્થામાં હતા એટલે આખી પેઢીનો ભાર ગં. સ્વ. સંતોકબા ઉપર આવી પડ્યો. સંતોકબા બહુ પ્રભાવશાળી અને પ્રતિભાસંપન્ન હતાં અને તેમને બધા 'જી' કહેતા હતા. તેમના પિતા ઓટાણા ગામમાં રહેતા હતા અને જૈન ધર્મ પાળતા હતા. પણ મોતીલાલ શેઠના સમાગમથી તે આરૂઢ વૈષ્ણવ બની ગયા. મોતીલાલ શેઠે સંતોકબા સાથે મોટી ઉમ્મરે લગ્ન કરેલું. તેમનાં પાંચ સંતાનો–ત્રણ પુત્રો અને બે પુત્રી–માંથી ચાર સંતાનો ગુજરી ગયાં અને એક સંતાન જીવતું રહ્યું. આ જીવતું રહેલું સંનાન તે જ ચિમનલાલ શેઠ. પુત્રીનું નામ મણિબહેન હતું. તે નાની ઉમ્મરમાં પરણ્યાં અને યુવાવસ્થામાં જ ગુજરી ગયાં. બીજી પુત્રી પણ નાની ઉમ્મરમાં હરિશરણ થઈ.

**સંતોકબા 'જી' :**

સંતોકબા વ્રજભાષાનાં પુસ્તકો વાંચી શકતાં હતાં અને બહુ ચુસ્ત રીતે આચાર પાળતાં હતાં. તેમનું સમગ્ર જીવન આદર્શ વૈષ્ણવનું હતું. તેમના મુખ ઉપર અસાધારણ દૈવી તેજ હતું અને તેથી બધાંના ઉપર તેમની છાપ પડતી હતી. તેમની ભવ્ય કાન્તિ અને ધાર્મિક જીવન સર્વને આકર્ષતું હતું. તેમણે ચિમનલાલ શેઠને સારા સંસ્કારો આપી માતૃધર્મ સારી રીતે બજાવ્યો હતો. ઈ. સ. ૧૯૨૭ માં ચિમનલાલ શેઠના અકાળ અવસાનના આઘાતથી સંતોકબા તે જ વર્ષમાં હરિશરણ થયાં.

**ચિમનલાલ શેઠ :**

ચિમનલાલ શેઠનો જન્મ શરત્પૂર્ણિમાને દિવસે થયેલો હોવાથી તેમનામાં ભગવદ્ધર્મોનો આવિષ્કાર થાય એ બહુ સ્વાભાવિક હતું. કુટુંબમાં પરંપરાથી ઊતરી આવેલી ભગવદીયતા, સંસ્કાર અને શ્રીમંતાઈથી ચિમનલાલ શેઠ અપૂર્વ પ્રકારે તેજસ્વી બન્યા

હતા. તેમણે અમદાવાદમાં અભ્યાસ કરી મેટ્રિકની પરીક્ષા પસાર કરી ગુજરાત કોલેજમાં એક વર્ષ અભ્યાસ કર્યો હતો. તેમના સહાધ્યાયીઓમાં આચાર્ય આનન્દશંકર ધ્રુવ અને ન્યાયમૂર્તિ લલ્લુભાઈ શાહ હતા. તેમના અંગત મિત્રોમાં પ્રો. મગનલાલ શાસ્ત્રી હતા. ઈ. સ. ૧૮૯૭માં તેમને મગનલાલ શાસ્ત્રીનો સમાગમ થયો અને તે દિવસે દિવસે ગાઢ મૈત્રીમાં પરિણામ પામ્યો. શાસ્ત્રીજીના સમાગમથી ચિમનલાલ શેઠ પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોનું રહસ્ય સારી રીતે સમજી શક્યા હતા. તે પોતે પોતાની હવેલીમાં શ્રીદ્વારકાધીશની સેવા ઘણા ભાવથી કરતા હતા અને પોતાના ગુરુઘર–કાંકરોલીના તૃતીય પીઠ–તરફ અસાધારણ પૂજ્યભાવ રાખતા હતા.

ઈ. સ. ૧૯૦૬ માં ચિમનલાલ શેઠે વડોદરામાં 'સયાજી મિલ' એ નામની એક મિલ શરૂ કરી અને કુશળતાથી તેનો સારો વિકાસ કર્યો. શ્રી. રણછોડદાસ પટવારી, રા. બ. લલ્લુભાઈ પારેખ, પ્રો. મગનલાલ શાસ્ત્રી અને ચિમનલાલ શેઠ જેવા અગ્રગણ્ય વૈષ્ણવોના પ્રયાસથી વડોદરામાં ઈ. સ. ૧૯૦૬ની ૧૪મી અને ૧૫મી જુલાઈએ હરિભક્તિ શેઠની હવેલીના દીવાનખાનામાં પ્રથમ વૈષ્ણવ પરિષદ ભરવામાં આવી. ચિમનલાલ શેઠ સ્વાગત સમિતિના પ્રમુખ હતા. તેમનું સ્વાગતભાષણ બહુ પ્રેરણાદાયક હતું. (ભાષણ માટે જુઓ પરિશિષ્ટ.) શાસ્ત્રીજી મગનલાલભાઈના ભાષણથી સર્વ વૈષ્ણવો મુગ્ધ બની ગયા હતા. શાસ્ત્રીજી મગનલાલભાઈ, ચિમનલાલ શેઠ શામળ બેચર, રા. બ. લલ્લુભાઈ પારેખ અને રણછોડદાસ પટવારી એ ચાર વ્યક્તિઓ વાસ્તવિક રીતે વૈષ્ણવ પરિષદનાં સ્તંભો છે. તેમની સંપ્રદાયની સેવા સુવર્ણાક્ષરે લખવા જેવી છે. આજે વૈષ્ણવ પરિષદને પચાસ વર્ષ થયાં છે અને તેનો સુવર્ણ મહોત્સવ ઊજવવાનો પ્રસંગ આવ્યો છે.

ચિમનલાલ શેઠ અને મગનલાલ શાસ્ત્રીનો સંબંધ ઘણો ગાઢ બનેલો હતો. શાસ્ત્રીજી વડોદરે આવે ત્યારે શેઠને ત્યાં જ ઊતરતા હતા. શેઠ કાંકરોલીના ઘરના સેવક હતા. પોતાના ગુરુચરણ પ્રતિ તેમની ભક્તિ અસાધારણ હતી. પોતાના મંદિરમાં તેઓ અપૂર્વ ભાવથી શ્રીદ્વારકાધીશની સેવા કરતા હતા અને સાંપ્રદાયિક ગ્રન્થોના વાચનમાં પોતાનો સમય વ્યતીત કરતા હતા. સાંપ્રદાયિક ગ્રન્થો છપાવવામાં તેઓ નાણાંની મદદ ઉદારતાથી કરતા હતા. અંગ્રેજી ગ્રન્થોનું ગુજરાતી ભાષાન્તર કરી તેને છપાવતા હતા અને જનસમાજમાં જ્ઞાનનો પ્રચાર કરતા હતા. શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ અને તેમના કુટુંબ સાથે તેમનો સંબંધ બહુ ગાઢ અને મધુર હતો. અનેક વાર શ્રીમંત મહારાજા સાહેબ અને શ્રીમંત મહારાણી સાહેબ પોતાના કુટુંબ સાથે શેઠની હવેલીએ ભોજન માટે આવતાં હતાં. ઈ. સ. ૧૯૦૮માં શેઠની જ સૂચનાથી શ્રીમંત મહારાજા સાહેબે શાસ્ત્રીજી મગનલાલભાઈને વ્યાખ્યાન આપવા માટે બોલાવ્યા હતા.

રાજમહેલની અગાશીમાં પુષ્ટિમાર્ગ એ વિષય ઉપર શાસ્ત્રીજીએ બે કલાક ભાષણ

શ્રી ટોડરમલ શેઠનાં માતુશ્રી



રુક્મણીબ્હેન ચિમનલાલ સામળ બેચર

## શ્રી ટોડરમલ શેઠની બાલ્યાવસ્થા (ઈ. સ. ૧૯૦૫)



શ્રી ટોડરમલ શેઠ ભગવત્સેવા કરવા જાય છે.

બાલ્યાવસ્થામાં બે ભાઈઓની જોડી (ઈ. સ. ૧૯૦૭)



શ્રી ડાહ્યાભાઈ શેઠ અને શ્રી ટોડરમલ શેઠ

આપ્યું. બધા બહુ ખુશ થઈ ગયા અને મહારાજા સાહેબે શાસ્ત્રીજીને વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ થવા બહુ આગ્રહ કર્યો, પણ શાસ્ત્રીજીએ ના પાડી. બે વર્ષ પછીથી મહારાજા સાહેબે ચિમનલાલ શેઠને શાસ્ત્રીજીને નોકરીમાં દાખલ થવા સમજાવવા કહ્યું હતું, પણ શાસ્ત્રીજીની આવવાની ઇચ્છા ન હતી.

ચિમનલાલ શેઠે વડોદરાના શહેરજીવનમાં અગ્ર ભાગ લીધો હતો અને સારી લોકપ્રિયતા મેળવી હતી. વેપારમાં પણ સારી પ્રગતિ કરી તે ક્ષેત્રમાં તેમણે સારી કીર્તિ મેળવી હતી.

તેઓ વડોદરા રાજ્યની ધારાસભાના સભાસદ હતા. વડોદરા બેંકના ડાયરેક્ટર અને ઑનરરી મેજિસ્ટ્રેટ તરીકે ઘણાં વર્ષો સુધી ચાલુ રહ્યા હતા. તેમને વડોદરા રાજ્યની પ્રજાએ પોતાના અગ્રણી તરીકે માન્યા હતા. તા. ૧૧–૧૧–૧૯૧૬ને દિવસે વડોદરાની સાહિત્યસભાની સ્થાપના થઈ ત્યારે શેઠે સક્રિય ભાગ લીધો હતો. વડોદરા રેસિડેન્સી સાથે તેમનો સંબંધ ઘણો સારો હતો. રેસિડેન્સીના કોશાધ્યક્ષ તરીકે જે નિમણૂક કરવામાં આવેલી હતી તે ટોડરમલ શેઠે રાજીનામું આપ્યું ત્યાંસુધી ચાલુ રહી હતી. તેઓ રોજ મંદિરે દર્શન કરી સયાજી વિહાર ક્લબમાં જતા હતા અને ત્યાં બધા અધિકારીઓ અને નાગરિકો સાથે આનન્દ કરતા હતા. શ્રીમંત સયાજીરાવ મહારાજ તેમને અનેક વાર રાજમહેલમાં સલાહ અને ચર્ચા માટે બોલાવતા હતા. તેમના અંગત સ્નેહીઓમાં રા. બ. રામલાલભાઈ દેસાઈ જે વડોદરા રાજ્યના એક્ટિંગ દીવાન થયા હતા, શ્રી. મોતીલાલ દેસાઈ જે ન્યાયમૂર્તિ અને કાયદાના દીવાન બન્યા હતા, ઘનશ્યામભાઈ વૈદ્ય, રમણનાથ શાસ્ત્રી વગેરે મંડળી હતી. કાંકરોલીના ગો. શ્રીબાલકૃષ્ણજી, શેરગઢવાળા ગો. શ્રીગિરિધરલાલજી અને અમદાવાદવાળા ગો. શ્રીમધુસૂદનલાલજી મહારાજ સાથે શેઠનો સંબંધ બહુ સારો હતો.

ચિમનલાલ શેઠે બે વાર લગ્ન કર્યું હતું. તેમનાં પહેલાં પત્નીનું નામ ચંચળબહેન હતું, જ્યારે બીજાં પત્નીનું નામ રુક્મણીબહેન હતું. રુક્મણીબહેન વિજાપુરના એક સુપ્રસિદ્ધ વૈષ્ણવ કુટુંબમાં જન્મ્યાં હતાં. ભગવત્કથામાં અને ભગવત્સેવામાં તેમને ઘણો રસ હતો. તેમને એકંદરે ત્રણ પુત્રો અને એક પુત્રી એમ ચાર બાળકો હતાં. તેમાંથી એક પુત્ર અને પુત્રી વહેલાં ગુજરી ગયાં. બીજા બે પુત્રો તે ટોડરમલ શેઠ અને ડાહ્યાભાઈ શેઠ. ટોડરમલ શેઠનો જન્મ સંવત્ ૧૯૫૬ ના ચૈત્ર સુદિ ૧૩ ને દિવસે થયો હતો, જ્યારે ડાહ્યાભાઈ શેઠનો જન્મ સંવત્ ૧૯૫૯ ના શ્રાવણ વદિ ૧૩ ના રોજ થયો હતો. સંવત્ ૧૯૮૩ (ઈ. સ. ૧૯૨૭)ના ચૈત્ર વદિ ૫ ના રોજ ચિમનલાલ શેઠ ટૂંકી માંદગી ભોગવી હરિશરણ થયા. તેમનાં ધર્મપત્ની રુક્મણીબહેને શેઠના અવસાન પછી પોતાના બન્ને બાળકોની કાળજી રાખી. તેઓ ૭૩ વર્ષની વયે હરિશરણ થયાં.

ટોડરમલ શેઠ :

ટોડરમલ શેઠ જન્મથી જ ઘણા બુદ્ધિશાળી હતા. ચિમનલાલ શેઠે તેમને શિક્ષણ અને સંસ્કાર આપવાને માટે ઘણી સારી વ્યવસ્થા કરી હતી. વડોદરા હાઈસ્કૂલમાં શ્રી. સ્થેરજી વાડિયા સાહેબ જેવા આદર્શ શિક્ષકની દેખરેખ નીચે અભ્યાસ કરવાનો વિરલ પ્રસંગ મળવાથી ટોડરમલ શેઠ એક આદર્શ વિદ્યાર્થી બન્યા હતા. ચિત્રકલા, સંગીત અને વ્યાયામ એ ત્રણ વિદ્યાઓમાં પણ તે પ્રવીણ હતા. ઈ. સ. ૧૯૧૭ માં મેટ્રિકની પરીક્ષા ઉત્તીર્ણ કરીને વડોદરા કૉલેજમાં દાખલ થયા અને ઇન્ટર સાયન્સ સુધી અભ્યાસ કર્યા પછી પોતાની મિલમાં અનુભવ લઈ એક બાહોશ ઉદ્યોગપતિ બન્યા અને મિલની જવાબદારી ધીમે ધીમે પોતાને માથે લઈ લીધી અને વેપારનો સારો વિકાસ કર્યો. ટોડરમલ શેઠ અને ડાહ્યાભાઈ શેઠ એ બન્નેએ મિલ સારી રીતે ચલાવી અને ઈ. સ. ૧૯૪૫ માં મિલ વેચી બન્ને ભાઇઓ નિવૃત્તિજીવન ગાળવા લાગ્યા.

કમળાબહેન :

ધોળકાના સુપ્રસિદ્ધ નાગરિક શેઠ ઉજમશી લીલાધર વડોદરા રાજ્યમાં એકાઉન્ટન્ટ-જનરલના હોદ્દા ઉપર હતા. તેઓ ચિમનલાલ શેઠની જ્ઞાતિના અને પરમસ્નેહી હતા. સ્નેહને પરિણામે ઉજમશી શેઠે પોતાની કન્યા કમળાવતી દોઢ વર્ષનાં હતાં ત્યારે તેમનો વિવાહ ટોડરમલ શેઠ સાથે કરી દીધો અને આ રીતે એ સંસ્કારી કુટુંબો વિવાહ-ગ્રન્થિથી જોડાયાં. કમળાબહેનનો જન્મ ધોળકામાં સંવત ૧૯૬૨ ના શ્રાવણ વદિ ૧૨ ને દિવસે થયો હતો. તેઓ નાનપણથી જ બહુ સંસ્કારી અને બુદ્ધિશાળી હતાં, અને પહેલેથી જ તેમની પુષ્ટિમાર્ગમાં અસાધારણ આસક્તિ હતી. ઈ. સ. ૧૯૨૦ માં તેમનું ટોડરમલ શેઠ સાથે લગ્ન થયું. તેમનું દાંપત્યજીવન આદર્શરૂપ હતું. વૈષ્ણવોનો ગૃહસ્થાશ્રમ કેવા પ્રકારનો હોવો જોઈએ એ બાબત આ સંસ્કારી અને ભગવદ્ધર્મપરાયણ દંપતીના જીવનમાંથી જાણવાને મળે છે. કમળાબહેનનાં બાનું નામ ડાહીમા અને નાની બહેનનું નામ ચન્દ્રભાગા છે. કમળાબહેનનો ગુજરાતી અભ્યાસ ઘણો સારો છે. સંસ્કૃતનો પણ ભાવ તેઓ સમજી શકે છે. સંપ્રદાયના ઘણા ગ્રન્થો તેમણે વાંચેલા છે અને તેમનું પ્રમેયમાર્ગનું જ્ઞાન આશ્ચર્યજનક છે. તેઓ બહુશ્રુત છે. ટોડરમલ શેઠ અને હું શાસ્ત્રીય ચર્ચા કરીએ તે વખતે કમળાબહેન તેમાં રસપૂર્વક ભાગ લે તેથી વિનોદમાં હું તેમને ‘શાસ્ત્રી’ કહું. પોતાના ગુરુ કાંકરોલીવાળા શ્રી. વ્રજભૂષણલાલજી મહારાજ પ્રતિ તેમનો ભાવ ઘણો છે, અને મહારાજશ્રીનું બધું કુટુંબ તેમના તરફ ઘણું વાત્સલ્ય રાખે છે. શેઠની સાથે તેમણે ઘણી વાર યાત્રાઓ અને મનોરથો કરેલાં છે. તેમની બુદ્ધિ કુશાગ્ર છે અને બધાંએ તેમની સલાહ લેવા જેવું છે. ભગવત્સેવાની પદ્ધતિ તેમને સારી આવડે છે. તેમનું જીવન સાત્ત્વિક છે અને માન ઉપજાવે એવું છે. મારા પ્રતિ તેમનો ઘણો ભાવ છે. મને તેઓ મોટાભાઈ

શ્રી ટોડરમલ શેઠનું કુટુમ્બ (વડોદરાના બંગલાના બગીચા)



(ડાબી બાજુથી ખુરશીમાં) શ્રી ચિમનલાલ શેઠ, શ્રી ટોડરમલ શેઠ, શ્રી જી (શ્રી ટોડરમલ શેઠનાં પિતામહી), શ્રી ડાહ્યાભાઇ શેઠ,
શ્રી રુક્મણીબહેન (શ્રી ટોડરમલ શેઠનાં બા)

## વાગ્દાન સમારંભ, ઈ. સ. ૧૯૦૯



શ્રી કમળાબહેન અને શ્રી ટોડરમલ શેઠ

તરીકે જ માને છે અને કેટલાંય વર્ષોથી બળેવના દિવસે મને રક્ષાબંધન કરી મારું શ્રેયસ ઇચ્છે છે. ઘણી વાર તેમણે આગ્રહપૂર્વક જમાડ્યા છે અને મારી બહેનની ખોટ પૂરી પાડી છે. તેમને લીધે ટોડરમલ શેઠનો ગૃહસ્થાશ્રમ આનન્દજનક બનેલો હતો.

શાસ્ત્રીજી મગનલાલભાઇનાં મોટાં બહેન રુક્ષ્મણીબહેન મારાં કાકી થાય. તેમણે જ મને ઉછેરીને શિક્ષણ અને સંસ્કાર આપેલાં. શાસ્ત્રીજીના સંબંધને લીધે ચિમનલાલ શેઠ મારાં કાકી રુક્ષ્મણીબાને મોટી બહેન તરીકે માનતા હતા અને અમારા કુટુંબ ઉપર બહુ બહુ ભાવ રાખતા હતા. આ કારણથી ટોડરમલ શેઠ અને હું બાલ્યાવસ્થાથી જ સાથે રમતા હતા. કૉલેજમાં પણ સાથે અભ્યાસ કરતા હતા. પરિણામે અમારા બેઉનો સંબંધ મિત્ર તરીકે બહુ ગાઢ બનતો ગયો.

કૉલેજના અને વેપારના શિક્ષણ ઉપરાંત ટોડરમલ શેઠે સંસ્કૃતનો તલસ્પર્શી અભ્યાસ કર્યો, અને પંડિતપંચાનન બદરીનાથ કાશીનાથ શાસ્ત્રીના સમાગમથી ન્યાયશાસ્ત્રનો પણ સારો અભ્યાસ કર્યો. એક વિદ્યાર્થીની માફક તેમણે પરિશ્રમ લઇને સંસ્કૃત કાવ્ય, નાટક, અલંકાર, ધર્મશાસ્ત્ર અને વેદાન્તનો પણ સારો અભ્યાસ કર્યો, અને એક વિદ્વાન તરીકે સ્વાધ્યાયમાં પોતાનું જીવન વ્યતીત કર્યું. उद्यानपत्रिका, मञ्जूषा, सूर्योदय વગેરે સંસ્કૃત પત્રોના તેઓ ગ્રાહક હતા અને નિયમસર વાંચી તેમાંના મહત્ત્વના ભાગનો એક નોટમાં ઉતારો કરી લેતા હતા. મદ્રાસની 'કુપ્પુસ્વામી શાસ્ત્રી રિસર્ચ ઇન્સ્ટિટયૂટ' નામની સુપ્રસિદ્ધ સંશોધન-સંસ્થાના તેઓ આજીવન સભ્ય હતા.

પ્રસંગોપાત્ત તેઓ લેખો પણ લખતા હતા. ઈ. સ. ૧૯૩૩ માં 'આશાનિરાશા' નામની તેમણે લખેલી લઘુકથા 'સાહિત્ય' માસિકના ઑગસ્ટ માસના અંકમાં છપાઈ હતી અને તેની સારી પ્રશંસા થઈ હતી. સાંપ્રદાયિક સાહિત્યનો તેમનો અભ્યાસ વખાણવા જેવો હતો. મારી સાથે પણ તેમણે સુબોધિની, ભાષ્ય વગેરે ગ્રન્થો વાંચ્યા હતા. ખ્યાતિવાદ નામના મારા અંગ્રેજી લેખનું તેમણે ગુજરાતીમાં ભાષાન્તર કરી મને દેખાડયું હતું. (ખ્યાતિવાદ માટે જુઓ પરિશિષ્ટ.) તેમનો કર્મમીમાંસા ઉપરનો લેખ તેમની વિદ્વત્તાની સાક્ષી પૂરે છે. (લેખ માટે જુઓ પરિશિષ્ટ.) જ્યોતિઃષશાસ્ત્રમાં અને આયુર્વેદમાં પણ તેમને ઘણો રસ હતો. તેમનું પુસ્તકાલય એક પંડિતને શોભાવે એવું છે. અને વધારે આશ્ચર્યની વાત તો એ કે રાજા ભોજની માફક તેઓ હંમેશાં વિદ્વાનોનો સત્કાર કરતા હતા. અને કેટલાકને તો પોતાને ત્યાં રાખી આકર ગ્રન્થોનું શ્રવણ કરતા હતા. મથુરાના સાંપ્રદાયિક પંડિત અને ભારતમાર્તંડ પંડિત ગટ્ટુલાલજીના શિષ્ય લાડીલેશજીને સકુટુંબ પોતાને ત્યાં ત્રણ માસ રાખી તેમની પાસે શ્રીસુબોધિનીજીનું શ્રવણ કર્યું અને સંપ્રદાયની કેટલીક રહસ્યવિદ્યાઓ પણ તેમની પાસેથી જાણી લીધી. મહામહોપાધ્યાય ચિન્નસ્વામી શાસ્ત્રી જેવા વિરલ પંડિતોનો તેમણે ઘણી વાર સત્કાર કર્યો હતો. અનેક વાર

તેમણે પોતાની હવેલીમાં વિદ્વાનોની સભા બોલાવી યોગ્ય સત્કાર કરેલો. ટોડરમલ્લ શેઠે અને કમળાબહેને આ પ્રમાણે વિદ્વાનોની ઘણી પરિચર્યા કરી ગૃહસ્થાશ્રમને આદર્શરૂપ બનાવ્યો છે.

ટોડરમલ શેઠ એકલી નામસેવામાં જ નહિ પણ રૂપસેવામાં પણ ઘણો રસ લેતા હતા. પોતાની હવેલીમાં આવેલા પોતાના મંદિરમાં શ્રીદ્વારકાધીશજીની અપૂર્વ ભાવથી તેઓ અને કમળાબહેન સેવા કરતાં હતાં. સંપ્રદાયની પ્રણાલિકા પ્રમાણે સવારસાંજ ભગવાનની સેવા કરી આ દંપતી આધિદૈવિક સુખનો અનુભવ કરતાં હતાં. બદરીનાથ શાસ્ત્રી પાસે વિદ્વન્મંડનનું પ્રવચન કરાવી તેઓ બીજાઓને પણ સાંપ્રદાયિક જ્ઞાનનો લાભ આપતાં હતાં. અનેક વાર બદરીનાથ શાસ્ત્રી પાસે શ્રીમદ્ભાગવતની સપ્તાહ કરાવી પોતે ભગવદ્રસનું પાન કરી અન્યને પણ અપૂર્વ લાભ આપતાં હતાં. વસ્તુતઃ તેમની હવેલી એક ભગવદ્ધામરૂપ બની ગઈ હતી.

ટોડરમલ શેઠને સાંપ્રદાયિક સાહિત્ય છપાવવાની ઘણી તીવ્ર ઇચ્છા હતી. તેમણે જન્મપ્રકરણ સુબોધિનીનું ગુજરાતી ભાષાન્તર, દ્વિતીય સ્કંધ સુબોધિનીનું ગુજરાતી ભાષાન્તર વગેરે મહત્ત્વના ગ્રન્થો છપાવી અને અન્ય ગ્રન્થો છાપવામાં મદદ કરી સંપ્રદાયની સારી સેવા કરેલી છે. પત્રાવલંબન, તેના ઉપરનું સર્વ સંસ્કૃત સાહિત્ય અને તેનું ગુજરાતી ભાષાંતર છપાવવાની તેમની તીવ્ર ઇચ્છા હતી. અણુભાષ્યનું ગુજરાતી અને અંગ્રેજી ભાષાંતર તૈયાર કરવા તેમણે મને ઘણી વાર કહેલું હતું. તેઓ કાંકરોલીના ઘરના સેવક હતા. શ્રીબાલકૃષ્ણલાલજી પાસેથી તેમણે બ્રહ્મસંબંધ લીધું હતું. ગુરુચરણ અને કાંકરોલીની ગાદી પ્રતિ તેમનો ભાવ અપૂર્વ હતો. તૃતીયગૃહાધિપતિ ગોસ્વામીશ્રી ૧૦૮ શ્રીવ્રજભૂષણલાલજી મહારાજ પ્રતિ શેઠનો આદરભાવ અસાધારણ હતો અને પરમપૂજ્ય મહારાજશ્રીની પણ શેઠ અને કમળાબહેન ઉપર અસીમ કૃપા હતી. કમળાબહેને શ્રીવ્રજભૂષણલાલજી પાસે બ્રહ્મસંબંધ લીધું હતું એટલે દંપતી એક જ ઘરનાં સેવક હતાં. ટોડરમલ શેઠનો ગુરુ પ્રતિ જે શુદ્ધ ભાવ હતો તેવો ભાવ મેં બીજે ઠેકાણે જોયો નથી.

સંપ્રદાયની પ્રગતિ કેવી રીતે થાય એ બાબત ટોડરમલ શેઠ મારી સાથે ઘણી વાર ચર્ચતા હતા. આખરે અમારો નિર્ણય થયો કે સાંપ્રદાયિક સાહિત્યના જ્ઞાન અને પ્રચાર વિના પુષ્ટિમાર્ગનું ઉત્તમોત્તમ રહસ્ય જગત સમજી શકશે નહિ. તેથી તેઓ સંપ્રદાયની બધી સાહિત્યપ્રવૃત્તિમાં બહુ રસ લેતા હતા. ઈ. સ. ૧૯૪૧ ના નવેંબરમાં સુરતમાં ગોસ્વામીશ્રી ૧૦૮ શ્રીવ્રજરત્નલાલજી મહારાજની પ્રેરણાથી શ્રીગોકુલેશ–જયન્તીનો એક સપ્તાહનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. તા. ૨૨–૧૧–૧૯૪૧ ના રોજ ટોડરમલ શેઠે ગુજરાતી વિભાગના પ્રમુખ તરીકે બહુ પ્રેરણાદાયક ભાષણ આપ્યું હતું. (ભાષણ માટે જુઓ પરિશિષ્ટ). શ્રીવ્રજરત્નલાલજી મહારાજ અને મુંબઈવાળા શ્રીકૃષ્ણજીવનજી મહારાજના

# લગ્ન સમયે



શેઠ શ્રી ટોડરમલ દંપતી લગ્ન સમયે

શેઠના ઉપર ઘણી કૃપા હતી. કાંકરોલીવાળા શ્રીવ્રજભૂષણલાલજી મહારાજે અને તેમના શાસ્ત્રી પોત. કંઠમણિજીએ શુદ્ધાદ્વૈત એકેડેમીની યોજના તૈયાર કરી અને ટોડરમલ શેઠે તે તરત જ સ્વીકારી. તા. ૫–૧૦–૧૯૪૩ ના રોજ સાંજે પાંચ વાગ્યે ટોડરમલ શેઠની હવેલીના ભવ્ય દીવાનખાનામાં શુદ્ધાદ્વૈત એકેડેમીની સભા ભરવામાં આવી હતી. ટોડરમલ શેઠે સ્વાગત પ્રમુખ તરીકે બહુ સરસ ભાષણ કર્યું હતું. (ભાષણ માટે જુઓ પરિશિષ્ટ.) તેમના ભાષણ પછી મેં 'શુદ્ધાદ્વૈત સંપ્રદાય સિદ્ધાન્ત' તથા 'શુદ્ધાદ્વૈત એકેડેમી' એ વિષય ઉપર પ્રવચન કર્યું હતું. ત્યાર પછી ગો. શ્રીવ્રજભૂષણલાલજી મહારાજનું વ્યાખ્યાન થયું હતું. બધા શ્રોતાજનોને ઘણો આનંદ મળ્યો હતો અને બધું વાતાવરણ ઉત્સાહમય બન્યું હતું. સાંપ્રદાયિક પાઠશાળાઓના વાર્ષિક સમારંભોમાં ટોડરમલ શેઠને અનેક વાર પ્રમુખ તરીકે જવું પડતું હતું. ઉમરેઠની પુષ્ટિમાર્ગીય પાઠશાળાના ઈનામ સમારંભમાં શેઠે આપેલું વ્યાખ્યાન બહુ રસમય હતું.

ટોડરમલ શેઠને અને કમળાબહેનને ગુજરાતી સાહિત્યમાં ઘણો સારો રસ હતો. બન્ને જણ વડોદરાની પ્રેમાનન્દ સાહિત્ય સભાનાં આજીવન સભ્ય બન્યાં હતાં અને કાર્યક્રમોમાં ઘણા ઉત્સાહથી ભાગ લેતાં હતાં. તા. ૧૧–૬–૧૯૪૫ ના રોજ ડભોઈની શ્રીદયારામ સાહિત્ય સભાના ચતુર્થ વાર્ષિક સંમેલનના ટોડરમલ શેઠ પ્રમુખ હતા. તેમનું વ્યાખ્યાન બહુ વિદ્વત્તાપૂર્ણ હતું. (વ્યાખ્યાન માટે જુઓ પરિશિષ્ટ). તા. ૨–૨–૧૯૪૭ ના રોજ શ્રીદ્વારકાધીશ વિશ્વવિદ્યાપીઠની ન્યાયમંદિરમાં ભરાયેલી સભામાં સ્વાગતાધ્યક્ષ તરીકે ટોડરમલ શેઠે બહુ સરસ ભાષણ આપ્યું હતું. ઈ. સ. ૧૯૪૯ માં, સંવત્ ૨૦૦૫ ના માઘ શુકલ પંચમીએ પંડિતપંચાનન બદરીનાથ શાસ્ત્રીના ભાણેજ ચિ. પ્રદ્યુમ્નના યજ્ઞોપવીત પ્રસંગે શાસ્ત્રીજી અને શેઠના સત્પ્રયત્નથી સંસ્કૃત વિદ્વત્સભાની સ્થાપના થઈ, અને શેઠ કોષાધ્યક્ષ તરીકે નિમાયા. ન્યૂ ઈરા હાઈસ્કૂલમાં ૬–૫–૧૯૫૦ ના રોજ સુરતવાળા ચિ. ગો. શ્રી. ગોવિન્દરાયજી બાવાસાહેબના પ્રમુખપદે સંસ્કૃત વિદ્વત્સભાનું પ્રથમ વાર્ષિક અધિવેશન થયું. તે પ્રસંગે સ્વાગતસમિતિના અધ્યક્ષ તરીકે ટોડરમલ શેઠે સંસ્કૃતમાં વ્યાખ્યાન આપ્યું હતું અને શ્રોતાઓને મુગ્ધ કર્યા હતા. (વ્યાખ્યાન માટે જુઓ પરિશિષ્ટ.) તેમના પ્રયાસથી સંસ્કૃત વિદ્વત્સભાએ આજ સુધીમાં સારી પ્રગતિ કરેલી છે. હૃષીકેશવાળા પૂજ્ય સ્વામીશ્રી શિવાનન્દજી જ્યારે ૩૧–૧૦–૫૦ માં વડોદરે પધાર્યા ત્યારે તેમના સત્કાર સમારંભમાં ટોડરમલ શેઠે બહુ સક્રિય ભાગ લીધો હતો અને ન્યાય-મંદિરની સભામાં સરસ ભાષણ કર્યું હતું. પૂજ્ય સ્વામીશ્રી કરપાત્રીજી મહારાજે સ્થાપેલી અખિલ ભારતીય રામરાજ્યની પરિષદનાં વડોદરાની શાખાના ટોડરમલ શેઠ પ્રમુખ હતા. તેમણે તા. ૨૧–૯–૫૧ ના રોજ જ્યુબિલી બાગમાં ભરાયેલી રામરાજ્ય પરિષદની સભામાં પ્રેરક ભાષણ કર્યું હતું અને મહાત્મા ગાંધીજીએ કરેલા રામરાજ્યના આદર્શનો સત્કાર

કરવા પૂજ્ય સ્વામીશ્રી કરપાત્રીજીએ ઉપાડેલી પ્રવૃત્તિને ટેકો આપવા સર્વને વિનંતિ કરી હતી.

તા. ૨૦-૧૨-૧૯૩૩ માં વાઘોડિયા મહાલ પ્રથમ પુસ્તકાલય પરિષદના પ્રમુખ તરીકે ટોડરમલ શેઠે માર્ગદર્શક ભાષણ આપ્યું હતું. ( ભાષણ માટે જુઓ પરિશિષ્ટ. ) તા. ૧-૬-૩૬ ના રોજ ધોળકામાં શ્રી લીલાધર લાઇબ્રેરીના હિતાર્થે એક નાટચપ્રયોગ યોજવામાં આવેલો હતો. તે પ્રસંગે ટોડરમલ શેઠની પ્રમુખ તરીકે વરણી થઈ હતી. તેમણે તે વખતે વિદ્વત્તાપૂર્ણ ભાષણ આપ્યું હતું. ( ભાષણ માટે જુઓ પરિશિષ્ટ. ) વડોદરા બેંકમાં તથા લેન્ડ મોર્ગેજ બેંકમાં તેઓ ડિરેકટર તરીકે નિમાયા હતા. વડોદરા પ્રાંત પંચાયતના તેઓ સભ્ય હતા અને વડોદરા રાજ્ય ધારાસભામાં શ્રીમંત સરકાર તરફથી સભ્ય તરીકે તેઓ નિમાયા હતા. વળી તેઓ વડોદરા રાજ્યની સેન્ટ્રલ કોમ્યુનિકેશન બોર્ડના પણ સભ્ય હતા. અને અમદાવાદ તથા વડોદરાની પોરવાડ જ્ઞાતિના તેઓ શેઠ હતા. સુરતની શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા તરફથી જે સાંપ્રદાયિક પરીક્ષાઓ દર વર્ષે લેવામાં આવે છે તેમાં ચતુર્થ વર્ષની પરીક્ષામાં ટોડરમલ શેઠને પરીક્ષક તરીકે નીમવામાં આવ્યા હતા. અમદાવાદની શુદ્ધાદ્વૈત સંસદના શેઠ આજીવન સભ્ય હતા અને કેટલાક સમય સુધી તેના ઉપપ્રમુખ તરીકે ચૂંટાઈ આવ્યા હતા.

આ ઉપરાંત સામાજિક ક્ષેત્રમાં પણ ટોડરમલ શેઠ સારો રસ લેતા હતા. શ્રી સમસ્ત વૈષ્ણવ દશા પોરવાડ વણિક પરિષદ મુંબઈમાં સર કાવસજી જહાંગીર હૉલમાં તા. ૨૪-૧૨-૩૪ ના રોજ ભરાઈ હતી. તે પ્રસંગે ટોડરમલ શેઠ પુરુષ વિભાગના પ્રમુખ હતા અને કમળાબહેન સ્ત્રીવિભાગનાં પ્રમુખ હતાં. તે બન્ને પ્રમુખસ્થાનેથી જે ભાષણો આપ્યાં તેથી સર્વ જ્ઞાતિજનોને ઘણો આનન્દ થયો હતો. ( ભાષણો માટે જુઓ પરિશિષ્ટ. ) આગલે દિવસે એટલે તા. ૨૩-૧૨-૩૪ ના રોજ ટોડરમલ શેઠે મુંબઈમાં મોરારબાગમાં જ્ઞાતિના પ્રદર્શનનું ઉદ્ઘાટન કર્યું હતું. તા. ૭-૧૧-૩૫ ના રોજ કાલોલ પોરવાડ યુનિયન કલબના પાંચમા સંમેલન પ્રસંગે ટોડરમલ શેઠ પ્રમુખસ્થાને હતા. તેમના ભાષણથી જ્ઞાતિજનોને ઘણી પ્રેરણા મળી હતી. ( ભાષણ માટે જુઓ પરિશિષ્ટ. ) તા. ૯-૬-૧૯૪૫ ના વડોદરાની ઘડિયાળી પોળના સાર્વજનિક વ્યાયામમંદિરના વાર્ષિક ઉત્સવ પ્રસંગે ટોડરમલ શેઠ પ્રમુખ હતા. તે વખતે તેમણે બહુ પ્રેરણાદાયક ભાષણ આપ્યું હતું. ( ભાષણ માટે જુઓ પરિશિષ્ટ ).

ટોડરમલ શેઠના કુટુંબનો ગાયકવાડ સરકાર સાથે જે ઘણો સંબંધ હતો તે સંબંધને લીધે શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડના ૭૦ મા વાઢ દિવસે ઈ. સ. ૧૯૩૨ માં ટોડરમલ શેઠને 'રાજમિત્ર' નું મોતીથી જડેલું સુવર્ણનું પદક દરબારમાં આપવામાં આવેલું હતું. આ પદક મેળવનાર ટોડરમલ શેઠ પહેલા હતા. આ બહુમાન મળવાને



શ્રીમતી કમળાબહેન (માસ ૬)
માતુશ્રી ડાહીબાના ખોળામાં રમે છે.

## શ્રી દશા પોરવાડ કોન્ફરન્સ (સ્ત્રી વિભાગ), મુંબઈ



ગં. સ્વ. મંગળાબ્હેન પેમાસ્તર — સૌ. બચીબ્હેન હિંમતલાલ — સૌ. કમળાબ્હેન ટોડરમલ — સૌ. સોનાબ્હેન દ્વારકાદાસ — મિસિસ ડાહ્યાભાઈ ચિમનલાલ — ગં. સ્વ. ધનસુખબ્હેન ડોક્ટર

ણે તા. ૯–૩–૩૩ ના રોજ વડોદરાના મિલ ઑનર્સ એસોશિયેશને શ્રીમંત મહારાજા
હેબના પ્રસુખમદે ટોડરમલ શેઠને માનપત્ર આપ્યું હતું. તેનો જવાબ શેઠે બહુ યોગ્ય
તે આપ્યો હતો. ( જુઓ પરિશિષ્ટ ).

વડોદરાના જ્ઞાતિબંધુઓએ, શ્રી સયાજી મિલ્સના અમલદારોએ અને સ્ટાફે, અને
મિલના કામદારોએ જુદા જુદા સમારંભો યોજીને ટોડરમલ શેઠને અભિનંદન આપ્યાં
તાં, તેમાં સર્વનો ટોડરમલ શેઠ પ્રતિ અપૂર્વ આદરભાવ અને સ્નેહભાવ સ્પષ્ટ રીતે
ણાઈ આવતો હતો.

ટોડરમલ શેઠ અને તેમના કુટુંબ પ્રતિ શ્રીમંત સયાજીરાવ મહારાજ અને શ્રીમંત
મહારાણી સાહેબની અપૂર્વ મમતા હતી, તેથી ઘણી વાર તેમને ત્યાં ભોજન માટે પધારતા
હતા. કેટલીક વાર દીવાન સાહેબ વી. ટી. કૃષ્ણમાચારી પણ ભોજન પ્રસંગે હાજર રહેતા.
આ પ્રમાણે રાજદરબાર સાથે ટોડરમલ શેઠનો સંબંધ વધુ ગાઢ હતો.

ઈ. સ. ૧૯૪૫ માં મિલ વેચ્યા પછી ટોડરમલ શેઠ અને ડાહ્યાભાઈ શેઠ શ્રી
મોતીલાલ છોટાલાલ દેસાઈના સત્પ્રયાસથી રાજીખુશીથી વડીલોપાર્જિત તમામ મિલકતની
વહેંચણી કરી રજિસ્ટર્ડ દસ્તાવેજો કરી છૂટા પડ્યા અને સ્વતંત્ર રીતે પોતાના ભાગની
મિલકતનો ઉપભોગ કરવા લાગ્યા. શેઠ અને કમળાબહેને અનેક વાર યાત્રાઓ કરી ભગવ-
દાનન્દ લીધો અને પોતાના જીવનને કૃતાર્થ બનાવ્યું. સર્વોત્તમસ્તોત્રનો પાઠ હોય કે
અષ્ટોત્તર સહસ્ર ભાગવતની સપ્તાહ હોય, મનોરથો હોય કે મંગલ પ્રસંગો હોય—આ
બધા સમયે ટોડરમલ શેઠ અને કમળાબહેન, વસિષ્ઠ અને અરુન્ધતીની માફક, હાજર
હોય જ. વ્રજની અંદર પણ સમય ગાળીને આ સંસ્કારી દંપતીએ અનેક વાર ભગવદ્રસનું
પાન કરેલું હતું. શેઠને પ્રજા ન હતી છતાં પણ તેમના મનમાં કોઈ દિવસ એ
બાબતની ચિન્તા ન હતી, તેમ બીજી વાર લગ્ન કરવાનો સ્વપ્ને પણ વિચાર આવતો
ન હતો. આ હતું તેમનું એકપત્નીવ્રત. આ દંપતીનું જીવન રામ અને સીતાનું
સ્મરણ કરાવતું હતું.

શેઠનું હૃદય બહુ દયાળુ હતું. તેમણે અનેક સંસ્થાઓને ઉદારતાથી મદદ આપેલી
છે. વડોદરાની સાયન્સ કૉલેજમાં ૧૦ હજાર, મિલમાં મજૂરો માટે ચાલી બાંધવા
૨૫ હજાર, રેલસંકટ વખતે ૧૦ હજાર, બિહાર ધરતીકંપમાં ૧૧ સો આપેલા હતા.
પોતાની સાળીના પુત્ર ચિ. રાજેન્દ્રને અંગ્રેજી પહેલા ધોરણથી પોતાની પાસે રાખતા
હતા. તેમણે તેને ઇન્ટર સુધી ભણાવ્યો અને પુત્રની માફક સંસ્કાર આપ્યા. શેઠના
અવસાન પછી પણ કમળાબહેને પંડિત નહેરુના ધરતીકંપ ફંડમાં ૧ હજાર રૂપિયા દાન
તરીકે આપી પોતાના કુટુંબની પરંપરા પાળી હતી.

શેઠનો સ્વભાવ બહુ વિનોદી હતો. એક મહાશિવરાત્રિને દિવસે અમે બધા મહાદેવ દર્શન કરીને હવેલીએ આવ્યા. શેઠના મંદિરના મુખ્યાજીએ સારી કડક ભાંગ બનાવી હતી. ધીમે રહીને મુખ્યાજીએ શેઠને નિવેદન કર્યું કે ભાંગ તદ્દન સાત્ત્વિક છે, તેમાં બીજું કશું નાખ્યું નથી તેથી તેનું પાન કરવાથી કોઈ પણ પ્રકારનું નુકસાન નહિ થાય. મેં તો જીવનમાં કોઈ દિવસ કોઈ પણ પ્રકારનો માદક પદાર્થ લીધેલો નહિ એટલે મેં તો ભાંગ પીવાની ના પાડી. શેઠે પણ ના પાડી. મુખ્યાજી એવો ઉસ્તાદ કે તેણે સોગન ખાઈને કહ્યું કે ભાંગ તદ્દન સાદી છે. બહુ આગ્રહથી શેઠે અને મેં ભાંગ પીધી. કમળાબહેન અમારા કરતાં વધારે હોશિયાર એટલે એ તો ભાંગને અડયાં જ નહિ. અમે ભાંગ પીધી અને થોડી જ વારમાં મને અસર થઈ અને હસવાનું અને બોલવાનું શરૂ થઈ ગયું. શેઠને જરા ઓછી અસર થઈ, છતાં તે પણ હસવા અને બોલવા લાગ્યા. અમે એકબીજા તરફ જોઈને એટલું હસતા કે હાજર રહેલી મંડળી અમારો ખેલ જોઈને આનંદ પામતી. શેઠ તો જરા કાબૂમાં રહ્યા, પણ મારી કમાન છટકી. તે જોઈ શેઠને પણ મજા પડી. તેમણે પોતાના ભાણેજ ચિ. રાજેન્દ્ર સાથે મોટરમાં મને ઘેર મોકલ્યો. ચિ. રાજેન્દ્રે અમારો ઇતિહાસ ઘરમાં કહ્યો. ઘરનાં બધાં માણસો મારા અખંડ હસવાથી આનંદ પામવા લાગ્યાં. જ્યારે જ્યારે આ અનુભવનું શેઠને અને મને સ્મરણ થતું ત્યારે પણ અમને ઘણો આનંદ મળતો હતો. શેઠના વિનોદી સ્વભાવથી હું પણ કોઈક વખત તેમની સાથે પાનમાં તમાકુ ખાતો. તમાકુ એવી સુગંધિવાળી હોય કે બદરીનાથ શાસ્ત્રી જેવા અમારા અંતરંગ મિત્રને સૂંઘવાનું મન થઈ જાય!

ઈ. સ. ૧૯૫૩ માં કાંકરોલીમાં મહારાજશ્રીને ત્યાં વિવાહ અને યજ્ઞોપવીતના મંગલ પ્રસંગે ટોડરમલ શેઠ અને કમળાબહેન ગયાં હતાં ત્યાંથી અમદાવાદ આવ્યા પછી શેઠની તબિયત બગડતી ગઈ તોપણ અધિક માસમાં વ્રતાદિ પાળી ભાગવતનું પારાયણ કરી ગયા. શેઠના આચાર વિચાર શુદ્ધ બ્રાહ્મણ વૈષ્ણવ પંડિત જેવા હતા. તેમને અમે ઘણી વાર કહેતા કે પૂર્વજન્મમાં તમે બ્રાહ્મણ હોવા જોઈએ. યોગભ્રષ્ટ પુરુષની માફક તેમનો આ જન્મ પવિત્ર શ્રીમંત કુટુંબમાં થયો હતો.

તા. ૨૯–૬–૫૩ ના રોજ તેમનો પ્રેમાળ પત્ર આવ્યો એટલે હું તેમની પ્રકૃતિ જોવા અમદાવાદ ગયો. સાંજે અમે બે મોટરમાં ફરવા ગયા અને કાંકરિયા તળાવ ઉપર બેઠા. તે વખતે પ્રભુ બોલાવતા હોય તેમ જગત પ્રતિ વિરક્તિ થઈ ગઈ છે એમ તેમણે મને કહ્યું. શ્રીમહાપ્રભુજીના અણુભાષ્યનું અધ્યયન યુનિવર્સિટીમાં ચાલુ રહે તેટલા માટે તેમણે ૧૦ હજાર રૂપિયાની રકમ વડોદરાની મહારાજા સયાજી યુનિવર્સિટીને આપવાની ઇચ્છા વ્યકત કરી. તે વિશે લખાણ કરી તેમણે વડોદરા યુનિવર્સિટીને ૧૦ હજારનો ચેક મોકલી આપ્યો. એમ્. એ. ની પરીક્ષામાં શ્રીવલ્લભાચાર્યના અણુભાષ્યમાં જેને વધારે ગુણાંક મળે તેને 'શેઠ ટોડરમલ ચિમનલાલ શામળ બેચર વલ્લભ વેદાન્ત પ્રાઈઝ' એ

પ્રમાણે ૧૦ હજારના વ્યાજમાંથી દર વર્ષે ઈનામ આપવું એ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી. આજ સુધીમાં વિદ્યાર્થીઓને આ ઈનામનો લાભ મળતો રહ્યો છે. ટોડરમલ શેઠની આ સાંપ્રદાયિક સેવા ચિરસ્મરણીય રહેશે અને બીજા શ્રીમંત વૈષ્ણવોને માર્ગદર્શન આપશે. પ્રભુકૃપાથી ટોડરમલ શેઠને હાથે છેલ્લી અવસ્થામાં આ એક મહાન કાર્ય થઈ ગયું.

તા. ૫-૭-૫૩ ના રોજ રાતના પોણા નવની ગાડીમાં ટોડરમલ શેઠ અને કમળા-બહેન અમદાવાદથી વડોદરે આવ્યાં. શેઠની પ્રકૃતિ શિથિલ હતી. અમદાવાદના ડૉ. શાહે ફોટો લઈને કહ્યું હતું કે તમને કેન્સર થયેલું છે, માટે હમણાં જ પરેલની તાતા હૉસ્પિટલમાં તમે જાઓ. આ વાતમાં અમને બધાંને શ્રદ્ધા ન ચોંટી. વડોદરે આવી ડૉ. હીરાલાલ શાહની અને પછીથી રામનારાયણ વૈદ્યની દવા શરૂ કરી. શેઠની પ્રકૃતિ ધીમે ધીમે બગડતી ગઈ. મુંબઈથી ડૉ. કોહિયારને પણ બોલાવવામાં આવ્યા. હું રોજ શેઠ પાસે બે કલાક બેસતો હતો, અને તેમને પ્રોત્સાહન આપતો હતો. એક વહેલી સવારે તેમણે મને બોલાવ્યો અને કહ્યું કે આમની-કમળા બહેનની-તમે અને કીકીબહેન કાળજી રાખજો. અમે રડી પડ્યા. થોડી વાર પછી અમે સાથે ચા પીધી અને હું ઘેર ગયો.

તા. ૨૧-૯-૫૩ ના રોજ કમળાબહેનને બધી મિલકતની માલિકી સોંપતું એક વીલ ટોડરમલ શેઠે કર્યું. એમની તબિયત લથડતી ગઈ. તેઓ રોજ મોઢેથી ભાગવત, ષોડશગ્રન્થ વગેરેના પાઠ કરતા હતા અને શ્રીમહાપ્રભુજીનું ધ્યાન ધરતા હતા. ધ્યાન ધરતાં ધરતાં દશેરા-વિજયાદશમીને દિવસે તા. ૧૭-૧૦-૫૩ અને શનિવારના રોજ બપોરના બે વાગ્યે તેઓ હરિશરણ થયા. આ વખતે બદરીનાથ શાસ્ત્રી અને હું હાજર હતા. ઠેઠ સુધી શેઠે શ્રીમહાપ્રભુજીનું જ સ્મરણ કરી નિત્યલીલામાં પ્રવેશ કર્યો. કમળા-બહેનના દુઃખનો પાર ન હતો. અમારા જેવા સ્નેહીજનોને વજ્રના જેવો આઘાત થયો. બધાં શોકસાગરમાં ડૂબી ગયાં અને શૂન્ય બની ગયાં. સ્વપ્ને પણ નહિ ધારેલું કે ટોડરમલ શેઠ આટલા બધા વહેલા હરિશરણ પામશે. બદરીનાથભાઈ અને હું બહુ રડી પડ્યા. અમારો એક બાલમિત્ર ચાલ્યો ગયો, વિદ્વાનોનો આશ્રય તૂટી પડ્યો, પુષ્ટિ-માર્ગનો સ્તંભ ભાગી ગયો, સંસ્કારી જગતનો આત્મા ચાલ્યો ગયો !

શેઠની સ્મશાનયાત્રામાં ઘણા નાગરિકો અને સ્નેહીજનો હાજર હતા. બીજે જ દિવસથી અનેક સંસ્થાઓએ શોકદર્શક સભાઓ ભરવા માંડી. બહારગામથી ગોસ્વામી બાળકોના, શેઠિયાઓના, પંડિતોના, સ્નેહીજનોના અને જ્ઞાતિજનોના શોકદર્શક સંદેશાઓ આવવા લાગ્યા. ભગવદ્ધર્મપરાયણ કમળાબહેને શેઠના સ્મરણમાં યાત્રા કરી પુણ્યમાં સારી રકમ વાપરી, નિધિનાં સ્વરૂપોને અને બીજાં કેટલાંક સ્વરૂપોને સોનાના બંગલી

અને ચાંદીની ઝારીઓ ભેટ ધરી. આમાં લગભગ ૨૦ હજાર રૂપિયા ખર્ચ્યા. ડાકોરમાં શ્રી રણછોડરાયજીને જરીના વાગા ધરાવી એક હજાર બ્રાહ્મણોને જમાડયા. કાંકરોલીમાં હાઈસ્કૂલ બાંધવા માટે ૧૫ હજાર જેવી ઉદાર સખાવત તેમણે કરી. બીજી નાની મોટી સંસ્થાઓને પણ તેમણે મદદ કરી અને વડોદરામાં "શ્રીવલ્લભાચાર્ય હૉલ" બાંધવાની ઇચ્છા પણ પ્રદર્શિત કરી. સાંપ્રદાયિક સાહિત્યને પણ તેમણે મદદ કરી છે. ગં. સ્વ. મહાલક્ષ્મી કાકી (સ્વ. રામલાલભાઈ દેસાઈનાં ધર્મપત્ની) એક માતાની માફક જેમ ટોડરમલ શેઠની કાળજી રાખતાં હતાં તેમ કમળાબહેનની પણ કાળજી રાખે છે, અને તેનાથી કમળાબહેનને ઘણું આશ્વાસન મળે છે. આ સંસ્કારી પરમ ભગવદીય બહેન દીર્ઘ આયુષ અને સંપૂર્ણ આરોગ્ય ભોગવે અને ભગવન્મય જીવન ગાળી સંપ્રદાયની સેવા કરે એ જ પ્રભુ પ્રતિ પ્રાર્થના છે.





શેઠ ઉજમશી લીલાધર
(શ્રી કમળાબહેનના પિતાજી)

અને ચાંદીની ઝારીઓ ભેટ ધરી. આમાં લગભગ ૨૦ હજાર રૂપિયા ખર્ચ્યા. ડાકોરમાં શ્રી રણછોડરાયજીને જરીના વાગા ધરાવી એક હજાર બ્રાહ્મણોને જમાડયા. કાંકરોલીમાં હાઈસ્કૂલ બાંધવા માટે ૧૫ હજાર જેવી ઉદાર સખાવત તેમણે કરી. બીજી નાની મોટી સંસ્થાઓને પણ તેમણે મદદ કરી અને વડોદરામાં "શ્રીવલ્લભાચાર્ય હૉલ" બાંધવાની ઇચ્છા પણ પ્રદર્શિત કરી. સાંપ્રદાયિક સાહિત્યને પણ તેમણે મદદ કરી છે. ગં. સ્વ. મહાલક્ષ્મી કાકી (સ્વ. રામલાલભાઈ દેસાઇનાં ધર્મપત્ની) એક માતાની માફક જેમ ટોડરમલ શેઠની કાળજી રાખતાં હતાં તેમ કમળાબહેનની પણ કાળજી રાખે છે, અને તેનાથી કમળાબહેનને ઘણું આશ્વાસન મળે છે. આ સંસ્કારી પરમ ભગવદીય બહેન દીર્ઘ આયુષ અને સંપૂર્ણ આરોગ્ય ભોગવે અને ભગવન્મય જીવન ગાળી સંપ્રદાયની સેવા કરે એ જ પ્રભુ પ્રતિ પ્રાર્થના છે.





શેઠ ઉજમશી લીલાધર
(શ્રી કમળાબહેનના પિતાજી)

# શ્રી. ટોડરમલ શેઠનું ભગવદીય જીવન

લેખક—શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ, બી. એ., એલએલ. બી., એડવોકેટ,. મુંબઈ

ભગવદીય ભાઈ ટોડરમલને જેમણે જોયા હશે તેમને તેમના મુખ ઉપરથી જ સૌમ્ય મૂર્તિનાં દર્શન થયાં હશે. તેમનામાં સૌજન્ય સહજ હતું. મુખ ઉપર ભગવત્તેજ હતું. પહેરવેશે સાદા અને ઘણા જ સરલ હૃદયના હતા.

તેઓ અમારી જ્ઞાતિના, એટલે દશા પોરવાડ જ્ઞાતિના હતા. મારા પિતાશ્રી ઘણાં વર્ષો પહેલાં અમદાવાદમાં પંચભાઈની પોળમાં જ્યારે રહેતા હતા ત્યારે તે પોળમાં શેઠ શામળ બહેચરની હવેલી હતી. ત્યારે તેઓ મને કહેતા હતા કે શામળ બહેચર શેઠ આપણા દૂરના સગા છે. શી સગાઈ થતી હતી તે તો તેમને ખબર; અત્યારે તો મને કે કોઇને ખબર નથી.

તેમના પિતાશ્રી પરમભગવદીય શેઠ ચિમનલાલભાઈને ગોલોકવાસી પૂજ્ય શાસ્ત્રીજી મગનલાલભાઈની સાથે મુંબઈમાં શેઠ મૂળજી જેઠાના વિઠ્ઠલવાડીના ઘેર જોયા હતા. તેઓ-શ્રીની આકૃતિ ભવ્ય, સામાને જોતાં જ માન ઉત્પન્ન કરે એવી હતી.

શેઠ ટોડરમલ સમસ્ત ભારત મંડળના દશાપોરવાડ વૈષ્ણવોની પરિષદ મુંબઈમાં ભરાઈ ત્યારે તેમાં મધ્યસ્થી તરીકે તેમની વરણી થઈ હતી. મને તેમનો સમાગમ મળ્યો હતો. મને ત્યાર પછી ભગવદીય ચિ. ભાઈ ગોવિંદલાલ ભટ્ટના પરિચયથી તેમનો વિશેષ પરિચય થયો. તેઓ બે ત્રણ વખત મુંબઈમાં મારે ત્યાં પણ આવી ગયા હતા, અને હું પણ તેમને ત્યાં સપત્ની ભાઈ ગોવિંદલાલ સાથે ગયો હતો. જેમ જેમ પરિચય થયો તેમ તેમ તેમની તરફ મારો ભાવ તથા આદર વિશેષ થતો ગયો. તેમનામાં હરિગુણ—વૈષ્ણવપરાયણતા તથા સાંપ્રદાયિક વિદ્વાનો તરફ અતિ આદર જોવામાં આવ્યો.

ટોડરમલ શેઠ ભગવદ્ધર્મપરાયણ બદરીનાથ શાસ્ત્રીજી, ચિ. ભાઈ ગોવિંદલાલ ભટ્ટ વગેરે વિદ્વાનો પાસે શ્રીમદાચાર્યચરણના ગ્રંથોનું શ્રદ્ધાપૂર્વક અને અત્યંત ધ્યાનપૂર્વક શ્રવણ કરતા, અને હમ્મેશાં આચાર્યશ્રીનાં વચનામૃતનું પાન કરતા હતા.

તેઓશ્રી કાંકરોલીના ઘરના સેવક હતા અને હું પણ શ્રીકાંકરોલીના ઘરનો સેવક છું. અમે બંને ગુરુભાઈઓ હતા, કારણ કે તેમને ને મને નિત્યલીલાસ્થ ગોસ્વામીશ્રી-બાલકૃષ્ણલાલજીનું બ્રહ્મસંબંધ હતું.

હરિ, ગુરુ, અને વૈષ્ણવો ઉપર સહજ સ્નેહ રાખનારા વૈષ્ણવો અત્યારના જમાનામાં જવલ્લે જ જોવા મળે છે. એવા ભગવદીયોનો ગોલોકવાસ થાય ત્યારે તેમની જગ્યા અહીં ખાલી જ પડે છે. ટોડરમલ શેઠનાં પત્ની ગં. સ્વ. કમળાબહેન પણ પોતાના પતિને પગલે જ ચાલે છે અને પ્રભુમય જીવન ગાળે છે. આ બહેન બહુ સંસ્કારી છે.

વૈષ્ણવના હૃદયમાં પ્રભુ વિરાજે છે, ભૂતળ પર આપણું નિઃશ્રેયસ સિદ્ધ કરવા પ્રભુ જ ગુરુરૂપે ભૂતળ પર પધારે છે અને તેઓ અદેયદાનદક્ષ હોવાથી પરાત્પર લોકવેદાતીત રસાત્મક પુરુષોત્તમનું દાન કરે છે. તે રસાત્મક પુરુષોત્તમ જેમજેમ તેમનામાં આપણને સ્નેહનું દાન કરે છે તેમ તેમ રસનો—આનંદનો—અધિકાધિક અનુભવ કરાવે છે. શ્રીગોપીજનોનો પૂર્ણ સ્નેહ, જરા પણ ન્યૂન નહિ તેવો સ્નેહ, રસાત્મક પુરુષોત્તમમાં હતો, અને તેથી જ તે સર્વાત્મભાવથી જ રસાત્મક પુરુષોત્તમ સાથે રમણ કરવાને યોગ્ય થયાં હતાં. વસ્તુતઃ પ્રભુએ જ તેમને એ પ્રકારે યોગ્ય બનાવ્યાં હતાં. તે રસેશ પ્રભુનું ભૂતળ પર પ્રાકટ્ય નિઃશ્રેયસનું દાન કરવાને, અર્થાત્ નિજજનને મુક્તિથી પણ અધિક ભજનાનંદનું, નિજ સ્વરૂપાનંદનું, દાન કરવાને માટે જ થાય છે, એટલે તેમનો સ્વભાવ અતિ કોમળ, દયાળુ તથા આનંદદાયક જ હોય છે. દયાળુતાને લઇને તે પુષ્ટિપુરુષોત્તમ કહેવાય છે.

પ્રભુ પોતાને ઝેર પાવા આવનાર પૂતના ઉપર, તેમજ અનેક પ્રકારનાં કષ્ટ દેનાર અને પોતાને શત્રુ માનનાર કંસાદિના ઉપર પણ દયા કરનાર છે અને તેમને પણ મોક્ષનું દાન આપે છે. એવા કૃપાળુ અને અતિદયાળુ ભગવાનને સેવનાર ભાઈ ટોડરમલ શેઠનો તેમની કૃપાથી, અનુગ્રહથી, ગોલોકવાસ જ થયો છે તેમાં કાંઇપણ સંદેહ નથી.



# શ્રી. ટોડરમલ શેઠને સ્નેહાંજલિ

લેખક—શ્રી. બદરીનાથ કાશીનાથ શાસ્ત્રી, પંડિત પંચાનન, સર્વવિદ્યાસુધાનિધિ ઇત્યાદિ
અધ્યક્ષ, સંસ્કૃત વિદ્વત્સભા, વડોદરા

ગો. વા. પ. ભ. શેઠ ટોડરમલ ચિ સામળ બેચરની જીવન–ઝરમર તેમના જીવનમાં જ લખવાનો સુયોગ મને મળ્યો હોત તો હું જરૂર આનંદત. અત્યારે તો કેવલ કર્તવ્ય બજાવું છું. બાલ્યાવસ્થાથી જ તેઓ મને મિત્ર માનતા અને પ્રસંગે પ્રસંગે તેઓશ્રીએ સમુચિત સાહાય્ય કરીને મૈત્રી પ્રકટ કરી હતી.

જન્મજાત વૈષ્ણવતા તેમના જીવનમાં ફોરમતી સર્વે જોઈ શકતા. તે ફોરમ તેમની તત્ત્વજ્ઞતાની હતી. તે પરિમલ તેમની દાર્શનિકતાનો હતો. તેમની વૈષ્ણવતા તત્ત્વજ્ઞાનથી અને દાર્શનિકતાથી મઘમઘતી.

સત્તા, સાહેબી અને લક્ષ્મીની રેલમછેલમાં ઊછરેલું તેમનું વ્યક્તિત્વ સામાન્ય સમવાય અને ખ્યાતિવાદના વિષયોમાં પાંગરતું જ્યારે હું જોતો, ત્યારે ઘણું ઘણું રાચતો.

તેઓશ્રી પોતાના વ્યાપારમાં અર્થવ્યવહારમાં જેટલી નિપુણતા ધરાવતા તેટલી જ નિપુણતા શ્રીમદાચાર્યચરણની અને શ્રીપ્રભુચરણની અમૃતવાણીનો રસોપભોગ કરવામાં પણ હતી તે પ્રસિદ્ધ હતું.

તેમના મુખે નીકળેલા નવ્ય ન્યાયના પરિષ્કારે કાશીના મીમાંસકમૂર્દ્ધન્ય મહામહોપાધ્યાય પં. ચિન્નસ્વામીના હૃદયમાં પણ અભૂતપૂર્વ આશ્ચર્ય સર્જાવેલું મેં જોયું હતું.

સંસ્કૃત ભાષા ઉપરનો તેમનો અધિકાર તેમના પરિચયમાં આવેલા વિદ્વાનોને પરિચિત છે. ગુજરાતી ભાષા પ્રમાણે સંસ્કૃત ભાષા પણ છૂટથી બોલતા, અને લખી શકતા.

શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તોમાં તેમની નિરૂઢ નિષ્ઠા હતી. પ્રભુની સેવા કોઈના પણ સાહાય્ય વિના ઘણી વખત જાતે જ કરતા. નિયમિત દરરોજ સાંજે તેઓ તથા તેમનાં સુયોગ્ય ધર્મપત્ની કમળાબહેન દર્શન માટે મોટરમાં જતાં ત્યારે આ વિદ્વાન વૈષ્ણવ દંપતીને જોઈને આનંદ થતો.

અણુભાષ્યમાં કેટલાંએક અધિકરણ તેમને કંઠસ્થ હતાં.

પ્રસ્થાનરત્નાકર અને વિદ્વન્મંડન જેવા ગ્રંથો ઉપરની તેમની નોટ તેમના અધ્યયનનું ઊંડાણ (ગંભીરતા) દેખાડે છે.

શ્રીમદ્ભાગવત ઘણી વખત શ્રવણ કરેલું. તેમના પારાયણના પુસ્તકમાંની તેમની નોંધો વિમર્ષણીય છે.

શ્રીમદાચાર્યચરણ અને તદ્વંશ્યો પ્રત્યે તેમની અસાધારણ ભક્તિ એક નૈસર્ગિક વસ્તુ હતી.

કલ્પભેદે સૃષ્ટિભેદને બરાબર સમજી ગયેલા આ વિદ્વાન ધનિકને ભા. પંચમસ્કંધનો વિષય

કેવલ કાવ્યમય નહિ, પણ નિઃસન્દિગ્ધ યથાર્થ દેખાતો, અને કટિપ્રદેશનાં ગદ્યો તેમને આનંદ આપતાં.

કૉલેજના અધ્યયનકાલમાં તેમણે રઘુવંશ અને કુમારસંભવનું પ્રાચીન પદ્ધતિએ અધ્યયન કરેલું.

શુદ્ધાદ્વૈતમાર્તણ્ડ સટીક, ષોડશ ગ્રન્થ અને વિદ્વન્મંડન સમગ્ર અવગત હતા.

પ્રભુની પૂર્ણ કૃપાથી સમ્પ્રદાયના મર્મરૂપ વિદ્વદ્વર્ય પ્રો. ગોવિન્દલાલ ભટ્ટની સુમૈત્રીએ તેમની વિદ્વત્તાને પલ્લવિત અને કુસુમિત બનાવી હતી.

ભગવચ્છાસ્ત્રનિષ્ણાત પ્રો. ભટ્ટ સાહેબ પાસેથી શ્રવણ કરેલી શ્રીમત્પ્રભુચરણની વિજ્ઞપ્તિઓનું મનન કરતાં તેમનાં નેત્રોમાં અશ્રુ રેલાતાં.

તૃતીય પીઠ ઉપર તેમની અનન્ય ભક્તિ હતી. તૃતીયપીઠાધીશ્વરની તેમની ઉપરની સારી એવી મમતા હતી. તેઓનો દેહ વધુ વર્ષ રહ્યો હોત તો સમ્પ્રદાયને સારો લાભ થતે. આજે તેમના ગોલોકવાસથી સમ્પ્રદાયે અને ખાસ કરીને વડોદરાના વૈષ્ણવ સમાજે તથા વિદ્વત્સમાજે એક અગ્રણી ગુમાવ્યા છે.

વડોદરાની સંસ્કૃત વિદ્વત્સભાને મળી ગયેલો તેમનો યાવજ્જીવ સહકાર તેમની સંસ્કૃત સાહિત્ય અને વિદ્વાનો પ્રત્યેની અભિરુચિને વ્યક્ત કરે છે.

શ્રી દ્વારકાધીશ પ્રભુ તેમને પોતાનાં ચરણારવિંદમાં રાખે એ જ અભ્યર્થના.

---

# મારી દષ્ટિએ શેઠશ્રી ટોડરમલભાઇ

લેખક—હરિહરપ્રસાદ નર્મદાશંકર ભટ્ટ, કીર્તનકૌશલ, કીર્તનકેસરી, વડોદરા

વડોદરામાં પેઢીઓથી વસતા રાજમાન્ય અને પ્રજામાન્ય શેઠશ્રી શામળ બેચરના ઘરાણાથી ભાગ્યેજ કોઈ અજાણ્યું હોય ! તેમનાં ધર્મવૃત્તિ, પરમાર્થ, ઔદાર્ય અને સમાજ સાથે મીઠો સંબંધ જાળવવાની તેમની કુનેહથી તેઓ વડોદરાના પ્રતિષ્ઠિત નાગરિક તરીકે અગ્રસ્થાન ભોગવતા હતા.

શામળ બેચર શેઠના ઘરાણામાં શેઠશ્રી ચિમનલાલે પણ એક બાહોશ વ્યક્તિ તરીકે નામના મેળવી હતી. તેમના બે પુત્રોમાંના મોટા પુત્ર શ્રી ટોડરમલ શેઠ પણ એક ગુણસંપન્ન સજ્જન હતા એમ તેમના પરિચયમાં આવનાર વ્યક્તિને લાગ્યા વિના રહેતું નહિ.

શેઠશ્રી ટોડરમલભાઈનો પરિચય મને શરૂઆતમાં મારા પ્રિય મિત્ર પ્રો. ગોવિંદલાલ ભટ્ટ દ્વારા થયો. જ્યારે જ્યારે તેમની સાથે વાત કરવાનો મને અવસર મળતો, ત્યારે ત્યારે તેમની અવધાનશક્તિ જોઈ હું મુગ્ધ થતો. શેઠાઇ અને શ્રીમંતાઈનો સહજ પણ દંભ રાખ્યા સિવાય તેઓ એવા સમરસ

## વડોદરાની સંસ્કૃતવિદ્વત્સભાની કાર્યવાહક સમિતિ (ઈ. સ. ૧૯૫૨)




(ડાબી બાજુથી ખુરશીમાં) શ્રી અમીરચંદ શાસ્ત્રી, શ્રી ટોડરમલ શેઠ (કોશાધ્યક્ષ), પ્રો. ગોવિન્દલાલ ભટ્ટ (ઉપાધ્યક્ષ), શ્રી બદરીનાથ શાસ્ત્રી (અધ્યક્ષ), શ્રી બાલકૃષ્ણ પ્રકાશકર (ઉપાધ્યક્ષ), શ્રી હરિપ્રસાદ મહેતા (ઉપાધ્યક્ષ), શ્રી કાલિકાપ્રસાદ શુકલ (મંત્રી), ભઇલાલભાઇ બ્રહ્મભટ્ટ, શ્રી અરુણોદય જાની

(પહેલી હરોળ) શ્રી કંચનલાલ પરીખ (સંયોજન મંત્રી), શ્રી છોટાલાલ શાહ, શ્રી શાન્તિલાલ ઓઝા, શ્રી કંચનલાલ વકીલ, શ્રી ગજાનન ભટ્ટ, શ્રી વિનાયક પ્રકાશકર

(બીજી હરોળ) શ્રી પન્નાલાલ પંડ્યા, શ્રી જયનારાયણ પાઠક (પ્રકાશન મંત્રી), શ્રી ચન્દ્રકાન્ત પુરાણી

બની જતા કે આપણને તે પરાઈ વ્યક્તિ તરીકે દેખાતા નહિ.

રાજદ્વારી, સામાજિક કે ધાર્મિક ગમે તે વિષય હોય, તે દરેકમાં તેમની અપૂર્વ ગ્રહણશક્તિનો પરચો જોવા મળતો. મોટે ભાગે લક્ષ્મીવાનોને સમાજનો સ્વાર્થી વર્ગ બળાત્કારે જ્ઞાનવાન, બુદ્ધિમાન વગેરે વિશેષણો આપી કાર્યસાધન કરી લે છે, પરંતુ શ્રી ટોડરમલભાઈ શ્રીમંત હોવા છતાંયે ખરેખરા જ્ઞાનવાન અને બુદ્ધિમાન હતા એમ તેમના વિરોધીને પણ સ્વીકારવું પડે.

તેમનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન એક વિદ્વાનને શોભે તેવું હતું. પંડિતપંચાજન શાસ્ત્રી બદરીનાથભાઈના સખ્યથી તેઓ સંસ્કૃત ભાષાના ખાસ વ્યાસંગી બન્યા હતા. શુદ્ધાદ્વૈત સંપ્રદાયના ગ્રન્થો ઉપરાંત ન્યાયના ગ્રન્થોનું પણ તેમણે શાસ્ત્રીજી પાસે અધ્યયન કર્યું હતું. માંદગી વખતે પણ તેમની પથારી પાસે શ્રીમદ્ ભાગવત તથા બીજાં સામ્પ્રદાયિક માસિકો દેખા દેતાં.

શ્રીમંતોમાં સહજ પ્રવેશતાં દૂષણોથી તેઓ સર્વથા અલિપ્ત હતા. સદાચાર અને દેવ–ગુરુ પરની શ્રદ્ધા એમનાં ભૂષણ હતાં. વિદ્વાનો પ્રત્યે આદર અને ઇતર જનો પ્રત્યે સમભાવ અને નમ્રતા એ એમનું સદ્વૃત્ત હતું.

અન્યનાં મંતવ્યો અણગમતાં હોય તો પણ સામી વ્યક્તિ નારાજ ન થાય એની તેઓ સાવચેતી રાખતા. તેમણે પ્રસિદ્ધિ ખાતર ખોટી ધમાલ કે દોડધામ કરી નથી. એક સદાચારી ગૃહસ્થને શોભે તેમ તેમની રહેણીકરણી અને દિનચર્યા હતાં.

એક વાર કોઈ શુભ પ્રસંગના આમંત્રણ માટે તેમના નિવાસે મારે જવું થયેલું. આ વખતે કદાચ શેઠ સાહેબ પથારીમાં હશે અગર તો છાપું વાંચવામાં મશગૂલ હશે એમ મેં ધારેલું. પરંતુ ત્યા ગયા પછી શ્રીઠાકોરજીની સેવામાં તેઓ મશગૂલ બનેલા દેખાયા. આ ઉપરથી તેમની નિર્દંભ પ્રભુસેવા અને શ્રદ્ધાનો મને પ્રત્યક્ષ અનુભવ થયો.

તેમની સાથેના વાર્તાલાપમાં કેટલીક વાર એમ લાગતું કે આ વ્યક્તિ જો રાજદ્વારમાં હોય તો તેમની કાર્યક્ષમતા જરૂર ઝળકી ઊઠે !

ટોડરમલભાઇ આપણી વચ્ચેથી અધવચ ચાલ્યા જશે એવો કોઇને ખ્યાલ જ નહોતો. છતાં "દૈવમન્યત્ર ચિન્તયેત્" એ ન્યાયે, થોડા વખતની માંદગી ભોગવાવી, આ સ્થૂલ જગતમાંથી પ્રભુએ તેમને ગોલોકમાં ઉપાડી લીધા !

ખરેખરા જગતમાં આગળ આવવાનો મિથ્યા પ્રયાસ તેમણે નથી કર્યો; તથાપિ, તેમનો પરિચિત સ્નેહી વર્ગ પણ બહોળો હતો. ગુણગ્રાહી વ્યક્તિ ઓળખાયા વિના રહે ? નગર કે દેશના ઇતિહાસમાં ભલે તેમનું નામ દેખા ન દે, પણ તેમના સ્નેહી વર્ગની સ્મૃતિમાં તેમનું નામ અખંડ અને અમર રહેશે. તેમનાં વ્યક્તિત્વ અને ગુણો અવશ્ય આદરણીય અને આચરણીય હતા એમાં સંદેહ નથી.

---

# વડોદરાના ધનપતિઓ: શેઠ શામળ બેચર[1]

લેખકઃ—સ્વ. જગજીવનદાસ દયાળજી મોદી, વડોદરા.

આજથી દોઢસો વર્ષ પહેલાં વડોદરા ગુજરાતનું અગ્રગણ્ય શહેર ગણાતું હતું અને ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર હોવાથી દેશમાં તેનું ગૌરવ ઘણું હતું. વડોદરાના શરાફો અને વડોદરાની શરાફી આખા હિન્દુસ્તાનમાં પ્રખ્યાત હતાં. સૌરાષ્ટ્ર તથા રાજસ્થાનના રાજાઓ પણ વડોદરાના શરાફોની મહેરબાની મેળવવાને ઘણા આતુર રહેતા. બે વર્ષ ઉપર "શારદા"માં મેં એ વિષય ઉપર કેટલુંક લખ્યું હતું. વડોદરાના એક મોટા—તે વખતના કોટ્યધિપતિ શરાફ નગરશેઠ હરિભક્તિના કુટુંબનું વર્ણન ગઈ સાલના "શારદા"ના દિવાળીના "વડોદરા અંક"માં મેં કર્યું હતું. આજે બીજા એક મોટા શરાફ શેઠ શામળ બેચરના કુટુંબની સંક્ષિપ્ત હકીકત આપવા ઇચ્છું છું.

શેઠ શામળ બેચરની પેઢીના સ્થાપક મૂળ પુરુષ શામળદાસ શેઠ મૂળ અમદાવાદના વતની દશા પોરવાડ વૈષ્ણવ વણિક જ્ઞાતિના હતા. શામળદાસના પિતા બેચરદાસની શરાફી પેઢી અમદાવાદમાં સારા પાયા ઉપર ચાલતી હતી. શામળદાસ શેઠ ઉમ્મરલાયક થયા પછી પેઢીના કામકાજમાં સારી રીતે ભાગ લેતા હતા, પણ ઘરમાં એમને કોઈ નજીવા કારણસર કલહ થયો અને તેથી પોતે ઘરમાંથી રિસાઈને મુંબઈ જવા માટે ફક્ત દોરી લોટો લઈને નીકળી પડ્યા. ઘરનાં માણસોએ અને સગાંવહાલાંએ ઘણા સમજાવ્યા પણ રોકાયા નહિ. તેમના મનમાં એક જ વાતની લગની લાગી હતી કે મને પણ વેપાર કરતાં આવડે છે એમ એક શરાફી પેઢી જમાવીને ઘરનાં માણસોને અને સગાંવહાલાંઓને બતાવી આપું. મુંબઈ જતાં તેમણે વડોદરે આવીને પોતાના એક સગાને ત્યાં મુકામ કર્યો. વડોદરાના માણસોએ તેમના ગૃહકલેશની વાત જાણીને મુંબઈ ન જવા સમજાવ્યા અને વડોદરા જ રોકી પાડ્યા તથા વડોદરામાં જ કાંઇ વેપાર ધંધો શોધી કાઢવાનું કહ્યું.

ભાગ્યવાન માણસ જ્યાં જાય ત્યાં તેની આગળ આગળ લક્ષ્મી ચાલી આવે છે. વડોદરામાં જ તેમનો ભાગ્યોદય થવાનો હતો તેથી તેમનું મુંબઈ જવાનું બંધ થયું અને વડોદરા જ નિવાસસ્થાન બનાવ્યું. શરૂઆતમાં તેમણે એક નાની સરખી ધીરધારની દુકાન કાઢી અને નાની નાની રકમો લઈ જઈ મહિના આખરે વ્યાજ સાથે પાછી આપી જાય એવા થોડા ઘરાકો શોધી કાઢ્યા. આ વખતે વડોદરામાં ગોવિન્દરાવ મહારાજની કારકિર્દી પૂરી થવા આવી હતી અને આણંદરાવ મહારાજની કારકિર્દીની શરૂઆત હતી. એ વખતે ગાયકવાડ સરકારના લશ્કરમાં આરબ લશ્કરીઓની ભરતી પુષ્કળ હતી. આરબ સિપાઇઓને મહિનાની આખરે અને

---

૧ 'શારદા' માસિકમાં પ્રકટ થયેલો લેખ.

કોઈ વાર બબ્બે અને ત્રણ ત્રણ મહિને પગાર મળતો તેથી તે લોકોને કોઈ શરાફનું ઘર માસિક ખર્ચ ચલાવવાને માટે શોધવું પડતું. શામળદાસ શેઠને આ આરબોની ઘરાકી અનાયાસે મળી ગઈ અને એકદમ હજાર બે હજાર સારા આસામીઓમાં ધીરધાર શરૂ થઈ ગઈ. શામળદાસ શેઠ પરમ ભગવદીય હતા તેથી કોઈ પણ જાતનો વધારે લોભ રાખ્યા વગર ધંધો કરતા હતા. તેથી આરબ સિપાઈઓમાં તેમની આબરૂ ઘણી વધી ગઈ, તે એટલે સુધી કે આરબ સરદારો આગળ પણ તેમનાં વખાણ થવા લાગ્યાં. છેવટે આરબ સરદારો પણ તેમના ઘરાકો બન્યા અને પછી તો ધીરેલા પૈસા પણ પાછા મેળવવાની ચિંતા ન રહી. આ પ્રમાણે શામળદાસ શેઠની ઘરાકી જામતી ગઇ. ધીમે ધીમે મરાઠા સરદારો અને રાજકુટુંબોમાં પણ તેમની ઘરાકી જામી અને દર મહિને હજારોની આવક થવા વાગી. હવે તેમણે રીતસર શરાફી પેઢીની સ્થાપના કરી અને તે પેઢીનું નામ "શામળ બેચરની પેઢી" એવું રાખ્યું. એ પેઢીની શાખ આખા ગુજરાતમાં જામી ગઈ અને રોજ હજારોની ઊથલપાથલ થવા લાગી. જે પોળમાં એમણે પેઢી કાઢી એ પોળનું એ મહાપુરુષના નામથી "શામળ બેચરની પોળ" એવું નામ પડ્યું. પોળમાં પેસતાં જ શામળ બેચરની આલીશાન હવેલી પોળની શોભામાં અભિવૃદ્ધિ કરી રહેલી આજે પણ મોજૂદ છે. શામળ બેચરની પેઢીની મિલકત પછી તો એટલી વધી પડી કે શ્રીમંત સરકારને પણ જરૂર પડયે પેઢી તરફથી લાખો રૂપિયા ધીરવામાં આવતા. વડોદરામાં આરબોએ બંડ કર્યું ત્યારે રાજ્યને આરબોનું દેવું ચૂકવવામાં શામળ બેચરે લાખો રૂપિયા ધીર્યા હતા, એટલું જ નહિ, પણ રાજ્ય પાસેથી લહેણી મોટી રકમ પણ માંડી વાળી હતી. હરિભક્તિ, શામળ બેચર, મંગળ પારેખ, ખુશાલચંદ રતનજી કહાનદાસ એ શરાફો રાજ્યના સ્તંભ ગણાતા ને રાજ્યમાં તેમનું બહુ જ સંમાન હતું. બ્રિટિશ સરકારને પણ તેમણે સારી મદદ કરી હતી. વડોદરા રેસિડેન્સીની તિજોરી પણ શામળ બેચરને સોંપવામાં આવેલી હતી.

શામળદાસ શેઠ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હતા. એમણે પોતાના ઘરમાં જ પુષ્ટિમંદિર બનાવ્યું હતું અને તેમાં વિધિ પ્રમાણે રોજ સેવા ઉત્સવ થતાં હતાં તથા અખંડ ઘીના દીવા સાથે રોજ ૨૫ બ્રાહ્મણો 'પુરુષોત્તમનામસહસ્ર'નો પાઠ કરતા હતા.

શામળદાસને મોતીલાલ નામે પુત્ર હતા તેમણે પણ પેઢીનું કામ સારી રીતે ચલાવ્યું. મોતીલાલને ચિમનલાલ નામે પુત્ર હતા તેમણે મૅટ્રિક સુધી અભ્યાસ કર્યો હતો. એમણે પહેલવહેલી વૈષ્ણવ પરિષદ વડોદરામાં ભરાવી હતી અને તેમાં પોતે સારો ભાગ લીધો હતો. કૈ. વા. 'શ્રી સયાજીરાવ મહારાજ સાથે એમને સારી મિત્રતા હતી. શ્રી સયાજી મિલ્સ નામની મિલ એમણે વડોદરામાં કાઢી હતી. ચિમનલાલભાઈને શેઠ ટોડરમલ અને ડાહ્યાભાઈ નામે બે પુત્રો છે. એ બન્ને ભાઈઓ સારા સુશિક્ષિત અંગ્રેજી ઉચ્ચ કેળવણી પામેલા છે. ટોડરમલ શેઠ વડોદરામાં જ રહે છે. એ પરમ વૈષ્ણવ છે ને પુષ્ટિમાર્ગના શુદ્ધાદ્વૈત સિદ્ધાંતોનો એમણે સારો અભ્યાસ કરેલો છે, તેથી સુરતના મોટા મંદિર તરફથી લેવાતી પરીક્ષામાં ઘણી વખત પરીક્ષક નિમાય છે. વળી શ્રી કાંકરોલીની શુદ્ધાદ્વૈત એકેડમીના પોતે સભ્ય છે. એ પોતે સારા સજ્જન, મિલનસાર સ્વભાવના છે અને પોતાનો કુળધર્મ સાચવી સર્વ વ્યવહાર ચલાવી રહ્યા છે.

# સ્વ. શેઠ શ્રી ટોડરમલ શામળ બેચર

લે:—શ્રી. હરિરાય ભ. બૂચ

શ્રીમાન 'શેઠ શામળ બેચર'નું કુટુંબ ગુજરાતનાં હિંદખ્યાતિનાં જૂનાં ખાનદાન વ્યાપારી કુટુંબોમાં જાણીતું છે. એ કુટુંબની ગર્ભશ્રીમંતાઈ, વાણિજ્યકૌશલ્ય અને 'શામળ બેચરની પેઢી'ની નાણાકીય સધ્ધરતા, શરાફી પ્રતિષ્ઠા, પ્રામાણિક વ્યવહારકાર્યદક્ષતા વગેરેની કદર કરી વડોદરાની બ્રિટિશ રેસિડેન્સીએ તેમના સરકારના ટ્રેઝરર—ખજાનચી તરીકે તે સમયની પ્રચલિત રૂઢિને માન્ય રાખી વંશપરંપરા એ સંમાનનીય હોદ્દા ઉપર નિમણૂક કરેલી. ગુજરાતનાં રજવાડાંઓને બ્રિટિશરક્ષણ નીચે લાવી વડોદરામાં બ્રિટિશ ઈસ્ટ ઇંડિયા કંપનીએ રેસિડેન્સીની કોઠી સ્થાપી ત્યારથી માંડીને છેક ગુજરાતનાં રાજસ્થાનોનું મુંબઈ રાજ્ય સાથે વિલીનીકરણ થયું ત્યાંસુધી 'શેઠ શામળ બેચરની પેઢી'એ રેસિડેન્સીના ખજાનચીના માનભર્યા હોદ્દા ઉપર ચાલુ કામ કરી સારી પ્રતિષ્ઠા અને માન મરતબો ભોગવ્યાં છે. વડોદરામાં શામળ બેચરની પેઢી અને હવેલી માંડવીના રાજમાર્ગ ઉપર ભરબજાર વચ્ચે આવેલી છે અને એ આખી 'શામળ બેચરની પોળ' તરીકે ઓળખાતી પોળ શામળ બેચરના ખાનદાન ઘરાણાની મહત્તા અને કીર્તિનું ઐતિહાસિક સ્મરણ જીવંત રાખી રહી છે.

ગાયકવાડી રાજ્યઅમલના છેલ્લા લગભગ બે સૈકાના સમયમાં વડોદરામાં રાજ્યમાન ધરાવતાં કેટલાંક મહાન શ્રીમંત વ્યાપારી કુટુંબો હતાં—જેમાં હરિભક્તિનું અને શામળ બેચરનું કુટુંબ મુખ્ય હતાં પ્રજાહિતૈષી કૈ. વા. શ્રીમંત સયાજીરાવ મહારાજના પ્રગતિશીલ અમલમાં અમદાવાદના ઉદ્યોગપતિ શેઠ ઝવેર લક્ષ્મીચંદના કુટુંબનું અમદાવાદથી વડોદરામાં આગમન થયું અને એ ત્રણે કુટુંબોએ અને પેઢીઓએ મહારાજના આગેવાન તરીકે વડોદરા રાજ્ય અને પ્રજાની સારી સેવા બજાવી રાજાપ્રજા વચ્ચેના પુલની ગરજ સારી છે.

શ્રીમંત મહાન સયાજીરાવ પ્રગતિશીલ લોકહિતૈષી રાજ્યકર્તા હોવા ઉપરાંત અશોક, ભોજ, અકબર અને શિવાજીની કોટિમાં મૂકી શકાય તેવા વિદ્યાવિલાસી, સમાજસુધારક, અને ભારતીય પ્રાચીન સંસ્કૃતિના પ્રશંસક અને ઉદ્ધારક રાજવી હતા. તેમના કાર્યની ગતિને પુષ્ટિ આપે તેવા કેટલાક અમલદારો, અને નાગરિક નરરત્નો—પંડિતો અને શેઠ શાહુકારોનું જૂથ ધરાવવા વડોદરા તે સમયે ભાગ્યશાળી બન્યું હતું.

આ જૂથમાં શામળ બેચરવાળા શેઠશ્રી ચિમનલાલ પણ એક હતા. તેઓ વાણિજ્યકુશળ હોવા ઉપરાંત ધર્મપરાયણ, વિદ્યાવિલાસી અને સાહિત્યપ્રેમી હતા. સ્વભાવે માયાળુ, અને મિલનસાર હતા. ધનપતિ મિલમાલિક છતાં વિનમ્ર અને '**वाञ्छा सज्जनसंगमे, परगुणे प्रीतिः, गुरौ नम्रता-**

## અખિલ ભારત રામરાજ્ય પરિષદ, વડોદરા શાખા



(ડાબી બાજુથી બેઠેલા) શાસ્ત્રીજી, પારસકર, રસિકલાલ, પ્રો. માણેકરાવજી, સ્વામી શ્રી કરપાત્રીજી મહારાજ,
શ્રી ટોડરમલ શેઠ, રમણલાલ શાસ્ત્રી, નવનીતલાલ મહેતા, ભાલચન્દ્ર વૈશંપાયન
[illegible] ઊભેલા શ્રી વલ્લભરામ શર્મા અને શ્રી પન્નાલાલ પંડયા

# સ્વ. શેઠ શ્રી ટોડરમલ શામળ બેચર

લે:—શ્રી. હરિરાય ભ. બૂચ

**શ્રીમાન** 'શેઠ શામળ બેચર'નું કુટુંબ ગુજરાતનાં હિંદખ્યાતિનાં જૂનાં ખાનદાન વ્યાપારી કુટુંબોમાં જાણીતું છે. એ કુટુંબની ગર્ભશ્રીમંતાઈ, વાણિજ્યકૌશલ્ય અને 'શામળ બેચરની પેઢી'ની નાણાકીય સધ્ધરતા, શરાફી પ્રતિષ્ઠા, પ્રામાણિક વ્યવહારકાર્યદક્ષતા વગેરેની કદર કરી વડોદરાની બ્રિટિશ રેસિડેન્સીએ તેમના સરકારના ટ્રેઝરર—ખજાનચી તરીકે તે સમયની પ્રચલિત રૂઢિને માન્ય રાખી વંશ-પરંપરા એ સંમાનનીય હોદ્દા ઉપર નિમણૂક કરેલી. ગુજરાતનાં રજવાડાંઓને બ્રિટિશરક્ષણ નીચે લાવી વડોદરામાં બ્રિટિશ ઈસ્ટ ઇંડિયા કંપનીએ રેસિડેન્સીની કોઠી સ્થાપી ત્યારથી માંડીને છેક ગુજરાતનાં રાજસ્થાનોનું મુંબઈ રાજ્ય સાથે વિલીનીકરણ થયું ત્યાંસુધી 'શેઠ શામળ બેચરની પેઢી'એ રેસિડેન્સીના ખજાનચીના માનભર્યા હોદ્દા ઉપર ચાલુ કામ કરી સારી પ્રતિષ્ઠા અને માન મરતબો ભોગવ્યાં છે. વડોદરામાં શામળ બેચરની પેઢી અને હવેલી માંડવીના રાજમાર્ગ ઉપર ભરબજાર વચ્ચે આવેલી છે અને એ આખી 'શામળ બેચરની પોળ' તરીકે ઓળખાતી પોળ શામળ બેચરના ખાનદાન ઘરાણાની મહેત્તા અને કીર્તિનું ઐતિહાસિક સ્મરણ જીવંત રાખી રહી છે.

ગાયકવાડી રાજ્યઅમલના છેલ્લા લગભગ બે સૈકાના સમયમાં વડોદરામાં રાજ્યમાન ધરાવતાં કેટલાંક મહાન શ્રીમંત વ્યાપારી કુટુંબો હતાં—જેમાં હરિભક્તિનું અને શામળ બેચરનું કુટુંબ મુખ્ય હતાં પ્રજાહિતૈષી કૈ. વા. શ્રીમંત સયાજીરાવ મહારાજના પ્રગતિશીલ અમલમાં અમદાવાદના ઉદ્યોગપતિ શેઠ ઝવેર લક્ષ્મીચંદના કુટુંબનું અમદાવાદથી વડોદરામાં આગમન થયું અને એ ત્રણે કુટુંબોએ અને પેઢીઓએ મહારાજના આગેવાન તરીકે વડોદરા રાજ્ય અને પ્રજાની સારી સેવા બજાવી રાજાપ્રજા વચ્ચેના પુલની ગરજ સારી છે.

શ્રીમંત મહાન સયાજીરાવ પ્રગતિશીલ લોકહિતૈષી રાજ્યકર્તા હોવા ઉપરાંત અશોક, ભોજ, અકબર અને શિવાજીની કોટિમાં મૂકી શકાય તેવા વિદ્યાવિલાસી, સમાજસુધારક, અને ભારતીય પ્રાચીન સંસ્કૃતિના પ્રશંસક અને ઉદ્ધારક રાજવી હતા. તેમના કાર્યની ગતિને પુષ્ટિ આપે તેવા કેટલાક અમલદારો, અને નાગરિક નરરત્નો—પંડિતો અને શેઠ શાહુકારોનું જૂથ ધરાવવા વડોદરા તે સમયે ભાગ્યશાળી બન્યું હતું.

આ જૂથમાં શામળ બેચરવાળા શેઠશ્રી ચિમનલાલ પણ એક હતા. તેઓ વાણિજ્ય-કુશળ હોવા ઉપરાંત ધર્મપરાયણ, વિદ્યા-વિલાસી અને સાહિત્યપ્રેમી હતા. સ્વભાવે માયાળુ, અને મિલનસાર હતા. ધનપતિ મિલ-માલિક છતાં વિનમ્ર અને 'वाञ्छा सज्जन-संगमे, परगुणे प्रीतिः, गुरौ नम्रता-

આદિ ગુણોને અનુલક્ષી તેઓને ગુણી સજ્જનોનો સમાગમ ઘણો પ્રિય હતો.

તેમના જ્યેષ્ઠ પુત્ર તે **ટોડરમલ.** સંસ્કારી પિતાના લાડભર્યા ઉછેરનો લાભ તેમને બાળપણથી મળેલો. મુસાફરીએ જાય, મિલમાં જાય, દેવદર્શને જાય, સ્નેહી મિત્રોને મળવા જાય અગર મહાજનની કે બીજી જાહેર સભાઓ તેમજ રાજદરબારમાં-જ્યાં તેઓ જાય ત્યાં તેમના પુત્ર ટોડરમલ તો સાથે ને સાથે હોય જ. એ કિશોરવયના પુત્રનો પોશાક—કપડાં લતાં સામાન્યતઃ દેશી ઢબનાં—મુગલાઈ અગર રાજપૂતી શૈલીનો રાખતા, જેથી એ બાળકમાં દેશપ્રેમ અને ઐતિહાસિક સમયના ભુલાઈ જતા શિષ્ટ રીત-રિવાજો પ્રત્યેનો અનુરાગ જાગ્રત રહે. શરાફી વ્યવસાય એ તેમની પેઢીનો પરંપરાગત પેશો હતો અને એ કાર્યમાં પણ પોતાના પુત્ર પારંગત થાય એ ભાવનાના પ્રતીક તરીકે શ્રીશેઠ ચિમનભાઈએ તેમના વહાલસોયા પુત્રનું નામ અકબર બાદશાહના મુલકી અને નાણાકીય પ્રધાન 'ટોડરમલ'ના નામ ઉપરથી કરેલું. શ્રી. સયાજીરાવના રાજદરબારમાં પણ શ્રી શેઠ ચિમનભાઈ તેમના લાડકવાયા પુત્ર ટોડરમલને સાથે લઈ જતા ત્યારે ટોડરમલને રાજવંશી દેશી ઢબના લેબાશથી વિભૂષિત કરીને લઈ જતા. મખમલનો ઝીકના ભરતનો કોટ, પાટલૂન અને માથે ભરગજી તાસનો રંગીન સોનેરી સાફો અગર કોઈ વખત કોટ-પાટલૂનને બદલે ઝીકભરતનું રેશમી અંગરખું, કિનખાબનું ભેટબંધન તથા બગલમાં જરિયાન દુપટ્ટો—એવા રાજવંશી ઢબના વસ્ત્રાભૂષણથી સજ્જ કરેલા શામળ બેચરના કિશોર શેઠ ટોડરમલને નીરખી ઘણા દરબારીઓને દિલ્હીના બાદશાહના મહાન ટોડરમલની સ્મૃતિ તાજી થતી હતી. તે સમયના નજરે જોનારને કિશોર ટોડરમલની એ વિભૂષિત પોશાકધારી મૂર્તિનું સ્મરણ આજે પણ થાય છે!

ટોડરમલ શેઠના પિતાશ્રી વૈકુંઠવાસી થયા – પોતાના પુત્રોને ધનસંપત્તિ, કીર્તિ, અને કુટુંબને સહજ ધર્મનિષ્ઠા અને ઐશ્વર્યનો વારસો સોંપીને. યુવાન ટોડરમલ શેઠે એ પુનિત વારસાને જાળવ્યો અપનાવ્યો અને દીપાવ્યો છે. લક્ષ્મી અને સરસ્વતીનો મેળ એક જ સ્થળે ભાગ્યેજ હોય છે-એ અનાદિકાળથી આપણા પ્રાચીન સમાજશાસ્ત્રીઓ અને પંડિતો કહેતા આવ્યા છે, પરંતુ તેના વિરલ અપવાદ હવે કોઈ કોઈ ભાગ્યશાળી મહાજનોનાં દષ્ટાંતોમાં પણ દૃષ્ટિગોચર થાય છે, અને કવિઓ અને પંડિતોએ **'अस्मिन् द्वयं श्रीश्च सरस्वती च'**— એ શબ્દોથી એવા ભાગ્યશાળી વિરલ પુણ્યાત્માઓનું ગુણગાન પણ કરેલું છે.

**શ્રી. ટોડરમલ શેઠમાં** લક્ષ્મી અને સરસ્વતીના વિરોધનું સુખદ સમાધાન થયું દેખાતું હતું. સંજોગવશાત્ 'સયાજી-મિલ્સ'ના વહીવટના બોજામાંથી મુક્ત થયા પછી તેમણે પિતાના જીવનમાં ધર્મપ્રેમ અને વિદ્યાવિલાસની જ્યોત વધારે પ્રમાણમાં પ્રગટાવી હતી. તેમની ધર્મશ્રદ્ધા પરંપરાના કુળાચારને અનુસરી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સંપ્રદાયમાં વિશેષ દૃઢીભૂત થઈ હતી. જીવનની અન્ય અનેક પ્રવૃત્તિઓને ગૌણ સ્થાન આપી પોતાનાં ચિત્ત અને વિત્તને ધર્મક્ષેત્રમાં કેન્દ્રિત કર્યાં હતાં.

પુષ્ટિમાર્ગીય શાસ્ત્રગ્રંથોનું પ્રકાશન કરી વૈષ્ણવ જનતામાં ધર્મજ્ઞાનનો પ્રચાર કરવા નાણાંની સારી સરખી સખાવત કરી ધર્મસેવા

બજાવી હતી. ગીર્વાણગિરા સંસ્કૃતનો વિશેષ અભ્યાસ કરી ભાષા ઉપર સારો કાબૂ મેળવ્યો હતો. વડોદરાની સંસ્કૃત વિદ્વત્સભાના સંચાલનમાં આગેવાનીભર્યો ભાગ લઈ, સભાના ઉપપ્રમુખ તરીકે વિદ્વદ્‌મંડળની પ્રગતિમાં સારો ફાળો આપ્યો હતો. વિદ્વત્સભાના કાર્યક્રમમાં તેઓનું સંસ્કૃતભાષા ઉપરના પ્રભુત્વનું સચોટ દર્શન થતું, અને તેઓના માત્ર લિખિત જ નહિ, પરંતુ મૌખિક વકતૃત્વથી શાસ્ત્રીઓ અને પંડિતો પણ મુગ્ધ થઈ તેમનાં જ્ઞાન અને શક્તિની પ્રશંસા કરતા હતા. ટોડરમલ શેઠમાં જેમ શ્રી અને સરસ્વતીનું મિલન થયેલું તેમ વાણિજ્ય સાથે બ્રહ્મતેજનો પણ તેમનામાં સહાવિર્ભાવ થયો હતો.

સાહજિક વિદ્યાભિરુચિને લીધે વિદ્યાદાન એ તેમની મૂંગી ધર્મસેવા હતી. ગરીબ વિદ્યાર્થીઓને તેઓ પુસ્તકો અને ફી વગેરેની યોગ્ય સહાય આપતા અને મધ્યમ તથા ગરીબવર્ગનાં અયાચક કુટુંબોને અનાજ અને વસ્ત્રાદિ જરૂરિયાતો અબોલપણે પૂરી પાડી આશિષ મેળવતા હતા. 'પરદુઃખે ઉપકાર કરે, ને મન અભિમાન ન આણે રે'—એ ભક્તકવિ નરસિંહે સદ્‌બોધેલાં વૈષ્ણવનાં લક્ષણ ધારનારા **ટોડરમલ** સાચા વૈષ્ણવ હતા. એ તેમના પરિચયમાં આવેલા સૌ કોઈ જાણે છે અને કહે છે.

વિદ્યાવ્યાસંગ અને ધર્મનિષ્ઠા સાથે શેઠ ટોડરમલના જીવનક્રમમાં વ્યાયામને પણ સ્થાન હતું. તેમના પિતાએ તેમને બાળવયથી વ્યાયામકલાની પદ્ધતિસરની તાલીમ આપવાનો પ્રબંધ કરેલો તેથી તેમણે કસરત–રમત ગમતો અને ઘોડેસવારીનો શોખ કેળવેલો. ધર્મપરાયણ જીવનપ્રવૃત્તિમાં પણ વ્યાયામ માટે તેમનો પ્રેમ ઓસરેલો નહિ તે હું અંગત પરિચયના અનુભવથી જાણું છું.

એક પ્રસંગે અમારે મળવાનું થયું ત્યારે પ્રસંગોપાત્ત વાતચીતમાં આપણા યુવાનોને, ખાસ કરીને હાલના સ્વાતંત્ર્યના નવયુગમાં, આત્મરક્ષા અને દેશના રક્ષણ માટે શારીરિક શિક્ષણની સૌથી વિશેષ જરૂરિયાત છે અને તે માટે સરકારે તેમજ પ્રજાએ વિશેષ લક્ષ આપવું જોઈએ અને જૂની કસરતશાળાઓ અને અખાડાઓએ વ્યક્તિગત તેમજ સંઘવ્યાયામનું–મેદાની તેમજ મરદાની ખેલોનું સુધરેલી પદ્ધતિએ શિક્ષણ આપવું જોઈએ એમ જણાવી તેમણે કહ્યું કે વ્યાયામવિશારદ પ્રો. માણેકરાવજીના કહેવાથી મેં જાણ્યું છે કે તમારા મહારાણા પ્રતાપવ્યાયામમંદિરના યુવકોના વ્યાયામના પ્રયોગો વખણાય છે અને તે જોવાની મારી ઇચ્છા છે. એ અઠવાડિયામાં જ એ સંસ્થાનો વાર્ષિક સમારંભ હોઈ તેના પ્રમુખ તરીકે પધારવા મેં આમંત્રણ આપતાં, તેઓએ ખુશીથી સ્વીકાર કર્યો અને સમારંભમાં પધારી વ્યાયામના કાર્યક્રમથી તેઓએ પ્રસન્ન થઈ યુવકોને પ્રોત્સાહન-ઉદ્‌બોધન કર્યું અને ઉત્તેજનાર્થે વ્યાયામ મંદિરને–પ્રસિદ્ધ ન કરવાની શરતે, સારી સખાવત કરી. તે પછી પણ જ્યારે મળે ત્યારે વ્યાયામમંદિરની પ્રગતિ વિશે પૂછપરછ કરતા અને સંતોષ બતાવતા.

એઓ આવા ધર્મપરાયણ જીવનની પ્રશસ્ત અવસ્થાનાં સુખી સ્મરણો પાછળ મૂકી, પ્રકૃતિસ્થ નિજધામે સિધાવ્યા છે. 'यद् गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम' એવા પ્રભુના પરમધામ–પરમાનંદમય વૈકુંઠધામમાં ભક્તવત્સલ ભગવાન સદ્‌ગત શેઠશ્રી ટોડરમલના ધર્માત્માને શાશ્વત સુખશાંતિ અર્પે એ પ્રાર્થના સાથે વિરમું છું.

# ભગવત્સેવાપરાયણ શેઠશ્રી ટોડરમલ

લેઃ—પ્રો. ડૉ. મંજુલાલ ર. મજમૂદાર, એમ. એ., એલએલ. બી., પીએચ. ડી., વડોદરા

કહે છે કે ભગવાન તો કંઈ આપતા નથી અને કંઈ લઈ લેતા પણ નથી; છતાં સારી ખોટી બુદ્ધિ આપીને, મનુષ્યના જીવનમાં નિમિત્ત બનનાર ઈશ્વર જ છે.

વળી આ બુદ્ધિ મનુષ્યનાં પ્રાકતન કર્માનુસરિણી હોય છે, એટલે મનુષ્યે પૂર્વ જન્મમાં જેવું વાવ્યું હોય છે તેવું તે આ જન્મમાં લણે છે.

ગોલોકવાસી શેઠ ટોડરમલનો જન્મ, તેમનાં પૂર્વસંચિત કર્મ પ્રમાણે એક પ્રતિષ્ઠિત અને ગર્ભશ્રીમન્ત કુટુમ્બમાં થયો હતો અને, ભગવાન કૃષ્ણે **ગીતા**માં કહ્યા પ્રમાણે, સંસારનાં યોગક્ષેમની ચિંતાથી એમને મુક્ત રાખ્યા હતા : એમને આત્મચિંતનની અનુકૂળતા જન્મથી જ પ્રાપ્ત થઈ હતી. યોગભ્રષ્ટ આત્માઓને કોઈ પવિત્ર આચરણવાળા ગુરુકોટિમાં ગણવા જેવા બ્રાહ્મણને ત્યાં અથવા શ્રી ઠકુરાણીજીના નિત્યવાસથી પાવન રહેતા એવા શ્રીમાન શ્રેષ્ઠીને ત્યાં જન્મ મળે છે.

આમ ગયા જન્મનું પુણ્યાઈનું ભાથું લઇને અવતરનાર શેઠ ટોડરમલમાં જન્મગત પુણ્યાઇમાં ઉમેરો કરવા તરફ નાનપણથી વલણ હતું; એટલા એ બડભાગી હતા.

શાસ્ત્રઅધ્યયનમાં ઉપયોગી એવું સંસ્કૃત ભાષાનું તેમનું જ્ઞાન ઉત્તમ પ્રકારનું હતું અને તેને પરિણામે જ તેમણે દસહજાર રૂપિયાનો નિધિ મહારાજા સયાજીરાવ વિદ્યાપીઠમાં એમ. એ. માં સંસ્કૃત વેદાન્ત લઈ શ્રીમદ્ વલ્લભાચાર્યે બ્રહ્મસૂત્ર પર રચેલા 'અણુભાષ્ય'-નો અભ્યાસ કરવામાં જે પ્રથમ આવે તેને તેમાંથી પારિતોષિક મળે, એટલા સારુ જુદો કાઢ્યો છે.

કુટુમ્બમાં પુષ્ટિસંપ્રદાયના સેવાપ્રકારની પ્રણાલી ચાલુ હોવાથી, તેમને નાનપણમાંથી એ સંપ્રદાયમાં ઉપદેશેલો પ્રભુની કૃપાનો અનુગ્રહ પ્રાપ્ત કરવાનો ચિંતનનો માર્ગ ગમી ગયો હતો.

સદ્ગત સાથે મારે એક બે નિમિત્તે પ્રસંગમાં આવવાનું બન્યું હતું. ગયા જાનેવારીમાં જ સ્વર્ગસ્થ થયેલા મારા વડીલ ભાઈ વિનાયકરાય મજમૂદાર સને ૧૯૨૦ માં શેઠ સાહેબની એજન્સીની શ્રી સયાજી સ્પિનિંગ મિલ્સમાં વીવિંગ માસ્તર તરીકે નવા નવા રહ્યા હતા અને તેમને હાથે જ પહેલવહેલું સૂતર બનાવ્યા પછી તેમાંથી કાપડ વણવાની શાળો ગોઠવવાનું વીવિંગ કામ શરૂ થયું હતું. તે પ્રસંગે, ટોડરમલ શેઠના પિતાશ્રીની સાથે બન્ને ભાઇઓ હરતાફરતા અને વ્યાપારધંધામાં પલોટાવાની તાલીમ મેળવતા તે મેં જોયેલા : ઉત્સાહી તરુણોમાં જે પ્રકારની જિજ્ઞાસા દેખાય તેવી તેમનામાં દૃષ્ટિગોચર થતી હતી.

બીજો પ્રસંગ તે પછીનાં સત્તર વર્ષ

# ભગવત્સેવાપરાયણ શેઠશ્રી ટોડરમલ

લેઃ—પ્રો. ડૉ. મંજુલાલ ર. મજમૂદાર, એમ. એ., એલએલ. બી., પીએચ. ડી., વડોદરા

કહે છે કે ભગવાન તો કંઈ આપતા નથી અને કંઈ લઈ લેતા પણ નથી; છતાં સારી ખોટી બુદ્ધિ આપીને, મનુષ્યના જીવનમાં નિમિત્ત બનનાર ઈશ્વર જ છે.

વળી આ બુદ્ધિ મનુષ્યનાં પ્રાકતન કર્માનુસરિણી હોય છે, એટલે મનુષ્યે પૂર્વ જન્મમાં જેવું વાવ્યું હોય છે તેવું તે આ જન્મમાં લણે છે.

ગોલોકવાસી શેઠ ટોડરમલનો જન્મ, તેમનાં પૂર્વસંચિત કર્મ પ્રમાણે એક પ્રતિષ્ઠિત અને ગર્ભશ્રીમન્ત કુટુમ્બમાં થયો હતો અને, ભગવાન કૃષ્ણે **ગીતા**માં કહ્યા પ્રમાણે, સંસારનાં યોગક્ષેમની ચિંતાથી એમને મુક્ત રાખ્યા હતા: એમને આત્મચિંતનની અનુકૂળતા જન્મથી જ પ્રાપ્ત થઈ હતી. યોગભ્રષ્ટ આત્માઓને કોઈ પવિત્ર આચરણવાળા ગુરુકોટિમાં ગણવા જેવા બ્રાહ્મણને ત્યાં અથવા શ્રી ઠકુરાણીજીના નિત્ય-વાસથી પાવન રહેતા એવા શ્રીમાન શ્રેષ્ઠીને ત્યાં જન્મ મળે છે.

આમ ગયા જન્મનું પુણ્યાઈનું ભાથું લઈને અવતરનાર શેઠ ટોડરમલમાં જન્મગત પુણ્યાઈમાં ઉમેરો કરવા તરફ નાનપણથી વલણ હતું; એટલા એ બડભાગી હતા.

શાસ્ત્રઅધ્યયનમાં ઉપયોગી એવું સંસ્કૃત ભાષાનું તેમનું જ્ઞાન ઉત્તમ પ્રકારનું હતું અને તેને પરિણામે જ તેમણે દસહજાર રૂપિયાનો નિધિ મહારાજા સયાજીરાવ વિદ્યાપીઠમાં એમ. એ. માં સંસ્કૃત વેદાન્ત લઈ શ્રીમદ્ વલ્લભાચાર્યે બ્રહ્મસૂત્ર પર રચેલા 'અણુભાષ્ય'-નો અભ્યાસ કરવામાં જે પ્રથમ આવે તેને તેમાંથી પારિતોષિક મળે, એટલા સારુ જુદો કાઢયો છે.

કુટુમ્બમાં પુષ્ટિસંપ્રદાયના સેવાપ્રકારની પ્રણાલી ચાલુ હોવાથી, તેમને નાનપણમાંથી એ સંપ્રદાયમાં ઉપદેશેલો પ્રભુની કૃપાનો અનુગ્રહ પ્રાપ્ત કરવાનો ચિંતનનો માર્ગ ગમી ગયો હતો.

સદ્ગત સાથે મારે એક બે નિમિત્તે પ્રસંગમાં આવવાનું બન્યું હતું. ગયા જાનેવારીમાં જ સ્વર્ગસ્થ થયેલા મારા વડીલ ભાઈ વિનાયકરાય મજમૂદાર સને ૧૯૨૦ માં શેઠ સાહેબની એજન્સીની શ્રી સયાજી સ્પિનિંગ મિલ્સમાં વીવિંગ માસ્તર તરીકે નવા નવા રહ્યા હતા અને તેમને હાથે જ પહેલવહેલું સૂતર બનાવ્યા પછી તેમાંથી કાપડ વણવાની શાળો ગોઠવવાનું વીવિંગ કામ શરૂ થયું હતું. તે પ્રસંગે, ટોડરમલ શેઠના પિતાશ્રીની સાથે બન્ને ભાઈઓ હરતાફરતા અને વ્યાપારધંધામાં પલોટાવાની તાલીમ મેળવતા તે મેં જોયેલા: ઉત્સાહી તરુણોમાં જે પ્રકારની જિજ્ઞાસા દેખાય તેવી તેમનામાં દૃષ્ટિગોચર થતી હતી.

બીજો પ્રસંગ તે પછીનાં સત્તર વર્ષ

ઉપરનો છે. સુરતમાં પ્રભુસેવાને અનુલક્ષીને ખીલેલી વૈષ્ણવી લલિતકલાઓનું એક ભવ્ય પ્રદર્શન સને ૧૯૩૭ માં ભરવામાં આવ્યું હતું. તે વખતે કાંકરોલી વિદ્યાવિભાગ તરફથી હસ્તલિખિત ગ્રંથો તથા ચિત્રો પ્રદર્શનમાં પહેલી વાર જાહેરમાં મૂકવામાં આવ્યાં હતાં. એ પ્રદર્શનમાં, ભાગવત દશમસ્કંધના છેલ્લા નેવુમા અધ્યાયનું એકલ પાનું મારા જોવામાં આવ્યું, તે પાના ઉપર ગુજરાતી અથવા પ્રાચીન પશ્ચિમી રાજસ્થાની શૈલીનું એક ચિત્ર વેણુધારી કૃષ્ણ અને આજુબાજુ બબ્બે ગોપીવાળું—એવું જોવામાં આવ્યું.

જૈનોની ચિત્રશૈલીના અનુસંધાનમાં એક અ–જૈન, અથવા કહો કે એક વૈષ્ણવ ગ્રંથમાં વૈષ્ણવશૈલીનું આલેખન મારા જોવામાં આવ્યું તેથી મને ઘણો આનંદ થયો. ગુજરાતમાં ધર્મ પ્રમાણે નહિ, પરંતુ પ્રાદેશિક ધોરણે ચિત્રોની શૈલી ઉત્તરોત્તર વ્યાપક બનતી ગઈ હતી—તે વસ્તુના સમર્થન માટે મને આ ભાગવત દશમસ્કંધનું પાનું બહુ ઉપયોગી જણાયું.

પરિણામે કાંકરોલીસ્થ મહારાજશ્રી વ્રજભૂષણલાલજીને મેં વિનંતિ કરી કે 'એ ચિત્રવાળા પાનાને અસલ રંગમાં છપાવી શકાય તે સારુ મને તે પાનું ધીરવાની કૃપા કરો.' મહારાજશ્રીએ એ પાનું વડોદરામાંના તેમના કૃપાપાત્ર શેઠશ્રી ટોડરમલને ત્યાં મોકલાવી આપ્યું: અને, મારા સ્નેહી અધ્યાપક ગોવિંદલાલ ભટ્ટની બાંહેધરી મળ્યા પછી, મને તે પાનું ઉપયોગ માટે સોંપવામાં આવ્યું હતું. આ પ્રસંગે મને શેઠ સાહેબના સૌજન્યનો પ્રત્યક્ષ અનુભવ થયો હતો. આ તો એક અસામાન્ય પ્રસંગ હતો તેથી જ સ્મૃતિમાં નોંધાઈ રહ્યો છે, તે આ સ્મૃતિગ્રંથ નિમિત્તે પ્રકટ કરી શકું છું.

'ટોડર'નો અર્થ 'ડમરો' અથવા 'ડમરાની મંજરી' થાય છે. શેઠશ્રી ટોડરમલનો સ્થૂલ દેહ આ ભૂમિ પર નથી, છતાં એમનાં સુચરિત્રોની સુવાસ પાવનકારી છે, અને ડમરાની જેમ તે મહેંકી રહેશે એમાં સંશય નથી.



## શ્રી સયાજી મિલમાં શ્રીમંત મહારાજા સાહેબને શ્રી ટોડરમલ શેઠ તરફથી ગાર્ડન પાર્ટી



(ડાબી બાજુથી) શ્રી ટોડરમલ શેઠ સામળ બેચર, સર ટી. વી. કૃષ્ણમાચાર્ય (દીવાન સાહેબ), શ્રીમંત ખંડેરાવ શ્રીમંત ઉદયસિંહરાવ, શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ, શ્રીમંત મહારાણી સાહેબ ચિમનાબાઈ, શ્રી કમળાબહેન ટોડરમલ ... પાછળ ઊભેલા) શ્રી ડાહ્યાભાઈ શેઠ સામળ બેચર

# યોગભ્રષ્ટ શેઠ

લેખકઃ—પં. લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી, નિવૃત્ત પ્રધાનાધ્યાપક,
સંસ્કૃત મહાવિદ્યાલય, વડોદરા

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।
[श्रीमद्भगवद्गीता, अध्याय ६.]

પવિત્ર અને ધનાઢય કુટુંબમાં જન્મ થવો એ પૂર્વનું ઘણું પુણ્ય હોય તો થાય છે અને આવો જન્મ શ્રેષ્ઠ મનાય છે.

ગોલોકવાસી શેઠશ્રી ટોડરમલ સાથેનો મારો પરિચય ઘણા લાંબા વખતનો છે; છતાં તેમના સાક્ષાત્ સંપર્કમાં આવવાના પ્રસંગ થોડા મળ્યા છે. પરંતુ જ્યારે જ્યારે હું એમના સંપર્કમાં આવ્યો છું ત્યારે ત્યારે એમના સદ્‌ગુણોની મારા ઉપર જે છાપ પડી છે તે કદી વિસારી શકાય તેવી નથી, એટલે આ સ્મારક ગ્રંથમાં મારો અનુભવ જણાવવો એ હું મારું કર્તવ્ય સમજું છું.

તેઓના પિતાશ્રી વિદ્વાન અને સંસ્કારી હતા અને વડોદરા રાજ્યના આશ્રિત ખાનદાન કુટુંબના વડોદરા શહેરના અગ્રગણ્ય શેઠિયા હતા. શેઠશ્રી ટોડરમલ આવા સંસ્કારી પિતાના પુત્ર હોઈ નાનપણથી સારી કેળવણી અને સંસ્કાર સાથે ઊછર્યા હતા.

કવિકુલગુરુ કાલિદાસની ઉક્તિ અનુસાર આ જગતમાં લક્ષ્મી અને વિદ્યા બંને એક જગાએ મળવાં દુર્લભ હોય છે, પરંતુ શેઠશ્રીમાં આ બંને એકબીજાના મધુર સાહચર્યથી રહ્યાં હતાં. તેઓ પોતે અંગ્રેજી ભાષા સારી જાણતા હતા અને તે ઉપરાંત શેઠિયાઓમાં વિરલ એવું સંસ્કૃત ભાષાનું જ્ઞાન ધરાવતા હતા. તેમણે સંસ્કૃત સાહિત્ય, દર્શનશાસ્ત્રો વગેરેનો સારો અભ્યાસ કર્યો હતો અને શુદ્ધાદ્વૈત સંપ્રદાયના ગ્રંથોનું પરિશીલન કરી આ સંપ્રદાયના સિદ્ધાંતોનું ઉચ્ચ કોટીનું જ્ઞાન ધરાવતા હતા. તેઓએ છેવટ સુધી પોતાનો સ્વાધ્યાય નિયમિત રીતે ચાલુ રાખ્યો હતો. તેઓને વિદ્વાનો તરફ ઘણો આદર હતો અને હમેશાં વિદ્વાનોના સમાગમમાં કાલક્ષેપ કરવા ઇચ્છા રાખતા હતા. વિદ્વાનોની સાથે તેઓ વિષયની ચર્ચા કરી પોતાનું જ્ઞાન દૃઢ અને નિઃશંક કરવા હમેશાં તત્પર રહેતા અને યોગ્ય વિદ્વાનોની કદર કરી પ્રસંગ આવ્યે તેમનો સત્કાર કરવાનું ચૂકતા નહિ. તેઓ પોતે શુદ્ધાદ્વૈત મતના અનુયાયી હોવા છતાં બીજા મતો તરફ કદી અરુચિ બતાવી નથી; અને બીજા સંપ્રદાયોની સભાઓમાં હાજરી ખુશીથી આપતા. આ ઉપરાંત તેમનામાં મહાન ગુણ નિરભિમાનપણાનો હતો જે લક્ષ્મીવાનો અને વિદ્વાનોમાં મળવો દુર્લભ હોય છે.

તેમના સંસ્કૃત ભાષાનાં પ્રભુત્વ અને આદર વિશે મને થયેલા એક અનુભવનો ઉલ્લેખ અત્રે કર્યા વગર ચાલે તેમ નથી.

હું વડોદરા સંસ્કૃત મહાવિદ્યાલયમાં પ્રધાનાધ્યાપકના પદ ઉપર હતો ત્યારે શારદોત્સવના પ્રસંગે એક સભાના પ્રમુખ તરીકે શેઠશ્રીની વરણી કરવામાં આવી હતી. સભાનું કાર્ય સંસ્કૃત ભાષામાં ચાલ્યું હતું. આ પ્રસંગે શેઠશ્રીએ પ્રમુખ તરીકે સંસ્કૃત ભાષામાં કરેલા પ્રવચનથી વિદ્વાનો પણ આશ્ચર્યચકિત થયા હતા, અને સર્વ ઘણા પ્રસન્ન થયા હતા.

આ રીતે શેઠશ્રીમાં લક્ષ્મી, વિદ્યા, નિરભિમાનપણું, સૌજન્ય, સાત્ત્વિકતા વગેરે અને સદ્‌ગુણોનો વાસ હતો. આવા પુરુષો પો આદર્શ જીવનથી ખરેખર બીજા શેઠિયાઓ પ્રેરણા આપી માર્ગદર્શક બને છે. અને તેમનુ જીવન આ રીતે બીજાને પ્રેરણા આપે એ જગન્નિયંતા પરમાત્મા પાસે પ્રાર્થના કરી હું આ મારું સંક્ષિપ્ત સંસ્મરણ સમાપ્ત કરું છું.

---

## "મિઠ્ઠી યાદ!"

લેખકઃ—સૌ. ઇલા ર. મહેતા, અમદાવાદ

"કેમ બહેન!! ચાલો! ઘેર!!" એમ કહેતા અમદાવાદ સ્ટેશને હસતે મોંએ માનનીય ટોડરમલભાઈ બોલ્યા: "આવો, આપણે ત્યાં જ—આજે તો!!" "રમણભાઈ! જુઓ તો ખરા અમદાવાદનું અમારું રહેઠાણ!!" એમ કહી ઘણા જ ભાવથી સ્ટેશનથી સીધા (પંચભાઈની પોળે) એમના ઘેર લઈ ગયા. (કાંકરોલીનરેશને અમદાવાદ સ્ટેશને મૂકવા જતાં અમે ભેગાં થયાં તે પ્રસંગે.)

ઘરમાં દાખલ થતાં જ શ્રીટોડરમલભાઈ બોલી ઊઠ્યા:

"લ્યો!! આ આપણાં બહેન આવ્યાં છે.!!"

અમે બધાં અંદર ગયાં, ને ઉપર દાદર ચડયાં, ત્યાં તો (અમો—બંનેને) આવ આપતાં, હેતાળ કમળાબહેન બોલ્યાં:

"આવો! આવો!! હું તમારા આવ્યા આશા રાખતી હતી. કેમ છો? મઝામાં ને?

મુ. ટોડરમલભાઈએ તરત જ કહ્યું: "જુઓ!! હું નહોતો કહેતો કે તમને જ સંભારે છે?"

અને ખરેખર, અમને એકબીજાને મળવા સ્વજનોને મળ્યાં હોઈએ તેવો આત્મસં થયો. તેઓની સુજનતા માટે શું લખુ એમનું ઓજસભર્યું વ્યક્તિત્વ આજે સાંભરી આવે છે. તેમનો તિલકથી ઊઠતો લસલસતો ભાલપ્રદેશ, અને સ ચહેરો કદી ભુલાય તેમ નથી. તે અમને (ત્યાં જ રોકાઈ, સા.

## દામ્પત્ય જીવન (ઇ. સ. ૧૯૨૯)



શ્રી કમળાબહેન અને શ્રી ટોડરમલ શેઠ

લેવા માટે) ઘણો આગ્રહ કર્યો, પણ સંજોગો અનુરૂપ ન હોવાથી અમે (તેમના દિલનો ચાહ અને ચા–દૂધનો) ચા તેમજ પ્રસાદી બીડાનાં પાન લીધાં. પછી તો સંપ્રદાયના સાહિત્યની વાતો કરી, તેમાં ઘણો રસ–રંગ જામ્યો, ઘણું સમજવાનું અને સાંભળવાનું મળ્યું. તેમાંથી નોંધવા જેવું અને જિજ્ઞાસુઓએ જોવા જેવું તો એ છે કે તેમના (અહીંના) અમદાવાદના પંચભાઈની પોળના મકાનમાં ઉપરના દીવાનખાનામાં સંગીતનાં દરેક રાગ–રાગણીઓ તેમજ શ્રીની નૌતમ લીલાઓનાં અતિ સુંદર ચિત્રો (અસલના જમાનાનાં છતાંય જેવાં ને તેવાં) ટંકાવેલાં છે. અમુક રાગ અને રાગણીનાં ચિત્રોની સમજ અને ભાવના અમને તેઓએ કહી હતી. ખેર, ત્યારે ખબર નહોતી કે આ ઘરમાં અમારી તેમની સાથેની તે છેલ્લી જ મુલાકાત છે.

વળી એક પ્રસંગે બહાદરપુર જતાં તેમનો (વડોદરાના ઘરનો) સહવાસ, અને બહાદરપુરમાં એકાદ બે દિવસ સાથે રહેવાના પ્રસંગમાંથી પણ સાહિત્ય સંગીતનો શોખ અને સંપ્રદાય તેમજ ગુરુઘર તરફનાં તેમનાં અપાર મમતા અને ભાવ જણાઇ આવતાં હતાં.

આજે તે સુહાગી ભૂતકાળને સજીવન કરી આનંદવું રહ્યું. મુ. ટોડરમલભાઈ તો વડલાની જેમ શીતળતા દેતા એકાએક જીવન સમેટી લઈ આપણી વચ્ચેથી ચાલ્યા ગયા, અને બહેન કમળાબહેનને તો હવે એકલે હાથે હિમ્મતથી જીવનનાવ હંકારવું રહ્યું. શ્રીની સેવા, અને નાનો, પણ સમજુ ભાઇ–"રાજુ" તેમના આછા જીવનની મિઠ્ઠી વીરડી સમાન છે.

× × ×

અમારે તેમની સાથેનો પ્રથમ પરિચય આજથી આઠ નવ વર્ષ પહેલાં (શ્રીગુરુઘેર) કાંકરોલીમાં દિવાળીમાં થયેલો, કારણ કે અમે લગભગ છેલ્લાં આઠેક વર્ષથી (શ્રીકૃપાથી) અન્નકૂટની ઝાંખી અને દીપોત્સવીઉત્સવો કરવા કાંકરોલી જતાં અને તે અરસામાં મુ. ટોડરમલભાઈ, તથા શ્રી કમળાબહેન ત્યાં અચૂક મળતાં. અને દર સાલ કહાન જગાવવાના દર્શન સમયે સાંજે શ્રીસાંનિધ્યમાં કહાનતિબારીમાં તથા બીજે દિવસે સવારે ગોવર્ધન ચોકમાં શ્રીગિરિરાજજીના પૂજન સમયે પૂજ્ય ગુરુદેવની પારાવાર કૃપાથી શ્રીદર્શનનો અલભ્ય લાભ અમો બન્નેને સાથે બેસીને મળતો. અને ત્યારે કીર્તનની,–શ્રીના અમુક શૃંગાર, અને શ્રીગુરુદેવની છટાની તથા અમુક પ્રણાલિકાની સરાહના કરી હૃદયમાં ભાવ ઊભરાઈ જતાં તેમની આંખો આંસુ ભીની થઈ જતી હતી. ગિરિપૂજન સમયે પગથિયા ઉપર બેસવાની "મિઠ્ઠી યાદ" આવતાં હૃદય દ્રવે છે. અમારે તેમની સાથેના સંબંધમાં લૌકિક વ્યવહારની ગંધ જરાય હતી નહિ, છતાં શ્રીની અલૌકિક ઝાંખી કરતાં હવે તેમની ખોટ સદાય સાલશે.

જોકે તેમની તબિયત છેલ્લા છ–આઠ, મહિનાથી સારી રહેતી નહોતી. અને (કાંકરોલી) બેટીજીના લગ્ન–પ્રસ્તાવમાંથી પાછા આવ્યા બાદ તેઓ બે (મહિના) અમદાવાદ રોકાયા હતા, અને અહીંથી વડોદરા ગયા પછી

તબિયત વધારે બગડી ગઈ, અને માનનીય ટોડરમલભાઈ ગોલોકવાસી થયાના દુઃખદ સમાચાર સાંભળતાં જ એમ થયું કે ' આવા ધીર ગંભીર, સરળ હૃદયના અને સશક્ત બાંધાના શરીરવાળાને શું થઈ ગયું ?'

તેઓ દ્રવ્યસંપન્ન, અને દુન્યવી વૈભવમાં ઊછર્યા હોવા છતાં, પુષ્ટિસંપ્રદાયના જ આચારવિચારમાં પોતાના જીવનનું ઘડતર ઘડનાર હતા. આવા ભાવિક ભગવદીય આપ્ત અચાનક દુનિયા છોડી જાય છે ત્યારે શૂન્યતા લાગે છે. અને અમારે માટે તો આજે મુ. ટોડરમલભાઇનું દેહાવસાન વડોદરાની દિશા સૂની કરી ગયું છે.

ગઈ સાલ (૧૯૫૩)માં તા. ૧૭–૧૦–૫૩ ને શનિવારે બપોરના એમણે ગોલોકવાસ કીધો, એટલે લગભગ ૫૩ વર્ષના ગાળામાં એમનું જીવન પ્રો. ગોવિંદભાઈ ભટ્ટ સાહેબની સાથે તેમજ સંપ્રદાયના–સાહિત્ય સાથે એક થયું હતું.

એમના આચારવિચાર દ્વારા અને પુસ્તકો દ્વારા મને લેખનપ્રવૃત્તિમાં ઉત્સાહ આપી ટેકો કરતા હતા. થોડા દિવસ અગાઉ એક સંબંધી તરફથી ખબર પડી હતી કે આ માંદગી તેમને ભારે લાગી હતી ખરી, પણ ટૂંક વખતમાં જ જીવનદીપ બુઝાશે એવું નહોતું ધાર્યું. અમને અંતરમાં ઊંડે–ઊંડે સંપ્રદાયમાં વિપરીત આવતા દિવસો માટે વિચારો થતા હતા. એમને એમ હતું કે સંપ્રદાય અને સાહિત્ય માટે જરૂર કાંઈ કરવું જોઇએ. જોકે તેઓ સ્વભાવે શાંત અને ઝીણવટવાળા છતાં સંપ્રદાયનો સાહિત્ય દ્વારા પ્રચાર કરાવવાની ધગશ હતી. પણ–મહાનુભાવોનું જીવતર અણધાર્યું આથમે છે. કયા ભગવદીયોએ પોતાનાં રોપેલાં બીજ સંપૂર્ણ ઊગ્યાં દીઠાં છે ? તેઓ તો માર્ગદર્શક થઈ ચાલ્યા જાય છે. ( વડોદરા યુનિવર્સિટીને રૂપિયા દસ હજારની રકમ આપી, જેના વ્યાજમાંથી વલ્લભસિદ્ધાન્તના પ્રચાર માટે યોજના કરી છે )

આજે આપણે ત્યાં એક જ કાર્ય પાછળ પોતાની જિંદગી ખર્ચી નાખનાર ભગવદીયો ગણ્યાં ગાંઠયાં છે, તેમાંથી મુ. શ્રી ટોડરમલભાઈ ઓછા થયા. તેમણે શું શું કર્યું વગેરે વર્ણન કરવાનું મારું શું ગજું ? એ તો કેળવણીના ઇતિહાસ લખનાર મહાનુભાવ પ્રોફેસર ગોવિંદભાઈ ભટ્ટ સાહેબ કરી શકે.

હું તો એટલું જ કહી શકું કે—" વડોદરામાં કાંકરોલીના ઘર માટે ભાવ–અને–માન રાખનાર એક સેવક છે" એવું ભાન કરાવનાર મુ. ટોડરમલભાઈ હતા. તેમના દેહાવસાનથી સંપ્રદાયમાં, કુટુંબમાં અને સ્નેહીજનોમાં ન પુરાય તેવી ખોટ પડી.

એ તો કસોટીના સમયમાં, નિજચરણારવિંદમાં અખંડ શાંતિ અને આનંદ લેવા ગયા. આવા સાહિત્યપ્રેમી ભગવદીયની સ્મૃતિરેખા ચિ. ભાઈ રાજુ સચોટ રાખે, એ જ આશા.



# કીર્તનકલા-પ્રેમી શ્રી. ટોડરમલ શેઠ

લેખકઃ—શ્રી, ચંપકલાલ છ. નાયક, 'સંગીત વિશારદ' 'કીર્તન-રત્ન'

આજથી દશ વર્ષ પહેલાં જ્યારે કાંકરોલીમાં શ્રીદ્વારકેશપ્રભુની છત્રછાયામાં રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું ત્યારે લગભગ અઢી વર્ષના એ ગાળામાં ગો. વા. ભ. શેઠશ્રી ટોડરમલભાઇના નિકટ પરિચયનો અવારનવાર લાભ મળતો હતો. અન્નકૂટ, ડોલ, જન્માષ્ટમી વગેરે ઉત્સવો પર અથવા અન્ય અવકાશનો સમય મળતાં તેઓ કોઇપણ પ્રકારની ચિંતા ઉપાધિ કે ઉતાવળ કર્યા સિવાય દિવસો સુધી કાંકરોલીમાં મુકામ રાખતા હતા, કેમકે પૂ. મહારાજશ્રીની તેમના કુટુંબ પરની અતુલ કૃપાના પરિણામે કાંકરોલી તેઓને મન પોતાના ઘર જેવું થઈ પડયું હતું, જ્યાં તેઓ દર્શન-સેવાનો અલૌકિક લાભ મેળવતા હતા..

પૂ. મહારાજશ્રીએ વિકસાવેલ વિદ્યા-વિભાગાદિ વિદ્યા-કલાની અન્ય પ્રવૃત્તિઓમાં પણ સારો રસ ધરાવતા, માહિતી મેળવતા અને જરૂર પડયે યોગ્ય વિચારો પણ પ્રગટ કરતા હતા. સંપ્રદાયના સંસ્કૃત સાહિત્યનો અત્યંત શોખ અને તેમાંય શ્રીમદ્‌વલ્લભાચાર્ય-જીના સિદ્ધાંત-ગ્રંથોનો માર્મિક અભ્યાસ તેમના પરિચયમાં આવનારને સહેજે જણાઈ આવતાં હતાં. દર્શન સમયે અને અનોસરમાં કેટલીક વાર કીર્તનોનું અને બીનવાદનનું ધ્યાન અને રસપૂર્વક શ્રવણ કરતા જોવામાં આવતા ત્યારે કીર્તનકલા પ્રત્યેનાં તેમનાં શોખ ભક્તિ અને અનુરાગ સ્પષ્ટ તરી આવતાં હતાં.

આપણી કીર્તન-કલા સશાસ્ત્ર અને પ્રાચીન પ્રણાલિના સુમેળ સહ પ્રચારમાં આવે અને તે આજની દુનિયામાં પૂર્વવત્ વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરે તે માટે સમ્પ્રદાયમાં આજની શિક્ષણ-પદ્ધતિ મુજબ શિક્ષાક્રમ આપવાની યોજના હોવી જોઈએ એવા મારા વિચારો સાથે પ્રથમ-મુલાકાત વખતે જ તેઓ સહર્ષ સહમત થયા હતા અને ત્યારથી મારા મન પર તેઓ માટે સદ્‌ભાવની લાગણી ઉત્પન્ન થઈ હતી. ત્યારપછી તો જ્યારે જ્યારે કાંકરોલી આવતા ત્યારે કીર્તન-સંગીત સંબંધમાં હું કંઇ કહેતો અથવા કીર્તન સંભળાવતો તે રસપૂર્વક સાંભળતા અને વિચારોની આપલે પણ કરતા.

કાંકરોલીમાં સ્થપાયેલું શ્રી દ્વારકેશ સંગીત વિદ્યાલય દૂર હોવાથી વૈષ્ણવો તેનો યોગ્ય લાભ ન લઈ શકે એ મુદ્દા પર તે વખતે અમદાવાદ કે વડોદરા લઈ જવું એ વિશે જ્યારે વાત-ચીત થઈ ત્યારે જો વડોદરા સ્થાપવામાં આવશે તો બનતી તમામ સગવડ અને સેવા આપવા તેઓએ અત્યંત ઉત્કંઠા બતાવી હતી, એટલું જ નહિ, પરન્તુ કીર્તન-સંગીત શીખનાર વિદ્યાર્થી તરીકે સૌ પ્રથમ પોતાનું નામ નોંધાવશે તેમજ આર્થિક મદદમાં સહાય થવા માટે પોતે ઘરનું

ટ્યુશન પણ રાખશે વગેરે, અદમ્ય ઉત્સાહ સાથે એક નવજુવાનને છાજે તેવી ધગશપૂર્વકના જ્યારે વિચારો જણાવ્યા હતા ત્યારે મને ઘડીભર આશ્ચર્ય થયું હતું અને ધનિક વર્ગમાં પણ આવા કીર્તન–કલા પ્રેમી સજ્જનો છે એ જાણી અત્યાનંદ થયો હતો. પરન્તુ સંજોગવશાત્ એ વિદ્યાલય ગુજરાતમાં આવી ન શક્યું.

આ સિવાય કીર્તન–કલાપ્રેમનો એક પ્રસંગ અત્ર ખાસ યાદ આવે છે તે એ છે કે —સમ્પ્રદાયના સંગીતની પરંપરા હાલ પણ સશાસ્ત્ર જળવાઈ રહી છે એવા કીર્તન–કલા પ્રચારના હેતુને મૂર્ત સ્વરૂપ આપવા એઓશ્રીએ શ્રીમાન તૃતીયપીઠાધીશ્વર ગો. શ્રી વ્રજભૂષણલાલજી મહારાજ જ્યારે વડોદરા પધાર્યા હતા ત્યારે પૂ મહારાજશ્રીના અધ્યક્ષપદે પોતાને ઘેર યોજેલા સમારંભમાં સમ્પ્રદાયના સંગીતનો ખાસ કાર્યક્રમ રાખ્યો હતો, જેમાં વડોદરાના અગ્રગણ્ય નાગરિકો, વિદ્વાનો, સાહિત્યકારો, દીવાન સાહેબ તથા અન્ય કર્મચારીઓની હાજરી ધ્યાન ખેંચે તેવી હતી. આ બધા જ શ્રોતાજનો પર–કીર્તન–કલાના કાર્યક્રમની સુંદર અસર થઈ હતી.

આ પ્રકારનાં એઓશ્રીના સંપર્કનાં સંસ્મરણો જ્યારે સ્મરણમાં લાવું છું ત્યારે શ્રીમંત વર્ગમાં ભાગ્યેજ જોવા મળે તેવું નિખાલસ હૃદય, મિલનસાર સ્વભાવ, સાહિત્ય–કલાપ્રેમ, ગોસ્વામી બાળકો પ્રત્યેનો અનુરાગ અને સેવાભાવના વ. સ્મરણચિત્રો આજે પણ દૃષ્ટિ સમક્ષ ખડાં થાય છે. છેવટે શ્રીમહાપ્રભુજીની વાણીમાં અચળ શ્રદ્ધા ધરાવનાર કીર્તન–કલાપ્રેમી એવા એ સંસ્કારી અને નિરભિમાની આત્માને પ્રભુ નિજાનંદનું સુખ અર્પો એ પ્રાર્થના સાથે વિરમું છું.

---

# ઓસરતી પેઢી

લેઃ—શ્રી. હરિલાલ ગણપતરામ શાહ

જગદ્‌ગુરુ શ્રી વલ્લભાચાર્યજીએ પુષ્ટિમાર્ગ—અનુગ્રહમાર્ગ—શરણમાર્ગ પ્રકટ કર્યો. અને આપશ્રીના દ્વિતીય પુત્ર શ્રી પ્રભુચરણ શ્રી વિઠ્ઠલનાથજીએ તેને સોળે કળાએ વિકસાવ્યો ને આખી સેવાપ્રણાલિકા સુવ્યવસ્થિત બનાવી.

ગોસ્વામી બાળકો પ્રખર–વિદ્વાનો પાકયા અને શ્રીગોપેશ્વરજી શ્રીહરિરાયજી શ્રીપુરુષોત્તમજી લેખવાળા વગેરે ઘણા પ્રાતઃસ્મરણીય વિદ્વાનો ને દૃઢ ટેકવાળા ગોસ્વામી મહારાજો ને ભક્તોએ માર્ગને દીપાવ્યો.

સંપ્રદાયની મહત્તા, ઉદારતા ને વિશ્વભાવનાએ ઘણા રાજારાણા, ધનપતિઓ, ખ્યાતનામ કવિઓ અને લેખકો માર્ગના અનુયાયી બન્યા ને મહાનુભાવ રસખાન, અલીખાન જેવા મુસલમાન કોમના પણ મહાન ભક્તો આમાં પાકયા. સંપ્રદાયના વિપુલ સાહિત્યથી

અન્ય વિદ્વાનો પણ આશ્ચર્યમુગ્ધ બન્યા ને એ રીતે "પુષ્ટિમાર્ગ એટલે પ્રેમલાનો માર્ગ" "સંકુચિત દૃષ્ટિવાળો માર્ગ" વગેરે પ્રચલિત થવા માંડેલી માન્યતાઓ આપોઆપ જ ભૂંસાઈ ગઈ. વચમાં જરા પાછી કંઈક શિથિલતા જણાઈ. મોટાભાગના શ્રી ગોસ્વામી બાળકો ફક્ત પોતાનાં સેવ્ય સ્વરૂપોમાં જ સેવાપરાયણ રહેવા લાગ્યા ને તેથી પ્રચારકાર્યમાં ઓટ આવ્યો. પુષ્ટિમાર્ગના પાંગરીને પલ્લવિત બનેલ છોડને જળસિંચન બરાબર ન થવા લાગ્યું. માર્ગીય સાહિત્ય જે વિપુલ પ્રમાણમાં છે તેનું પ્રકાશન પણ નહિવત્ બન્યું ને પરિણામે કેટલાંક તેજોદ્વેષી અને વિરોધી બળોને આ મોકો મળતાં તેમણે માર્ગ સામે કાદવ ઉડાડવા પ્રયત્ન કર્યો. પણ આ તો ક્ષણજીવી બન્યું.

પછી તો નવો એક એવો જુવાળ આવ્યો કે પુષ્ટિસંપ્રદાયની બોલબાલા જ્યાં ત્યાં સંભળાવા લાગી. વિરોધીઓના હાથ હેઠા પડ્યા. ભારતના મોટા રાજા મહારાજા, ભરતપુર, કોટા, કિસનગઢ, લખતર ઈડર વગેરે જેવા સંપ્રદાયના અનુયાયી બન્યા. કોટા કિસનગઢ વગેરે મંદિરોમાં જેણે સેવાપ્રણાલી વૈભવ જોયાં હોય તેને જ આ માર્ગની જાહોજલાલીનો ત્યાંનો ખ્યાલ આવી શકે. રાજાઓ જાતે પુત્રપરિવાર સાથે સેવા કરતા ને જળની ગાગરો લઈ જતા. ધનપતિ શેઠિયાઓનું પણ એમ જ હતું. ખાસ કરીને મુંબઈની ભાટિયા કોમના વૈષ્ણવો ને અમદાવાદ મુંબઈના બીજા ધનપતિઓ ને મિલમાલિકો સંપ્રદાયના સેવકો હોઈ ઘરે સ્વરૂપસેવા જાતે કરતા ને માર્ગીય સાહિત્યના પ્રકાશનને પણ મદદ કરતા. પ્રચારકાર્ય પણ જોરશોરથી થવા લાગ્યું. આ રીતે વિદ્વાનો, લેખકો અને શાસ્ત્રીઓને ઘણું ઉત્તેજન મળ્યું. પરિણામે વૈષ્ણવ મહાસભા, શુદ્ધાદ્વૈત મહાસભા, શુદ્ધાદ્વૈત સંસદ જેવી સંસ્થાઓ અસ્તિત્વમાં આવી ને સંપ્રદાયના પ્રચાર અને પ્રકાશન કાર્યને કંઈક અનેરો વેગ મળ્યો. ઠામ ઠામ બાળકોના અભ્યાસ ખાતર માર્ગીય પાઠશાળાઓનાં સંચાલન શરૂ થયાં ને શ્રી વલ્લભાચાર્યજી તથા શ્રી વિઠ્ઠલનાથજી વગેરેના પ્રાકટ્યોત્સવો ઘણી ધામધૂમથી ગામોગામ ઊજવાવા લાગ્યા.

હા નાથ !

સમય સમયનું કાર્ય કરે છે. શ્રીહરિ સર્વ સમર્થ છે. તેની લીલાને કોઈ સમજી શકતું નથી. ઉપરનું જે શબ્દચિત્ર આપણે જોયું તે છેલ્લા ૨૦-૨૫ વરસ સુધીનું છે. કલિકાલ મહાન દુસ્તર છે. પ્રભુની ઇચ્છા અકળ છે. જૂની પેઢીના શ્રી ગો. બાળકો, ધર્મનિષ્ઠ રાજા મહારાજાઓ, ભાવુક શેઠશાહુકારો, વિદ્વાન શાસ્ત્રીઓ ને બીજા અનન્યમહાનુભાવ ભક્તો વગેરે જાણે આપણી વચ્ચેથી એક પછી એક ઘણી ઝડપે હમણાં હમણાં અદૃશ્ય થતા જાય છે. આમ જૂની પેઢી ઝપાટાબંધ ઓસરતી જાય છે. માર્ગને ખાસ સેવાપરાયણ અને વિદ્વાન ગોસ્વામી બાળકોની, ધનિક શ્રદ્ધાળુ વૈષ્ણવોની, વિદ્વાન શાસ્ત્રીઓની અને અનન્ય કોટિના ભક્તોની જે ખોટ હમણાંથી પડવા લાગી છે તે પૂરનાર નવી પેઢીમાંથી અત્યારે તો કોઈ બહાર આવતા જણાતા નથી, એ જોઈને આપણને ખરે જ ગ્લાનિ થાય છે. શેઠશ્રી ટોડરમલભાઇ પણ આવા ધર્મ પરાયણ ધનિક અને આદર્શ વૈષ્ણવોમાંના એક હતા.

તેઓશ્રીના વંશમાં વારસાગત સાચી વૈષ્ણવતા છે. પોતે જાતે શ્રદ્ધાળુ ને સેવાપરાયણ રહેતા, એટલું જ નહિ, પણ માર્ગીય સાહિત્યના પ્રકાશનમાં ને પ્રચારમાં તન મન ધનથી મદદ કરતા ને સંપ્રદાયના ઉત્કર્ષનો હમેશાં વિચાર કર્યા કરતા. હમણાં જ વડોદરાની યુનિવર્સિટીને શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના પ્રચાર માટે આપેલ દાન તેની સાક્ષી પૂરે છે. તેઓશ્રીના ગોલોકવાસથી આપણા સંપ્રદાયે એક ઉત્તમ કોટિના વૈષ્ણવ ને દાતા ગુમાવ્યા છે. અને તેથી આપણા સંપ્રદાય ઉપર એક પછી એક આવી જાતના જે આઘાત આવ્યા છે તે બધા પ. ભ. શેઠશ્રી ટોડરમલભાઈના આપણી વચ્ચેથી જવાથી તાજા થાય છે.

હા નાથ ! તારી શી ઇચ્છા છે તે સમજમાં નથી આવતું. આ તારું લીલાવૈચિત્ર્ય માની જીવભાવે સંતોષ માનવા સિવાય બીજો આરો નથી.

॥ अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥

---

## સ્મરણાંજલિ

લે:—શ્રી. ચિમનલાલ કિ. શાહ, બી. એસ સી.; એલએલ. બી.

શેઠ સાથે મારો સીધો પરિચય ન હતો, પરંતુ પુષ્ટિમાર્ગીય ગ્રંથોનું હાર્દ જાણવાની શેઠ સાહેબની ખૂબ જ જિજ્ઞાસા હતી તેની મને ખબર છે. હું કૉલેજમાં વડોદરા વિશ્વવિદ્યાલયમાં ભણતો તે પ્રસંગે પૂ. બદરીનાથ શાસ્ત્રીજીના સમાગમનો મને લાભ થયેલો, એટલું જ નહિ, તે શાસ્ત્રીજી દ્વારા મને પણ ભાગવતાર્થ નિબંધના કેટલાક શ્લોકોને સમજવાનો લાભ મળેલો.

વાતચીત દરમિયાન ઘણીવાર શાસ્ત્રીજી શેઠની પુષ્ટિમાર્ગ માટેની ધગશ વખાણતા, એટલું જ નહિ, પણ ઘણી વાર શેઠશ્રી શાસ્ત્રીજી પાસે અધ્યયન માટે આવતા, અને વિદ્વન્મંડન જેવા આકર ગ્રંથનું અધ્યયન કરવા માટે હમેશાં ઉત્સુક રહેતા. પૂ. બદરીનાથ શાસ્ત્રીજીના સમાગમમાં આવનારને શાસ્ત્રીજી માટે તો માન ઉત્પન્ન થયા વિના રહે જ નહિ, ને શાસ્ત્રીજી પાસેથી અધ્યયન લેવું તે પણ એક દુષ્કર કાર્ય છે. આવા શાસ્ત્રીજીના કૃપાપાત્ર થનાર પોતે પણ જરૂર વિદ્વાન હોય જ, કારણ કે विद्वानेव विजानाति विद्वज्जनपरिश्रमम् । વિદ્વાન માણસનો ક્યાંસુધીનો અને કેટલો અભ્યાસ કેટલી ખંત અને મહેનતનો પરિપાક છે, તે તો બીજો વિદ્વાન જ સમજી શકે ને ! આ ન્યાયે શેઠ ટોડરમલને પોતાના શિષ્ય બનાવીને વિદ્વન્મંડન જેવા આકર ગ્રંથનું મનન કરવાનો વિદ્વાન કવિનો પ્રયાસ ખૂબ જ સ્તુત્ય હતો, એટલું જ નહિ, પરંતુ માર્ગીય

હાર્દ સમજવાની કેટલી બધી તમન્ના કે તાલાવેલી હતી તે બતાવે છે. પોતે અનેક વ્યવસાયમાં હોવા છતાં આવા આકર ગ્રંથનો અને તેની સાથે માર્ગના બીજા ગ્રંથોનો અભ્યાસ કરવાની મનોભિલાષા એ બીજાને પ્રેરક બને એ જ એમનું અનુકરણીય સ્મારક કરી શકાય. પૂ. બદરીનાથ શાસ્ત્રીજીએ તે પછીથી એકાદ વાર તે ભાઈનો પરિચય કરાવેલો, પરંતુ અંગત સંબંધ મારો વિશેષ નહિ થયેલો હોવાથી હું તેમના વિશે વધારે લખી શકું એમ નથી, પરંતુ આવા ભગવદીયનું સાચું સ્મારક તો તેમના અતિપ્રિય એવા વિદ્વન્મંડન જેવા આકર ગ્રંથ પૂ. બદરીનાથ શાસ્ત્રીજી જેવા વિદ્વાન સરલ અને સર્વગમ્ય ભાષા તથા શૈલીમાં પ્રકટ કરે એ જ હોઇ શકે જેથી ગોલોકવાસી શેઠની રહીસહી મનોભિલાષા તૃપ્ત થાય, અને એ ગ્રંથ જોડે તેમનું નામ જોડવાથી કાયમી યાદ પુષ્ટિમાર્ગમાં રહી જાય અને માર્ગીય સુંદર સેવા થાય.

પુષ્ટિમાર્ગીય ગ્રંથનું સાચું હાર્દ સમજવા માટે સંસ્કૃત ભાષાનો ખૂબ જ પરિચય આવશ્યક થઈ પડે છે, તે ન્યાયે વિદ્વન્મંડન, સુબોધિની વગેરેનો સ્વયં અભ્યાસ કરવાની તીવ્ર આકાંક્ષા રાખતા શેઠ ટોડરમલનું સંસ્કૃત જ્ઞાન પણ ખૂબ જ હોય એ સ્વાભાવિક છે. આવા પુષ્ટિમાર્ગીય ભક્તોનું જીવન બીજી રીતે માર્ગમાં પ્રેરણારૂપ ન બને તોપણ માર્ગીય સાહિત્ય પ્રત્યે અભિરુચિ ઉત્પન્ન કરીને તેને જાણવાની તીવ્ર આકાંક્ષા અને જિજ્ઞાસા ઉત્પન્ન કરો, કારણ કે પુષ્ટિમાર્ગમાં–ભક્તિમાર્ગમાં શુશ્રૂષા અને જિજ્ઞાસા એ બે જ મુખ્ય છે. સાંભળવાની ઇચ્છા અને જાણવાની ઇચ્છા થતાં જીવાત્મા કૃતાર્થ થાય છે. અને આથી તો ભાગવતનો વક્તા પણ એવો હોવો જોઈએ કે જેણે પરંપરાપૂર્વક ભાગવત ગ્રંથનું શ્રવણ કર્યું હોય. આ ન્યાયે શેઠ ટોડરમલે અનેક વાર માર્ગીય ગ્રંથોનું અધ્યયન તથા શ્રવણ કર્યું છે. આથી જ પુનઃ આવા અધ્યયન અને શ્રવણ માટેની જિજ્ઞાસાની ઉત્પત્તિ એ જ શેઠનું સાચું સ્મારક બને એ જ અભિલાષા સાથે વિરમું છું.

# ગો. વા. શેઠ ટોડરમલભાઈનું પુષ્ટિમાર્ગીય જીવન

પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, એમ. એ.

જીવનનાં કેટલાંક સંભારણાં દુઃખદ હોય છે. ગોલોકવાસી શેઠ ટોડરમલભાઈ વિશેનું મારું સંભારણું તેવું છે. ' જગતમાં વ્યક્તિઓ એકબીજાના સંબંધમાં અનેક કારણોથી આવે છે, પણ તે તમામ સંબંધોમાં ધર્મના કારણથી બંધાયેલો સંબંધ સાત્ત્વિક હોવાથી, તેવો સંબંધ જ્યારે વ્યક્તિના વિયોગથી ટળી જાય છે ત્યારે આપણને દુઃખ થાય તે સ્વાભાવિક છે.

શેઠશ્રી ટોડરમલભાઈની સાથે મારું પ્રથમ મિલન ક્યારે થયું તેનું મને સ્પષ્ટ સ્મરણ નથી, પણ તેમના પિતાશ્રીની હયાતીમાં હું વડોદરામાં તેમના મકાનમાં એક પ્રસંગે ગયો ને ત્યારે શેઠશ્રી ચિમનલાલભાઈનાં દર્શન કર્યાં. એમનો વૈષ્ણવોનો આદરભાવ અદ્વિતીય હતો.

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાના મંત્રી તરીકે ત્રણ ચાર વખત હું શેઠશ્રી ચિમનલાલભાઈને મળવા તેમના અમદાવાદના મકાને ગયેલો. જ્યારે તેમનાં પણ દર્શન કર્યાં હશે ત્યારે ત્યારે મારા મન આગળ ચોરાશી–બસો બાવન વૈષ્ણવોમાંના એક એવી છાપ પડતી. આવા શ્રીમદાચાર્યચરણની સેવામાં દઢાનુરાગી શેઠશ્રીનો પુત્રપરિવાર પણ પુષ્ટિમાર્ગીય સંસ્કારવાળો એમ...

સાહિત્યનું જ્ઞાન પણ તેમને પ્રાપ્ત થયેલું હતું. શ્રીમંત કુટુંબમાં ઊછરેલા છતાં તેમનામાં શ્રીમદાચાર્યચરણમાં દઢાસક્તિ, અસમર્પિત-વસ્તુત્યાગ અને સેવાપરાયણતા અનન્ય હતાં. તેમના સંસ્કૃત ભાષાના શોખને લીધે, શ્રીમદાચાર્યચરણના ગ્રંથો તરફ સ્વાભાવિક શોખ તેમનામાં ઉત્પન્ન થયેલ.

હું પ્રથમ તેમના લેખો દ્વારા ઓળખતો થયો. સુરતના સંમેલન વખતે મેં તેમને નજરે જોયા, પણ પરિચય તો થયો નહોતો. શુદ્ધાદ્વૈત સંસદના નડિયાદના સંમેલન વખતે, અને ત્યાર પછી અમદાવાદમાં તથા વડોદરા તેમના અનન્યમિત્ર પ્રો. ગોવિંદલાલ ભટ્ટને ત્યાં હું તેમને મળેલો. એકબે વખત "અનુગ્રહ" અંગે મારે તેમની સાથે પત્રવ્યવહાર થયેલો. તેમના અવસાન પહેલાં એટલે ગયા ઉનાળામાં તેઓ અમદાવાદમાં રહેતા ત્યારે તેમણે મારા ઉપર ખાસ પત્ર લખીને તેમને ત્યાં બોલાવેલ તે સમયે તેમની સાથે સંપ્રદાયને લગતી કેટલીક વાતો મારે અને તેમની વચ્ચે લગભગ ચાર કલાક સુધી થયેલી. તે વાતોમાં અમારા બન્નેના વિચારમાં ઘણું જ સામ્ય મેં અનુભવ્યું, મને તેમની સાથે વાતો કરવામાં બહુ જ ... તો. આવ... તે ...



(ડાબી બાજુથી ત્રીજા અને ચોથા) શેઠ ડાહ્યાભાઇ અને શેઠ ટોડરમલ સામળ એચર

પુષ્ટિમાર્ગને લગતી ચર્ચા કરવામાં જે મને આનંદ પ્રાપ્ત થયો હતો તે અન્યત્ર મેં અનુભવ્યો નથી. તેનું કારણ એક તો તેમનું ઉચ્ચ પુષ્ટિમાર્ગીય ભાવનાથી પ્રચુર હૃદય અને બીજું શ્રીમદાચાર્યચરણ અને તેમના વંશજો પ્રત્યે દૃઢાનુરાગ, ત્રીજું સેવાપરાયણતા અને ચોથું શ્રીમદાચાર્યચરણના ગ્રન્થોનું સતત પરિશીલન—આ બધું તેમનામાં હતું. આથી જ મને તેમની સાથેની વાતચીતોમાં ખૂબ રસ પડતો.

**सेवायां वा कथायाम् वा** એમ વિકલ્પે નહિ પણ ઉભયમાં તેમની આસક્તિ હતી. પોતે અવારનવાર પુષ્ટિમાર્ગને લગતા લેખો પણ લખતા અને તે લેખો ઉચ્ચ કોટિના હતા. સ્વતંત્ર ગ્રંથપ્રકાશન કરાવવાના કાર્યમાં ઉદારતાથી આર્થિક સહાય કરી છે. ભાગવત સ્કંધ ૧ અને ૨ નાં સુબોધિનીનાં ગુજરાતી ભાષાન્તરો તેમના દ્રવ્યથી જ પ્રસિદ્ધ થયેલ છે. યુનિવર્સિટીઓ તરફથી પણ સંપ્રદાયના ગ્રન્થોનો અભ્યાસ થાય તે માટેની પણ તેમણે એક યોજના તેમના મિત્ર પ્રો. ગોવિંદલાલ ભટ્ટ સાથે વિચારી હતી અને રૂપિયા દશ હજાર જેવી મોટી રકમ વડોદરા યુનિવર્સિટીને તેમણે આપી હતી. સંસ્કૃત ભાષા પ્રત્યે તેમનો શોખ અપૂર્વ હતો. માત્ર તે ભાષાના ગ્રંથો વાંચવા પૂરતો જ નહિ, પણ પોતે તે ભાષામાં જ બોલવાનો વ્યવહાર રાખતા. વડોદરાની સંસ્કૃત પરિષદની સ્થાપનામાં તેમનો જ મુખ્ય હાથ હતો. ન્યાયશાસ્ત્ર જેવા કઠિન વિષયનું અધ્યયન શાસ્ત્રી બદરીનાથ પાસેથી તેઓ કરતા. ગોસ્વામીશ્રી પુરુષોત્તમજીનો 'પ્રસ્થાનરત્નાકર' ગ્રંથ ગુજરાતી ભાષામાં પ્રકટ કરવાનો તેમનો મનોરથ હતો. પ્રભુએ જો તેમને વધારે આયુષ આપ્યું હોત, તો સંપ્રદાયના સાહિત્યના ક્ષેત્રમાં ઘણું જ સુંદર કાર્ય તેઓ કરી જાત. શ્રી અને સરસ્વતી બન્નેનો યોગ દુર્લભ હોય છે. તેમની પાસે ઉભય હતાં, અને બન્નેય તેમણે શ્રીમદાચાર્યજીના ચરણે ધર્યાં હતાં. આથી જ તેમનું જીવન શ્રીમન્તાઈના દોષોથી મુક્ત હતું. તેમના જવાથી સંપ્રદાયને મોટી ખોટ પડી છે. તેમનો જે કંઈ થોડો સહવાસ મને જે જે સમયે મળેલો તે તે દરેક સમયે મેં ધન્યતા અનુભવી છે. તેનું સ્મરણ આજે દુઃખની લાગણી અંતઃકરણની ઊંડાણમાંથી બહાર પ્રકટાવે છે. તેમનો આત્મા તો ભગવાનની સાથે સાયુજ્યમાં જ છે, પણ સાંસારિક દૃષ્ટિએ સ્નેહીજનના વિયોગથી આવી લાગણી પ્રકટ થાય એ સ્વાભાવિક છે.



# દાની સેવક શ્રીવલ્લભ !

લે—વૈદ્ય વિઠ્ઠલપ્રસાદ પુરુષોત્તમ શાસ્ત્રી

વિશ્વના ઇતિહાસમાં અનેક દાનવીરોનાં ચરિત્રો પ્રકાશી રહ્યાં છે. વિશ્વના ધર્મો કોઈ પણ પ્રકારનાં દાન માટે દાનીઓને બિરદાવતાં ધરાતા જ નથી. છતાં શાસ્ત્રોની મર્યાદા દાન માટે કાંઈ નવો જ પ્રકાશ આપે છે.

દાતા સાચા અર્થમાં તો દાતા નથી જ. સાચો દાતા તો એક પરમાત્મા જ છે, કે જે સૌને આવશ્યકતાનુસાર આપતો જ રહે છે, એટલું જ નહિ, અતુલ આપવા છતાં સામી અપેક્ષા વિનાના દાનીને બિરદાવવામાં સાફલ્ય અનુભવે છે, કારણ કે નિરપેક્ષ દાતા પોતાની જાતને દાનીમાં ગણતો જ નથી. તે તો એમ જ માને છે કે મારું હતું શું કે જે મારે આપવાનું હોય. અને સાચે જ તે વસ્તુ સદ્ભાવનાના ઢાળામાં આવી શકે. આ જ ભાવનાને શ્રીવલ્લભાધીશ પ્રભુ પુષ્ટિમાર્ગીય ભાવનારૂપે ઓળખાવે છે.

વિશ્વધર્મ પુષ્ટિમાર્ગ એ કોઈ સંકુચિત વસ્તુ નથી જ. એને શ્રીવલ્લભાધીશનાં જ વચનોમાં આલેખીએ તો भक्तिमार्गस्य कथनात् पुष्टिरस्तीति निश्चयः। પુ. પ્ર. મ.—ભક્તિમાર્ગ શબ્દથી જ પુષ્ટિમાર્ગ ઓળખાય છે. શ્રીવલ્લભાધીશે વીખરાયેલાં પુષ્ટિ–સુમનોની માલા સિદ્ધ કરી, શ્રીહરિને સમર્પણ કરી આપી. એકત્રિત સિદ્ધાન્તો દ્વારા શાસ્ત્રમાંથી પુષ્ટિમાર્ગને ઓળખવાની ચાવી બતાવી દીધી, એટલું જ નહિ, ભુલાતી જતી ભાવનાઓને પોતાનાં આચરણોથી જીવંત બનાવી જગતને સાચો માર્ગ બતાવી પરમાનંદના સાચા દાતા બન્યા. પોતાનાં કાર્યોથી જગતમાં અમર બનેલા અને તે દ્વારા સાચા આનંદને અનુભવનારા પુષ્ટિમાર્ગીયોએ નશ્વર નામના મોહને કદીએ પણ અપનાવ્યો નથી, એટલું જ નહિ, "બ્રહ્માર્પણમસ્તુ" કે कृष्णार्पणमस्तु ની ભાવનાને સાચા અર્થમાં જીવી બતાવી છે.

બધે જ ભગવાન–અગર તો બધું જ ભગવાનનું માનનારનું જીવન ગીતાની ભાષામાં **જ્ઞાનમય** અને પુષ્ટિમાર્ગીય ભાષામાં **સેવામય** બની જાય છે. તેને અનાસક્તિ માટે અલગ પ્રયાસ કરવો પડતો નથી. તેની પ્રત્યેક ક્રિયા પરમાર્થ માટે જ હોય છે.

શેઠશ્રી ટોડરમલમાં પણ ઉપર્યુક્ત પરિપાટીની ઝલક હતી. આવી ઝલક મેળવાતી નથી. એને તો મેળવીને જ આવનારા આવે છે, જેથી તેમને માત્ર નાના–શા–ધક્કાથી જ પોતાનો જીવનમાર્ગ સરળ બનાવી દેવાય છે. શેઠશ્રી પણ આવા જ યોગભ્રષ્ટોમાંના એક હતા, જેથી તેમના જીવનની સવાર અને સાંજ સેવામય બની ગઈ. પુષ્ટિમાર્ગીય સમર્પણની ભાવના તેમના જીવનમાં ઓતપ્રોત બની ગઈ હતી. હરિ ગુરુ વૈષ્ણવની સેવામાં જ તેમણે પોતાના દ્રવ્યનો વિનિયોગ કર્યો હતો, એટલું

## વડોદરા પ્રાંત પંચાયતના સભ્યો




(જમણી બાજુથી પાંચમાં) શ્રી ટોડરમલ શેઠ

જ નહિ, સેવા–સેવા માટે જ એ એમનું જીવનસૂત્ર હતું.

શાસ્ત્રીય દ્રવ્યના વિભાગોને તેમણે અર્થજીવનમાં પ્રાધાન્ય આપ્યું હતું; જેથી જ્યાં અને જેના સંસર્ગમાં જન્મ્યા–જીવ્યા, ખીલ્યા, તેવા કોઇનેય અસંતોષનું કારણ બન્યા નહતા. તેમનામાં સાચા ટ્રસ્ટીપણાની ભાવના હતી. જેનું હતું તેને આપવામાં તેમણે કદીય મોટપ અનુભવી નથી. સાચે જ આ વસ્તુ આદરણીય અને અનુકરણીય છે.

દોષદ્રષ્ટાઓ તો ભગવાનોને પણ નથી મૂકતા, પછી ઇતરોની કયાં વાત? બાકી, અત્યારે કેટલીય ભુલાતી પુષ્ટિમાર્ગીય ભાવનાઓ આવાં આદર્શ ચરિતોના ચરિત્રથી ઝબકિયાં બતાવી જાય છે.

આજે તો આ બધું ટકાવવા ઘણી ઘણી આવશ્યકતા છે. સંપ્રદાય સંસ્કૃતિ સંસ્કાર જો સાચવવાં જ હોય તો કેળવણી અને સંગઠન પુષ્ટિમાર્ગીયો માટે પ્રધાન આવશ્યકતા છે. આજે એ બે વાનાંનો અભાવ ઉઘાડી આંખોવાળાથી અછતો તો નથી જ. પંચમહાભૂતોના ખોળિયામાં બધું જ છે, પ્રાણ નથી; તેમ આજે પુષ્ટિમાર્ગીયો પાસે બધું જ છે, જનારાઓનાં સ્થાન સૂનાં ને સૂનાં જ રહે છે. પૂરક બળો પોષાય તેવી પ્રણાલિકાઓ ભુલાતી જાય છે. આ પરિસ્થિતિના દ્રષ્ટાને ઓળખવાની મથામણ કરતાં આવતી કાલને નજરમાં રાખે અને વર્તમાનમાંથી કાંઇક–શીખી લે–એટલું જ નહિ, આજના વિસર્જનને વિશિષ્ટ સર્જનમાં પલટી દે. શેઠશ્રી જેવા ઉદારચરિતોના આદર્શો આપણને રાહબર બને, એવી શ્રીવલ્લભપ્રભુને વિનમ્રભાવે પ્રાર્થના.

---

# અંજલિ

લે–શાસ્ત્રીજી પુરુષોત્તમ પીતામ્બર, શુ. વિશારદ

ક્ષર બ્રહ્મમય જગતમાં આવવું અને જવું એ જીવાત્માઓ માટેનો નિશ્ચિત ક્રમ છે. પરંતુ આવાગમનના આવા ચક્રમાં આવતા જીવાત્માઓમાંથી કોઇક પોતાના પ્રકાશથી જગતને અજવાળે છે, તો કોઈક માર્ગદર્શક બને છે, તો કેઈક જગતમાં સુખેથી જીવવા માગતાઓ માટે કેવળ કંટકમય પણ બની જાય છે. આમાં સર્વપ્રથમ કોટિના જીવાત્માઓને "મહાત્મા" રૂપે જગત ઓળખે છે, જ્યારે મધ્યમોને પોતા કરતાં ઊંચી ભૂમિકાના ગણી પૂજે છે. અને ત્રીજા નંબરનાઓને તો કેવળ આસુર ગણી એમનાં નામ પણ પ્રભાતે ન લેવાઈ જાય તેની તકેદારી રાખે છે.

ભગવાન અવતારરૂપે સાધુ, સંત, મહંત, આચાર્ય, સદ્‌ગૃહસ્થ–રૂપે આવી જગતને સત્ય–શિવ અને સુંદરતા દર્શાવી તન્મય જીવન બનાવવાનો સરલ માર્ગ બતાવે છે. ઉપરની પંક્તિમાં સમાતા જીવાત્માના આચારો

"સદાચાર"ની ગણનામાં ગણાય છે. અને ભગવાન ગીતાગાયકે ગાયું છે કે જ્યાં ઘણાંઓથી કાંઈક વિશિષ્ટતા લાગે તેમાં મારું વિશિષ્ટ તેજ છે એમ ઓળખો, એટલું જ નહિ, તેવાઓના જીવન અનુસાર જીવન બનાવવા પ્રયાસ કરો.

તમારું શું છે, એ પ્રશ્ન સતત પૂછતા રહો ને તેના જવાબમાં જે કાંઈ આવે તેને અનુસાર આચરો રાખો. ઉપનિષદ દ્વારા મહર્ષિઓએ જગતને સંદેશો આપ્યો છે કે— **तेन त्यक्तेन भुञ्जिथाः।** (ઈશિ. ઉપ.) ત્યાગ કરો અને ભોગવો. વ્યવહારમાં પણ આપણે સાંભળીએ છીએ–ને સંભળાવીએ છીએ કે ખાધા કરતાં ખવરાવવામાં ઘણો જ આનંદ છે. મતલબ કે વસ્તુમાત્રના ભોગવટામાં સ્વાર્થ કરતાં પરમાર્થભાવના જ વધુ આનંદ આપી શકશે. પરંતુ વિવેકપુરઃસર ક્રિયા હોય તો જ. અને માટે તો મોટાઓ બોલ્યા છે કે— **विचाराचारसंयोगः सदाचारः स उच्यते।** (સુભાષિત) આચરણ પાછળ વિચારનું બળ હશે તો જ તે સદ્‌આચાર ગણાશે. વિચારના વિવેક વગરનું આચરણ અના–કે– અત્યાચારમાં ગણાઈ જશે ને પરિણામે સર્વતો-મુખ ઉપાધિઓને પેદા કરશે.

ઉપર મુજબની વિચારપ્રણાલીથી એટલું તો ચોક્કસ જ છે કે તમારી સત્તા જેના ઉપર હોય એવું કાંઈ જ નથી. તમને જે મળ્યું છે તે પણ તમારા ટૂંકા જીવનને ઉજ્જવલ બનાવી ભાવિના વિશાળ માર્ગને પ્રકાશમય બનાવવાના સાધનરૂપે જ. માટે તે મુજબ કરો.

શેઠશ્રી ટોડરમલભાઈ ઉપરની ભાવનાને જીવનમાં સુંદર રીતે વણી શક્યા હતા, જેથી તેમના તરફથી અનેકોને અનેક રીતે અપાતી દ્રવ્યસહાયમાં પણ તેઓ એટલું જ કહેતા કે "મેં મારી ફરજ બજાવવા ઉપરાંત કશું જ વધુ નથી કર્યું અને આપવાથી આનંદ થવાને બદલે મને માત્ર ફરજ બજાવ્યાનો જ આનંદ વધુ થાય છે."

જીવનમાં સંપત્તિ મેળવનારા તો ઘણાય છે, પરંતુ તેનો સદુપયોગ કરનારાઓને જ મહત્તા પ્રાપ્ત થાય છે, કેમકે તેમની સંપત્તિ આવવશ્યકતાવાળાને ત્યાં વિના વિલંબે પહોંચી જાય છે, એટલે સંપત્તિથી થતા અનર્થો જરૂરિયાતવાળાઓના આશીર્વાદથી ધોવાઈ જાય છે.

શેઠશ્રી ટોડરમલભાઈનું દાન આવું ઉજ્જવલ હતું. તેમના પુષ્ટિમાર્ગીય ભાવનાઓથી ભરપૂર જીવનની અસર (તેમના પરિચયમાં આવનાર કોઈ પણ હોય તોપણ) છૂપી રહે તેવી ન હતી.

એ ઉદારાત્માને અંજલિ આપતાં આજે એક જ આશા સેવવાની રહે છે: તેમના જેવાઓનાં અધૂરાં કાર્યો આપણે પૂરાં કરી શકીએ, તેવી શ્રીવલ્લભાધીશને અહર્નિશ પ્રાર્થના.



# ગો. વા. શેઠશ્રી ટોડરમલ ચિમનલાલ શામળ બહેચરવાળા વિશે કાંઇક

લેખક—શ્રી. ગોવિંદલાલ પરીખ, વકીલ, ડભોઇ

શ્રી વલ્લભાધીશના પ્રાકટ્ય પછી ભૂતળમાં વિશ્વધર્મ વિશાળ દૃષ્ટિથી અસ્તિત્વમાં આવ્યો. તેમાં આવવાને માટે દેશીવિદેશીની કે વર્ણ કે આશ્રમની મર્યાદા રાખવામાં આવી નથી, એટલું જ નહિ, પણ સાક્ષર હો કે નિરક્ષર હો, ધનિક હો કે નિર્ધન હો, વૃદ્ધ હો કે બાળક હો, શહેરી હો કે ગ્રામીણ હો, સ્ત્રી હો કે પુરુષ હો, સર્વ કોઈ માટે દરવાજા ખુલ્લા રાખવામાં આવ્યા. શરત માત્ર એક જ કે જે દૈવી જીવ હોય તે આ શરણમાર્ગ—કૃપામાર્ગ ઉપર આવી શકે.

શેઠશ્રી ટોડરમલના જીવનના અભ્યાસી હોવાનો પાકો દાવો નથી, પરંતુ તેઓશ્રી વડોદરામાં શ્રીકલ્યાણરાયજીના મંદિરમાં દર્શનાર્થે વારંવાર આવતા ત્યાંથી કાંઈક પરિચય છે તેનું ટૂંક વર્ણન કરીશ.

ગર્ભશ્રીમંત, વિદ્વાન, યુવાવસ્થા, સાધન-સંપત્તિ અને સ્વરૂપવાન હોય, સદ્ગુણી પત્નીના પતિ હોય, આ બધું હોવા છતાં હૃદયમાં ભગવદ્ભાવ જાગ્રત થવો એ દુર્લભ છે; પરંતુ દૈવી જીવને આ બધી વસ્તુઓ બાધક નહિ, થતાં સાધક થાય છે. પ્રતિકૂળ નહિ થતાં અનુકૂળ થાય છે. આપણા ચરિત્રનાયકને પ્રભુ કૃપાથી ભગવદ્ભાવસંપત્તિરૂપી અંક પ્રાપ્ત થયેલો. કૃપામાર્ગના પ્રવેશ પછી તે અંક ઉપર આ બધી વસ્તુઓ શૂન્યની માફક ચડતાં દશ દશ ગણી કિંમત વધી ગઈ. ભક્ત કવિશ્રી દયારામભાઈ ભક્તિપોષણમાં કહે છે કે—

શ્રી કૃષ્ણની ભક્તિ અંક છે, બીજાં સાધન સર્વે શૂન્ય
અંક વિના સર્વ અફળશે, સર શૂન્ય શૂન્ય દશ ગુન્ય
દશગણાં બિંદુ આદ્ય અંક એક, અંક વિના સુની શૂન્ય
અનેક,
ભક્તિકરી તેણે સર્વ કાંઈ કીધું, ભક્તિ વિના બીજું
કાંઇ ન સીધું.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૩

આ પ્રમાણે ગો. વા. શેઠશ્રીમાં ભગવદ્-ભાવરૂપી અંક ઉપર સદ્ગુણ અને સાધન-સંપત્તિ અંક ઉપર શૂન્ય સમ દશદશગણી કિંમત વધારતાં ચાલ્યાં. ભક્તિ કવિશ્રી દયારામ-ભાઈ શ્રીપ્રબોધબાવનીમાં કહે છે કે—

સો મણ તલથી શું સર્યું, રહ્યું અંધારૂં ઘોર.
રહ્યું અંધારૂં ઘોર, ચતુરદશ વિદ્યા ભણિયો;
ગાન કળા રતિકળા, શૂરપણ તું અગણિયો,
કરણ પ્રબોધ પ્રવીણ, સકળ ગુણસાગર ચાતુર;
રૂપવંત કવિ અમર, દયા સહુ જોવા આતુર;
આતુર થઈ ફળ સર્વનું, ભજવા ન નંદકિશોર;
સો મણ તલથી શું સર્યું, રહ્યું અંધારૂં ઘોર,
પ્રબોધબાવની ૧૩

ચરિત્રનાયક અંધારું વટાવી પ્રકાશમાં આવી ગયા હતા તે કારણે તેઓશ્રીનો દિવ્ય

પ્રભાવ દિનપ્રતિદિન વધતો જતો. તેમનું શરીર અને તેમની સાથેના ભગવદ્ભક્તો, સ્વમાર્ગીય વિદ્વાનો, શ્રીવલ્લભકુળ માટે સદા ઉપયોગી રહેતાં વર્તમાન મોહકયુગના પ્રવાહમાં તણાતા ગર્ભશ્રીમંતોથી તેઓશ્રી નિરાળા પડી જતા હતા. શૂર પુરુષની માફક દૃઢનિશ્ચયરૂપ ખડ્ગથી બધાં આવરણોને ભેદીને તેઓ દિવ્ય કૃપામાર્ગમાં ગતિ કરી રહ્યા હતા અને ભગવદીયો ગોસ્વામી બાળકો તથા સ્વમાર્ગીય અને ઇતર અગ્રગણ્ય વિદ્વાનોમાં તેઓશ્રી આદરપાત્ર બન્યા હતા. તેઓશ્રીનું વક્તવ્ય પણ તેજસ્વી હતું. શ્રીગુસાંઇજીના જન્મદિવસે અણધાર્યા તેઓશ્રીને ભાષણ કરવા કહેતાં શ્રીગુસાંઇજી પ્રત્યેનો તેમના હૃદયમાં રહેલો ભાવ રસિક શૈલીમાં વર્ણવીને શ્રોતા ઉપર ભગવદ્રસ વર્ષાવ્યો હતો.

આમ તેઓશ્રીનું જીવન દિવ્ય હતું. પુષ્ટિસંપ્રદાયની સેવા માટે તેઓશ્રીનું જીવન ઉપયોગી હતું. પણ પ્રભુઇચ્છા ભલી હશે તેથી તેઓશ્રીનો આપણી દૃષ્ટિથી અકાળે ગોલોકવાસ થયો. પ્રભુને ત્યાં જરૂર હશે એમ ધારી મનનું સમાધાન કરવું રહ્યું.

પ્રભુ તેમના દિવ્ય આત્માને સાયુજ્ય મુક્તિસહ પરમ શાન્તિ આપે એવું ઇચ્છું છું.



### શેઠશ્રી ટોડરમલભાઈને

## સ્મરણાંજલિ

( શાર્દૂલવિક્રીડિત )

ઉપાધિ તજી શાન્તિથી પ્રભુ ભજી, સત્સંગ રૂડો કર્યો,
ધારી ધર્મ અને સુકર્મ કરતાં, પામ્યા પ્રભુનાં પદો;
લીલા નિત્ય નિકુંજની અવનવી, આનંદ લેવા ગયા;
શ્રીટોડરમલભાઈને હૃદયથી, સ્મરણાંજલિ અર્પું આ.

રણછોડલાલ કે. પરીખ

# શેઠ ટોડરમલભાઈ અને સંપ્રદાયની સેવા

## શામળ બેચરનો ફાળો

લેખક:—શ્રી. રણછોડલાલ કે. પરીખ, કડી

શ્રીમદ્વલ્લભાચાર્યજી—શ્રી આચાર્યજી મહાપ્રભુજીના પુષ્ટિમાર્ગના ઇતિહાસમાં વિક્રમની વીસમી સદીનો ઉતરાર્ધ માર્ગીય સિદ્ધાન્તના પ્રચારમાં સુવર્ણયુગ કહી શકાય.

લાયબલ કેસ વખતના સિદ્ધાન્તના અજ્ઞાને અને પ્રચારના અભાવે થયેલા ફેંસલા પર જનતા ઉપર જે ઊલટી અસર થયેલી તે ફેરવવાનો પ્રયત્ન—ખૂબ જ પ્રયત્ન—કરવાની જરૂર હતી.

તે વખતે ભારતમાર્તણ્ડ ગટ્ટુલાલજી અને મુંબાપુરીસ્થ શ્રીમન્નૃસિંહલાલજી મહારાજ તરફથી પૂર્વાર્ધના છેલ્લા ભાગમાં સિદ્ધાન્તના પ્રચારની ખૂબ જ તજવીજ થઈ હતી, પણ સામાન્ય જનતા—વૈષ્ણવ જનતા અને જિજ્ઞાસુઓને માટે વિશાળ પ્રયત્નની જરૂર હતી.

અંગ્રેજી વિદ્યા ભણેલા અને સંસ્કૃતના અભ્યાસીઓને સંપ્રદાયના આકર્ષક સિદ્ધાન્તોની જાણ કરી સંપ્રદાય તરફ આકર્ષવાની જરૂર હતી; એ જરૂર પૂરી પડે. તો તેમના દ્વારા પણ સંપ્રદાયના ઉજ્જ્વળ સિદ્ધાન્તોનો પ્રચાર કરવામાં ઘણી સફળતા પ્રાપ્ત થાય.

શુદ્ધાદ્વૈતમાર્તણ્ડના ઉપોદ્‌ઘાતરૂપે લખાયેલા "**શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત પ્રદીપ**"ના લેખક ગો. વા. પ્રોફેસર મગનલાલ ગણપતરામ શાસ્ત્રીજીએ વડોદરામાં **વલ્લભીય સભાની** સ્થાપના કરાવી અને રિટાયર્ડ સ્મોલકૉઝ જજ્જ રા. બા. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ, ગો. વા. રામલાલ હીરાલાલ દેસાઈ, વિદ્યમાન વરિષ્ઠ ન્યાયાધીશ—નિવૃત્ત જજ્જ રાજપ્રિય મોતીલાલ છોટાલાલ દેસાઈ અને "**શામળ બેચર**ના તોડા"ની કહેવતવાળા સુપ્રસિદ્ધ **શામળ બેચરની પેઢીવાળા શેઠશ્રી ચિમનલાલ મોતીલાલ**ની સંપૂર્ણ સહાય અને સંમતિએ વડોદરાના આગેવાન વૈષ્ણવોની મદદ અને સંપ્રદાયના કેળવાયેલા વર્ગની સહાનુભૂતિથી વડોદરાના નગરશેઠ શેઠશ્રી હરિભક્તિવાળાની હવેલીમાં તે વખતના પાલનપુરના દીવાન ગો. વા. રણછોડદાસ વૃંદાવનદાસ પટવારીજીના પ્રમુખપણા નીચે ગોસ્વામી શ્રીજીવનલાલજી મહારાજ વગેરેની હાજરીમાં તેમના ધર્માધ્યક્ષપણા નીચે "**વૈષ્ણવ પરિષદ**" નું પ્રથમ અધિવેશન ભરવામાં આવ્યું. સંપ્રદાયના તલસ્પર્શી અભ્યાસયુક્ત પ્રમાણ, પ્રમેય, સાધન અને ફળના નિષ્કર્ષરૂપ શાસ્ત્રીના તે વખતના ભાષણથી પ્રમુખ અને વૈષ્ણવ જનતા તથા જિજ્ઞાસુઓ અને કેળવાયેલા વર્ગનું ખૂબ આકર્ષણ થયું.

ગો. વા. શ્રી ધીરજલાલભાઈ સાંકળિયા, વિદ્યમાન વાડીલાલભાઈ વગેરે સંપ્રદાયના ઉત્કર્ષના કામે લાગી ગયા. ગો. વા. મૂળચંદભાઈ તેલીવાલા અને વિદ્યમાન નાનુલાલભાઈ ગાંધી ૨—૩ વર્ષ પછી તેમાં જોડાઈ ગયા.

શ્રીરામાનુજાચાર્યજીએ વેદાન્તસાર વેદાન્તપ્રદીપ અને શારીરકમીમાંસાભાષ્ય એમ ત્રણ કૃતિઓ બ્રહ્મસૂત્ર ઉપર આપી છે, તેમાં વેદાન્તસાર એ વૃત્તિ, વેદાન્તપ્રદીપ એ શાબરભાષ્યની પદ્ધતિએ રચેલું ભાષ્ય, અને શારીરકમીમાંસાભાષ્ય એ શાંકરભાષ્યની પદ્ધતિએ રચાયેલું ભાષ્ય છે.

આમ લખવા માત્રથી એનો ખરો અનુભવ ન થાય, એ તો તે તે ગ્રન્થનું પદ્ધતિસર વાચન કરવાથી જ સ્પષ્ટ થાય.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે શાંકરભાષ્યની પદ્ધતિ બીજી ભાષ્યપદ્ધતિઓ કરતાં નિરાળી છે. આ પદ્ધતિના ઉદ્ભાવક શ્રીશંકરાચાર્યજી જ છે, કેમકે એ પદ્ધતિનાં એ પૂર્વેનાં કોઇ ભાષ્ય ઉપલબ્ધ નથી.

શાબરભાષ્યની પદ્ધતિએ રચાયેલાં ભાષ્યોમાં શ્રીવલ્લભાચાર્યજીનું શુદ્ધાદ્વૈતપર **અણુભાષ્ય**, શ્રીનિવાસાચાર્યજીનું દ્વૈતાદ્વૈતપર **વેદાન્તસૌરભ**-ભાષ્ય, શ્રીકેશવ કાશ્મીરીની દ્વૈતાદ્વૈતપર **વેદાન્તસૌરભપ્રભા** નામની બ્રહ્મસૂત્રવૃત્તિ, શ્રીદેવાચાર્યજીની દ્વૈતાદ્વૈતપર **સિદ્ધાન્તજાહ્નવી** નામની શારીરકમીમાંસાવ્યાખ્યા વગેરે ગ્રન્થો છે.

શ્રીપુરુષોત્તમજીની શુદ્ધાદ્વૈતપર **ભાવપ્રકાશિકા** બ્રહ્મસૂત્રવૃત્તિ એ શાંકરભાષ્યની પદ્ધતિએ રચાયેલી છે.

ઉપરની પદ્ધતિમાં કેટલેક સ્થળે ભાષ્ય નામ નથી પાડવામાં આવ્યું, કયાંક વૃત્તિ કયાંક વ્યાખ્યા છે વગેરે, પરન્તુ તે તે ગ્રન્થકારે ભાષ્ય નામ નથી આપ્યું એનું પ્રયોજન એ કે પોતાના આચાર્યોએ જે ગ્રન્થ રચ્યા છે તે ભાષ્યગ્રન્થો છે, પોતે પોતાના ગ્રન્થનું ભાષ્ય નામ આપે એમાં આચાર્યતુલ્ય પોતાની કક્ષા આવી જાય, આથી આચાર્ય તરફના માનને માટે જ પોતાના ગ્રન્થો ભાષ્ય હોવા છતાં વૃત્તિ—વ્યાખ્યા એવાં નામ આપ્યાં છે.

તે તે ગ્રંથોનાં અહીં અવતરણ આપિયે તો બહુ લંબાણ થઇ જાય એટલે જિજ્ઞાસુઓ તે તે ગ્રન્થ જોઇ ખાતરી કરી લે, એવી વિનંતિ અસ્થાને નહિ ગણાય.

### ૩. વ્યાખ્યાન

વૃત્તિ અને ભાષ્ય પછી ત્રીજી વસ્તુ તે **વ્યાખ્યાન** છે. મહર્ષિ પતંજલિએ વ્યાખ્યાનની વ્યાખ્યા પાતંજલ મહાભાષ્યમાં આપી છે :—

**न केवलानि चर्चापदानि व्याख्यानम्–'वृद्धिः आत्, ऐज्-इति । किं तर्हि ? उदाहरणं प्रत्युदाहरणं वाक्याध्यार इत्येतत्समुच्छ्रितं व्याख्यानं भवति–**( ભાષ્યમાં જે પ્રમાણે હોય છે તે પ્રમાણે ) માત્ર ચર્ચાવિષયક પદો( ની સમજૂતી એ કાંઇ ) વ્યાખ્યાન નથી. ત્યારે વ્યાખ્યાન એટલે શું ? ઉદાહરણ—અપવાદ-(પૂર્વ સૂત્રમાં આવી જતાં પદો પ્રકટ સૂત્રમાં ન હોય ત્યાં) વાક્યનો આધ્યહાર છે એમ બતાવવું એનું નામ **વ્યાખ્યાન.**

વ્યાખ્યાનની આ પ્રથમ દશા. એ પછી એમાં પણ વિશેષ થયો છે :

**पदच्छेदः पदार्थश्च विग्रहो वाक्ययोजना ।**
**आक्षेपश्च समाधानं व्याख्यानं षड्विधं स्मृतम् ॥**

( પાયગુણ્ડે વૈદ્યનાથની છાયામાંથી )

—પદચ્છેદ, પદોનો અર્થ,—સમાસોનો વિગ્રહ, અન્વય, એમાં રહેતી શંકા, અને છેવટ સમાધાન, આમ છ અંગવાળું **વ્યાખ્યાન છે.**

આ વ્યાખ્યાનનું જ બીજું નામ 'વ્યાખ્યા' છે. એમાં પણ એ જ વસ્તુ છે એ ત્યાં જ છાયાના આરંભમાં વૈદ્યનાથે બતાવી છે.

## અનુપૂર્તિ

જૈન ગ્રન્થકારોએ ટીકા-ટિપ્પણોના વિષયમાં વિવિધતા પ્રયોજી છે. ઉપર યથાસ્થાન 'ચૂર્ણિ' અને 'અવચૂરિ'નો નિર્દેશ કરવામાં આવ્યો છે. પ્રાકૃત પદ્યબદ્ધ ભાષ્યો પણ એમને ત્યાં ખૂબ વ્યાપક છે. પરંતુ સૂત્રગ્રન્થો ઉપર 'નિર્યુક્તિ' નામનો એક વિવરણપ્રકાર છે, જે 'નિરુક્ત'ની રીતે પ્રાકૃત વ્યુત્પત્તિ વ્યાખ્યા છે; જ્યારે 'પંજિકા' એ એ જ પ્રકારની સં. વ્યાખ્યા છે.

આ ઉપરાંત ભાષાભેદે બે પ્રકાર ખૂબ વ્યાપક છે, તે **સ્તંબક કે ટબા** અને **બાલાવબોધ.**

## સ્તબક કે ટબા

મૂલ ગ્રંથની, દરેક પૃષ્ઠ ઉપર-દરેક લીટીથી બીજી લીટી વચ્ચે જગ્યા કોરી રહે તે પ્રમાણે પંક્તિઓ જરા મોટા અક્ષરે લખવામાં આવે અને એ વચ્ચેની કોરી પડતી જગ્યામાં મૂળ ગ્રન્થની પંક્તિમાંના શબ્દોની નીચે તે તે સમયની વર્તમાન લોકભાષામાં ઝીણા અક્ષરોથી શબ્દાર્થ આપવામાં આવે. જૈન ભંડારોમાં આવા સેંકડો જૈન તેમજ જૈનેતર ગ્રંથોના **ટબા** હસ્તલિખિત સ્વરૂપમાં મળે છે.

## બાલાવબોધ

આ એક પ્રકારનું મૂળ ગ્રંથનું અનેક દાખલા દલીલો અને મૂળ ગ્રંથને સ્પષ્ટ કરવામાં ઉપયોગી હોય તેવાં સુભાષિતો વગેરેથી સમૃદ્ધ, તે તે સમયની લોકભાષામાં લખાયેલું વિશદ વિવરણ છે. ખાસ કરીને ઉપદેશાત્મક મૂળ સંસ્કૃત-પ્રાકૃત ગ્રન્થોને લઈ એના ઉપર પ્રચલિત લોકભાષામાં લખાયેલા આવા બાલાવબોધો જૈન ભંડારોમાં થોકબંધ મળે છે. આમાં દૃષ્ટાંત તરીકે અનેક નાની નાની વાર્તાઓ-ટુચકા અને મહત્ત્વનાં સંસ્કૃત પ્રાકૃત સુભાષિતો સંગ્રહાયાં હોય છે. જૈન સાધુઓ નિત્યનાં વ્યાખ્યાનોમાં જે પ્રકાર પ્રયોજે છે તે પ્રકાર આ બાલાવબોધોમાં સ્વીકારાયેલો છે.

(તા. ૧૫-૨-૧૯૫૪)

## બ્રહ્મસૂત્રોના ભાષ્યકારો

બ્રહ્મસૂત્રો ઉપર અનેક આચાર્યોએ ભાષ્યો રચ્યાં છે. દરેક ભાષ્યકાર એમ કહેવા માગે છે કે–અમોએ કરેલો જ અર્થ વ્યાસસંમત છે. આ વિષયમાં પણ અનેક વિદ્વાનોએ કોણુ બાદરાયણનાં સૂત્રોને બરાબર અનુસરેલું છે એ વિશે જુદા જુદા મત આપેલા છે.

કૈ. વા. નર્મદાશંકર દે. મહેતાએ બ્રહ્મસૂત્રોના ભાષ્યકારોના બે પ્રકાર આપ્યા છે. (જુઓ **ઉપનિષદ-વિચારણા** પૃ. ૨૧૦):

૧. કેટલાક આચાર્ય ઉપનિષદોના અર્થમાં સૂત્રકાર બાદરાયણને પ્રમાણભૂત માની ચાલે છે.

૨. જ્યાં સૂત્રકારનો આશય મૂલ ઉપનિષદોને બંધબેસતો ન હોય ત્યાં શ્રુતિ અનુસાર સ્વતન્ત્ર નિર્ણય કરવો. શ્રીશંકરાચાર્યજી આ વર્ગમાં છે.

[तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः (ब्र. सू. ૨–૧–૧૪) ઉપરના ભાષ્યમાં **सूत्रकारोऽपि परमार्थाभिप्रायेण तदनन्यत्वमित्याह**–પરંતુ પછી તરત જ કહે છે કે व्यवहाराभिप्रायेण तु स्याल्लोकवदिति महासमुद्रस्थानीयतां ब्रह्मणः कथयन्ति । अप्रत्याख्यायैव कार्यप्रपञ्चं परिणामप्रक्रियां चाश्रयति सगुणेषूपासनेषूपयोक्ष्यत इति ।

સ્વ. ડૉ. ભાંડારકર પણ કહે છે કે–

"...and Sankrcaharya himself acknowledges at the end of his comment on II. 1. 14. that the author of the Sūtras follows the Parināma doctrine though *to save his theory, he imagines without any grounds that Bādarayana has in view the ordinary or illusory condition of things in doing so.*" (Vide his Vaishnavism and S'aivism, p. 228)

તેમજ आनन्दमयाधिकरणમાં આનન્દમય પરમાત્મા સિદ્ધ કર્યા પછી—**આનન્દમય** પરમાત્મા નથી, પરંતુ કોશમાત્ર છે એવું શ્રીશંકરાચાર્યજીએ બતાવ્યું છે. શ્રીસદાશિવેંદ્ર સરસ્વતીજી બ્રહ્મસૂત્રવૃત્તિમાં સ્પષ્ટ કહે છે કે–આનંદમય પરમાત્મા છે, इदं त्वेकदेशिमतम् । भगवत्पादीयमते त्वेवं सूत्रयोजना ।

આ રીતે શ્રીશંકરાચાર્યજી અનેક પ્રસંગોમાં બાદરાયણ કરતાં જુદા પડ્યા છે, જ્યારે શ્રીવલ્લભાચાર્યજી બાદરાયણના શબ્દે શબ્દને વળગી રહેનારાઓ માંહેલા છે.

જુઓ ડૉ. ભાંડારકરના જ શબ્દો:–

Vinshuswāmin and Vallabha, admitting, as they do, the development of Purus'ottama into the world and at the same time his transtendency, follow Bādarāyana. (Ibid. p. 230)

શ્રીરામાનુજાચાર્યજીનું શારીરકમીમાંસાભાષ્ય પ્રાસાદિકતાદિ ગુણોથી યુક્ત છે કે નહિ એ એમનો જ **વેદાન્તપ્રદીપ** (બ્રહ્મસૂત્ર ઉપરનું નાનું ભાષ્ય) જોવાથી સ્પષ્ટ થશે. વેદાન્તપ્રદીપ સર્વ ગુણોથી યુક્ત છે, જ્યારે તેમનું જ શારીરકમીમાંસાભાષ્ય અતિ વિસ્તૃત હોવાને લીધે એટલું ગુણયુક્ત નથી. **श्रुतिमात्रेण शब्दात्तु येनार्थप्रत्ययो भवेत् । साधारणः समग्राणां स प्रसादो गुणो मतः ।** શ્રીરામાનુજાચાર્યજીનો વેદાન્તપ્રદીપ, શ્રીકેશવકાશ્મીરીની વેદાન્તસૌરભપ્રભા અને શ્રીવલ્લભાચાર્યજીનું અણુભાષ્ય શ્રુતિમાત્રથી સારલ્યે અર્થપ્રત્યાયક હોવાથી સર્વગુણોપયુક્ત સ્વીકારાય છે. લાંબું લચક લખાણ થવાથી તો અર્થગાંભીર્યને બદલે અર્થક્લિષ્ટતા ઉત્પન્ન થાય છે.

[ તા. ૨૨–૫–૧૯૩૩ ]

### અનુપૂર્તિ

જૈન ગ્રન્થકારોએ ટીકા-ટિપ્પણોના વિષયમાં વિવિધતા પ્રયોજી છે. ઉપર યથાસ્થાન 'ચૂર્ણિ' અને 'અવચૂરિ'નો નિર્દેશ કરવામાં આવ્યો છે. પ્રાકૃત પદ્યબદ્ધ ભાષ્યો પણ એમને ત્યાં ખૂબ વ્યાપક છે. પરંતુ સૂત્રગ્રન્થો ઉપર 'નિર્યુક્તિ' નામનો એક વિવરણપ્રકાર છે, જે 'નિરુક્ત'ની રીતે પ્રાકૃત વ્યુત્પત્તિ વ્યાખ્યા છે; જ્યારે 'પંજિકા' એ એ જ પ્રકારની સં. વ્યાખ્યા છે.

આ ઉપરાંત ભાષાભેદે બે પ્રકાર ખૂબ વ્યાપક છે, તે **સ્તંબક કે ટબા** અને **બાલાવબોધ.**

### સ્તબક કે ટબા

મૂલ ગ્રંથની, દરેક પૃષ્ઠ ઉપર-દરેક લીટીથી બીજી લીટી વચ્ચે જગ્યા કોરી રહે તે પ્રમાણે પંક્તિઓ જરા મોટા અક્ષરે લખવામાં આવે અને એ વચ્ચેની કોરી પડતી જગ્યામાં મૂળ ગ્રન્થની પંક્તિમાંના શબ્દોની નીચે તે તે સમયની વર્તમાન લોકભાષામાં ઝીણા અક્ષરોથી શબ્દાર્થ આપવામાં આવે. જૈન ભંડારોમાં આવા સેંકડો જૈન તેમજ જૈનેતર ગ્રંથોના **ટબા** હસ્તલિખિત સ્વરૂપમાં મળે છે.

### બાલાવબોધ

આ એક પ્રકારનું મૂળ ગ્રંથનું અનેક દાખલા દલીલો અને મૂળ ગ્રંથને સ્પષ્ટ કરવામાં ઉપયોગી હોય તેવાં સુભાષિતો વગેરેથી સમૃદ્ધ, તે તે સમયની લોકભાષામાં લખાયેલું વિશદ વિવરણ છે. ખાસ કરીને ઉપદેશાત્મક મૂળ સંસ્કૃત-પ્રાકૃત ગ્રન્થોને લઈ એના ઉપર પ્રચલિત લોકભાષામાં લખાયેલા આવા બાલાવબોધો જૈન ભંડારોમાં થોકબંધ મળે છે. આમાં દૃષ્ટાંત તરીકે અનેક નાની નાની વાર્તાઓ-ટુચકા અને મહત્ત્વનાં સંસ્કૃત પ્રાકૃત સુભાષિતો સંગ્રહાયાં હોય છે. જૈન સાધુઓ નિત્યનાં વ્યાખ્યાનોમાં જે પ્રકાર પ્રયોજે છે તે પ્રકાર આ બાલાવબોધોમાં સ્વીકારાયેલો છે.

(તા. ૧૫-૨-૧૯૫૪)

# શ્રીમદ્દ્ભગવદ્દ્ગીતા અને ઉપનિષદો

શ્રી. વિદુર

**શ્રી**મદ્દ્ભગવદ્દ્ગીતાના પ્રત્યેક અધ્યાયને અંતે "इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे (अमुक)योगो नाम (अमुक) अध्यायः।" એ પ્રમાણે "ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે ગાયેલાં ઉપનિષદો" એમ કહેવામાં આવ્યું છે; માત્ર એક જ ઉપનિષદ નહિ પણ "ઉપનિષદો" એમ બહુવચનનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

ભારતીય ઐતિહાસિક માન્યતા પ્રમાણે મહાભારતના યુદ્ધમાં અર્જુન પ્રતિ શ્રીકૃષ્ણ તરફથી ઉપનિષદોનું દોહન કરી ઉપદેશ કરવામાં આવ્યો છે. આ ઉપરથી તરી આવતો મુદ્દો એ છે કે ગીતાજી એ ઉપનિષદોનું દોહન હોઇ સાક્ષાત્ ઉપનિષદો જ છે.

આધુનિક નવ્ય દૃષ્ટિએ વિચાર કરતાં પણ એ વિષયમાં ઐકય છે કે ઉપનિષદ્—સિદ્ધાંત જ ગીતાજીમાં ઓતપ્રોત છે. જસ્ટિસ તેલંગે Sacred Books of the East માળામાં ભગવદ્દ્ગીતા સનત્સુજાતીય અને અનુગીતાનો અંગ્રેજી અનુવાદ કરી છપાવ્યો છે. ભગવદ્ગીતા-વિભાગમાં ઉપપોદ્ઘાતરૂપે એમણે એક મનનીય નિબંધ આપ્યો છે, જેમાં ગીતા એ નવ્ય વસ્તુ નહિ પણ ઉપનિષત્કાળનું જ સર્જન છે અને જૂનાં ઉપનિષદોના સમયમાં જ એનું ઘડતર થયું છે એમ એમણે પુરવાર કરી બતાવ્યું છે.

ગીતાજીમાં સિદ્ધાંતો છૂટાછવાયા અસંબદ્ધ છે એમ જર્મન વિદ્વાન ગાર્બે વગેરેએ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે, પણ એ વાજબી નથી; એનાં પ્રત્યાખ્યાન પણ અન્યાન્ય વિદ્વાનો તરફથી થયાં છે. એટલું નિશ્ચિત છે કે ઉપનિષત્કાલીન **ભાગવત સિદ્ધાંત** એમાં ઓતપ્રોત છે, પણ તેથી વિચારોમાં સંકીર્ણતા અને અસંબદ્ધતા છે, એમ કહી શકાય એમ નથી. Vision of Angle–દૃષ્ટિબિંદુ ઉપર આનો આધાર છે. જ્યાંસુધી બહાર રહી વિલોકવાની ટેવ અમલમાં મુકાય છે ત્યાંસુધી આંતરદૃષ્ટિ કેળવાતી નથી, અને તેથી દૃષ્ટિભેદ ઊભો થયો છે; તદ્રૂપ થઈ તલ્લીનતાપૂર્વક અંદર રહી વિલોકવાની ટેવ અમલમાં મૂકવામાં આવે તો જ આંતરદૃષ્ટિ કેળવાય છે.

એવી આંતરદૃષ્ટિ કેળવાયા પછી ગીતાજીમાં સંકીર્ણતા કે અસંબદ્ધતા છે યા નહિ એ પ્રશ્નનો વાજબી ઉત્તર આપી શકાય. એમ નહિ થવાને લીધે પાશ્ચાત્ય વિદ્વાનોનાં ફાંફાં નિષ્ફળ ગયાં છે. ગીતાજીમાં સંકીર્ણતા કે અસંબદ્ધતા નથી, પણ ઉપનિષત્કાલીન વિચારસરણી છે. ઔપનિષદ દૃષ્ટિથી એ વિલોકાય એ ઇષ્ટ છે.

ગીતાજીમાં અને પુરાણાં ઉપનિષદોમાં કેટલાંય વાક્યો એકના એક સ્વરૂપમાં, અથવા ભિન્ન શબ્દોમાં તેના તે વિચારો પ્રાપ્ત થાય છે. અહીં એવો એક પ્રયત્ન કરવામાં આવે છે, જેનાથી એનો આછો ખ્યાલ આવી શકશે.

ગીતાજી

१–य एनं वेत्ति हन्तारं
यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो
नायं हन्ति न हन्यते ॥ २–१९ ॥

२–न जायते म्रियते वा कदाचिन्
नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ २–२० ॥

કાઠકોપનિષદ

हन्ता चेन्मन्यते हन्तुं
हतश्चेन्मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो
नायं हन्ति न हन्यते ॥१–२–१९॥
न जायते म्रियते वा विपश्चिन्
नायं कुतश्चिन्न बभूव कश्चित् ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ १–२–१८॥

છાંદોગ્ય૦

न वधेनास्य हन्यते
८–१–५; ८–१०–२,४

ગીતાજી

३–आश्चर्यवत्पश्यति कश्चिदेनम्
आश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥२–२९॥

કાઠક૦

श्रवणायापि बहुभिर्यो न लभ्यः
शृण्वन्तोऽपि बहवो यं न विद्युः ।
आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा
आश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥१–२–७॥

ગીતાજી

४–अन्नाद्भवन्ति भूतानि
पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो
यज्ञः कर्मसमुद्भवः ॥३–१४॥

તૈત્તિરી૦

अन्नात्पुरुषः ॥ २–१ ॥
अन्नꣳ हि भूतानां ज्येष्ठम् ॥
तस्मात्सर्वौषधमुच्यते ॥
अन्नाद् भूतानि जायन्ते ॥
जातान्यन्नेन वर्धन्ते ॥२–२॥

પ્રશ્ન૦

अन्नं वै प्रजापतिस्ततो ह
वै तद्रेतस्तस्मादिमाः प्रजाः
प्रजायन्त इति ॥१–१४॥

મૈત્રી૦

यद्धविरग्नौ हूयते तदादित्यं
गमयति तत् सूर्यो रश्मिभिर्वर्षति
तेनान्नं भवत्यस्माद् भूतानामुत्पत्तिरि-
त्येवं ह्याह । अग्नौ प्रास्ताहुतिः
सम्यगादित्यमुपतिष्ठते । आदित्याज्जायते
वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ ६–३७ ॥

| | |
|---|---|
| ગીતાજી | કાઠક૦ |
| ९-इन्द्रियाणि पराण्याहु-<br>रिन्द्रियेभ्यः परं मनः ।<br>मनसस्तु परा बुद्धि-<br>र्यो बुद्धेः परतस्तु सः ॥३-४२॥ | इन्द्रियेभ्यः परा ह्यर्था<br>अर्थेभ्यश्च परं मनः।<br>मनसस्तु परा बुद्धि-<br>बुद्धेरात्मा महान्परः ॥ ३-१० ॥ |
| ગીતાજી | ઈશ૦ |
| ६-येन भूतान्यशेषेण<br>द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥४-३५॥ | यस्मिन्सर्वाणि भूता-<br>न्यात्मैवाभूद्विजानतः ॥ ६ ॥ |
| ગીતાજી | છાંદોગ્ય૦ |
| ७-पद्मपत्रमिवाम्भसा ॥५-१०॥ | पुष्करपलाश आपो न श्लिष्यन्ते<br>॥ ४-१४-३ ॥ |
| | મૈત્રી૦ |
| | अथामृतोऽस्यात्मा बिन्दुरिव<br>पुष्करा इति ॥ ॥ ३-२ ॥ |
| ગીતાજી | શ્વેતાશ્વતર૦ |
| ८-नवद्वारे पुरे देही<br>नैव कुर्वन्न कारयन् ॥५-१३॥ | नवद्वारे पुरे देही<br>हंसो लेलायते बहिः ॥ ३-१८ ॥<br>ब्रह्मपुर માટે જુઓ છાંદોગ્ય૦<br>८-१-१ થી ५ |
| ગીતાજી | |
| ९-सर्वभूतस्थमात्मानं<br>सर्वभूतानि चात्मनि ।<br>ईक्षते योगयुक्तात्मा<br>सर्वत्र समदर्शनः ॥६-२९॥ | જુઓ ઉપર ६ |
| ગીતાજી | મૈત્રી૦ |
| १०-ततो याति परां गतिम् ॥६-४५॥ | तेन याति परां गतिम् ॥ ६-३० ॥ |
| ગીતાજી | મૈત્રી૦ |
| ११-इच्छाद्वेषसमुत्थेन<br>द्वन्द्वमोहेन भारत<br>सर्वभूतानि संमोहं<br>सर्गे यान्ति परंतप ॥७-२७॥ | अन्यो वा परः कोऽयमात्माख्यो<br>योऽयं सितासितैः कर्मफलैरभि-<br>भूयमानः सदसद्योनिमापद्यत<br>इत्यवाञ्च्योदूर्ध्वा वा गतिद्वन्द्वै-<br>रभिभूयमानः परिभ्रमति ॥ ३-१ ॥ |

ગીતા૭

१२-अन्तकाले च मामेव
स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं
याति नास्त्यत्र संशयः ॥
यं यं वापि स्मरन्भावं
त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय
सदा तद्भावभावितः ॥ ८-४, ५ ॥

છાંદોગ્ય૦

सर्व खल्विदं ब्रह्म तज्जलानिति शान्त
उपासिताथ खलु क्रतुमयः पुरुषो यथा
क्रतुरस्मिंल्लोके पुरुषो भवति तथेतः
प्रेत्य भवति स क्रतुं कुर्वीत ॥ ३-१४-१ ॥

પ્રશ્ન૦

यच्चित्तस्तेनैष प्राणमायाति प्राणस्ते-
जसा युक्तः सहात्मना यथासंकल्पितं
लोकं नयति ॥ ३-१० ॥

બૃહદારણ્યક૦

तदेव सक्तः सह कर्मणैति लिङ्गं मनो
यत्र निषक्तमस्य । प्राप्यान्तं कर्मणस्तस्य
यत्किंचेह करोत्ययम् ॥ तस्माल्लोकात्
पुनरेत्यस्मै लोकाय कर्मण इति ॥ ४-४-६

ગીતા૭

१३-कविं पुराणमनुशासितार-
मणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिन्त्यरूप-
मादित्यवर्णं तमसः परस्तात् ॥ ८-९ ॥

શ્વેતાશ્વત ૨૦

वेदाहमेतं पुरुषं महान्त-
मादित्यवर्णं तमसः परस्तात् ॥ ३-८ ॥

ગીતા૭

१४-यदक्षरं वेदविदो वदन्ति
विशन्ति यद्यतयो वीतरागाः ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ८-११ ॥

કાઠક૦

सर्वे वेदा यत्पदमामनन्ति
तपांसि सर्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥
॥ २-१५ ॥

ગીતા૭

१५-तमाहुः परमां गतिम् ॥ ८-२१ ॥

કાઠક૦

तामाहुः परमां गतिम् ॥ ६-१० ॥

१६-ગીતા. ૮-૨૪, ૨૫માં અપરાવૃત્તિ અને પરાવૃત્તિવાળો પ્રસંગ બૃહદારણ્યકમાં વિસ્તારથી મળે છે
(જુઓ, ૬-૨-૧૫, ૧૬)

ગીતા૭

१७-ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति
॥ ९-२१ ॥

મુંડક૦

इष्टापूर्तं मन्यमाना वरिष्ठं
नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः ।
नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वा
इमं लोकं हीनतरं वा विशन्ति ॥ २-१० ॥

| | |
|---|---|
| ગીતા૭ | શ્વેતાશ્વતર, ૬–૧૬, મૈત્રી. ૨–૫. |
| १८–" क्षेत्रज्ञ " ( ૧૩–૧, ૨ ) | |
| ગીતા૭ | શ્વેતાશ્વતર, ૩–૧૬, ૧૭ અક્ષરશઃ |
| १९–सर्वतः पाणिपादं तत् થી ત્રણ પંક્તિઓ ( ૧૩–૧૩, ૧૪ ) | |
| ગીતા૭ | ઈશ૦ |
| २०–बहिरन्तश्च भूताना-<br>मचरं चरमेव च ।<br>सूक्ष्मत्वात्तदविज्ञेयं<br>दूरस्थं चान्तिके च तत् ॥ ૧૩–૧૫ ॥ | तदेजति तन्नैजति<br>तद् दूरे तद्वदन्तिके ।<br>तदन्तरस्य सर्वस्य<br>तदु सर्वस्यास्य बाह्यतः ॥ ५ ॥<br>મુંડક૦<br>सबाह्याभ्यन्तरो ह्यजः ॥ २–१–२ ॥ |
| ગીતા૭ | કઠક૦ |
| २१–ऊर्ध्वमूलमधःशाखं<br>मश्वत्थं प्राहुरव्ययम् ॥ ૧૫–૧ વગેરે ॥ | ऊर्ध्वमूलोऽवाक्शाख<br>एषोऽश्वत्थः सनातनः ॥ ६–१ ॥<br>મૈત્રી૦<br>ऊर्ध्वमूलं त्रिपाद् ब्रह्म शाखा<br>आकाशवाय्वग्न्युदकभूम्यादय एकोऽ-<br>श्वत्थनामैतद् ब्रह्म ॥ ६–४ ॥ |
| ગીતા૭ | કઠક૦ |
| २२–न तद्भासयते सूर्यो<br>न शशाङ्को न पावकः ॥ ૧૫–૬ ॥<br>અને<br>२३–यदादित्यगतं तेजो...<br>तत्तेजो विद्धि मामकम् ॥ ૧૫–૧૨ ॥ | न तत्र सूर्यो भाति न चन्द्रतारकं<br>नेमा विद्युतः कुतोऽयमग्निः ।<br>तमेव भान्तमनुभाति सर्वं<br>तस्य भासा सर्वमिदं विभाति ॥ ५–१५ ॥<br>॥ મુંડક૦ –૨–૨–૧૦ ॥<br>॥ શ્વેતાશ્વતર૦ ૬–૧૪ ॥<br>મૈત્રી૦<br>यद् अमुष्मिन्नादित्येऽथ सोमेऽग्नौ<br>विद्युति विभाति ॥ ६–२४ ॥ |
| ગીતા૭ | છાંદોગ્ય૦ |
| २४–तस्मादोमित्युदाहृत्य<br>यज्ञदानतपःक्रियाः ।<br>प्रवर्तन्ते विधानोक्ताः<br>सततं ब्रह्मवादिनाम् ॥ ૧૭–૨૫ ॥ | तेनेयं त्रयी विद्या वर्तते ओमित्या-<br>श्रावयति–ओमिति शंसति–ओमिति<br>उद्गायति–एतस्यैवाक्षरस्यापचित्यै<br>महिम्ना रसेन ॥ १–१–९ ॥ |

ગીતાજી

२५-इदं ते नातपस्काय
नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं
न च मां योऽभ्यसूयति ॥ १८-६७ ॥

મુંડક૦

न चैतदचीर्णव्रतोऽधीते ॥ ३-२-११ ॥

છાંદો૰ગ્ય૦

नान्यस्मै कस्मैचन ( प्रब्रूयात् )
॥ ३-११-६ ॥

બૃહદારણ્યક૦

तमेतन्नापुत्राय नानन्तेवासिने
वा ब्रूयात् ॥ ६-३-१२ ॥

શ્વેતાશ્વતર૦

नाप्रशान्ताय दातव्यं नापुत्रायाशिष्याय वा पुनः ॥ २-२३ ॥

મૈત્રી૦

एतद् गुह्यतमं नापुत्राय नाशिष्याय नाशान्ताय कीर्तयेत् ॥ ६-२७ ॥

ઉપર મુજબ ૨૫ નમૂના આપવામાં આવ્યા છે. ગીતાજીનો તાત્ત્વિક અભ્યાસ કરનારાને આમાંથી એક સળંગ પરંપરા મળી આવશે. એવા જ કારણે પ્રાચીન કાળથી, આ ભગવદ્વાક્યો માત્ર ન રહેતાં, "ભગવદ્‌ગીતા–ઉપષનિદ" આર્યાવર્તમાં સ્વીકારાયેલ છે.

મહાભારતમાં ગીતાજીનાં પ્રતીકો અનેકત્ર તેના તે સ્વરૂપમાં કે શબ્દભેદે પ્રાપ્ત થાય છે, પણ એ જુદો જ વિષય થતો હોવાથી અહીં વિસ્તાર કરવામાં નથી આવ્યો. વિચારકો આનો નિચોડ લાવી શકયા છે કે મહાભારતમાં ગીતાનું અદ્વિતીય સ્થાન છે. આજે પ્રત્યેક હિંદુના હૃદયમાં તેથી જ ગીતા જાણ્યે કે અજાણ્યે એક પરમ પ્રેરક તરીકે પૂજાઇ રહેલી છે, પૂજાઇ છે, અને પૂજાશે.* [ ૫–૯–૧૯૩૯ ]



*આ લેખ તૈયાર કરવામાં જ્યૉર્જ સી. ઓ. હાસનાં Recurrent and Parallel Passages in the Principal Upanishads and the Bhagavadgitaના વાંચણનો ઉપયોગ કરવામાં આવ્યો છે, એની સાભાર નોંધ લઉં છું.—લેખક

# કઠોપનિષદ અને ભગવદ્ગીતા

પ્રિ. જેઠાલાલ ગો. શાહ

ભારતીય તત્ત્વજ્ઞાનના સાહિત્યમાં ઉપનિષદો મોખરે છે. તેમાં તત્ત્વવિદ્યાનું રહસ્ય દર્શાવવામાં આવેલું હોવાથી ઉપનિષદોના નામથી ઓળખાય છે. તે રહસ્ય ગુરુની બહુ જ નિકટ બેસીને બહુ જ શ્રદ્ધાપૂર્વક પ્રશ્નો પૂછીને શિષ્યોને ઉપદેશવામાં આવેલું હતું તેથી અગર તે રહસ્ય પામીને મનુષ્યો પોતાના અજ્ઞાનની નિવૃત્તિ કરી શકતા તથા બ્રહ્મપ્રાપ્તિ કરી શકતા માટે એ ત્રણે અર્થમાં તે ગ્રંથોને ઉપનિષદ[1] તરીકે ઓળખાવવામાં આવેલ છે.

આ ઉપનિષદો એ આદિ બ્રહ્મવિદ્યાના ગ્રંથો હોવાથી, ભારતવર્ષના પાછલા સમયના દર્શનસાહિત્ય ઉપર તેઓની પુષ્કળ અસર થઇ છે. સાંખ્યાદિ દર્શનશાસ્ત્રો તો તેમાં રજૂ થયેલી વિચારસરણીની સ્વતંત્ર આલોચના કરે છે, ભગવદ્ગીતા અને બ્રહ્મસૂત્રો તો તેમાંના જ્ઞાનને જ સમજાવે છે. આ ઉપનિષદોની હાલમાં ઘણી સંખ્યા છે, પણ મુખ્ય ૧૪ ગણાય છે. તેમાંનાં કેટલાંક ગદ્યમાં લખાયેલાં છે, કેટલાંક પદ્યમાં, કેટલાંક શ્રૌતકાલના પ્રાચીન સમયે, કેટલાંક વચલા સમયમાં, અને કેટલાંક તેના અંત ભાગમાં લખાયેલાં છે. વળી વેદની શાખા પ્રમાણે તેઓની વહેંચણી થયેલી છે. તમામ ઉપનિષદોમાંથી 'કઠ' ઉપનિષદની ભગવદ્ગીતા ઉપર ઘણી જ અસર થયેલી છે. 'ગીતા' એ પણ તત્ત્વજ્ઞાનનો ગ્રંથ છે, પણ તેમાં તત્ત્વજ્ઞાન લોકભોગ્ય બનાવવાનો પ્રયત્ન છે. તે મહાભારતના એક ભાગ તરીકે હોવા છતાં તેમાં રહેલા ગૂઢ તત્ત્વજ્ઞાનને લીધે, ગીતાકાર પોતે જ તેને ઉપનિષદ તરીકે પ્રત્યેક અધ્યાયની ઇતિશ્રીમાં જણાવે છે. તે ઉપનિષદ એટલા માટે કે ઉપનિષદ્ગ્રંથોની માફક ગીતા એ બ્રહ્મવિદ્યાનો ગ્રંથ છે, તેમજ જીવની બ્રહ્મપ્રાપ્તિનું સાધન તેમાં જણાવેલ છે. ગીતાને કઠોપનિષદ સાથે રાખીને વાંચતાં આપણા મન ઉપર સ્પષ્ટ છાપ પડે છે કે ગીતાની માંડણી આ કઠોપનિષદ ઉપર થયેલી છે. અલબત બીજાં ઉપનિષદોની પણ અસર તેના ઉપર છે જ, છતાં 'કઠ' ની મુખ્ય અસર છે. કઠનો નિચોડ એ ગીતાનું તત્ત્વદર્શન છે. ભેદ માત્ર બન્નેની બાહ્ય રચનામાં છે. કઠનો વિષય બે અધ્યાયોમાં અને પ્રત્યેક અધ્યાયની ત્રણ ત્રણ વલ્લીઓ એમ કુલ છ વલ્લીઓમાં નિરૂપાયેલો છે, જ્યારે ગીતાના વિષયનું નિરૂપણ ૧૮ અધ્યાયમાં કરેલું છે. જેમ એક મત એમ કહે છે કે મૂળ ગીતા ગ્રંથ પ્રથમ બે અધ્યાય પર્યન્ત નો હતો અને પાછલા અધ્યાયો તેના ઉપરના ભાષ્ય તરીકે યોજાયા છે, તેમ આપણે કહી શકીએ કે ગીતા એ કઠના ભાષ્ય તરીકે સ્વતંત્ર રીતે લખાયેલી છે. આ બન્નેની વચ્ચે સામ્યના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે છે—

---

૧ उपनिषद्‌नी व्युत्पत्ति उप + नि + सद् धातु માંથી છે. સદ્‌નો અર્થ બેસવું, અગર નાશ કરવો, અગર પ્રાપ્ત કરવું, उपोपसर्गः सामीप्ये त्रिविधस्य सदर्थस्य निशब्दोऽपि विशेषणे। षद्लृ विशरणगत्यवसादनेषु इत्यनुशासनात्।

૧ બન્નેમાં સંવાદશૈલી અપનાવવામાં આવી છે. 'કઠ' માં એ સંવાદ નચિકેતા અને યમની વચ્ચે ચાલે છે, ગીતામાં અર્જુન અને કૃષ્ણની વચ્ચે. યમ એ મૃત્યુનો દેવ છે અને નચિકેતા એક સામાન્ય માનવી છે, પણ તેને મૃત્યુનું રહસ્ય પામવું છે તેમજ મૃત્યુ પછીની દશા કઇ છે અને જીવનું અન્તિમ સત્ય શું તે જાણવાની જિજ્ઞાસાવાળો છે. તે જિજ્ઞાસાથી પ્રેરાઇને યમને પ્રશ્નો પૂછીને આ વિષયનું રહસ્ય પામે છે. ગીતામાં કૃષ્ણ એ પરમાત્મા છે, અર્જુન એ સંસારના ગૃહસ્થ-જીવનમાં અનેક ફરજો અને જવાબદારીઓથી ઘેરાયેલા જીવાત્માના પ્રતીકરૂપ છે. જીવાત્મા અને પરમાત્મા એ બંને મૂળથી 'સમાન' રૂપ છે. તેમની વચ્ચે સખ્ય છે. એ સખાઓ વચ્ચેનો સંવાદ ગીતામાં રજૂ થાય છે. કૃષ્ણ પોતાના સખા અર્જુનને કર્તવ્યની બાબતમાં વિમૂઢ થતો જોઈને તથા વિષાદમાં લીન થયેલો જોઇને તેને જીવનનો મર્મ સમજાવે છે. અને તે સમજાવતી વખતે આત્મા શું, પરમાત્મા શું, બન્નેનો સંબંધ કેવા પ્રકારનો, આ જગતમાં મનુષ્ય તરીકે જન્મેલા આત્માનાં કર્તવ્યો કયાં, મરણ પછી તેની શી સ્થિતિ, આત્માનાં જન્મ મરણ કે સુખદુઃખ એ વાસ્તવિક છે કે કેમ, તથા કયાં સાધનોથી તે પરમાત્માને પ્રાપ્ત કરી શકે, એ બધા પ્રશ્નોને અહીં કૃષ્ણ અને અર્જુનના સંવાદ દ્વારા વિચારવામાં આવ્યા છે. બન્નેય ગ્રંથોમાં 'સંવાદશૈલી' સમાન છે.

૨ કેટલાકોના મતે 'ગીતા' એક રૂપક છે. એ આખું રૂપક[1] 'કઠ' ના ૧-૩-૩ ના આધારે યોજાયેલું છે. યુદ્ધભૂમિમાં રથમાં બેસીને જનાર અર્જુન તે આત્મા, શરીર એ રથ, કૃષ્ણ-સારથિ તે બુદ્ધિ, લગામ તે મન, અને ઘોડાઓ તે ઇન્દ્રિયો છે. કુરુક્ષેત્ર એટલે કર્મભૂમિ તે સંસાર. તેમાં કોઇ પણ કર્મ શરીર દ્વારા કરવાનાં છે. પણ તે શરીર ઇન્દ્રિયોને અધીન છે, ઇન્દ્રિયો પણ મનને અધીન છે, અને મન એ બુદ્ધિને અધીન છે. તે બુદ્ધિને સહાયક રાખીને જ આત્મા પોતાની આ કર્મભૂમિમાં યોદ્ધાની માફક વિજય મેળવી શકે. ગીતાની રચના કઠના આ શ્લોકને આધારે થયેલી છે.

૩ ગીતાના અ. ૨ માં આત્માની અમરતા જણાવવામાં આવી છે. અ. ૨-૨૦ નો શ્લોક કઠ ૧-૨-૧૭ નો અક્ષરશઃ એ જ છે, પ્રથમ પંક્તિમાં થોડોક ફેર છે. કઠમાં न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् । તેને બદલે ગીતામાં न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः એવો પાઠ છે, પણ અર્થમાં કોઇ ફેર નથી. તે જ પ્રમાણે કઠ ૧-૨-૧૮નું ગીતા ૨-૨૧ના શ્લોક સાથે સામ્ય છે. અલબત ગીતામાં वासांसि जीर्णानि નું દૃષ્ટાન્ત જે આપ્યું છે તે કઠમાં નથી.

૪ ગીતા ૨-૧૯ નો શ્લોક आश्चर्यवत्पश्यति कश्चिदेनम् એ કઠ ૧-૨-૭ ને જ અનુસરે છે.

૫ 'કઠ' નું સાંખ્યચિન્તન તેને જ ગીતા અનુસરે છે. કઠ ૧-૩-૧૦-૧૧ની इन्द्रियेभ्यः परा ह्यर्थाः વાળી શ્રુતિઓને ગીતા ૩-૪૧ ના શ્લોકમાં ગૂંથી લે છે. કઠમાં ઇન્દ્રિયોથી અધિક વિષયો, તેનાથી અધિક મન, મનથી અધિક બુદ્ધિ, બુદ્ધિથી અધિક મહત, તેનાથી અધિક અવ્યક્ત

૧ आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु । बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥

અને તેનાથી અધિક પરપુરુષ જણાવેલ છે. ગીતા તે જ વિચારને રજૂ કરે છે, પણ તે બુદ્ધિથી અધિક પરમાત્માને ( बुद्धेः परतस्तु सः ) જણાવે છે. અ. ૧૪ માં 'મહત્' ને ગીતા જણાવે છે, પણ ત્યાં તેને બ્રહ્મની યોનિ કહેલ છે.

૬ અક્ષરબ્રહ્મ વિશે કઠ અને ગીતા બંનેની માન્યતા સમાન છે. કઠ તેને અવ્યક્ત કહે છે, પણ તે છેવટનું તત્ત્વ નથી. તેનાથી પણ અન્તિમ તત્ત્વ તે પર પુરુષ છે એમ કઠ કહે છે. ગીતા પણ અવ્યક્ત કરતાં પુરુષોત્તમને અન્તિમ તત્ત્વ અધ્યાય ૧૫ માં જણાવે છે. અ. ૧૨ માં, અવ્યક્તઉપાસના બહુ જ કઠિન છે તેથી સાધકને માટે અનુકૂળ નથી, એમ કહે છે. કઠ પણ તે માર્ગને કઠિન જણાવે છે. અક્ષરબ્રહ્મને બ્રહ્મ તરીકે ઓળખાવવા છતાં તેનાથી પુરુષ ( પુરુષોત્તમ ) અધિક છે એમ કઠ જણાવે છે એ अव्यक्तात् पुरुषः परः ।

૭ ગીતા અને કઠ બન્નેય 'પરબ્રહ્મ'ને અન્તિમ તત્ત્વ સ્વીકારે છે, પણ કઠમાં તેને આત્મારૂપે જણાવેલ છે. તે અજ તથા નિત્ય તેમજ અવિકારી છે. ગીતામાં કૃષ્ણ પોતે જ પરબ્રહ્મ છે એમ અર્જુનને કહે છે, અને જગતના ઉદ્ધાર માટે અવતાર ધારણ કરે છે. ગીતાનો અવતારવાદ કઠમાં નથી તેમ ગીતાના સાકારવાદની દૃષ્ટિ કઠમાં નથી, છતાં બન્નેમાં બ્રહ્મની પ્રાપ્તિને જીવનું ધ્યેય જણાવવામાં આવે છે.

૮ આ બ્રહ્મપ્રાપ્તિનાં સાધનોની બાબતમાં પણ સમાનતા છે. કઠ કહે છે કે આ આત્માની પ્રાપ્તિ પ્રવચન મેધા જ્ઞાન વગેરેથી થતી નથી, પણ આત્મા જેનું વરણ કરે છે તેનાથી જ થઈ શકે છે.[1] ગીતા જોકે આરંભમાં કર્મ જ્ઞાન યોગ વગેરેનો સાધન તરીકે ઉપદેશ આપે છે, પણ ૧૦ મા અધ્યાયમાં તો તમામ સાધનોનો ત્યાગ કરીને પરમાત્માને શરણે જવાનું કહે છે. એટલે ઉભય ગ્રંથો જ્ઞાનાત્મક હોવા છતાં, જ્ઞાનને સાધન માનતા નથી. કઠ પરમાત્માના 'વરણ'-ને અગર તેના પ્રસાદને[2] મુખ્ય સાધન માને છે, ગીતામાં તેને બદલે ભક્તિ શરણ અગર પ્રાપ્તિ સાધન કહેલ છે.

૯ બન્નેયમાં યોગની વિચારણા થયેલી છે, પણ યોગ તેના પ્રચલિત અર્થમાં નહિ. કામોની શાન્તિ તેનું નામ યોગ અને તે જ્યાંસુધી સિદ્ધ ન થાય ત્યાંસુધી સાધકની બ્રહ્મપ્રાપ્તિનો માર્ગ સરળ બનતો નથી. विहाय कामान् य: सर्वान्पुमांश्चरति निःस्पृहः । એ ગીતાના શ્લોકમાં 'यदा सर्वे प्रमुच्यन्ते कामाः' વાળી કઠ ૨–૬–૧૪ એ શ્રુતિનો જ પડઘો સંભળાય છે.

૧૦ ગીતાના અ. ૧૫ ના અશ્વત્થ વૃક્ષની કલ્પના એ કઠ ૨–૬-૧ શ્રુતિના આધારે લીધી છે. ફેર એટલો છે કે ગીતામાં તે વૃક્ષનું વર્ણન વધારે વિસ્તારથી કરેલું છે.

૧૧ આત્માની નિર્લેપતા જણાવવાને કઠ સૂર્યનો દાખલો આપે છે ( ૨–૫–૨૧ ) જ્યારે ગીતા આકાશનો દાખલો આપે છે.

૧૨ કઠ ૨–૫–૧૫ ની न तत्र सूर्यो भाति न चन्द्रतारकं ની શ્રુતિ એની એ જ થોડાક શબ્દોના ફેરફાર સાથે ગી. ૧૫–૬ માં न तद् भासयते सूर्यः રૂપે રજૂ થાય છે.

---

૧ नायमात्मा प्रवचनेन लभ्यः કઠ ૧–૨–૨૨.

૨ જુઓ કઠ ૧–૨–૩ ની अणोरणीयान् શ્રુતિ; તેમાં धातुः प्रसादात् શબ્દો ધ્યાન ખેંચે એવા છે.

૧૩. આત્માની અભેદતા કઠમાં અગ્નિ વાયુ તથા સૂર્યના દૃષ્ટાન્તથી જણાવી છે, ગીતા ૧૩–૩૨ માં સૂર્ય અને આકાશના દૃષ્ટાન્તથી જણાવી છે.

આમ અનેક બાબતોમાં 'કઠ'નું ગીતા સાથે સામ્ય છે. આમ છતાં ગીતામાં કેટલાક વિષયોનું નિરૂપણ છે તે કઠમાં નથી. કર્મ જ્ઞાન યોગ વગેરેની ચર્ચા કઠમાં નથી. બ્રહ્મની પરા અને અપરા પ્રકૃતિ, તેનું જગત્કર્તૃત્વ, વિભૂતિઓ, વિરાટનું વર્ણન, પ્રકૃતિના ગુણો, દૈવી સંપદ્ અને આસુરી સંપદ, સાંખ્ય અને યોગ તેમજ કર્મયોગ અને સંન્યાસ વચ્ચેનો ભેદ વગેરે બાબતો કઠમાં નથી. કઠનું ફલ અમરતા છે, ગીતાનું શરણાપત્તિ છે. ગીતાની આરંભની રચના કઠને બરાબર અનુસરે છે, પણ ગીતાકાર પોતાના જમાનામાં કઠના તત્ત્વચિન્તનને રજૂ કરતી વખતે તેમાં થોડોક ફેરફાર કરે છે. 'કઠ'નો ઉપદેશ સાચો ધર્મ શો તે જાણવાની ઇચ્છામાંથી શરૂ થાય છે. નચિકેતાનો બાપ યજ્ઞને નામે કપટ આચરી રહ્યો હતો. તે બ્રાહ્મણોને દાનમાં દૂબળી વસૂકી ગયેલી ગાયો આપતો હતો. આ દાનધર્મમાં કપટ હતું, તેથી તેણે તેનો વિરોધ કર્યો. એના એ વિરોધમાંથી 'કઠ'ની શરૂઆત થઈ છે. તેથી સકામ ભાવથી કરેલાં, કપટી હૃદયથી કરેલાં કર્મ કોઇ પણ રીતે હિતાવહ નથી, તેનાથી પોતાનું 'પ્રેયઃ' સિદ્ધ થતું નથી, પ્રેયઃ નહિ પણ શ્રેયઃ જ જીવનનું અન્તિમ ધ્યેય હોઇ શકે, અને ત્યારે જ મનુષ્ય તેને સ્વીકારે કે જ્યારે તેને પોતાના આત્માનું જ્ઞાન થાય,– તે આત્મજ્ઞાન કરાવવાને કઠનો ઉપદેશ છે. ગીતામાં તેની ભૂમિકા જુદી છે. પોતાના ગુરુ અને સંબન્ધીઓને યુદ્ધભૂમિમાં મારે તો મોટો અધર્મ થાય એવું અર્જુનને ભાન થતાં, તે હથિયાર છોડી દે છે અને વિષાદમાં ગરક થાય છે. તે વખતે ધર્મ અને અધર્મ શું તેનો ભેદ જણાવવાને કૃષ્ણ અર્જુનને ઉપદેશ આપે છે. કઠમાં ધર્મ અને વિધર્મનો ભેદ છે, જ્યારે ગીતામાં ધર્મ અને અધર્મનો, તેથી ગીતામાં કેટલીક નવી બાબતો આવી છે. આમ છતાં ગીતાને આપણે કઠનું ભાષ્ય કહીએ તો તે અયુક્ત નથી. કઠના પ્રથમ અધ્યાયને સ્થાને ગીતાકારે પ્રથમ ષટ્ક યોજ્યું અને દ્વિતીય અધ્યાયને સ્થાને તૃતીય ષટ્ક યોજ્યું, અને આ બન્નેય ષટ્કોની વચ્ચે એકસૂત્રતા લાવવાને માટે કૃષ્ણની પરબ્રહ્મતા જણાવવાને બીજું ષટ્ક રચીને કઠના બે અધ્યાયોમાંથી ગીતાકારે સુંદર ૧૮ (માળનો) અધ્યાયનો વિચાર મિનાર ઊભો કર્યો છે.



# શુદ્ધાદ્વૈત દર્શન

શ્રી. જેઠાલાલ છોટાલાલ શાહ [ સાવલી ]

સુપ્રસિદ્ધ આચાર્યવર્ય શ્રીમદ્વલ્લભાચાર્યજીનો સંપ્રદાય "પુષ્ટિમાર્ગ" અથવા "શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ" નામથી પ્રસિદ્ધ છે. વેદાંતના માનનીય સંપ્રદાયોમાં આ સંપ્રદાય પોતાની પૃથક્ જ વિશેષતા ધરાવે છે. ઉપનિષદો ગીતા અને બ્રહ્મસૂત્ર એ 'પ્રસ્થાનત્રયી' ઉપર અન્ય મતોની જેમ આ સંપ્રદાયનું પણ તત્ત્વદર્શનનું બંધારણ છે. શુદ્ધાદ્વૈતમતનો પ્રધાન સૂર જો કે 'ભક્તિ' છે, તોપણ તેની પીઠમાં રહેલ તાત્ત્વિક દર્શન જોતાં સ્પષ્ટ પ્રતીતિ થાય છે કે જ્ઞાન અને ભક્તિનો સુભગયોગ શુદ્ધાદ્વૈતીઓએ જેવો સાધ્યો છે તેવો કેવલાદ્વૈતવાદીઓ તથા પ્રસ્થાનત્રયી ઉપર ઘડાયેલા અન્ય મતના વાદીઓએ પણ નથી સાધ્યો. ભગવાનના નિઃશ્વાસરૂપ વેદના 'કર્મવિભાગ' અને 'જ્ઞાનવિભાગ' નામના એકદેશીય વૈદિક દૃષ્ટિયુકત બે વિભાગ છે. કર્મવિભાગમાં કર્મપ્રતિપાદક મંત્રો આવેલા હોઇ તેના અર્થનો વિચાર કરવા માટે જૈમિનિએ જે સૂત્રો રચ્યાં તેને પૂર્વમીમાંસાશાસ્ત્ર કહે છે અને જ્ઞાનવિભાગમાં આવેલા બ્રહ્મપ્રતિપાદક મંત્રોના અર્થને વાસ્તે બાદરાયણનાં બ્રહ્મસૂત્રો હોઈ વિદ્વાનોમાં એ ઉત્તરમીમાંસાશાસ્ત્ર તરીકે પ્રસિદ્ધ છે. એ બ્રહ્મસૂત્રો ઉપર ભિન્ન ભિન્ન તત્ત્વવિચારકોએ ભિન્ન ભિન્ન પદ્ધતિથી ભાષ્યો લખી પોતપોતાના મતો ચલાવ્યા છે. એ સર્વ મતોમાં શ્રીમત્શંકરાચાર્યનો કેવલાદ્વૈતમત, શ્રીમદ્રામાનુજનો વિશિષ્ટાદ્વૈતમત, શ્રીમદ્નિમ્બાર્કનો દ્વૈતાદ્વૈતમત, શ્રીમધ્વાચાર્યનો દ્વૈતમત અને શ્રીમદ્ વલ્લભાચાર્યનો શુદ્ધાદ્વૈતમત પ્રધાન મતો ગણાય છે. એક જ સૂત્રગ્રંથની પીઠે વિભિન્ન મતો બંધાયા છે એથી સ્પષ્ટ છે કે સૂત્રાર્થ કરવામાં તર્ક અને યુક્તિનો આશ્રય લેવાયો છે. પરંતુ અનેક તટસ્થ વિદ્વાનો પણ માને છે તેમ એવો આશ્રય ઓછામાં ઓછો લઇને તો એક કેવળ શ્રીવલ્લભે જ પોતાનો બ્રહ્મવાદ–શુદ્ધાદ્વૈતવાદ સ્થાપ્યો છે. બ્રહ્મસૂત્ર ઉપરનું શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું અણુભાષ્ય મૂળ સૂત્રોને અનુસરીને જ થયેલું હોઇ અન્યમતાવલંબી અનેક વિદ્વાનો પણ કબૂલે છે કે જો કોઇએ મૂળ સૂત્રોને વફાદાર રહીને ભાષ્ય રચ્યું હોય તો તે કેવળ એક શ્રીવલ્લભાચાર્યે જ રચ્યું છે.

શ્રી વલ્લભાચાર્યનો દાર્શનિક સિદ્ધાંત, શુદ્ધાદ્વૈત નામથી વિખ્યાત હોઇ એમના મતે બ્રહ્મ માયાથી અલિપ્ત, અતઃ નિતાન્ત શુદ્ધ છે. એ માયાસંબંધ રહિત બ્રહ્મ જ એક અદ્વૈત તત્ત્વ છે, અતઃ એમના મતનું શુદ્ધાદ્વૈત નામ યથાર્થ જ છે. શ્રીવલ્લભ જીવ બ્રહ્મની નિતાન્ત એકતાના પક્ષપાતી હોઇ તેમના મતે બ્રહ્મ નિતાન્ત શુદ્ધ છે, અર્થાત્ માયાથી અલિપ્ત છે. શુદ્ધ અને અદ્વૈત એ બે શબ્દો યોજીને તો શ્રીવલ્લભે તમામ મતોથી વૈલક્ષણ્ય દર્શાવ્યું છે. ખાસ કરીને માયાશબલ બ્રહ્મને માનનારા શાંકર વેદાન્તથી

ષોત્તમ આનંદથી પરિપૂર્ણ રહે છે. ક્ષરથી અતીત તથા અક્ષરથી ઉત્તમ હોવાના કારણે પરબ્રહ્મને ગીતામાં 'પુરુષોત્તમ' નામ અપાયું છે. અક્ષર બ્રહ્મ વિશુદ્ધ જ્ઞાનૈકગમ્ય છે, પરંતુ પુરુષોત્તમની પ્રાપ્તિ તો કેવલ "અનન્ય ભક્તિ" દ્વારા જ થઇ શકે છે. "पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया (ગીતા ૮, ૨૨) એ ગીતાવાક્યના આધારે શ્રીવલ્લભનો આ સિદ્ધાંત છે. (तेन ज्ञानमार्गीयाणां न पुरुषोत्तमप्राप्तिरिति सिद्धम्। यस्यान्तःस्थानीत्यनेन परस्य लक्षणमुक्तम्। तच्च मृत्साद्विप्रसङ्गे श्रीगोकुलश्वरे स्पष्टमुच्यते– બ્ર૦ સૂ૦ ૩, ૩, ૩૩ અણુભાષ્ય)

શ્રીમદ્‌વલ્લભાચાર્ય 'કૃષ્ણાશ્રય' 'સિદ્ધાંતમુક્તાવલી' આદિમાં સ્પષ્ટ રીતે પરબ્રહ્મને "શ્રીકૃષ્ણ" નામ આપે છે. "ભકિતવર્ધિની" નામના ગ્રન્થમાં પણ अन्यावृत्तो भजेत्कृष्णं વાકયથી શ્રીકૃષ્ણની જ ભક્તિ કરવાનું કહે છે, "તત્ત્વદીપ નિબંધ"માં અનેક સ્થળે શ્રીકૃષ્ણને જ પરબ્રહ્મ તરીકે ઓળખાવ્યા છે, આથી શ્રીવિઠ્ઠલેશ પ્રભુચરણ અણુભાષ્યના અંતમાં બ્રહ્મસૂત્રોનું તાત્પર્ય કયા બ્રહ્મમાં છે તે સૂચવતાં કહે છે કે—

जानीत परमं तत्त्वं यशोदोत्संगलालितम्।
तदन्यदिति ये प्राहुरासुरांस्तानहो बुधाः॥

શુદ્ધાદ્વૈતમતમાં આ પ્રમાણે શ્રીકૃષ્ણ જ આનંદસ્વરૂપ પરમ તત્ત્વ છે.

શ્રીભગવાનને રમણ કરવાની ઇચ્છા થતાં, एकोऽहं बहु स्याम्‌ની ઇચ્છા થતાં પોતાના પૂર્ણાનંદને તિરોહિત કરી તે સ્વયં જીવરૂપ ગ્રહણ કરે છે. આમાં કેવલ રમણની ઇચ્છા જ પ્રધાન કારણ છે, માયાનો અલ્પ સંબંધ પણ એમાં નથી. જીવ પ્રભુનો અંશ છે. અંશ એટલે ભાગ કે કલા અને તેથી મર્યાદા. તે જ બંધ અને દુ:ખ. તેના કારણમાં શ્રીવલ્લભ જણાવે છે કે સ્વરૂપના ભોગને અને જીવના ભોગોને સાધવાની ઇચ્છા થતાં ભગવાનના ષડ્ ધર્મો તિરોહિત થાય છે. એમાં ઐશ્વર્યના તિરોધાને જીવમાં હીનતા ઉત્પન્ન થાય છે, વીર્યના તિરોધાને જીવમાં સર્વદુ:ખસહનતા ઊપજે છે, યશના તિરોધાને સર્વહીનત્વ ઊપજે છે, શ્રીના તિરોધાને જીવ સમસ્ત વિપત્તિઓનો આસ્પદ બને છે, જ્ઞાનના તિરોધાને જીવને દેહાદિ પદાર્થોમાં અહંકાર ઊપજે છે, અને વૈરાગ્યના તિરોધાને જીવ વિષયાસક્ત બને છે. બ્રહ્મથી આવિર્ભૂત જીવ વાસ્તવમાં અગ્નિસ્ફુલિંગવત્ નિત્ય છે. એ વ્યુચ્ચરણ ઉત્પત્તિ નથી, અતઃ વ્યુચ્ચરણ થવા છતાં પણ જીવની નિત્યતામાં હ્રાસ થતો નથી. વલ્લભમતમાં જીવ જ્ઞાતા જ્ઞાનસ્વરૂપ તથા અણુરૂપ હોઈ અનેક છે. બ્રહ્મના અંશરૂપ હોવાથી જીવમાં કર્તૃત્વ અને ભોકતૃત્વ પણ છે. ભગવાનના અવિકૃત સદંશથી જડનું નિર્ગમન અને અવિકૃત ચિદંશથી જીવનું નિર્ગમન થાય છે. જડના નિર્ગમનકાલમાં ચિદંશ તથા આનંદાંશ બન્નેનું તિરોધાન રહે છે, પરંતુ જીવના નિર્ગમનકાલમાં આનંદાંશનો જ તિરોભાવ રહે છે (પ્રમેયરત્નાર્ણવ પૃ૦ ૭–૯). બ્રાહ્મી દશામાં ભગવદાવેશ થતાં જીવોમાં વિભુત્વ જણાય છે. આવી વ્યવસ્થાથી જીવનું અંશત્વ હોવા છતાં બ્રહ્મનું અંશિત્વ અવયવિત્વ તેમાં વિરુદ્ધ ધર્મ હોવાથી શોભારૂપ બની જાય છે.

જીવની ત્રણ અવસ્થા છે : શુદ્ધ, સંસારી,

અને મુક્ત. સ્ફુલિંગવત્ વ્યુચ્ચરણના સમયે આનંદાંશનું તિરોધાન થતાં અવિદ્યાના સંબંધ પહેલાંની અવસ્થામાં જીવ 'શુદ્ધ' કહેવાય છે. અવિદ્યાના સંબંધથી જીવ 'સંસારી' બને છે. આ સંસારી જીવો દૈવી અને આસુરી એમ બે પ્રકારના હોય છે. દૈવી જીવો પણ મર્યાદામાં અને પુષ્ટિમાર્ગીય ભેદે વિભિન્ન છે. એટલે સંસારી દશામાં પુષ્ટિમાર્ગના સેવનથી ભગવાનનો નૈસર્ગિક અનુગ્રહ થતાં જીવોમાં તિરોહિત આનંદના અંશનો પુનઃ આવિર્ભાવ થાય છે અને જીવ 'મુક્ત' બને છે. મુક્ત જીવના પણ બે ભેદ છે: જીવન્મુક્ત અને મુક્ત. સનકાદિ જીવન્મુક્તસ્થિતિમાં છે અને વ્યાપી વૈકુંઠથી ઇતર આનંદરૂપ ભગવલ્લોકના નિવાસી જીવો મુક્ત કહેવાય છે.

જગત તત્ત્વના વિષયમાં ઉપર જણાવ્યું તેમ શ્રીવલ્લભ અવિકૃતપરિણામવાદનો સ્વીકાર કરે છે. સુવર્ણ કામધેનુ કલ્પવૃક્ષ ચિંતામણિની જેમ નિર્ગુણ સચ્ચિદાનંદાત્મક પરબ્રહ્મ જ અવિકૃત ભાવથી જગતરૂપે પરિણત થાય છે. કુણ્ડલ આદિ રૂપોથી પરિણત થવા છતાં સુવર્ણમાં કશો વિકાર ઉત્પન્ન થતો નથી, એ પ્રમાણે જગતરૂપથી પરિણત થવા છતાં પણ બ્રહ્મમાં કોઇ પણ પ્રકારનો વિકાર થતો નથી. શ્રીવલ્લભ જગતનાં ઉત્પત્તિ તથા વિનાશમાં નથી માનતા, પ્રત્યુત આવિર્ભાવ અને તિરોભાવના પક્ષ- તિરોભાવ ભગવાનની શક્તિઓ છે, અને તેથી સત્ય છે, નિત્ય છે. સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મથી પણ નિજસદંશથી ભગવદિચ્છાએ જગતનો આવિર્ભાવ થયેલો હોઇ અવિકારી બ્રહ્મ જ જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે. આવું જગત વાસ્તવમાં બ્રહ્મનું આધિભૌતિક સ્વરૂપ હોઇ સ્વયં ભગવાન જ સર્વભવનસમર્થ વિચિત્ર શક્તિથી જગતરૂપે પ્રતીત થાય છે. જગતના કારણરૂપે બ્રહ્મથી જુદી પ્રકૃતિ નથી. આમ બ્રહ્મ જ સ્વતઃ જગતરૂપે પ્રકટ છે, એટલે બ્રહ્મ સત્ય છે તેમ જગત પણ સત્ય છે તથા નિત્ય છે.

અન્યમતાવલંબીઓ જગત અને સંસારને અભિન્ન ગણે છે, પરંતુ શ્રીવલ્લભ તેમાં એક અદ્ભુત પાર્થક્ય જુએ છે. જગત સદંશથી પ્રાદુર્ભૂત છે, બ્રહ્મનું જ આધિભૌતિક રૂપ છે, જ્યારે પંચપર્વા અવિદ્યા દ્વારા જન્ય, બદ્ધજીવે કલ્પેલ મમત્વપરિપૂર્ણ પદાર્થની સંજ્ઞા સંસાર છે. જગતનું ઉપાદાન તથા નિમિત્તકારણ બ્રહ્મ છે, પણ સંસાર તો કલ્પિત હોવાથી તેનું ઉપાદાન કારણ તો છે જ નહિ અને નિમિત્ત કારણ પણ અવિદ્યા છે એટલે જ્ઞાન ઉત્પન્ન થતાં સુધી જ સંસારનું અસ્તિત્વ હોઈ સંસાર મિથ્યા છે.એના નાશથી જગતને કશી જ હાનિ થતી નથી. હિંદી તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં જગત અને સંસારના પાર્થક્યને રજૂ કરતું શ્રીવલ્લભનું વિશ્લેષણ

પ્રયોગ એક વિશિષ્ટ અર્થમાં કરાયો છે. શ્રીમદ્‌ભાગવતમાં પુષ્ટિ યા પોષણનો અર્થ ભગવાનનો અનુગ્રહ–पोषणं तदनुग्रहः–૨, ૧૦, ૪–છે. આ શ્લોકાંશના આધારે શ્રીવલ્લભે પોતાના સંપ્રદાયને ભગવાનની પુષ્ટિથી પ્રાપ્ત એવો સંપ્રદાય યા 'પુષ્ટિસંપ્રદાય' એવું નામ આપ્યું છે. ભગવાનના અનુગ્રહને જ એક માત્ર મુક્તિનું સાધન દર્શાવવાનો સિદ્ધાંત આધુનિક નથી, એ તો વેદકાલથી ચાલતો આવ્યો છે. મુણ્ડકોપનિષદ કઠોપનિષદ આદિમાં યત્રતત્ર અનેક સ્થળે સૂચવાયું છે કે ભગવાનના પ્રસાદથી જ આત્મસ્વરૂપનું દર્શન થાય છે. તો શું ઉપનિષદો આદિના એવા સંકેતો જ શ્રીવલ્લભને નિજ સિદ્ધાંતને માટે પરિપોષક છે? પ્રાચીન આચાર્યોએ પોતપોતાના સંપ્રદાયોના દાર્શનિક સિદ્ધાંતોનું મૂલ પ્રસ્થાનત્રયી—ઉપનિષદ્–ગીતા–બ્રહ્મસૂત્ર ને માનેલ છે. છતાં પણ લેખક ઘણાં વર્ષોના અધ્યયન પછી એ નિષ્કર્ષ પર પહોંચ્યો છે કે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીનો સમગ્ર સિદ્ધાંતસમુચ્ચય-પુષ્ટિમાર્ગનું સમસ્ત અનુષ્ઠાન એ તો પુરાણાગ્રગણ્ય સાક્ષાત્ ભગવદ્‌રૂપ શ્રીમદ્‌ભાગવતની જ જાજવલ્યમાન વિભૂતિ છે. શ્રીમદ્‌ભાગવત એ તો વેદ વેદાંતનો સાર છે, પ્રસ્થાનત્રયીના સ્તરોમાં નિહિત ગૂઢ અર્થોને સર્વસાધારણની સમક્ષ સીધી ભાષામાં પ્રકટ કરનાર એ તો વ્યાખ્યાન ગ્રંથ છે. આચાર્યશ્રીની ભાગવતટીકા શ્રીસુબોધિની જોવાથી એ જ સ્પષ્ટ થાય છે. સમસ્ત ભાગવતનો પ્રધાન વિષય ભગવદનુગ્રહ જ છે. ભાગવતની આ વિશેષતાના કારણે જ શ્રીવલ્લભે તેને પ્રસ્થાનચતુષ્ટયમાં સ્થાન આપ્યું હોઇ પુષ્ટિમાર્ગનું ઉદ્‌ગમસ્થાન ભાગવત જ છે. પુષ્ટિમાર્ગમાં સાધન અને ફળ બન્ને શ્રી ભગવાનનો અનુગ્રહ છે. અહંતામમતારૂપ સંસારથી મુક્ત થવું, ભગવન્માહાત્મ્યનું જ્ઞાન, ભગવાનનો 'સાક્ષાત્કાર યા ભક્તિ તથા ભગવલ્લીલામાં પ્રવેશ ભગવદનુગ્રહ વિના પ્રાપ્ત થઈ શકે એમ નથી જ. આ સંસારમાં ત્રિવિધ દુઃખોની આત્યન્તિકી નિવૃત્તિને માટે પ્રાચીન આચાર્યોએ જ્ઞાન કર્મ અને ભક્તિ એમ ત્રણ માર્ગો નિર્દિષ્ટ કર્યા છે, પરંતુ પ્રવર્તમાન કલિકાલમાં એ સાધનોનું પરિપૂર્ણ રીતે પાલન થઇ શકે એમ નથી જ. શ્રીમદ્‌વલ્લભાચાર્યે પોતાના 'કૃષ્ણાશ્રયસ્તોત્ર'માં આ કલિકાલનું વિલક્ષણ વર્ણન કર્યું છે. એવા આ કુટિલ કાલમાં વેદાધ્યયનનિરત ત્રિવર્ણના જીવો તો પોતાનું શ્રેય ગમે તેમ સાચવી લે, પણ પેલાં સ્ત્રી–શૂદ્રાદિનું શું? વાસ્તવમાં તો એ લોકોના કલ્યાણ અર્થે જ પુષ્ટિમાર્ગનું સ્થાપન છે. પ્રસિદ્ધ સાધનત્રયીના નિષ્પાદનમાં અસમર્થ જીવોને વાસ્તે તો પર બ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાનનો અનુગ્રહ જ એક માત્ર સાધન હોઇ આચાર્યચરણે પ્રકટ થઇને આદેશ આપ્યો કે "ભગવદ્–અનુગ્રહ પર પૂરી શ્રદ્ધા રાખી તેની અલૌકિક કૃપા પર નિતાન્ત ભરોસો રાખી પોતાનું સર્વસ્વ ભગવાનનાં ચરણારવિંદોમાં સમર્પણ કરી દેવું. પૂર્ણભક્તિની સાથે આપણે જો શ્રીકૃષ્ણનાં પાદપદ્મોમાં આપણા નિરાશ્રય આત્માને ઝુકાવી દઇશુ તો શું એ કરુણાવરુણાલય આપણો ઉદ્ધાર નહિ કરે? શું એ વ્રજવિહારી આપણા આર્ત ચિત્તને પોતાની મધુર બંસીની તાનથી આપ્યાયિત નહિ કરી દે? જરૂર કરશે, અવશ્ય કરશે. પરંતુ એ માટે આપણામાં જોઇએ એના અનુગ્રહમાં પૂરી શ્રદ્ધા યા એની અલૌકિક કૃપા પર નિતાન્ત ભરોસો. આ રીતનો મહાન ઉદ્દેશ પ્રકટ કરતો શ્રીવલ્લભનો પુષ્ટિમાર્ગ તો સર્વ જીવોને માટે વર્ણ જાતિ યા દેશ કોઇપણ ભેદભાવ વિના સર્વદા અને સર્વથા ઉપાદેય હોઇ મુક્તિને અર્થે તો સાર્વજનિક રાજમાર્ગ જેવો છે. પુષ્ટિમાર્ગની સાર્વજનીનતા જ તેની વિશિષ્ટતા યા ઉપાદેયતા હોઇ તાજબીબી અને રસખાન જેવાં વિધર્મી ભક્તરત્નો પણ

તેનાથી આકર્ષાયાં હતાં. ભગવાન પોતામાં કર્મણા–મનસા–વાચા આત્મસમર્પણશીલ એવા જીવોનો પ્રપંચથી ઉદ્ધાર પોતાના અનુગ્રહના બળથી કરે છે. એવો પુષ્ટિમાર્ગનો વિલક્ષણ સિદ્ધાંત તો હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં અભૂતપૂર્વ છે, અલૌકિક છે.

આવા આ પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતનું વ્યાવહારિક રૂપ જે વિધિ દ્વારા અપાય છે તેનું નામ સંપ્રદાયમાં "બ્રહ્મસંબંધ" છે. આ અનુષ્ઠાનનું વિધાન શ્રીમદ્‌વલ્લભાચાર્યજીને સ્વયં શ્રીભગવાને બતાવ્યું હતું. "સિદ્ધાંત-રહસ્ય"ના પ્રથમ શ્લોકમાં સ્વયં શ્રીવલ્લભે એનો ઉલ્લેખ કર્યો છે. એ અનુષ્ઠાન દ્વારા ગુરુ પ્રત્યેક શિષ્યનો શ્રીભગવાનની સાથે સંબંધ કરાવે છે. સર્વ પ્રથમ ગુરુ શરણમન્ત્ર નામથી સંપ્રદાયમાં પ્રસિદ્ધ એવો–ભગવાન શ્રીકૃષ્ણ જ અમારું શરણ છે એ અર્થવાળો **श्रीकृष्णः शरणं मम** મંત્ર બતાવે છે. વલ્લભાચાર્યજીએ સ્વયં એ મંત્રના વિષયમાં કહ્યું છેઃ–

**तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम।**
**वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ॥१॥**
નવરત્ન

શ્રીકૃષ્ણના શરણે ગયા વિના મનુષ્યનું કલ્યાણ નથી જ સધાતું. '**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज**' એમ ગીતામાં પણ કહેવાયું છે. ભાગવતમાં તો સ્થળે સ્થળે એ વિષયમાં પ્રભાવોત્પાદક વર્ણન જોવા મળે છે. કહ્યું છે કે જે મનુષ્ય ભગવાનને ત્યજીને અન્યના શરણમાં જાય છે તે મૂર્ખ શ્વાનની પૂંછડી પકડીને સમુદ્રને પાર કરવાને ઇચ્છે છે (ભાગ ૬, ૯, ૨૨). સંતપ્ત મનુષ્યને માટે તો ભગવાનનાં પાદપદ્મો જ એક માત્ર શરણ છે. ભગવાનને શરણે ગયેલા જીવને પછી ક્લેશબાધા નહિ થાય (ભાગ૦ ૩, ૨૨, ૩૫). એવા જીવને તો પોતાની ભૃકુટિથી સમસ્ત વિશ્વનો ધ્વંસ કરનાર યમરાજ પણ પોતાના પ્રભાવથી બહાર સમજે છે (ભાગ૦ ૪,૨૪,૫૬). અને એમ હોવું ઉચિત જ છે, કેમકે ભગવાનનાં પાદપદ્મો તો **अभयं, ऋतं** તથા **अशोकं** છે (ભાગ૦ ૧૦, ૫૧, ૫૯). અતઃ મુક્તિ-સાધનમાં શરણાગતિ એ જ વાસ્તવિક સાધન છે. મહાપ્રભુ શ્રીવલ્લભે શરણમંત્રને અપનાવીને તો પોતાની ભાગવતતત્ત્વજ્ઞતાનો પ્રગાઢ પરિચય કરાવી દીધો છે.

શરણમંત્રપ્રદાન કર્યા પછી ગુરુદેવ શિષ્યને ભગવાનના વિગ્રહની પાસે લઈ જાય છે, તુલસીકાષ્ઠમાલા અર્પે છે અને પછી દીક્ષા મંત્રનો ઉપદેશ કરે છે તથા શિષ્યને તેનું ઉચ્ચારણ પણ કરાવે છે. એ દીક્ષામંત્ર સંપ્રદાયમાં "આત્મનિવેદનમંત્ર" નામથી પ્રસિદ્ધ હોઇ સર્વથા ગોપ્ય મનાય છે. એ મંત્રમાં ભક્ત પોતાની સમસ્ત વસ્તુઓને–દેહ ઇન્દ્રિય પ્રાણ અંતઃકરણને તે તેના ધર્મો સાથે અને આત્માને પણ ભગવાનને નિવેદન કરી દે છે. આ રીતે દીક્ષિત થયા પછી તો એ નવીન શ્રદ્ધાળુ ભક્તે ગોપિકાઓને પોતાનો આદર્શ માની પોતાનું સમર્પણનિરત જીવન વિતાવવું જોઈએ. ભગવાનની સેવા અર્ચા એ જ એના સમસ્ત જીવન દરમ્યાન પ્રધાન ઉદ્દેશ બની રહે. હવે તો તે ભગવાનનો દાસ બની રહ્યો, દેહાદિકની મમતા યા સ્વતંત્રતા હવે તેને ન હોય. એનાં સર્વ કર્મો, ચેષ્ટાઓ–મન–વચન કર્મનાં બધાં વિધાનો શ્રીકૃષ્ણનાં ચરણારવિંદોમાં જ સમર્પણ થયેલાં હોય. એવો ભક્ત, શ્રીવલ્લભ કહે છે તેમ, પોતાની ઐહિક લીલાની સમાપ્તિ પછી ભગવદનુગ્રહથી ગોલોકની વિપુલ શાન્તિમાં જઈને વિરાજે છે.

ભક્તિ દ્વારા જ ભગવાનનો અનુગ્રહ પ્રાપ્ત થઇ શકે છે, ભક્તિ વગરનાં જ્ઞાન–કર્મ તો હસ્તિસ્નાનની જેમ બિલકુલ નિષ્ફળ છે પ્રહ્‌લાદજીએ દાન તપ વ્રત શૌચ આદિને વ્યર્થ દર્શાવી ભગવાનની પ્રીતિ સંપાદન કરવાને માટે નિર્મલા–નિષ્કામ ભક્તિને જ એક માત્ર સાધન દર્શાવેલ છે (ભાગ૦ ૭, ૭, ૫૨). નવધા ભક્તિમાં અંતિમ ભક્તિપ્રકાર આત્મનિવેદન જ સર્વશ્રેષ્ઠ સાધન હોઈ ગીતામાં તેનું સૂત્ર મળે છે તો ભાગવતમાં એનું ભાષ્ય છે. અને એ સિદ્ધાંત ઉપર જ શ્રીવલ્લભનો પુષ્ટિમાર્ગ નિર્ભર છે. ભાગવતે તો સ્પષ્ટ રીતે બતાવ્યું છે કે આત્મનિવેદનથી જ સદ્યઃઅમૃતત્વલાભ તથા કૃષ્ણૈકાત્મ્યની પ્રાપ્તિ થાય છે.

# રાસ ક્રીડા

શ્રી નાનુભાઇ ના. ગાંધી, એમ. એ., એલ એલ. બી

ઘણું શોચનીય છે કે કેટલાક વૈષ્ણવંમન્યો ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની રાસલીલાનું અનુકરણ કરે છે. તેઓ ભોળી ભામિનીઓને ભરમાવી એમ સમજાવે છે કે ' ભગવાન રસરૂપ છે અને રસમાં શૃંગારરસ પ્રધાન છે તેથી ભગવાને ગોપીઓ સાથે રાસક્રીડા કરેલી. હરિ ગુરૂ વૈષ્ણવ સમાન છે, તેથી ભગવાને ગોપીઓ સાથે જેવી રાસક્રીડા કરી તેવી ક્રીડા વૈષ્ણવ સ્ત્રી-પુરુષો કરે ત્યારે જ રસ પ્રકટ થાય છે અને ભગવાનની પ્રાપ્તિ થાય છે." કેટલીક ભલી ભોળી સ્ત્રીઓ તેમની વાત સાચી માની તેમની સાથે વ્યભિચાર કરી પતિત થાય છે. તેઓની આ વાત અસત્ય છે એમ દર્શાવવા ભગવાન-ની રાસક્રીડા બરાબર સમજાય અને કોઈથી તેનું અનુકરણ થઈ શકે જ નહિ એ જણાવવા આ લેખ લખવા પ્રેરાઉં છું.

ધર્મશાસ્ત્રમાં વ્યભિચારને ઘણો મોટો દોષ કહેલો છે. લોકમાં પણ તે ઘણો મોટો દોષ ગણાય છે એમ ' શું અમે ચોરી છિનાળી કરી છે ? ' એ લોકોક્તિથી પણ જણાય છે. મનુસ્મૃતિના આઠમા અધ્યાયના શ્લોક ૩૫૨ થી ૩૮૬ સુધીમાં જુદા જુદા પ્રકારના વ્યભિચારનું નિરૂપણ કરી તે દરેક માટે જુદી જુદી શિક્ષાઓ કરવાનું કહેલ છે. અહીં મનુએ પણ કહેલ છે કે વ્યભિચારથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે અને તેવી પ્રજાથી મૂલનો નાશ કરનાર અધર્મ થતાં સર્વનો નાશ થાય છે (શ્લો. ૩૫૩). સ્ત્રીઓના વ્યભિચારથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે અને તેથી જાતિધર્મ તથા કુલધર્મનો નાશ થતાં મનુષ્ય ચોક્કસ નરકમાં પડે છે એમ ભગવદ્ગીતા (અ. ૧ શ્લો. ૪૧ થી ૪૪) માં અર્જુને પણ કહેલું છે, અને જો કે અર્જુને કહેલાં સર્વ વાક્ય પ્રમાણ ન ગણાય, છતાં પણ આ વાક્યો ખોટાં હોવાનું શ્રીકૃષ્ણે તેને ઉપદેશ આપ્યો તેમાં ક્યાંય કહેલ નથી, તેથી તે સાચાં જ છે એમ માનવું જોઈએ. યાજ્ઞવલ્કય-સ્મૃતિના બીજા અધ્યાયના ચોવીસમા સ્ત્રી-સંગ્રહણ પ્રકરણમાં પણ જુદા જુદા પ્રકારના વ્યભિચાર અને તે દરેક માટે કરવાની શિક્ષાઓ કહેલાં છે. સ્ત્રી અને પુરુષ બંને આ દોષ માટે શિક્ષાપાત્ર થાય છે એ પણ આ ધર્મશાસ્ત્રથી સ્પષ્ટ થાય છે. ધર્મશાસ્ત્રમાં વ્યભિ-ચાર આવો મોટો દોષ હોવાનું કહેલ હોવાથી, શુકદેવજીએ ભગવાનની રાસક્રીડામાં મહા-રાસનું નિરૂપણ શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધના ત્રીસમા અધ્યાયમાં કર્યું તે સાંભ-ળીને, પરીક્ષિતે શંકા કરી. આ શંકા અને તેનું સમાધાન સૂક્ષ્મતાથી વિચારવા યોગ્ય હોવાથી તેનું જરા વિસ્તારથી નિરૂપણ કરું છું.

### પરીક્ષિતની શંકા

संस्थापनाय धर्मस्य प्रशमायेतरस्य च ।
अवतीर्णो हि भगवानंशेन जगदीश्वरः ॥२७॥

स कथं धर्मसेतूनां कर्ता वक्ताऽभिरक्षिता ॥
प्रतीपमाचरद् ब्रह्मन् परदाराभिमर्शनम् ॥२८॥

ભગવાને રાસલીલા કરી તેનું શુકદેવે કરેલ વર્ણન સાંભળીને પરીક્ષિત ચોંકી ઊઠયો. તેને થયું કે આ શું કહેવાય? ભગવાન શ્રીકૃષ્ણે તો તેમણે પોતે અર્જુનને ભગવદ્‌ગીતા અ. ૪ શ્લો. ૭–૮માં કહ્યા પ્રમાણે ધર્મનું સ્થાપન કરવા અને અધર્મનો નાશ કરવા અવતાર ધારણ કરેલો. ધર્મનું સ્થાપન ધર્મની મર્યાદા બાંધી તેનો ઉપદેશ કરી અને તેનું રક્ષણ કરવાથી થાય. તે કાર્ય કરવા ભગવાન શ્રીકૃષ્ણે પોતે અવતાર લીધેલો. અધર્મનો નાશ દૈત્યો વગેરેનો વધ કરવાથી અને ભૂમિનો ભાર હરવાથી થાય. તે કાર્ય બલભદ્રે કરવાનું હોઇ ભગવાને તેમની સાથે અવતાર લીધેલો. શ્રીકૃષ્ણ પોતે ભગવાન હોઈ આ સર્વ કાર્ય કરવા શક્તિમાન હતા અને સર્વ જગતના ઈશ્વર હોઈ પાલન કરનાર હતા. તેથી સર્વનું પાલન થાય તે માટે ધર્મનું સારી રીતે સ્થાપન તેમણે કરવાનું હતું. તે માટે જ તેમણે ધર્મશાસ્ત્રના મૂલરૂપ ધર્મશાસ્ત્રની મર્યાદા રચનારા મનુ વગરેને બનાવ્યા, પોતે જ બ્રહ્માને અને તેમની દ્વારા સર્વ લોકોને ઉપદેશ કર્યો, અને જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય ત્યારેત્યારે પોતે અવતાર લઈ તેનું રક્ષણ કરેલ છે. આમ હોવાથી તેમણે આ ગોપીઓ સાથે રાસક્રીડા કરી તે તેમનું કાર્ય સમજી શકાય તેવું નથી. ગોપીઓ તો ગોપોની સ્ત્રીઓ હોઈ પરસ્ત્રી હતી અને આ પરસ્ત્રી સાથે ભગવાને રમણ કર્યું તે તેમનું કાર્ય તો અવતાર લેવાના તેમના પ્રયોજન–ધર્મનું સ્થાપન અને અધર્મનો નાશ–થી સ્પષ્ટ રીતે વિરુદ્ધ જ છે. પરસ્ત્રી સાથે રમણ કરવાથી તો ધર્મનો નાશ થાય અને અધર્મનું જ રક્ષણ થાય. એમ કરવાથી તો અધર્મ જ થાય, અધર્મ જ પ્રવર્તે અને તેનો ઉપદેશ થાય અને અધર્મનું જ પાલન થાય. તેથી ભગવાનનું આ કાર્ય તેમના અવતાર લેવાના પ્રયોજનથી વિરુદ્ધ જ છે. વળી તે લોકથી પણ વિરુદ્ધ છે, કારણ કે લોક ઉપર ઉપકાર તો ધર્મનું પાલન કરવાથી અને અધર્મનો નાશ કરવાથી જ થાય, જ્યારે આ કાર્ય તો તેથી ઊલટું જ છે. વળી આ વેદ વગેરે મર્યાદાનાં શાસ્ત્રોથી પણ વિરુદ્ધ છે, કારણ કે શાસ્ત્રોમાં તો વ્યભિચારને મોટો દોષ કહેલો છે અને તેને માટે જુદી જુદી શિક્ષાઓ જણાવી છે. તેથી આ તેમનું કાર્ય સિદ્ધાંતથી વિરુદ્ધ જણાય છે.

વળી ભગવાને કામને લીધે આ કાર્ય કર્યું એમ પણ કહી શકાય તેમ નથી, કારણ કે

**आप्तकामो यदुपतिः कृतवान् वै जुगुप्सितम्।**
**किमभिप्राय एतं नः संशयं छिन्धि सुव्रत॥२१॥**

ભગવાન શ્રીકૃષ્ણ સદા આપ્તકામ છે. તેમના કામ તો સદા પોતાની મેળે જ તેમને પ્રાપ્ત થયેલા હોય છે. તે માટે તેમને કાંઈ જ કાર્ય અથવા પ્રયાસ કરવા પડતા નથી. વળી તે યાદવોના પતિ હતા તેથી તેમને સ્ત્રીની ઈચ્છા થઇ હોત તોપણ અનેક સ્ત્રીઓ સહેલાઇથી પ્રાપ્ત થાય તેમ હતું. આ પ્રમાણે કામ (ઇચ્છેલા પદાર્થો) તેમને પોતાની મેળે જ પ્રાપ્ત થતા હોવા છતાં તેમણે આવું લોકમાં નિંદાયેલું પરસ્ત્રી સાથે રમણ શા માટે કર્યું? એવું કાર્ય કરવાનું તેમને શું પ્રયોજન હતું? આ તેમનું કાર્ય લોકનું હિત કરનારું નહતું, કારણ કે લોકને હિત કરનારી તો મર્યાદા જ છે. તેમજ તે ભગવાનનું પોતાનું પણ હિત કરનારું નહતું, કારણ કે તે પોતે તો સદા પૂર્ણ જ છે. વળી તે ગોપીઓનું પણ હિત કરનારું નહતું, કારણ કે ગોપીઓનાં અંતઃકરણમાં રહેલા ઈશ્વર તેમનું સર્વ પ્રકારનું

હિત તેમને પ્રાપ્ત કરાવી શકે તેમ હતું. તેથી ભગવાને કયા પ્રયોજનથી આ કાર્ય કર્યું, તેમને આવું નિંદિત કાર્ય કરવાનું શું પ્રયોજન હતું એ વિષયનો અમને બધા કથા શ્રવણ કરનારાઓને સંદેહ રહે છે, તેથી, હે શુક, તે દૂર કરો. વળી આપ સદાચારરૂપ વ્રતવાળા છો, સદાચારી અને ત્યાગી છો, તેથી જો ભગવાનની આ લીલા અયોગ્ય હોત તો આપે તેનું વર્ણન કર્યું ન હોત. જો તેથી અધર્મ થતો હોત, તો આપની તેમાં રુચિ ન હોત. છતાં અમને તો તે અયોગ્ય અને અધર્મવાળી જ જણાય છે. તેથી આ વિષયનો નિર્ણય આપ સમજાવો.

### સમાધાન

આ શંકાનું શુકદેવ ૩૦ થી ૩૮ સુધીના શ્લોકોથી સમાધાન કરે છે. આ સમાધાન બે પ્રકારે કરેલું છે : (૧) લૌકિક પ્રકારથી—ભગવાન શ્રીકૃષ્ણ પણ જીવ જ હતા એવી જેમની બુદ્ધિ હોય તેઓ પણ ભગવાનને રાસલીલાથી કાંઇ દોષ થતો નથી એમ જાણે તેવા પ્રકારે—અને (૨) વાસ્તવિક રીતે—વસ્તુસ્થિતિ બરાબર શી છે તે વિચારીને કરેલું. આ બીજા પ્રકારનું સમાધાન પણ બે પ્રકારે કરેલું છે તે તેનો વિચાર કરતાં નીચે જોઈશું.

(૧) લૌકિક પ્રકારથી કરેલ સમાધાન

धर्मव्यतिक्रमो दृष्ट ईश्वराणां च साहसम् ।
तेजीयसां न दोषाय वह्नेः सर्वभुजो यथा ॥३०॥

શ્રીશુક કહે છે કે હે પરીક્ષિત, ભગવાનનું આ ચરિત તેમના અવતારથી વિરુદ્ધ છે એમ તેં કહ્યું; તેથી તું એમ કહેવા માગે છે કે ઈશ્વરનું ચરિત આવું ન હોય ? કે એમ કહેવા માગે છે કે ભગવાન એક કાર્ય—ધર્મનું સર્વમાં એટલે ગોપીઓમાં પણ સ્થાપન—કરવા પધાર્યા અને તેમણે બીજું જ કાર્ય—ગોપીઓને ધર્મથી વિખૂટી પાડવાનું—ધર્મથી ભ્રષ્ટ કરવાનું—કર્યું ? જો તું એમ કહેતો હોય કે ગોપીઓમાં ધર્મનું સ્થાપન કરવા પધારી ભગવાને તેમને ધર્મથી વિખૂટી પાડી, તો તું જાણ કે જે બેને ભેગાં કરવા આવેલ હોય તે તેમને છૂટાં ન જ પાડે એવું બનતું નથી, કારણ કે બીજાના કાર્ય માટે જ આવેલ હોય તે પણ પોતાનો ધર્મ—પોતાનો ગુણ—તજતા નથી. જેમ ઘરમાં પ્રકાશ આપવા દીવો કરેલ હોય, તે દીવો ઘરને પ્રકાશ આપવા—ઘરનું કાર્ય કરવા—જ આવેલ હોવા છતાં, જો ઘરનાં બારસાખ બારણાં વગેરેનો તેને સ્પર્શ થાય તો તે ઘરને પ્રકાશ આપવાને બદલે તેને બાળી જ મૂકે છે. તેવી જ રીતે ભગવાન ધર્મનું સ્થાપન કરવા અવતરેલા હોવા છતાં ગોપીઓને પોતાના સ્વરૂપાનંદનું દાન કરવા તેમને ધર્મથી વિખૂટી પાડે જ, કારણ કે જે સ્પર્શ કરે તેને બાળી નાખવું એવો અગ્નિનો (દીવાનો) ગુણ છે, તેમ જે પોતાના ગાઢ સંબંધમાં આવે તેને સ્વરૂપાનંદનું દાન કરવું એ ભગવાનનો ગુણ છે. આ ઈશ્વરનો* ગુણ છે. આ ગુણ ન હોય તો તે ઈશ્વર જ ન રહે.

'ત્યારે ધર્મનું રક્ષણ કરવાના પોતાના કાર્યનો શ્રીકૃષ્ણે ત્યાગ કર્યો' એવી શંકા પણ ન કરવી, કારણ કે વાણિયાઓની પેઠે સર્વ કાર્યોમાં ઈશ્વરને નિયમ પાળવાનો હોતો નથી. ઈશ્વરને એવું બંધન હોઈ શકે જ નહિ. (૧) ધર્મનું ઉલ્લંઘન—પોતાના જે ધર્મ હોય તેમનું

* અહીં 'ઈશ્વર'નો અર્થ સત્તાવાળા થાય છે. 'ભગવાન'ના અર્થમાં આ શબ્દ અહીં યોજેલો નથી તેથી જ શ્લોકમાં તે બહુવચનમાં યોજેલો છે.

ઉલ્લંઘન અને (૨) સાહસ–પોતાના જે ધર્મ હોય તેનું આચરણ આ બંને ધર્મો ઈશ્વરમાં જોવામાં આવે છે. અને જે જોવામાં આવે છે તેમાં કાંઇ અયોગ્યતા હોવાનું માની શકાય નહિ. માત્ર ઈશ્વરમાં જ નહિ, પરંતુ ઈશ્વરના સેવકોમાં અને પરાક્રમી પુરુષોમાં પણ આવા ધર્મો જોવામાં આવે છે. આવા અને વળી તેવા પુરુષના ચરિત પ્રમાણે વર્તન કરી લોક કલ્યાણ પ્રાપ્ત કરવા તત્પર થાય છે. (૩–૧૨–૩૧) તેથી તેઓએ તો આવું કર્મ ન જ કરવું જોઈએ.' એવી શંકા થાય, તેથી શ્રીશુક કહે છે કે–

नैतत् समाचरेज्जातु मनसापि ह्यनीश्वरः ।
विनश्यत्याचरन्मौढ्याद्यथाऽरुद्रोऽब्धिजं विषम्

ઈશ્વરના આ ચરિતનું જે ઈશ્વર ન હોય તેણે કોઇપણ સમયે ગમે તેવી તીવ્ર ઇચ્છા થાય તોપણ આચરણ ન કરવું, કારણ કે જેનામાં ઈશ્વરપણું હોય તેને જ આવું ચરિત અનિષ્ટ કરતું નથી, બીજા સર્વને અનિષ્ટ કરે છે જ. તેથી ઈશ્વર ન હોય તેવાઓએ મનથી પણ આ ચરિતનું આચરણ ન કરવું. જેમ ઈશ્વર ન હોય તે ઐશ્વર્ય (રાજ્ય વગેરે સત્તાસ્થાન) ની માત્ર ઇચ્છા કરે તોપણ તે વધ કરવા યોગ્ય થાય છે, જેમ મોટા રાજ્યનો અધિકાર જેને ન હોય તે તેની ઇચ્છા કરે તોપણ વધ કરવા યોગ્ય થાય છે, તેમ ઈશ્વર ન હોય તે આવું કાર્ય મનથી કરે તોપણ શિક્ષાપાત્ર થાય છે. તેથી ઈશ્વર ન હોય તેણે મનથી પણ આવાં ચરિત કરવાની ઇચ્છા ન કરવી; છતાં ઈશ્વર આવાં ચરિત કરી શકે એમ જાણ્યા વિના, મૂર્ખાઇથી ઈશ્વર ન હોવા છતાં જો કોઇ આવું કર્મ કરે તો તે કર્મથી જ તેનો નાશ થાય છે. જેમ સમુદ્રમાંથી નીકળેલ કાલકૂટ વિષનું શંકરમાં ઐશ્વર્ય હોવાથી એમણે પાન કર્યું, તેમ જે શંકરની સમાન પરાક્રમવાળો ન હોય તે જો તેનું પાન કરે તો તેનો નાશ જ થાય છે. તેવી રીતે નિંદાયેલ કર્મ પણ કાલકૂટ વિષ જેવું નાશ કરાવનારું હોવાથી, ઈશ્વર ન હોય તેનો નાશ જ કરે છે. શંકરે કાલકૂટ પીધું તો તેમનો નાશ ન થતાં તેનાથી તેમનો કંઠ નીલરંગનો થયો અને તેમની શોભા વધી. તેવી જ રીતે ગોપીઓ સાથે રમણ કરવાથી ભગવાન શ્રીકૃષ્ણ ગોપીજનવલ્લભ જ થયા; તેઓશ્રી ઈશ્વર હોવાથી તેવા કર્મથી તેમની શોભા વધી, પણ ઈશ્વર ન હોય તેવાનો તો તે કર્મોથી નાશ જ થાય.

'પરંતુ આવા તેજસ્વી પુરુષના વર્તનનું આચરણ કરી લોક કલ્યાણ પ્રાપ્ત કરવા તત્પર થાય છે. ૩–૧૨–૩૧ તેથી તેમણે આવાં નિંદાયેલ કર્મ કરવાં ન જોઈએ' એવી શંકા થાય, તેથી શ્રીશુક કહે છે કે–

ईश्वराणां वचस्तथ्यं तथैवाचरितं क्वचित्।
तेषाँ यत्स्ववचो युक्तं बुद्धिमांस्तत्समाचरेत् ॥

ઈશ્વરોની વાણી સાચી હોય છે, તેથી તેઓએ આજ્ઞા કરી હોય તે પ્રમાણે આચરણ રાખવું. આચરણ તો કોઈવાર જ સત્ય હોય છે, જ્યારે તેમનું આચરણ તેમની વાણી સાથે ઘટતું, તેમણે જે ઉપદેશ કરેલ હોય તે પ્રમાણે હોય ત્યારે જ તે સત્ય હોય છે; પરંતુ તેથી વિરુદ્ધ હોય તો તે અસત્ય–આપણે અનુકરણ ન કરવા જેવું–હોય છે. ઈશ્વરોમાં ઘણા ગુણો હોય છે. જેવું ઐશ્વર્ય હોય છે તેવા જ તેમનામાં ધર્માત્માપણું દયા વગેરે ગુણો હોય છે. જે ચરિત તેઓ તેમનાં

ઐશ્વર્ય જ્ઞાન તથા વૈરાગ્યથી કરે છે. તે તેમનાં સ્વચ્છંદ ચરિત હોઈ, આપણે અનુકરણ કરવા યોગ્ય હોતાં નથી. તેથી બુદ્ધિમાન પુરુષે તેવાં ચરિતોનું અનુકરણ ન કરવું. તેમની વાણી તો સદા સાચી જ હોય છે, કારણ કે તેઓ જે ઉપદેશ કરે છે તે બીજાઓને–આપણા જેવાઓને–માટે કરે છે એટલે આપણા અધિકાર પ્રમાણે જ કરે છે, આપણા અધિકારથી વિરુદ્ધ કદાપિ કરતા જ નથી. તેથી તેમનાં જે આચરણ તેમની વાણીને અનુકૂલ હોય–તેમની વાણી પ્રમાણે થયેલાં હોય–તે આચરણોનું જ બુદ્ધિમાન પુરુષે અનુકરણ કરવું, પરંતુ તેમના સ્વચ્છંદ ચરિતનું કદાપિ અનુકરણ ન કરવું.

'જેમ ઈશ્વરો બીજાને અસત્ય ઉપદેશ આપતા નથી, તેમ તેઓ પોતે પણ તે ઉપદેશ પ્રમાણે જ આચરણ કેમ રાખતા નથી ?' એવી શંકા થાય, તેથી શ્રીશુક કહે છે કે–

कुशलाचरितेनैषामिह स्वार्थो न विद्यते ।
विपर्ययेण वानर्थो निरहङ्कारिणां प्रभो ॥३३॥

તેઓ પોતાના ઉપદેશ પ્રમાણેનું સત્ય આચરણ સદા નથી કરતા, કારણ કે તેઓને આવાં સારાં સત્ય આચરણ કરવાનું પ્રયોજન નથી, કેમકે તેવાં આચરણથી જે ફલ પ્રાપ્ત થવાનાં તેથી પણ ઘણાં વધારે અનંત ફલ તેમને પ્રાપ્ત થયેલાં જ છે. વળી તેથી ઊલટાં ખરાબ આચરણ કરવાથી તેમને કાંઇ દુઃખ અથવા નુકસાન પણ થવાનું નથી. કોઇપણ દુષ્ટ કર્મથી કાંઇ પણ દુઃખ અથવા નુકસાન તેમને થતાં નથી, કારણ કે તેઓને અહંકાર નથી, 'મેં આ કર્મ કર્યું' એવું તેમને અભિમાન હોતું નથી. જ્ઞાનીઓને પણ આવું અભિમાન અથવા અહંકાર ન હોવાથી ખરાબ આચરણથી તેઓને કાંઇ પણ દુઃખ અથવા નુકસાન થતું નથી

किमुताखिलसत्त्वानां तिर्यङ्मर्त्यदिवौकसाम् ।
ईशितुश्चेशितव्यानां कुशलाकुशलान्वयः ॥३४॥

તો પછી નજીવાં પ્રાણીઓ મનુષ્યો અને દેવો, પ્રાણિ માત્ર જે વશ રાખવા યોગ્ય છે તે સર્વને વશ રાખનાર ભગવાન શ્રીકૃષ્ણને તો તેમનાં સારાં આચરણથી લાભ થવાનું અને નિંદ્ય આચરણથી અનિષ્ટ થવાનું સંભવે જ કેમ ? લોકમાં પણ જોઇએ છીએ કે રાજા પોતાના સેવકને માર મારે અથવા તેમની સ્થિતિમાં ગમે તેવો ફેરફાર કરે તેમાં તેને કોઈથી કોઈ પણ પ્રકારનો ભય હોતો નથી. અને જેવું આ લોકમાં થાય છે તેવું જ પરલોકમાં પણ થતું હોવાનું સમજવું. જેને કોઈ વશ રાખનાર હોય તેને તે વશ રાખનારનો ભય રહે. ભગવાનને તો વશ રાખનાર કોઇ છે જ નહિ. તે પોતે જ પ્રાણિમાત્રને વશ રાખનારા છે. તમોગુણથી ઉત્પન્ન થયેલાં નજીવાં પ્રાણીઓ, રજોગુણથી ઉત્પન્ન થયેલાં મનુષ્યો, સત્વગુણથી ઉત્પન્ન થયેલા દેવો તેમજ પ્રાકૃત અને અપ્રાકૃત સર્વ પ્રાણીઓને અને આત્માને પણ વશ રાખનાર તો શ્રીકૃષ્ણ પોતે જ છે, એટલે એ પ્રાણીઓ ઉપર તેમણે કરેલ ઉપકાર અથવા અપકારથી તેમનું ભલું અથવા બૂરું થવાનું સંભવે જ કેમ ? પોતાની માલિકીની દાસીઓ સાથે સંબંધ કરવાથી, જેને વશ રાખનાર કોઇ નથી તેવા મહારાજાને આ લોકમાં અથવા પરલોકમાં કોઇપણ અપકાર–દુઃખ અથવા હાનિ થવાનું સંભવતું નથી. વળી આ વૃત્તાંત તેમના અંતરંગ સેવકો જ જાણે અને બીજા કોઈના જાણવામાં પણ આવે નહિ, તેથી તેમની કીર્તિને પણ કાંઇ હાનિ થતી નથી.

'પહેલાં આ પરમેશ્વરનો યજ્ઞ હતો' 'પહેલાં આ ખરેખર બ્રહ્મ હતું' 'તેમણે આત્માને જ જાણ્યો' વગેરે વાક્યોમાં સત્કર્મ તથા જ્ઞાનથી શ્રેષ્ઠ પ્રાપ્ત કર્યાનું જણાવ્યું છે. તેવી જ રીતે હલકાં કર્મ અને અધમ જ્ઞાનથી હલકાઇ થવાનું પણ સંભવે છે' એવી શંકા, કર્મને જ જે મુખ્ય માને અને અને કર્મમાર્ગ પ્રમાણે વિચાર કરે તેને થાય, તેથી તે દૂર કરવા શ્રીશુક કહે છે કે–

यत्पादपङ्कजपरागनिषेवतृप्ता
योगप्रभावविधुताखिलकर्मबन्धाः ।
स्वैरं चरन्ति मुनयोऽपि न नह्यमाना-
स्तस्येच्छयात्तवपुषः कुत एव बन्धः ॥३४॥

એક જ કર્મ કરે તે બધા જીવોને એક સરખું ફલ મળતું નથી, કારણ કે જો બધાને સરખું જ ફલ મળતું હોય, તો 'હે અર્જુન! જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળી ભસ્મ કરે છે' (ભ. ગી. ૩૭) એમ જણાવનાર શાસ્ત્ર ખોટાં ઠરે. વળી ઉત્તમ કર્મ વગેરે માટે પ્રવૃત્તિ કરનાર મનુષ્ય કોઈકવાર હલકું કર્મ કરે તો તેથી તેની હલકાઇ થતી નથી. ભગવાને કર્મ જ્ઞાન અને ભક્તિ એ ત્રણ માર્ગ રચેલા છે. એ ત્રણે માર્ગ પૈકી હરકોઇ માર્ગમાં જે ઉત્તમ પ્રવૃત્તિવાળો હોય છે, તેને તેણે કોઇક વાર કરેલા હલકા કર્મથી હલકાઈ પ્રાપ્ત થતી નથી. (૧) ભક્તિમાર્ગમાં ભગવાનના ચરણકમલની રજરૂપ જે ભગવાનના સેવકો છે, તેઓની સેવાથી જેઓ તૃપ્ત થાય છે, તેઓની સેવાથી જ જેઓ આનંદ પામે છે, અને ભગવાનના ભક્તો સાથે ભગવાનના ગુણોનું સ્મરણ કરવાથી જ અનુભવેલાં અને સાંભળેલાં સંસારના હલકાં સુખ–જે વાસ્તવિક સુખ નથી પણ માત્ર સુખ જેવાં જણાય છે તેનું જેમણે વિસ્મરણ કરેલું છે તેવા ભક્તો પોતાની ઇચ્છા પ્રમાણે આચરણ કરે છે. ઉત્તમ ચરિતોથી તેઓને કર્મનું બંધન પણ થતું નથી, કારણ કે ઘણા તેજસ્વી પુરુષોને આવા કર્મથી અધર્મ થતો નથી, કેમકે શાસ્ત્રમાં અમુક કર્મો કરવાની જે આજ્ઞાઓ કરેલી છે અને અમુક કર્મો ન કરવાં એવી જે મનાઇ કરેલી છે તે આજ્ઞા ઉઠાવનારા સેવકો માટે જ કરેલી છે. જેમ લોકમાં રાજા કાયદા કરે છે તે તેને પોતાને બંધનકર્તા હોતા નથી, પરંતુ રૈયતને તથા સેવકોને માટે જ કરેલા હોય છે, તેમ વેદમાં પણ ઉપર જણાવેલી જે આજ્ઞાઓ કરેલી છે તે ભગવાનને બંધનકર્તા નથી. ઘણા તેજવાળા, સર્વ કાર્મોને બાળી નાખવાની શક્તિવાળા પુરુષો વેદમાં મના કરેલાં કર્મો કરે તો તેથી તેઓને દોષ લાગતો નથી, જેમ અગ્નિ સર્વને બાળે છે, છતાં તેણે વધ કર્યો એમ કહેવાતું નથી. વળી તે માંસ વગેરે ભક્ષણ ન કરવા યોગ્ય પદાર્થોનું ભક્ષણ કરે છે, છતાં તે અભક્ષ્ય ખાનાર ગણાતો નથી અને વળી તે સર્વનું પાન કરે છે, સર્વ સ્થળે પ્રવેશ કરે છે અને સર્વ સાથે સંબંધમાં આવે છે, છતાં તે આ સર્વ કાર્યો કરનારો ગણાતો નથી, કારણ કે મિથ્યા જ્ઞાનરૂપ જલથી છંટકાવ કરાયેલી અંતઃકરણરૂપ ભૂમિમાં જ કર્મનાં બીજ ધર્મના અથવા અધર્મના અંકુરો ઉત્પન્ન કરે છે, પરંતુ તત્ત્વજ્ઞાનરૂપ તાપથી જેમાંનું જલ સુકાઇ ગયેલું હોવાથી જે ખરાબો થઇ રહેલ છે તેવી ભૂમિમાં કર્મનાં બીજ તેવા કોઇ અંકુર ઉત્પન્ન કરતાં નથી.

'તેજસ્વી પુરુષને માટે આવું કર્મ શોભા આપનારું નથી. કર્મથી તેઓને લાભ થતો નથી, તેમજ હલકાં કર્મોથી તેઓને વિઘ્ન અથવા

દુઃખ થતાં નથી. (૨) કર્મમાર્ગમાં પણ તેમજ છે. યોગ ઉત્તમ ધર્મ છે, કારણ કે ‘ આ (યોગ) ઉત્તમ ધર્મ છે ’ એમ સ્મૃતિ કહે છે. તે યોગના પ્રભાવથી અણિમા વગેરે આઠ સિદ્ધિઓ અને જ્ઞાન વગેરે પ્રાપ્ત થાય છે. આ સિદ્ધિઓ તથા જ્ઞાન વગેરે યોગથી પ્રાપ્ત થયેલાં સર્વ બંધનો સંપૂર્ણ રીતે ફગાવી દીધેલાં છે તેવા કર્મમાર્ગ આચરનાર યોગીઓ પણ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન કરે છે. (૩) તેવી જ રીતે જ્ઞાનમાર્ગમાં જ્ઞાન પ્રાપ્ત કરેલ મુનિઓ પણ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન કરે છે. આ સર્વને કોઈ પ્રકારનું બંધન હોતું નથી. તેમને પોતાના કર્મ સાથે સંબંધ થતો નથી, તેનાથી બંધન થતું નથી અને તેનાં ફલ ભોગવવાં પડતાં નથી. જ્યારે ભગવાને ચલાવેલા માર્ગોમાં પણ આવી વ્યવસ્થા છે તો પછી ભગવાનને તો કર્મનાં બંધન ન હોય તેમાં કહેવાનું જ શું હોય ? કારણ કે ભગવાને તો જેટલી ગોપસ્ત્રીઓ હતી તેટલાં પોતાનાં શરીરો પોતાની ઇચ્છાથી જ ભોગ કરવા માટે ધારણ કરેલાં (૧૦–૩૦–૨૦). ગોપોની સ્ત્રીઓ જેટલાં શરીરો પોતાની ઇચ્છાથી ધારણ કરે અને ભોગ કર્યા પછી તે બધાંને સંકેલી લે તેવા ભગવાનને કયાં કર્મથી બંધ થાય, કારણ કે કર્મ તો દરેક શરીરે જુદું જુદું કરેલું. તે શરીરોમાં જો જુદા જુદા જીવો હોય, તો તેમને તે તે શરીરે કરેલા કર્મથી બંધ થાય. આ તો બધાં શરીરોમાં ભગવાન એક જ છે. જેમ અન્નથી દેહ બંધાય છે છતાં જુદાં જુદાં અન્નથી બંધાતો હોવા છતાં દેહ તો એક જ છે એવો વ્યવહાર થાય છે, તેવી રીતે સર્વ સ્થલે જેમના હસ્ત તથા ચરણના છેડાઓ છે તેવા ભગવાન જુદી જુદી હદથી ( જુદા જુદા વિસ્તારવાળા જુદા જુદા દેહથી ) પોતાની ઇચ્છાથી પ્રકટ થાય છે. જેમ આકાશ એક છે, છતાં તેનું સ્વરૂપ પગલે પગલે જુદું છે, તેમ ભગવાનનાં આ શરીરો જુદા જુદાં છે, પરંતુ ભગવાન તો એક જ છે.

અથવા સ્વામિનીઓ–ગોપીઓ-નાં સ્વરૂપ ભગવાને પોતાની ઇચ્છાથી ધારણ કર્યાં, અને પછી તેમની સાથે રમણ કર્યું, તેમાં ભગવાનને દોષ થવાનું સંભવે જ કેમ ?

અહીં સુધી શ્રીશુકે લૌકિક પ્રકારે–ભગવાન પણ જીવ છે એમ માનનારાઓને પણ ભગવાનની આ લીલાથી તેમને દોષ થયો નથી એમ જણાય તેવી રીતે એ શંકાનું સમાધાન કર્યું. હવે વસ્તુસ્થિતિને વિચારી વાસ્તવિક રીતે સમાધાન કરે છે.

### વાસ્તવિક સમાધાન

‘ ઉપર જે સમાધાન કહ્યું અને ભગવાનને આ ચરિતથી દોષ થયો નથી એમ જણાવ્યું તે બરાબર હોવાનું માનીએ તોપણ તે ચરિતથી લોકની મર્યાદાનો તો ભંગ થયો જ, અને ભગવદ્ગીતા ૩–૨૧માં આ ભગવાને જ કહ્યું છે કે શ્રેષ્ઠ પુરુષ જેવું આચરણ કરે છે તેવું જ આચરણ બીજાઓ કરે છે. એ નિયમ પ્રમાણે જીવો ભગવાનના ચરિતને અનુસરી નિંદિત કર્મ કરે તેવું ભગવાને કરેલ હોવાથી તેમને બંધ થાય. ભકતો જ્ઞાનીઓ અને યોગીઓનાં દૃષ્ટાંત આપ્યાં, તે તો ત્રણે સંસારનો ત્યાગ કરેલા અવધૂતો હોઇ, તેમનાં ચરિત પ્રમાણે કોઈ લોકમાં વ્યવહાર કરતું નથી, તેથી એ દૃષ્ટાંત લાગુ પડતાં નથી, અને ભગવાનને તો આ ચરિતથી બંધ થાય જ.’ એવી શંકા થાય, તે દૂર કરવા શ્રીશુક કહે છેઃ—

गोपीनां तत्पतीनां च सर्वेषामपि देहिनाम्।
योऽन्तश्चरति सोऽध्यक्षः क्रीडनेनेह देहभाक्॥३६॥

હે પરીક્ષિત ! તારી ફરિયાદ તો એ જ છે ને કે પરસ્ત્રી સાથે ભગવાને રમણ કર્યું ?'પરસ્ત્રી એટલે શું ? (૧) परा च असौ स्त्री च' પોતાથી જુદી હોય તેવી સ્ત્રી તે પરસ્ત્રી અથવા (૨) 'परस्य स्त्री' પારકાની સ્ત્રી, પોતાથી જુદા ( પુરુષ )ની સ્ત્રી તે પરસ્ત્રી. પરસ્ત્રીનો આ બેમાંથી ગમે તે અર્થ લે. તોપણ ભગવાને પરસ્ત્રી સાથે રમણ નથી કર્યું, કારણ કે ભગવાન (૧) ગોપીઓના અને (૨) તેમના પતિ ગોપો બંનેના આત્મા છે. 'આત્મા' એટલે જીવ પોતે. આત્મા એટલે પ્રાણ. ભગવાન જીવરૂપ થઇ અને પ્રાણરૂપ થઇ (૧) ગોપીઓના અને (૨) તેઓના પતિઓના દેહોમાં રહેલા છે. તેથી (૧) ગોપીઓના જીવ અને પ્રાણ હોઈ ભગવાન પોતે જ ગોપીઓ છે, અને પોતે જ પોતાનો સ્પર્શ કરે તેની કોઇ શાસ્ત્રમાં મના કરવામાં આવી નથી, તેથી ભગવાને ગોપીઓ સાથે રમણ કર્યું તેમાં કાંઇ દોષ નથી. તેવી જ રીતે (૨) ભગવાન ગોપીઓના પતિઓના પણ જીવ અને પ્રાણ હોઈ, પોતે જ ગોપીઓના પતિ છે, અને ગોપીઓના પતિ ગોપીઓ સાથે રમણ કરે તે પરસ્ત્રી સાથે કરેલ રમણ થતું નથી, તેથી પણ ભગવાને ગોપીઓ સાથે રમણ કર્યું તેમાં કાંઇ દોષ નથી પરસ્ત્રીના ઉપર જણાવેલ બે અર્થો પૈકી ગમે તે અર્થ લઈએ. તોપણ ભગવાને પરસ્ત્રી સાથે રમણ કરેલું નથી. જે ભગવાન ગોપીઓના અને તેઓના પતિઓના જીવ તથા પ્રાણરૂપે તેઓની અંદર રહેલા તે જ ભગવાન શ્રીકૃષ્ણે પ્રત્યક્ષ—આપણે દર્શન કરીએ તેમ—પ્રકટ થઇ ક્રીડા કરવા માટે નટની પેઠે પુરુષનો દેહ ધારણ કરેલો, પરંતુ વાસ્તવિક રીતે તો ભગવાન નથી પુરુષ, નથી સ્ત્રી અને નથી ષંઢ. એમ 'સ્ત્રી નથી, ષંઢ નથી, પુરુષ નથી' એ શ્રુતિ જ કહે છે.

જે વૈષ્ણવો ભગવાનની રાસલીલાનું અનુકરણ કરવાની પ્રવૃત્તિ કરવા ઇચ્છે, તેમણે વિચારવું જોઇએ કે 'હરિ ગુરુ અને વૈષ્ણવ એક છે' એમ કહેવાય છે. તેથી તેઓ શું ભગવાન અથવા ભગવાનની સમાન છે ? તેઓ પોતે કોઇના જીવ અથવા પ્રાણ થઇ કોઇના દેહમાં રહેલા છે, રહી શકે તેમ છે ?' 'आचार्य मां विजानीयात्' 'આચાર્ય હું (ભગવાન) છું એમ જાણવું' એ વેદ વાકયનો અર્થ પણ આચાર્ય ઈશ્વર છે એવો નથી, પરંતુ આચાર્યને ઈશ્વર માની એમના ઉપર શ્રદ્ધા રાખી એમનો આદર કરવામાં આવે એવો જ તેનો ભાવાર્થ છે. તેવો જ ભાવાર્થ 'હરિ ગુરુ અને વૈષ્ણવ એક છે' એ વાકયનો છે. તેથી કોઇ વૈષ્ણવ નથી થતા ગુરુ કે નથી થતા ઈશ્વર. જીવ કદાપિ ઈશ્વર થઇ શકે જ નહિ. રાસલીલાનું અનુકરણ કરતાં પહેલાં-તમે પોતાને ઈશ્વર માની તેમ કરતા હો તો ગોવર્ધનોદ્ધરણલીલાનુ અનુકરણ કરી જુઓ; તમારા પોતાનાં અનેક શરીરો કરી જુઓ. તે તો કાંઇ થઇ શકવાનું નથી, તો નિરર્થક ઈશ્વરના ઐશ્વર્યવાળા ચરિતનું અનુકરણ કરી નરકમાં પડાય તેવી પ્રવૃત્તિ ન કરો.

'ભગવાન ગોપીઓના અને તેઓના પતિઓના આત્મા હોવાથી ગોપીઓ સાથે તેમણે રમણ કર્યું તેમાં કાંઇ દોષ નથી, છતાં સામાન્ય અજ્ઞાની પુરુષો તેમની આ લીલાનું અનુકરણ કરી નરકમા પડે; તેથી આવી લીલા ભગવાને પ્રયોજન વિના કરવી ન જોઇએ.

તેથી આ લીલા ભગવાને શા માટે કરી? આ લીલા કરવાનું ભગવાનને શું પ્રયોજન હતું?' એવી શંકા થાય, તેથી શ્રીશુક કહેછે કેઃ

अनुग्रहाय भक्तानां मानुषं देहमास्थितः ।
भजते तादृशीः क्रीडा याः श्रुत्वा तत्परो भवेत्‌३७

ભકતો ઉપર કૃપા કરવા માટે જ ભગવાને ભકતોના દેહની સમાન–ભકતોના દેહના જેવો મનુષ્યનો દેહ ધારણ કરેલો, કારણ કે ભકતોથી જુદા પ્રકારના તે રહે તો ભકતોનો તેમનામાં વિશ્વાસ ન બેસે. ભકતોનો પોતાના ઉપર વિશ્વાસ બેસે તે માટે જેમ મનુષ્યો ઉપર કૃપા કરવા ભગવાને મનુષ્યોનો દેહ ધારણ કર્યો તેમ ગોકુલમાં ગોપીઓ ઉપર પણ કૃપા કરવા અને તેમને પોતાના આનંદનું દાન કરવા ભગવાને રાસક્રીડા કરી, કારણ કે જુદાં જુદાં સ્ત્રીપુરુષોના જુદા જુદા ધર્મોમાં ભગવાન પ્રવેશ કરે નહિ ત્યાંસુધી સ્ત્રીપુરુષોના જુદા જુદા દોષ દૂર ન થાય. તેથી જ ભગવાને ગોપીઓના કામધર્મમાં પ્રવેશ કરી તેમનો કામદોષ દૂર કર્યો.

અથવા ભકતો ઉપર કૃપા કરવા માટે ભગવાને આ એવો મનુષ્યનો દેહ ધારણ કરેલો કે જેની અંદર ભકતોને આસ્થા–શ્રદ્ધા તથા આદર–થયેલ અને તેવા મનુષ્યના દેહમાં રહેલા છતાં પણ ભગવાન મહાન જેમના કામ સદા પૂર્ણ છે તેવા અને સર્વનું દાન કરવા શક્તિવાળા છે, પરંતુ શાસ્ત્રમાં મના કરેલ પ્રકારે આત્માનું ગોપીઓને દાન કરવા ભગવાને એ મનુષ્યદેહ ધારણ કરેલ નહતો. ભગવાને ગોપીઓ સાથે રાસક્રીડા એવા પ્રયોજનથી કરી કે એ લીલાનું શ્રવણ કરીને મનુષ્ય ભગવાન પ્રતિ ભક્તિવાળો થાય. તેથી ભગવાને ગોપીઓનો નિરોધ કરી તેમની સાથે આ અદેયદાનરૂપ જે લીલા કરી તેનું જે કોઇ શ્રવણ કરશે તે સંપૂર્ણ રીતે ભગવાનની ભક્તિ પ્રાપ્ત કરશે. આ હેતુથી જ ભગવાને આ લીલા કરેલી છે. આ ચરિત ભગવાને સર્વને મોક્ષ આપવા માટે જ કરેલું હોવાથી આ અધ્યાયના છેલ્લા ચાળીસમા શ્લોકમાં આ ચરિતનાં શ્રવણ તથા કીર્તનનું ફલ કહેલ છે તેમાં પણ કહેલું છે કે ભગવાનના આ ચરિતનાં જે શ્રદ્ધાથી શ્રવણ તથા કીર્તન કરશે તે ભગવાનની ઉત્તમ ભક્તિ પ્રાપ્ત કરીને હૃદયના રોગરૂપ કામને તરત જ દૂર કરશે.

'છતાં પણ લોકવ્યવહાર પ્રમાણે સ્ત્રીઓ તેઓના પતિઓને અધીન હોવાથી અને પતિઓએ આ લીલા માટે સ્ત્રીઓ ભગવાનને સોંપેલી ન હોવાથી (૧) ભગવાને પોતાને સોંપેલ ન હોય તેવી સ્ત્રીઓનો અંગીકાર કર્યો, તેથી (૨) ગોપોના મનમાં દુઃખ થાય, અને (૩) તેઓ ભગવાનની અપકીર્તિ કરે, તેવું કાર્ય ભગવાને શા માટે કરવું જોઇએ?' એવી શંકા થાય, તેથી શ્રીશુક કહે છે કેઃ—

नासूयन्‌ खलु कृष्णाय मोहितास्तस्य मायया ।
मन्यमानाः स्वपार्श्वस्थान्‌ स्वान्‌ स्वान्‌ दारान
व्रजौकसः ॥ ३८

એ વાત તો સર્વત્ર પ્રસિદ્ધ છે, સર્વ જાણે છે કે વ્રજવાસી ગોપોએ ભગવાનની ઈર્ષ્યા કરી નહતી, ઈર્ષ્યાવાળી દૃષ્ટિ ભગવાન પ્રતિ કરી જ નહતી. રાસના આરંભમાં ગોપીઓને ભગવાન પાસે વનમાં જતાં તેમણે રોકવા માંડેલી, છતાં ન રોકાતાં તેઓ વનમાં ગઇ, છતાં પણ ભગવાનની માયાથી મોહ પામી તેઓએ ભગવાનની ઈર્ષ્યા ન કરી,

કારણ કે ગોપીઓ વનમાં ગઇ તેવું જાણતા હોવા છતાં, તેઓ ગયા પછી ભગવાનની માયાથી મોહ થતાં પોતપોતાની પત્નીઓ પોતપોતાની પાસે જ છે એમ તેઓ માનવા લાગ્યા. 'અરે! ગોપીઓ વનમાં ગઇ. પોતે રોકવા છતાં ન રોકાઈ, તે જાણવા છતાં ગોપો એમ કેમ માને કે પોતપોતાની પત્નીઓ પોતપોતાની પાસે જ છે?' એવી શંકા યોગ્ય નથી, કારણ કે તેઓ વ્રજવાસી—ગામડિયા, પહેલાં શું થયું અને પછી શું થાય છે એનું ભાન ન રહે તેવા—હતા અથવા તેઓ વ્રજવાસી હોઇ ભગવાને સંપૂર્ણ રીતે તેઓનો અંગીકાર કરેલો, તેથી તેઓ ભગવાનમાં દોષ જુએ એવું સંભવતું જ નથી. ભગવાને મોહ ઉત્પન્ન કરી તેમની બુદ્ધિને જ ભ્રમ ઉત્પન્ન કર્યો તેથી તેમણે પોતપોતાની સ્ત્રી પોતપોતાની પાસે જ હોવાનું માન્યું. બુદ્ધિ સિવાયનું સર્વ–તેઓનાં દેહ ઇંદ્રિયો વગેરે ભગવાનના સંબંધવાળાં જ હતાં. બુદ્ધિથી તેમણે પોતપોતાની સ્ત્રી પોતપોતાના પાસે જ હોવાનું માન્યું તેથી જ ભગવાનમાં તેમણે કોઈ દોષ ન જોયો, અને પોતાની સ્ત્રીઓમાં પણ કોઈ પણ દોષ ન જોયો.

જ્યારે અરુણનો સારી રીતે ઉદય થયો ત્યારે ગોપીઓમાં અન્તર્યામી તરીકે પ્રવેશ કરેલા ભગવાને તેમને ઘેર જવાની ઇચ્છા ઉત્પન્ન કરાવી. જો કે તેઓએ ઘર બાર પતિ વગેરે સર્વનો ત્યાગ કરી ભગવાનનું ભજન કરેલું હોવાથી તેમને ઘેર જવાની ઇચ્છા રહી ન હતી, કારણ કે તેઓને ઘરનું અથવા લોકનું કાંઇ પ્રયોજન ન હતું, છતાં અન્તર્યામી ભગવાને તેમને એવી ઇચ્છા કરાવી અને ભગવાન શ્રીકૃષ્ણ મોક્ષ આપનાર હોવાથી 'જો તેઓ સંધ્યાકાલ સુધી આ ક્રીડાનું સ્મરણ કરે તો તેઓ મોક્ષ માટે અધિકારિણી થાય' એવા વિચારથી તેમણે તેઓ ઘેર જાય તેનું અનુમોદન કર્યું. વળી આ તો ગોપીઓ હોવાથી તેમને તેથી ઊલટો (ઘેર ન જવાનો) વિચાર ન આવ્યો અને ત્યાં જ રહેવાની હઠ કરવાનો પણ વિચાર ન આવ્યો, તેથી તેઓ પોતપોતાના ઘેર ગઈ, છતાં તેઓને ઘર પ્રિય નહતાં, પરંતુ ભગવાન જ પ્રિય હતા, અને તેઓને સંસારનો ભય પણ ન હતો, કારણ કે તેઓ ભગવાનની પ્રિયાઓ હતી.

આવી રીતે પરીક્ષિતના સંશયનું સમાધાન શ્રીશુકે કરેલું છે. આથી એમ સ્પષ્ટ જણાય છે કે ભગવાને ગોપીઓ સાથે ક્રીડા કરી, તેથી ગોપીઓને પણ દોષ થયો નથી અને ભગવાનને પણ દોષ થયો નથી. ભગવાનને તો દોષ થાય જ નહિ, છતાં જે કોઈ મનુષ્ય પુરુષ અથવા સ્ત્રી આ લીલાનું મૂર્ખાઇથી અનુકરણ કરે તેને અવશ્ય દોષ લાગે અને તપ્તભૂમિ નરકમાં પડી ૫–૨૬–૨૦ માં જણાવેલી શિક્ષા ભોગવવી પડે. તેથી કોઇ પણ વૈષ્ણવે ભગવાનની રાસક્રીડાનું અનુકરણ કદાપિ કરવું ન જોઇએ.



તેથી આ લીલા ભગવાને શા માટે કરી? આ લીલા કરવાનું ભગવાનને શું પ્રયોજન હતું?' એવી શંકા થાય, તેથી શ્રીશુક કહેછે કે:-

अनुग्रहाय भक्तानां मानुषं देहमास्थितः ।
भजते तादृशीः क्रीडा याः श्रुत्वा तत्परो भवेत् ३७

ભકતો ઉપર કૃપા કરવા માટે જ ભગવાને ભકતોના દેહની સમાન—ભકતોના દેહના જેવો મનુષ્યનો દેહ ધારણ કરેલો, કારણ કે ભકતોથી જુદા પ્રકારના તે રહે તો ભકતોનો તેમનામાં વિશ્વાસ ન બેસે. ભકતોનો પોતાના ઉપર વિશ્વાસ બેસે તે માટે જેમ મનુષ્યો ઉપર કૃપા કરવા ભગવાને મનુષ્યોનો દેહ ધારણ કર્યો તેમ ગોકુલમાં ગોપીઓ ઉપર પણ કૃપા કરવા અને તેમને પોતાના આનંદનું દાન કરવા ભગવાને રાસક્રીડા કરી, કારણ કે જુદાં જુદાં સ્ત્રીપુરુષોના જુદા જુદા ધર્મોમાં ભગવાન પ્રવેશ કરે નહિ ત્યાંસુધી સ્ત્રીપુરુષોના જુદા જુદા દોષ દૂર ન થાય. તેથી જ ભગવાને ગોપીઓના કામધર્મમાં પ્રવેશ કરી તેમનો કામદોષ દૂર કર્યો.

અથવા ભકતો ઉપર કૃપા કરવા માટે ભગવાને આ એવો મનુષ્યનો દેહ ધારણ કરેલો કે જેની અંદર ભકતોને આસ્થા—શ્રદ્ધા તથા આદર—થયેલ અને તેવા મનુષ્યના દેહમાં રહેલા છતાં પણ ભગવાન મહાન જેમના કામ સદા પૂર્ણ છે તેવા અને સર્વનું દાન કરવા શક્તિવાળા છે, પરંતુ શાસ્ત્રમાં મના કરેલ પ્રકારે આત્માનું ગોપીઓને દાન કરવા ભગવાને એ મનુષ્યદેહ ધારણ કરેલ નહતો. ભગવાને ગોપીઓ સાથે રાસક્રીડા એવા પ્રયોજનથી કરી કે એ લીલાનું શ્રવણ કરીને મનુષ્ય ભગવાન પ્રતિ ભક્તિવાળો થાય. તેથી ભગવાને ગોપીઓનો નિરોધ કરી તેમની સાથે આ અદેયદાનરૂપ જે લીલા કરી તેનું જે કોઇ શ્રવણ કરશે તે સંપૂર્ણ રીતે ભગવાનની ભક્તિ પ્રાપ્ત કરશે. આ હેતુથી જ ભગવાને આ લીલા કરેલી છે. આ ચરિત ભગવાને સર્વને મોક્ષ આપવા માટે જ કરેલું હોવાથી આ અધ્યાયના છેલ્લા ચાળીસમા શ્લોકમાં આ ચરિતનાં શ્રવણ તથા કીર્તનનું ફલ કહેલ છે તેમાં પણ કહેલું છે કે ભગવાનના આ ચરિતનાં જે શ્રદ્ધાથી શ્રવણ તથા કીર્તન કરશે તે ભગવાનની ઉત્તમ ભક્તિ પ્રાપ્ત કરીને હૃદયના રોગરૂપ કામને તરત જ દૂર કરશે.

'છતાં પણ લોકવ્યવહાર પ્રમાણે સ્ત્રીઓ તેઓના પતિઓને અધીન હોવાથી અને પતિઓએ આ લીલા માટે સ્ત્રીઓ ભગવાનને સોંપેલી ન હોવાથી (૧) ભગવાને પોતાને સોંપેલ ન હોય તેવી સ્ત્રીઓનો અંગીકાર કર્યો, તેથી (૨) ગોપોના મનમાં દુઃખ થાય, અને (૩) તેઓ ભગવાનની અપકીર્તિ કરે, તેવું કાર્ય ભગવાને શા માટે કરવું જોઇએ?' એવી શંકા થાય, તેથી શ્રીશુક કહે છે કે:—

नासूयन् खलु कृष्णाय मोहितास्तस्य मायया ।
मन्यमानाः स्वपार्श्वस्थान् स्वान् स्वान् दारान्
व्रजौकसः ॥ ३८

એ વાત તો સર્વત્ર પ્રસિદ્ધ છે, સર્વ જાણે છે કે વ્રજવાસી ગોપોએ ભગવાનની ઈર્ષ્યા કરી નહતી, ઈર્ષ્યાવાળી દૃષ્ટિ ભગવાન પ્રતિ કરી જ નહતી. રાસના આરંભમાં ગોપીઓને ભગવાન પાસે વનમાં જતાં તેમણે રોકવા માંડેલી, છતાં ન રોકાતાં તેઓ વનમાં ગઇ, છતાં પણ ભગવાનની માયાથી મોહ પામી તેઓએ ભગવાનની ઈર્ષ્યા ન કરી,

કારણ કે ગોપીઓ વનમાં ગઇ તેવું જાણતા હોવા છતાં, તેઓ ગયા પછી ભગવાનની માયાથી મોહ થતાં પોતપોતાની પત્નીઓ પોતપોતાની પાસે જ છે એમ તેઓ માનવા લાગ્યા. 'અરે ! ગોપીઓ વનમાં ગઇ. પોતે રોકવા છતાં ન રોકાઈ, તે જાણવા છતાં ગોપો એમ કેમ માને કે પોતપોતાની પત્નીઓ પોતપોતાની પાસે જ છે ?' એવી શંકા યોગ્ય નથી, કારણ કે તેઓ વ્રજવાસી–ગામડિયા, પહેલાં શું થયું અને પછી શું થાય છે એનું ભાન ન રહે તેવા–હતા અથવા તેઓ વ્રજવાસી હોઇ ભગવાને સંપૂર્ણ રીતે તેઓનો અંગીકાર કરેલો,તેથી તેઓ ભગવાનમાં દોષ જુએ એવું સંભવતું જ નથી. ભગવાને મોહ ઉત્પન્ન કરી તેમની બુદ્ધિને જ ભ્રમ ઉત્પન્ન કર્યો તેથી તેમણે પોતપોતાની સ્ત્રી પોતપોતાની પાસે જ હોવાનું માન્યું. બુદ્ધિ સિવાયનું સર્વ–તેઓનાં દેહ ઇંદ્રિયો વગેરે ભગવાનના સંબંધવાળાં જ હતાં. બુદ્ધિથી તેમણે પોતપોતાની સ્ત્રી પોતપોતાના પાસે જ હોવાનું માન્યું તેથી જ ભગવાનમાં તેમણે કોઈ દોષ ન જોયો, અને પોતાની સ્ત્રીઓમાં પણ કોઈ પણ દોષ ન જોયો.

જ્યારે અરુણનો સારી રીતે ઉદય થયો ત્યારે ગોપીઓમાં અન્તર્યામી તરીકે પ્રવેશ કરેલા ભગવાને તેમને ઘેર જવાની ઇચ્છા ઉત્પન્ન કરાવી. જો કે તેઓએ ઘર બાર પતિ વગેરે સર્વનો ત્યાગ કરી ભગવાનનું ભજન કરેલું હોવાથી તેમને ઘેર જવાની ઇચ્છા રહી ન હતી, કારણ કે તેઓને ઘરનું અથવા લોકનું કાંઇ પ્રયોજન ન હતું, છતાં અન્તર્યામી ભગવાને તેમને એવી ઇચ્છા કરાવી અને ભગવાન શ્રીકૃષ્ણ મોક્ષ આપનાર હોવાથી 'જો તેઓ સંધ્યાકાલ સુધી આ ક્રીડાનું સ્મરણ કરે તો તેઓ મોક્ષ માટે અધિકારિણી થાય' એવા વિચારથી તેમણે તેઓ ઘેર જાય તેનું અનુમોદન કર્યું. વળી આ તો ગોપીઓ હોવાથી તેમને તેથી ઊલટો (ઘેર ન જવાનો) વિચાર ન આવ્યો અને ત્યાં જ રહેવાની હઠ કરવાનો પણ વિચાર ન આવ્યો, તેથી તેઓ પોતપોતાના ઘેર ગઈ, છતાં તેઓને ઘર પ્રિય નહતાં, પરંતુ ભગવાન જ પ્રિય હતા, અને તેઓને સંસારનો ભય પણ ન હતો, કારણ કે તેઓ ભગવાનની પ્રિયાઓ હતી.

આવી રીતે પરીક્ષિતના સંશયનું સમાધાન શ્રીશુકે કરેલું છે. આથી એમ સ્પષ્ટ જણાય છે કે ભગવાને ગોપીઓ સાથે ક્રીડા કરી, તેથી ગોપીઓને પણ દોષ થયો નથી અને ભગવાનને પણ દોષ થયો નથી. ભગવાનને તો દોષ થાય જ નહિ, છતાં જે કોઈ મનુષ્ય પુરુષ અથવા સ્ત્રી આ લીલાનું મૂર્ખાઇથી અનુકરણ કરે તેને અવશ્ય દોષ લાગે અને તપ્તભૂમિ નરકમાં પડી ૫–૨૬–૨૦ માં જણાવેલી શિક્ષા ભોગવવી પડે. તેથી કોઇ પણ વૈષ્ણવે ભગવાનની રાસક્રીડાનું અનુકરણ કદાપિ કરવું ન જોઇએ.



# મનોમેળની સાધનસરણી

લે. દેવીશ્રી-કુમારી નિર્મળદેવી

વેદાંતતીર્થ, કાવ્યતીર્થ, દર્શનભૂષણ, વ્યાખ્યાનવિશારદ,
અભિનવ ભારતી સરસ્વતી....

(દેવીશ્રીનો આ લેખ વિજ્ઞાનની દૃષ્ટિએ લખાયેલો હોવાથી એક સુંદર કૃતિ બની છે. શ્રીમદાચાર્ય ચરણે પ્રભુમાં મનોમેળને માટે નિરોધ-સાધન તરીકે કહેલ છે, તે કેવી રીતે કેળવાય તે માટે દેવીશ્રીએ ઉપાય દેખાડયો છે.)

**મનની** અદ્વૈતભાવમાં સ્થિતિ પરાનંદને આપનારી છે.

મનની દ્વૈત ભાવમાં સ્થિતિ દુઃખને દેનારી છે.

દ્વિધા ભાવમાં ભવાટવીમાં અથડાતા માનવીને શ્રુતિમાતા ઉદ્બોધિત કરે છે: **मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ।** અજર અમર દશા પ્રાપ્ત કરવા ઐકયભાવ જોઈએ. જીવાત્મા પરમાત્માનું ઐકય, વ્યષ્ટિ સમષ્ટિનું ઐકય, સર્વાત્મભાવથી ઐકય સાધવા પહેલાં એ પ્રેમીઓ પ્રથમ પોતામાં જ પૂર્ણૈકયની સિદ્ધિ મેળવી શકે તો આત્મલક્ષ્મીનો માર્ગ ઉન્મુક્ત બને! મનોભાવોના એકીકરણ માટે સહેજ મનના સ્વરૂપ પર દૃષ્ટિપાત કરીએ.

Duality of Mind
[મનની દ્વૈતતા]




મનનો એક છેડો શરીરને લાગેલો છે તેથી તે પ્રદેશાન્તર્વર્તી મનને Somatic mind કહી શકાય.

પણ વસ્તુતઃ એ બન્નેમાં ભેદ નથી. એ બન્નેનો અભેદ એ જ આનંદમૂલા દશા છે. એ બન્નેનો ભેદ એ જ દુઃખમૂલા દશા છે.

દુઃખને દૂર કરવા, આનંદનો આવિર્ભાવ કરવા ઐકય અનિવાર્ય છે. Spiritual mind તો એના અસલ અવિકૃત સ્વરૂપમાં જ છે. Somatic mind ની માત્ર પ્રગતિ કરવી જોઈએ. Somatic mind જ્યારે પૂર્ણવિકાસની કક્ષાએ પહોંચી પૂર્ણ સ્વરૂપ Spiritual mind ને મળશે ત્યારે પૂર્ણ સ્થિતિસ્થાપિકા આધ્યાત્મિકી દશા અદ્વૈતભાવમાં અવસ્થિત થશે.

Somatic mind ને સઘળી સેવા આપનાર ચક્ષુ કર્ણેન્દ્રિયાદિ છે, જે સંદેશવાહકરૂપ સાધનો દ્વારા જાગૃતિક દૃશ્ય અંદર પ્રતિછવિત થાય છે, સ્થિર (registered) થઇ જાય છે.

એટલે જ આપણાં શાસ્ત્રોમાં પ્રત્યેક ઇન્દ્રિયનો અગ્નિ વર્ણવેલ છે. અગ્નિમાં ભક્તિપૂર્વક સ્વાહા કરવાથી પૂર્ણાહુતિએ યજ્ઞદેવ પ્રકટે છે. એમની ચક્ષુ કર્ણેન્દ્રિયો દ્વારા યથાર્થ જ્ઞાન-

રૂપા આહુતિઓ જાય તો યજ્ઞસ્વરૂપ અંતર્દેવ પૂર્ણપણે પ્રકટે છે.

દીપના પૂર્ણ પ્રાકટ્ય માટે કોડિયું, દિવેટ, તેલ, પ્રગટાવવાનું સાધન–સઘળું જોઇએ, તેમ જ મનમાં જ્ઞાનજ્યોતિ પ્રગટાવવા પૂર્ણતયા સાધનો હોવાં જોઇએ.

દા. ત. આંખો અમુક સીમા સુધીનું અને અમુક પ્રમાણસ્વરૂપનું જ જોઇ શકે છે. પણ વધારે દૂરની વસ્તુ જોવા માટે Binocular ની જરૂર પડે છે. એથી વિશેષ દૂરસ્થ વસ્તુ જોવા માટે Telescope ની જરૂર પડે છે. વળી સૂક્ષ્મ નિકટસ્થ વસ્તુ જોવા માટે Microscope ની જરૂર પડે છે.

આથી સ્પષ્ટ થાય છે કે દ્રષ્ટા, દૃષ્ટિ, દૃશ્ય સર્વ વિદ્યમાન છતાંય ચક્ષુઆદિને પણ ઉપર્યુક્ત ઉપકરણોની જરૂર પડે છે.

એવી જ રીતે Spiritual mind ના Level માં લાવવા Somatic mind ને પૂર્ણ કક્ષાએ પહોંચાડવું જોઇએ. બન્નેની સમાનતા-Equality બરાબર થઈ જતાં Spiritual mind અને Somatic mind એકરસ થતાં સમાધિમાં જે સ્થિતિનું દર્શન થશે તે Somatic mind માં આવશે; જેમકે મહર્ષિઓએ સમાધિમાં આર્ષ દૃષ્ટિથી જોઈ ઉત્થાન વૃત્તિમાં શાસ્ત્રોમાં શબ્દ દ્વારા વર્ણન કર્યાં.

બધાં દુઃખોનાં મૂળ દ્વિધાભાવ છે. પતિપત્નીમાં દ્વિધા ભાવને લીધે જ દુઃખો થાય છે. જો ઉપર્યુક્ત પ્રક્રિયા હૃદયમાં ઉતારીએ તો જરૂર એવાં દુઃખો દૂર કરી શકીએ.

પતિપત્નીમાં દ્વિધાભાવ હોય જ શું કામ ?
પતિપત્નીમાં પ્રેમળતા એ સાહજિક ધર્મ સુમંગળ છે.
પતિપત્નીમાં પ્રેમાભાવ એ વિધર્મ છે, આશ્ચર્યજનક છે.

જડ પદાર્થોને આપણે Physical World માનીએ છીએ. ચૈતન્ય જડ પદાર્થોને આપણે Physiological ( Biological ) World માનીએ છીએ.

જડ પદાર્થો વચ્ચે જે રસાર્દ્રભાવ તેને Osmosis કહીએ તો ચેતન પ્રાણીઓ વચ્ચે જે રસાર્દ્રભાવ તેને Attraction–એટ્રેક્શનમાં એટલે કે એ ચેતન પ્રાણીઓના આકર્ષણમાં કારણરૂપ એક અમંથનીય સમાન વસ્તુઓ છે. [Specific unfathomable factor]

भावस्थिराणि जननान्तरसौहृदानि ।
आन्तरः कोऽपि हेतुः ।

પણ Attraction ને સમજવા આપણે Osmotic Tension ઉદાહરણ રૂપે લઈએ.

દા. ત. એક કાચની બરણી છે જેમાં એક કાપડનો પડદો છે. બે ભાગ પડી ગયેલા છે. એક ભાગના પાણીમાં ૨૫ ટકા મીઠું નાખીએ, પણ થોડીવારમાં જોઈશું તો બન્ને ભાગ એકસરખા લાગશે, કારણ કે મીઠામાં મળી જવાનો સ્વભાવ છે અને પાણીમાં મેળવવાનો સહજ ધર્મ સમાયેલો છે. તેવી જ રીતે બન્ને પ્રેમીઓમાં એકબીજામાં મળી જવાની શક્તિ સમાયેલી છે. હા, અલબત્ત, એક ચીજ એકબીજામાં ઓછીવત્તી હોય, પણ એ સમાન થઇ શકે છે, એ સમજવા ઉપર્યુક્ત દૃષ્ટાંતને રૂપાંતરથી સમજીએ.

બરણીના મધ્ય ભાગમાં પરદો છે. એના એક ભાગમાં ૨૫ ટકા મીઠું નાખીએ, એ જ ભાગમાં ૫ ટકા સાકર નાખીએ.

બીજા ભાગમાં ૫ ટકા મીઠું છોડીએ, એ ભાગમાં ૨૫ ટકા સાકર છોડીએ.

થોડીવાર પછી જુઓ તો વસ્ત્રમાંથી પ્રવાહિત પાણી વહી પદાર્થોના ઓછાવત્તા ટકા બધા સરખા જ થઈ જાય, એકરસ જ થઇ જાય.

દૃષ્ટાન્તમાં હૃદયરૂપી વસ્ત્ર એવું છે કે જેમાંથી સ્વાભાવિક જ ઓછીવત્તી શક્તિઓ એકબીજામાં પ્રવાહિત થઈ એકબીજામાં ઓતપ્રોત થઈ જાય.

અને અણસમજને અંગે જે અસમાનતા ભાસે છે તે સમજની દૃષ્ટિથી દૂર થઈ જાય છે.

દાખલા તરીકે એક ટ્યૂબ લઈએ, એક બાજૂ ૨૫ ઇંચ અને બીજી બાજૂ ૧૦ ઇંચ પાણી છે, પરંતુ જો 'કૉક'ને દૂર કરો તો પાણી સમાન થઇ જાય.

આ દૃષ્ટાંતમાં 'કૉક'ને દૂર કરવો પડે છે.

પ્રથમ દૃષ્ટાંતમાં સ્વયં વસ્ત્રોમાંથી પાણી પ્રવાહિત થઈ જાય છે. નળીના પાણીનું દૃષ્ટાંત બુદ્ધિની ક્ષતિ દૂર કરવા માટે છે. ક્ષાર શર્કરા જલનું દૃષ્ટાંત હૃદયભાવોનું એકીકરણ કરવા માટે છે.

હૃદય અને બુદ્ધિ—ભાવ અને સમજ બન્ને પ્રેમીઓમાં સમાન થઈ જાય છે, ત્યારે જીવનનો રંગપ્યાલો રસથી છલકાઇ જાય છે.

સારાંશ—મનના દ્વિધાભાવોમાં—નાશમાં જ અદ્વૈતાવસ્થાન છે, પરમાનંદ છે, સુખ છે, અને યુગ્મની એવી અદ્વૈતભાવના થાય તો જીવાત્મા પરમાત્માની ઐક્યાનુભૂતિ પછી બહુ દૂર નથી.

પરંતુ દુઃખની વાત છે કે જડ પદાર્થોમાં પણ એકાત્મતા થઇ જાય છે, એકરૂપ એકરસ થઈ જાય છે; પણ માનવ! આપણે આપણા માર્ગને સમજવા આપણી જીવનદિશાને સમજવા, આપણી શક્તિને સમજવા આપણા મૂલ સ્વરૂપને સમજવા સર્વ પ્રથમ પદાર્થસૃષ્ટિ પર દૃષ્ટિપાત કરીએ.




Crystal

સાકર અને લવણ જેવા પદાર્થો જે પાણીમાં જ ઓગળી શકે છે.

**પથ્થરને ચાહે દશ વર્ષ તેલમાં રાખવામાં આવે, રંગને દસ વર્ષ પાણીમાં રાખો પણ એ મળી ન જ શકે. રંગોમાં પણ અમુક રંગો જે ગળી શકે છે તે તેલમાં નહિ.**

આવી રીતે જે પદાર્થો જેને અનુરૂપ તેમાં જ મળે તો ફળીભૂત થઇ શકે. મનુષ્યોની માફક જડ પદાર્થો ( Specific unfathomable factor )માં પણ હોય છે.

પુનઃ અમુક વસ્તુઓ હવામાં ઓગળી શકે છે.
" " તેજમાં "

અમુક વસ્તુઓ હવામાં જ ઓગાળી શકાય છે. દા. ત. હવામાં અમુક ઑક્સિજનથી ઓગળી જીવન તત્ત્વનો સંચાર કરવામાં આવે છે. દા. ત. ( Light ) તેજમાં અમુક ઓગાળી તેજ આપી જીવનતત્ત્વ પૂરવામાં આવે છે.

જડ પદાર્થોમાં પણ એક Specific unfathomable factor છે. તો માનવમૂર્તિ તો બુદ્ધિ, જ્ઞાન, હૃદયપૂર્ણ છે, એ પોતાનું ઐક્ય પોતાના આરાધ્યમાં શા માટે ન સાધી શકે?

Colloid

પાણીમાં ચાક નાખીએ તો ઓગળતો નથી, પણ ઓગળેલા હોય એવો પાણીમાં દેખાવ આપે છે.

એવી જ રીતે જગતમાં પણ જોડાયેલાં છે કે એકબીજાં મળેલ છે એવો ડોળ લાગે છે, પણ અંતર મળ્યાં જ નહોય.

Emulsion :

પાણીમાં ચોક નીચે બેસી જાય છે. એ નીચે ન બેસી જાય માટે ગુંદર જેવા ચીકટ પદાર્થ ચોડવામાં આવે તો ચોક પાણીમાં તરતો જ રહે. ગુંદર એવી ચીજ છે કે જે ચોકને પાણીમાં તરતો રાખે છે.

તેમ જ અમુક દમ્પતી એ રીતનાં છે કે જેમ Emulsionના કારણે ગુંદરની જેમ વ્યવહાર, ઈજ્જત વગેરે વસ્તુઓ બન્નેના સંબન્ધને ચાલુ રાખે. જગતનાં બહારનાં બંધનો એને ચોકની માફક તળીએ ન બેસવા દે. પણ અંતરમાં મેળ તો થયો જ નથી હોતો !!

ત્યારે અત્યારે મોટા ભાગનાં દમ્પતી Emulsion જેવાં છે. મધ્યકોટિમાં ક્યાંક Colloid જેવાં મળે છે.

Crystal વિરલ છે. અને એ જ આપણું સાધ્ય છે. અમુક અંશે સંત કવિ પણ છે. સમાજના મનોભાવોને અમુક સંચામાં ઢાળવા માટે પરમાત્મા સમયે સમયે સંત, સાહિત્યકાર અને કવિઓને પૃથ્વી ઉપર પાઠવતા આવ્યા છે. સમર્પણના શિક્ષાપાઠ આપણને એઓ ભણાવે છે.

| Solvant | Solute | Solution |
|---|---|---|
| પાણી | સાકર | સરબત |
| ભગવાન | ભક્ત | શ્યામરસ |

સાકર પોતાના બહારના સ્વરૂપને સમાપ્ત કરી દે છે, પણ મીઠાશરૂપે પાણીના સ્વરૂપમાં પોતાનો સાક્ષાત્કાર કરાવે છે.

એવી જ રીતે ભક્તનો બાહ્ય દેહ, મર્ત્યદેહ કાલયોગે વિમુક્ત થઇ જાય છે, પણ એનું આંતર સ્વરૂપ જે કોટીકોટી શર્કરાની મીઠાશથી ભરેલું છે તે પરમાત્માના સ્વરૂપમાં લીન થયેલું શ્યામરસના સરબતમાં પોતાની સાક્ષાત્ ઝાંખી આપે છે.

વ્યવહારમાં ઉત્તમ દમ્પતીમાં વિચારીએ તો બન્ને "સોલ્વન્ટ" છે, બન્ને "સોલ્યુટ" છે, ને બન્નેને એક "સોલ્યુશન"માં મળવાનું છે.

સૃષ્ટિનું સઘળું સંચાલન એક પ્રેમશક્તિથી જ ચાલી રહ્યું છે. એમાં જ જન્મ છે, એમાં જ જીવન હોઈ શકે, એમાં જ આપણો વિલય થવો જોઈએ. તે જ જીવનની ચરિતાર્થતા ! અર્થાત્ આત્મસમર્પણની પરાકાષ્ઠા એ જ જીવનનું સર્વોત્તમ સૌંદર્ય.

જડ જગતના પદાર્થો ત્રિવિધ સ્થિતિમાં છે.

જડ જગતમાં પણ કેવાં આકર્ષણ છે, કેવી આર્દ્ર થવાની શક્તિ છે, એ આપણે ઉપર વિચારી ગયાં. વનસ્પતિસૃષ્ટિમાં પણ એ જ સ્થિતિ છે, પશુ–પંખીઓમાં પણ એ જ સ્થિતિ છે.

મયૂર કલા કરે છે, ઢેલો વીંટળાઇ જાય છે, આનંદમાં મગ્ન બની જાય છે.

મનુષ્ય પણ સર્વોત્તમ સાત્વિક આનંદનો ઉપભોગ કરવા કેમ સમર્થ ન બને ?

પુન : વિચારીએ.

જડ જગતનું ત્રિવિધ રૂપઃ—

| ઘન | તરલ | વિતરલ |
|---|---|---|
| \| | \| | \| |
| પાણી | વાયુ | તેજ |
| સ્વાદ | સુગંધ | રંગ |

જલમાં સ્વાદ કેવો ઓતપ્રોત થઈને રહેલ છે, વાયુમાં સુગંધ કેવી આત્મસાત્ થઈને રહી છે, તેજમાં રંગ કેવા એકાત્મ થઇને રહ્યા છે!

ગમે તે દૃષ્ટિએ વિચારીએ, એક જ વસ્તુ સિદ્ધ થાય છે કે સર્વાત્મભાવના સમર્પણ વિના જીવનસૌંદર્ય ખીલી ઊઠતું નથી.

એક ખાલી બાટલી છે. એમાં બે ટીપાં ઊંચા પ્રકારના અત્તરનાં છોડયાં. થોડી વાર બાદ એ બાટલીના ઢાંકણને ખુલ્લું કરો; તમારું મસ્તક મઘમઘાટથી મહેંકી ઊઠશે. બહારની હવા કરતાં બાટલીની હવા જુદી જાતની લાગશે, છતાંય સુગંધવાળું દ્રવ્ય કયાં છે? મળશે જ નહિ; માત્ર એનો અનુભવ થઈ શકશે, એની વાસથી. એવી જ રીતે ભક્તહૃદય જે કોટીકોટી પુષ્પરસશું પૂર્ણ એ પરમાત્મામાં ભળે છે, પોતાના અસ્તિત્વને એમાં ડુબાવી દે છે. ત્યારે એના અસ્તિત્વને—એની સુવાસને શી રીતે અનુભવવી! એ શ્યામરસના પરિમલને દિવ્ય ઘ્રાણેન્દ્રિયથી સૂંઘવાથી! આત્માર્પણની મહાકાષ્ઠા એ જ જીવનનું સર્વોત્તમ સૌંદર્ય.

શ્યામરસ એ જ ચીજ સર્વત્ર વ્યાપ્ત છે. પણ એને ઈશદર્શે દૃશ્યમાન થવા કંઇક આલંબન જોઇએ. તેજમાં સઘળા રંગો છે. પણ એને મૂર્તિમંત થવા, પાન, વેલી, વસ્ત્રાદિ રૂપ કોઈપણ Structure fabric જોઈશે. તેમજ શ્યામરસનું અધિકરણ ભક્તહૃદય બને છે. પાણી એનું વાહન બને છે.

સુગંધને દશે દિશામાં પમરાવવામાં વાયુ વાહન બને છે.

સ્વાદને સર્વત્ર ફેલાવવામાં જલ વાહન બને છે.

अलौकिकमनःसिद्धः યુક્ત વાણી જ શ્યામરસવાહિની બની શકે છે.

બ્રહ્મમાં જે લક્ષણ લાગે છે તે રસમાં લગાડી શકાય.

બ્રહ્મની સમાન પ્રેમ પણ અદૃશ્ય અનિર્દેશ્ય વગેરે છે, છતાંય ભક્તહૃદયથી—પ્રેમી હૃદયથી અનુભવવાય છે.



# શ્રીકૃષ્ણ પરાત્પર તત્ત્વ

( લે. હરિકૃષ્ણ વીરજી શાસ્ત્રી )

**શ્રીકૃષ્ણ** એ પરાત્પર તત્ત્વ એટલે સર્વોત્કૃષ્ટ પદાર્થ છે. એ વિષયમાં માયાવાદ અને બ્રહ્મવાદની એકવાકયતા છે. તેવી જ રીતે બીજા પણ અદ્વૈત, દ્વૈત, દ્વૈતાદ્વૈતના વાદીઓનો પણ આ બાબતમાં વિરોધ નથી.

માયાવાદ શ્રીકૃષ્ણને સગુણબ્રહ્મ માને છે છતાં શંકરાવતાર જગદ્‌ગુરુ શ્રીશંકરાચાર્ય પણ શ્રીકૃષ્ણભક્ત હતા તેથી જ એઓશ્રીએ સૌથી વધારે કૃષ્ણસ્તોત્રો રચ્યાં છે, અને કટ્ટર માયાવાદી 'અદ્વૈતસિદ્ધિ' જેવા ગ્રન્થોના કર્તા શ્રીમધુસૂદન સરસ્વતી પણ કહે છે કે 'कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने' કૃષ્ણથી પર કોઈ બીજું તત્ત્વ હું જાણતો નથી. કઠોપનિષદના મન્ત્ર દશમા તથા અગિયારમામાં 'ઇન્દ્રિયોથી પર શબ્દાદિ વિષયો છે અને વિષયોથી પર મન છે, મનથી પર બુદ્ધિ છે અને બુદ્ધિથી પર મહાન આત્મા–જીવ–છે, તેથી પર ભગવન્માયા અને તે માયાથી પર પુરુષ એટલે પરમેશ્વર છે, પરન્તુ 'पुरुषान्न परं किञ्चित् सा काष्ठा सा परा गतिः। અર્થાત્ પુરુષથી–ભગવાન શ્રીકૃષ્ણથી પર કંઈ પણ વસ્તુ નથી; તે જ બધાથી છેવટ અને પરાગતિ છે. ગીતાના સાતમા અધ્યાયના સાતમા શ્લોકમાં ભગવાને સ્વયં અર્જુનને કહ્યું છે કે 'मत्तः परतरं नान्यत् किञ्चिदस्ति धनञ्जय' હે અર્જુન, મારાથી વધારે શ્રેષ્ઠ કોઈ નથી.' શ્રીમહાપ્રભુજી સિદ્ધાંતમુક્તાવલિ ગ્રન્થમાં આજ્ઞા કરે છે કે परं ब्रह्म तु कृष्णो हि નિશ્ચય પર બ્રહ્મ તો કૃષ્ણ જ. શ્રીગુસાંઈજીએ અણુભાષ્યની સમાપ્તિમાં जानीत परमं तत्त्वं यशोदोत्सङ्गलालितम्। યશોદાજીની ગોદમાં ખેલાવાયેલા શ્રીકૃષ્ણને પરમ તત્ત્વ જાણો. આ બધો વાકયસ્તોમ શ્રીકૃષ્ણ જ પરાત્પર તત્ત્વ છે એનો બોધક છે. વળી પરાત્પર તત્ત્વ તે જ હોઈ શકે કે જેને મેળવ્યા પછી કંઈ મેળવવાનું બાકી ન રહે. આ રીતે પણ શ્રીકૃષ્ણ જ પરાત્પર તત્ત્વ છે, કારણ કે પોતે પૂર્ણાનન્દ છે. જગત આનન્દને શોધે છે, કારણ કે તેમાં આનન્દ નથી. જીવો બધા ગુપ્તાનન્દ છે, જ્યારે શ્રીકૃષ્ણ જ પૂર્ણાનન્દ છે. શ્રીમહાપ્રભુજી શ્રુતિગીતા કારિકા સાતમીમાં આજ્ઞા કરે છે કે गुप्तानन्दा यतो जीवा निरानन्दं जगद्यतः। पूर्णानन्दो हरिस्तस्मात्सेव्यः सर्वैः सुखार्थिभिः॥ रसं लब्ध्वाऽऽनन्दी भवति॥ આ શ્રુતિ પણ ઉપદેશે છે કે રસરૂપ શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરીને આનન્દી થાય છે. માટે જ કૃષ્ણાનન્દ જેને મળેલો છે તેવા ભગવદીયે કહ્યું છે કે न धनं न जनं न सुन्दरीं कवितां वा जगदीश कामये। मम जन्मनि जन्मनीश्वरे भवताद् भक्तिरहैतुकी त्वयि। આ પરાત્પર તત્ત્વ શ્રીકૃષ્ણ અનેક કલ્પોમાં બ્રાહ્મપદ્માદિમાં कृष्ण એ નામે પ્રકટ થાય છે છતાં પૂર્ણ સ્વરૂપે કેવલ સારસ્વત કલ્પમાં જ પ્રકટ થાય, તેથી જ શ્રીમહાપ્રભુજીએ તત્ત્વાર્થદીપ નિબન્ધ શ્લોક પ્રથમના પ્રકાશમં આજ્ઞા કરેલી છે કે 'स एव कदाचिज्जगदुद्धारार्थमखण्डः पूर्ण एव प्रादुर्भूतः सन् . .

इत्युच्यते અર્થાત્ તે જ પરમકાષ્ઠાપન્ન કોઈ વખતે—દરેક કૃષ્ણાવતારમાં નહિ—સાધનનિરપેક્ષ થઈને જગતનો ઉદ્ધાર કરવા લોકમાં પ્રકટ થાય છે ત્યારે એનું નામ શ્રીકૃષ્ણ કહેવાય છે. શ્રીમદ્ ભાગવત દશમ સ્કન્ધના અવલોકનથી જણાશે કે ભગવાને પ્રકટ થઈને જે જીવો જે સ્વભાવના હતા તેવી લીલા પોતે કરીને તેઓને પોતામાં આસક્ત કરી તેઓનો ઉદ્ધાર કર્યો છે. તેઓના સ્વભાવનું પરિવર્તન તામસમાંથી રાજસ અને તેમાંથી સાત્વિક બનાવવાનું પોતે કર્યું નથી, કારણ કે જ્યાં સાધનનિરપેક્ષ સર્વના ઉદ્ધાર માટે પ્રકટ થયા છે ત્યાં સાધનોની જરૂર શી? ગીતા અધ્યાય ચોથાના શ્લોક છઠ્ઠાના ઉત્તરાર્ધમાં ભગવાન સ્વયં આજ્ઞા કરે છે કે **प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया।** હું મારી માયા વડે મારી પ્રકૃતિને અધિષ્ઠાન બનાવીને જન્મગ્રહણ કરું છું. આમાં प्रकृति શબ્દનું સ્વારસ્ય સમજવા જેવું છે. प्रकृष्टा कृतिः સર્વોત્તમ કૃતિ અર્થાત્ કેવલ પોતાના સ્વરૂપબલથી જ સમગ્ર જગતનો ઉદ્ધાર કરી દેવો એ શ્રીકૃષ્ણની સર્વોત્તમ કૃતિ છે. અગ્નિ જેમ દાહ્ય પદાર્થ—તૃણ પથ્થર વગેરે પદાર્થનાં સાધનોની થોડી પણ અપેક્ષા રાખ્યા વિના પોતાના સ્વરૂપબલથી જ તે તે પદાર્થોના અન્ય સ્વરૂપને દૂર કરી પોતાનું સ્વરૂપ બનાવી દે છે એ અગ્નિનો સ્વભાવ છે, તે જ પ્રકારે શ્રીકૃષ્ણ પણ પોતાની સાથે કોઈ પણ પ્રકારથી કોઈ પણ જાતનો સમ્બન્ધ કરવાવાળાઓને એનાં સાધનોની થોડી પણ પરવા કર્યા સિવાય પોતાના સ્વરૂપબલથી તેઓના અન્યથા રૂપ (પ્રાકૃતત્વ)ને દૂર કરી પોતાના અલૌકિક અને આનન્દમય સ્વરૂપને તેમાં પ્રવેશ કરાવી તેને પણ આનન્દમય બનાવી ઉદ્ધાર કરી દે છે. આ એની પ્રકૃતિ છે. અથવા સર્વોત્તમ કૃતિ એટલે કરણ અકરણ અન્યથાકરણનું સામર્થ્ય. સુદામાને ધનવાન કરવાનું સામર્થ્ય, પરીક્ષિતને બ્રાહ્મણશાપમાંથી મુક્ત ન કરવાનું સામર્થ્ય વગેરે સામર્થ્ય પણ પરતત્ત્વ સિવાય બીજામાં ક્યાંથી સંભવે. એટલું જ નહિ પણ, તે શ્રીકૃષ્ણના સ્વરૂપવત્ લીલા અને નામમાંયે સર્વોદ્ધારકપણું રહેલું છે. તેથી જ શ્રીભાગવતમાં **कृष्णस्तु भगवान् स्वयम्** અર્થાત્ કૃષ્ણ તો સ્વયં ભગવાન છે, આ વાક્યમાં કૃષ્ણનો ઉદ્દેશ કરી ભગવત્ત્વનું વિધાન કરવામાં આવ્યું છે. મતલબ કે જેમાં સર્વવિધ સામર્થ્ય હોય તે જ વસ્તુતઃ ભગવાન કહી શકાય. શ્રીકૃષ્ણમાં સમ્પૂર્ણ ઐશ્વર્ય છે. દ્વારકામાં હજારો પત્નીઓના ઘરમાં નારદજીએ જોયેલો વૈભવ, યશોદાજીને બાંધતી વખતે થયેલો અનુભવ વગેરે પ્રસંગો પ્રભુના પૂર્ણ ઐશ્વર્યના બોધક છે. યશના વિષયમાં તો ભગવાન શ્રીકૃષ્ણનો યશ એટલો બધો વ્યાપક છે કે તેના ઉદાહરણની જરૂર નથી. ભક્ત સુદામા અત્યન્ત ગરીબ હતા તેને પોતાની ઇચ્છામાત્રથી મહાન ધનવાન બનાવી દીધા. અને મહાલક્ષ્મી જેની સેવા કરતાં હોય તેમાં શ્રીની શી ખામી હોય! પોતા પાસે સામ્રાજ્યલક્ષ્મી હોવા છતાં પોતાનો અનાસક્તિ યોગ પૂર્ણ વૈરાગ્યને સૂચવે છે. **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।** આવા પરમતત્ત્વ શ્રીકૃષ્ણનું નામ રટતાં તથા ગુણગાન કરતાં તથા ઉપદેશામૃતનું પાન કરતાં તેઓશ્રીની ચરણધૂલિની અભિલાષા રાખતાં જેઓ જીવન વિતાવે છે તેઓ ધન્ય છે, તેઓ કૃતકૃત્ય છે, કારણ કે એ જ શ્રીકૃષ્ણના હાથમાં બધી બાજી રહેલી છે. એ સારસ્વતકલ્પીય પરતત્ત્વ શ્રીકૃષ્ણ અત્યારે શ્વેતવારાહ કલ્પમાં શ્રીનાથજી એ નામે નાથદ્વારામાં બિરાજે છે અને તે गोजा अद्रिजा ऋतं बृहत् એ વેદમન્ત્રાનુસાર અદ્રિ—શ્રીગોવર્ધન પર્વતમાંથી સ્વયં પ્રકટ થયેલ છે અને તેમનામાં સર્વોદ્ધારક સામર્થ્ય રહેલું છે.

# ગાયત્રીમાં રાસરસિક પુરુષોત્તમ

અનુવાદક : વે. શા. સં. ચીમનલાલ હરિશંકર શાસ્ત્રી
શુદ્ધાદ્વૈતરત્ન..... .

ॐ भूर्भुवः स्वः। ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि। धियो यो नः प्रचोदयात् ॥

**યદ્યપિ** ગાયત્રીના અંગરૂપે ॐ પ્રણવ–અને ભૂઃ ભુવઃ સ્વઃ આ ત્રણ વ્યાહૃતિઓ ગાયત્રીરૂપ છે તેનો અર્થ સ્પષ્ટ છે, માટે અત્રે ગાયત્ર્યર્થ જ વર્ણવીએ છીએ.

(૧) तत्–એટલે સત્ય અને પરતત્ત્વ એવો અર્થ થાય છે. તે સ્વરૂપ ત્રિકાલ બિરાજે છે. બ્રહ્માણ્ડાતીત, શબ્દાતીત, વેદાતીત, અક્ષરાતીત, તે પરતત્ત્વ છે. સર્વથી ન સમજાય એવી અકલ લીલાવાળા, નિરવધિ આનંદમય, એ પુરુષોત્તમરૂપ છે, સર્વવેદપ્રસિદ્ધ પુરુષોત્તમ છે.

(૨) सवितुः સર્વ વેદમાં પ્રસિદ્ધ છે. ગાયત્રી વેદમાતા છે. વેદત્રયને પ્રતિપાદન કરનારી છે. નિર્વિઘ્ન વાણી પ્રવૃત્ત થાય એ હેતુથી ગાયત્રીથી ભગવદુપસ્થાન કરનારા ગાયત્રીના અર્થને કહે છે.

ગાયત્રી જગતની ઉત્પત્તિ કરનારી છે. તે ગાયત્રીમાં સવિતૃ શબ્દથી બ્રહ્મનું સર્વકર્તૃત્વ સિદ્ધ થાય છે. જેમ કામધેનુ કલ્પવૃક્ષ અને મંત્રથી અનેક પદાર્થો ઉત્પન્ન થાય છે છતાં કામધેનુ કે કલ્પવૃક્ષ વગેરેમાં વિકાર નથી આવતો, તેમ બ્રહ્મમાંથી અનેક પદાર્થ ઉત્પન્ન થવા છતાં તેમાં વિકાર થતો નથી. ચતુર્વિધ પુરુષાર્થ સિદ્ધ કરવાને જગત ઉત્પન્ન કર્યું. આ પ્રમાણે ગાયત્ર્યર્થમાં "સવિતુઃ" શબ્દથી પ્રસવ જગતની ઉત્પત્તિ માત્ર દર્શાવી છે, સ્થિતિપ્રલય નથી દર્શાવ્યા. સ્થિતિપ્રલય "વરેણ્ય" અને "ભર્ગ" શબ્દથી આગળ જણાવાશે.

(૩) वरेण्यम् એ ભક્તિનું બીજ છે. "यमेवैष वृणुते तेन लभ्यः" પ્રભુ જે જીવનું વરણ કરે છે તે જીવ પ્રભુને મેળવી શકે છે. આ વરણ પરસ્પર છે. પ્રભુ જેમ જીવનું વરણ કરે છે તેમ જીવ પ્રભુનું વરણ કરે છે. જેમ કન્યા યોગ્ય પતિને–પોતાને સંમત હોય એવા પતિને વરે છે, તેમ વર પણ પોતાને પસંદ પડે એવી કન્યાને વરે છે. ત્યાં પતિ–પત્નીનું સામાસામી વરણ થાય છે, તેમ ભગવાન તે જીવને પોતાના દાસત્વથી કે આત્મીય ભાવથી સ્વીકારે છે. જેમ વર-કન્યાનું લગ્ન થયા પછી અન્યત્ર જરા ઉપયોગ કરાતો નથી, તેમ જીવને પણ પ્રભુના વરણ પછી અન્યત્ર વિનિયોગ ન થવો જોઈએ, (અર્થાત્–આત્મનિવેદન થયા બાદ પરસ્પર વરણ થાય છે.) જેમ વિવાહ બાદ મનથી પણ ભાવાન્તર ભજન કે અન્ય–પુરુષભજન સ્ત્રી કરે તો તે વ્યભિચારી કહેવાય છે, પતિવ્રતાધર્મનો ત્યાગ થાય, તેમ જીવે મનથી પણ શ્રીકૃષ્ણભાવ–ભગવદ્ભાવ તજવો નહિ અને ભગવત્સ્વરૂપ શ્રીકૃષ્ણ વિના અન્ય સ્વરૂપમાં આસક્ત થવું નહિ.

**પ્રભુ કયા જીવનું વરણ કરશે એ કોઇ પણ જાણી શકતું નથી.**

इत्युच्यते અર્થાત્ તે જ પરમકાષ્ઠાપન્ન કોઈ વખતે–દરેક કૃષ્ણાવતારમાં નહિ—સાધનનિરપેક્ષ થઈને જગતનો ઉદ્ધાર કરવા લોકમાં પ્રકટ થાય છે ત્યારે એનું નામ શ્રીકૃષ્ણ કહેવાય છે. શ્રીમદ્ ભાગવત દશમ સ્કન્ધના અવલોકનથી જણાશે કે ભગવાને પ્રકટ થઈને જે જીવો જે સ્વભાવના હતા તેવી લીલા પોતે કરીને તેઓને પોતામાં આસક્ત કરી તેઓનો ઉદ્ધાર કર્યો છે. તેઓના સ્વભાવનું પરિવર્તન તામસમાંથી રાજસ અને તેમાંથી સાત્વિક બનાવવાનું પોતે કર્યું નથી, કારણ કે જ્યાં સાધનનિરપેક્ષ સર્વના ઉદ્ધાર માટે પ્રકટ થયા છે ત્યાં સાધનોની જરૂર શી? ગીતા અધ્યાય ચોથાના શ્લોક છઠ્ઠાના ઉત્તરાર્ધમાં ભગવાન સ્વયં આજ્ઞા કરે છે કે प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया। હું મારી માયા વડે મારી પ્રકૃતિને અધિષ્ઠાન બનાવીને જન્મગ્રહણ કરું છું. આમાં प्रकृति શબ્દનું સ્વારસ્ય સમજવા જેવું છે. प्रकृष्टा कृतिः સર્વોત્તમ કૃતિ અર્થાત્ કેવલ પોતાના સ્વરૂપબલથી જ સમગ્ર જગતનો ઉદ્ધાર કરી દેવો એ શ્રીકૃષ્ણની સર્વોત્તમ કૃતિ છે. અગ્નિ જેમ દાહ્ય પદાર્થ—તૃણ પથ્થર વગેરે પદાર્થનાં સાધનોની થોડી પણ અપેક્ષા રાખ્યા વિના પોતાના સ્વરૂપબલથી જ તે તે પદાર્થોના અન્ય સ્વરૂપને દૂર કરી પોતાનું સ્વરૂપ બનાવી દે છે એ અગ્નિનો સ્વભાવ છે, તે જ પ્રકારે શ્રીકૃષ્ણ પણ પોતાની સાથે કોઈ પણ પ્રકારથી કોઈ પણ જાતનો સમ્બન્ધ કરવાવાળાઓને એનાં સાધનોની થોડી પણ પરવા કર્યા સિવાય પોતાના સ્વરૂપબલથી તેઓના અન્યથા રૂપ (પ્રાકૃતત્વ)ને દૂર કરી પોતાના અલૌકિક અને આનન્દમય સ્વરૂપને તેમાં પ્રવેશ કરાવી તેને પણ આનન્દમય બનાવી ઉદ્ધાર કરી દે છે. આ એની પ્રકૃતિ છે. અથવા સર્વોત્તમ કૃતિ એટલે કરણ અકરણ અન્યથાકરણનું સામર્થ્ય. સુદામાને ધનવાન કરવાનું સામર્થ્ય, પરીક્ષિતને બ્રાહ્મણશાપમાંથી મુક્ત ન કરવાનું સામર્થ્ય વગેરે સામર્થ્ય પણ પરતત્ત્વ સિવાય બીજામાં ક્યાંથી સંભવે. એટલું જ નહિ પણ, તે શ્રીકૃષ્ણના સ્વરૂપવત્ લીલા અને નામમાંયે સર્વોદ્ધારકપણું રહેલું છે. તેથી જ શ્રીભાગવતમાં कृष्णस्तु भगवान् स्वयम् અર્થાત્ કૃષ્ણ તો સ્વયં ભગવાન છે, આ વાકયમાં કૃષ્ણનો ઉદ્દેશ કરી ભગવત્ત્વનું વિધાન કરવામાં આવ્યું છે. મતલબ કે જેમાં સર્વવિધ સામર્થ્ય હોય તે જ વસ્તુતઃ ભગવાન કહી શકાય. શ્રીકૃષ્ણમાં સમ્પૂર્ણ ઐશ્વર્ય છે. દ્વારકામાં હજારો પત્નીઓના ઘરમાં નારદજીએ જોયેલો વૈભવ, યશોદાજીને બાંધતી વખતે થયેલો અનુભવ વગેરે પ્રસંગો પ્રભુના પૂર્ણ ઐશ્વર્યના બોધક છે. યશના વિષયમાં તો ભગવાન શ્રીકૃષ્ણનો યશ એટલો બધો વ્યાપક છે કે તેના ઉદાહરણની જરૂર નથી. ભક્ત સુદામા અત્યન્ત ગરીબ હતા તેને પોતાની ઇચ્છા માત્રથી મહાન ધનવાન બનાવી દીધા. અને મહાલક્ષ્મી જેની સેવા કરતાં હોય તેમાં શ્રીની શી ખામી હોય! પોતા પાસે સામ્રાજ્યલક્ષ્મી હોવા છતાં પોતાનો અનાસક્તિ યોગ પૂર્ણ વૈરાગ્યને સૂચવે છે. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन। આવા પરમતત્ત્વ શ્રીકૃષ્ણનું નામ રટતાં તથા ગુણગાન કરતાં તથા ઉપદેશામૃતનું પાન કરતાં તેઓશ્રીની ચરણધૂલિની અભિલાષા રાખતાં જેઓ જીવન વિતાવે છે તેઓ ધન્ય છે, તેઓ કૃતકૃત્ય છે, કારણ કે એ જ શ્રીકૃષ્ણના હાથમાં બધી બાજી રહેલી છે. એ સારસ્વતકલ્પીય પરતત્ત્વ શ્રીકૃષ્ણ અત્યારે શ્વેતવારાહ કલ્પમાં શ્રીનાથજી એ નામે નાથદ્વારામાં બિરાજે છે અને તે गोजा अद्रिजा ऋतं बृहत् એ વેદમન્ત્રાનુસાર અદ્રિ—શ્રીગોવર્ધન પર્વતમાંથી સ્વયં પ્રકટ થયેલ છે અને તેમનામાં સર્વોદ્ધારક સામર્થ્ય રહેલું છે.

# ગાયત્રીમાં રાસરસિક પુરુષોત્તમ

અનુવાદક : વે. શા. સં. ચીમનલાલ હરિશંકર શાસ્ત્રી
શુદ્ધાદ્વૈતરત્ન..... .

ॐ भूर्भुवः स्वः । ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥

**યદ્યપિ** ગાયત્રીના અંગરૂપે ॐ પ્રણવ–અને ભૂ: ભુવ: સ્વ: આ ત્રણ વ્યાહૃતિઓ ગાયત્રીરૂપ છે તેનો અર્થ સ્પષ્ટ છે, માટે અત્રે ગાયત્ર્યર્થ જ વર્ણવીએ છીએ.

(૧) **તત્**–એટલે સત્ય અને પરતત્ત્વ એવો અર્થ થાય છે. તે સ્વરૂપ ત્રિકાલ બિરાજે છે. બ્રહ્માણ્ડાતીત, શબ્દાતીત, વેદાતીત, અક્ષરાતીત, તે પરતત્ત્વ છે. સર્વથી ન સમજાય એવી અકલ લીલાવાળા, નિરવધિ આનંદમય, એ પુરુષોત્તમરૂપ છે, સર્વવેદપ્રસિદ્ધ પુરુષોત્તમ છે.

(૨) **સવિતુઃ** સર્વ વેદમાં પ્રસિદ્ધ છે. ગાયત્રી વેદમાતા છે. વેદત્રયને પ્રતિપાદન કરનારી છે. નિર્વિઘ્ન વાણી પ્રવૃત્ત થાય એ હેતુથી ગાયત્રીથી ભગવદુપસ્થાન કરનારા ગાયત્રીના અર્થને કહે છે.

ગાયત્રી જગતની ઉત્પત્તિ કરનારી છે. તે ગાયત્રીમાં સવિતૃ શબ્દથી બ્રહ્મનું સર્વકર્તૃત્વ સિદ્ધ થાય છે. જેમ કામધેનુ કલ્પવૃક્ષ અને મંત્રથી અનેક પદાર્થો ઉત્પન્ન થાય છે છતાં કામધેનુ કે કલ્પવૃક્ષ વગેરેમાં વિકાર નથી આવતો, તેમ બ્રહ્મમાંથી અનેક પદાર્થ ઉત્પન્ન થવા છતાં તેમાં વિકાર થતો નથી. ચતુર્વિધ પુરુષાર્થ સિદ્ધ કરવાને જગત ઉત્પન્ન કર્યું. આ પ્રમાણે ગાયત્ર્યર્થમાં " સવિતુઃ " શબ્દથી પ્રસવ જગતની ઉત્પત્તિ માત્ર દર્શાવી છે, સ્થિતિપ્રલય નથી દર્શાવ્યા. સ્થિતિપ્રલય "વરેણ્ય" અને " ભર્ગ " શબ્દથી આગળ જણાવાશે.

(૩) **वरेण्यम्** એ ભક્તિનું બીજ છે. "यमेवैष वृणुते तेन लभ्यः" પ્રભુ જે જીવનું વરણ કરે છે તે જીવ પ્રભુને મેળવી શકે છે. આ વરણ પરસ્પર છે. પ્રભુ જેમ જીવનું વરણ કરે છે તેમ જીવ પ્રભુનું વરણ કરે છે. જેમ કન્યા યોગ્ય પતિને–પોતાને સંમત હોય એવા પતિને વરે છે, તેમ વર પણ પોતાને પસંદ પડે એવી કન્યાને વરે છે. ત્યાં પતિ–પત્નીનું સામાસામી વરણ થાય છે, તેમ ભગવાન તે જીવને પોતાના દાસત્વથી કે આત્મીય ભાવથી સ્વીકારે છે. જેમ વર-કન્યાનું લગ્ન થયા પછી અન્યત્ર જરા ઉપયોગ કરાતો નથી, તેમ જીવને પણ પ્રભુના વરણ પછી અન્યત્ર વિનિયોગ ન થવો જોઇએ, (અર્થાત્–આત્મનિવેદન થયા બાદ પરસ્પર વરણ થાય છે.) જેમ વિવાહ બાદ મનથી પણ ભાવાન્તર ભજન કે અન્ય–પુરુષભજન સ્ત્રી કરે તો તે વ્યભિચારી કહેવાય છે, પતિવ્રતાધર્મનો ત્યાગ થાય, તેમ જીવે મનથી પણ શ્રીકૃષ્ણભાવ–ભગવદ્ભાવ તજવો નહિ અને ભગવત્સ્વરૂપ શ્રીકૃષ્ણ વિના અન્ય સ્વરૂપમાં આસક્ત થવું નહિ.

**પ્રભુ કયા જીવનું વરણ કરશે એ કોઇ પણ જાણી શકતું નથી.**

'वरेण्यम्' એટલે અતિસુંદર. પ્રભુ પરમસૌન્દર્યસાકાર, આનન્દઘનાકાર છે. રસાત્મક પુરુષોત્તમનું સૌન્દર્ય સ્વતઃ પુરુષાર્થરૂપ છે, સ્વતઃ દોષરહિત છે.

भर्गः ભર્ગ શબ્દ સકારાન્ત છે. આ ભર્ગ શબ્દથી ગાયત્રી શ્રીકૃષ્ણભગવાનમાં ભજનીય ગુણોનું વર્ણન કરે છે. ભગવાન ભજન કરવા યોગ્ય છે. સેવકોનો ઉદ્ધાર શ્રીકૃષ્ણ કરે છે [ કૃપા માર્ગ ( સમ્પ્રદાય )ની પ્રવૃત્તિ બતાવવામાં ભર્ગ શબ્દનો ઉપયોગ કર્યો છે.] અર્થાત્ વરણ કરેલા જીવની સર્વ અવિદ્યા અનાયાસે ભગવાન દૂર કરે છે, અને સંસારની નિવૃત્તિ થાય છે.

(આત્મનિવેદન દ્વારા ભગવાન વરણ કરે છે. ભગવાનનો રસાસ્વાદ કરનારને ભગવાનમાં નિરોધ થતાં જ સર્વ અવિદ્યા દૂર થાય જ. તેમાં જીવને પ્રયાસ કરવો પડતો નથી. સ્વરૂપાનુભાવ થતાં જ અવિદ્યા આપોઆપ દૂર થાય છે.) આનું જ નામ પ્રમેયબલ કહેવાય કે પોતે પ્રભુ કૃપા કરી જીવની અવિદ્યા દૂર કરે છે, ઇતર રાગ વિસ્મારણ કરે છે.

(૫) **देवस्य–દેવનો** "દિવુ" ધાતુ ઉપરથી દેવ–શબ્દ થાય છે. "દિવુ"ના અર્થ–દુર્લભ, ક્રીડા, વિજીગીષા, વ્યવહાર–સ્તુતિ, દ્યુતિ, મોદ, મદ, સ્વપ્ન, કાન્તિ, ગતિ, આ અર્થો પુરુષોત્તમમાં જ ઘટે, માટે પરમકાષ્ઠાપન્ન–અક્ષરાતીત આધિદૈવિક પરબ્રહ્મ પુરુષોત્તમ એ દેવનો અર્થ થયો. તે સર્વજ્ઞ છે. તેમનું ધ્યાન કરવાનું છે,

(૬) **धीमहि** "ધ્યાયેમ" "प्रीतिं कुर्मः" તદીય ભગવદીયોને તે પરાત્પરનું ધ્યાન હિતકારી છે. ( ફલરૂપ પ્રભુના ભજનાનન્દનો આસ્વાદ કરનાર નિરુદ્ધ ભક્તોને તેમનું ધ્યાન હિતકારક છે.

(૭) "धियो, यो, नः, प्रचोदयत्" –પુરુષોત્તમ સર્વના પ્રેરક છે. "प्र" ઉપસર્ગ છે. પ્રકૃષ્ટ–ઉત્તમ પ્રકારે–મૂલ પુરુષોત્તમના સ્વરૂપ પર્યન્ત અમારી બુદ્ધિને પ્રેરે છે, ફલનો સમ્બન્ધ કરાવે છે.

( મૂલ પુરુષોત્તમ સ્વામિનીના નિગૂઢભાવ –એટલે વિરહાગ્નિ [ યજ્ઞફલરૂપ ] કૃષ્ણ તેમનો સ્વરૂપાનન્દનો અનુભવ થાય ત્યાંસુધી અમારી બુદ્ધિને પ્રેરો. )

**ભાગવત અને ગાયત્રીનું સ્વરૂપ**

(૮) ગાયત્રી બીજ છે, વેદ વૃક્ષ છે, શ્રીભાગવત ફલ છે. વેદ એટલે કલ્પવૃક્ષ, "શૃંગારકલ્પદ્રુમ." શ્રીમદ્ભાગવતમાં દશમતામસફલપ્રકરણોક્ત રાસાદિલીલાવિશિષ્ટ પુરુષોત્તમસ્વરૂપ ફલ છે. શ્રીભાગવતમાં જે "**वेद्यं वास्तवमत्र वस्तु शिवदम्**" વાસ્તવિક વસ્તુ કહી છે તે વેદ્ય છે. ને જે સમજવું જાણવું અનુભવવું એ અનુભવ કેવી રીતે કરાય, તે હવે સમજાવે છે. "**भागवतं रसं पिवत–रसमालयम्**" રસરૂપ પરાત્મા ભાગવતરસરૂપ છે. રસનું પાન કરો, એટલે મોક્ષ પણ તુચ્છ લાગશે. મોક્ષથી પણ અધિક રસ ભજનાનન્દમાં છે. અને '**ब्रह्मानन्दात् समुद्धृत्य भजनानन्दयोजने**" બ્રહ્મહ્રદમાં બ્રહ્માનન્દનો અનુભવ કરાવી વ્રજભક્તોને ભજનાનન્દનો અનુભવ કરાવવા રાસાદિ લીલાનું દાન કર્યું.

રાસ એટલે શું ?

"રાસ એટલે રસનો સમૂહ." રાસલીલાથી ફલનો અનુભવ, ફલના અનુભવથી સ્વરૂપાનન્દનો આસ્વાદ થાય, માટે પ્રભુ રાસલીલૈકતાત્પર્ય કહેવાયા. રાસમાં જ સર્વેન્દ્રિયથી આસ્વાદ્ય સાક્ષાત્ પ્રભુનો સંબંધ થાય છે. મનોરથોની પૂર્ણતા આવી રીતે અને આ જ છે.

"यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह। आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन। જયાં મન અને વાણી પહોંચી શકતાં નથી, પરન્તુ શ્રુતિરૂપા વ્રજભક્તોએ સર્વમનોરથને રાસમાં પૂર્ણ કર્યા. આનન્દ રસને–રાસાનન્દને–ભગવત્‌સ્વરૂપાનન્દને મેળવી, જાણી, અનુભવીને ભક્ત નિર્ભય થાય છે. પરમાત્મા રસરૂપ છે, જે રસને મેળવી ભક્ત આનન્દી થાય એમ શ્રુતિમાં કહે છે. "रसो वै सः। रसम् एव हि लब्ध्वा आनन्दी भवति।"

## સંન્યાસનું વાસ્તવિક ઉચ્ચ સ્વરૂપ શું ?

ગાયત્રીના ચતુર્થ પાદમાં સંન્યાસાશ્રમ સુધી પ્રેરણા કરો, એવો અર્થ થાય છે, તે રાસલીલૈકતાત્પર્ય ગાયત્રીથી કેવી રીતે નીકળે ?

**ઉત્તર**–જ્ઞાનમાર્ગીય સંન્યાસ કરતાં ભક્તિમાર્ગીય સંન્યાસ ઉત્તમ છે. સવાસનત્યાગ આ ભક્તિમાર્ગમાં છે. ભક્તિમાર્ગસંન્યાસિની સાક્ષાત્ શ્રુતિરૂપા રાસમંડલમંડિતા વ્રજભક્તો ગોપીજન છે. તેમણે પોતે જ કહ્યું કે અમે "सन्त्यज्य सर्वविषयान् तव पादमूलं प्राप्ताः" સર્વ વિષયોને વાસના સાથે તજી આપના ચરણ પાસે આવી પહોંચ્યાં છીએ. ભગવાને પણ તેમના વાકયને વધાવવા અનુમોદન આપ્યુ કેઃ

एवं मदर्थोज्झितलोकवेद-
स्वानां हि वो मय्यनुवृत्तयेऽबलाः।
मया परोक्षं भजता तिरोहितं
मासूयितुं मार्हथ तत् प्रियं प्रियाः॥ १०/३२/२१

**સુબોધિનીસ્વારસ્ય**–મારે માટે લોક વેદ અને સ્વ એટલે પતિપુત્રાદિનો ત્યાગ કર્યો. તેમાં લોક દુસ્ત્યાજ્ય છે. વેદ આર્યમાર્ગ દુસ્ત્યાત્ય છે. પતિપુત્રાદિનો પણ ત્યાગ દુષ્કર છે. તેમાં ભગવત્પ્રાપ્તિ પછી સર્વ કંઇ છૂટી જાય, પરન્તુ મારી પ્રાપ્તિ માટે–મને મેળવવા માટે સર્વનો ત્યાગ કરવો એ વધારે કઠિન ત્યાગ છે. જ્યારે પુરુષ ત્યક્તસમસ્તકર્મા થઇ નિવેદિતાત્મા થાય ત્યારે સર્વથી અધિક સફલ–કૃતાર્થ ગણાય છે. सर्वधर्मान् परित्यज्य એ શ્લોકનો ખરો ભાવ પણ એવો છે. લોક–વેદ–પુત્રાદિ એ ત્રણનો ત્યાગ કરે તેની સેવના—સંભાળ હું કરું છું. વસ્તુતઃ જે આત્મીય ન લાગે એવા સર્વનો ત્યાગ તમે કર્યો છે. ગોપીજનને તો જે ભગવદર્થ–ભગવાનને માટે હોય તેનો જ સ્વીકાર કરી, તેમાં જ સ્નેહ કરે. આત્માદિ પણ પ્રભુને પ્રિય છે, માટે વિરહમાં ત્યાગ ન કર્યો.

तन्मनस्कास्तदालापास्तद्विचेष्टास्तदात्मिकाः।
तद्‌गुणान् एव गायन्त्यो नात्मागाराणि
सस्मरुः। १०/३०/४४

**સુબોધિની**–તે વ્રજભક્ત દેહ–અને ઘરને ભૂલી ગયાં અને ઘર–દેહ–સંબંધી વસ્તુઓને સંભારતાં પણ નથી કે તેનું શું થશે, કારણ કે સ્મરણ મનમાં થાય, મન તો પ્રભુમાં જોડાયું, સર્વે એકત્ર ભગવાનમાં જ આલાપ કરતાં હતાં, તેથી ઘર–દેહાદિ સંબંધી વાર્તાલાપ નીકળે નહિ. નીકળે તો ઘર વ૦ સાંભરે. ક્ષુત્પિપાસા લાગતાં દેહનું સ્મરણ થવા સંભવ હતો. પરંતુ ભગવત્સંબંધી ચેષ્ટાઓમાં ભૂખ તરસ ન લાગે, ત્યાં દેહાનુસંધાન કેમ થાય ? સર્વત્ર કૃષ્ણાત્મભાવનાવાળાં વ્રજભક્તોને–ઘટને જાણું છું, પટને જાણું છું, એવા આત્મજ્ઞાનને સ્થાને કૃષ્ણ જ સર્વત્ર સ્ફુરે છે. તેમજ અદૃષ્ટવશાત્ પણ અન્ય સ્મૃતિ આવતી નથી, કારણ કે તે મૂંગાં બેસે તો અન્યની સ્મૃતિ આવે, પરન્તુ ગુણગાન દ્વારા દુષ્ટ ભાગ્ય પણ સદ્‌ભાગ્ય બને છે.

### "સોહમ્" ની ભાવના

तद्योऽहं सोऽसौ, योऽसौ सोऽहम् (ऐतरेय)
अहं ब्रह्मास्मि ब्रह्माहमस्मि (तैत्तिरीय)

**શંકા**–આ શ્રુતિમાં બ્રહ્મપદ છે તેનું વ્યતિહારથી[1] આવર્તન કરવું. આવૃત્તિથી બ્રહ્મ સાથે અભેદ સિદ્ધ થાય છે. આવર્તન કરવાથી अहं ब्रह्मास्मि, ब्रह्माहम् अस्मि એમ અભેદ સિદ્ધ થાય છે, તેમ ભગવલ્લીલા-મધ્યપાતી ભક્તોને થાય છે. कृष्णोऽहम्, अहं कृष्णः એમ પરમાન્તરંગ ભક્તોને આ અભેદ-સ્ફૂર્તિ થાય છે, તો તે અભેદ જ્ઞાનનને ભક્તિનું જ ફલ માનવું.

**ઉત્તર**-આ અભેદજ્ઞાનને ફલ અને ભક્તિને સાધન માની ફુલાઇ જનાર પ્રતિવાદીને અમે ઉત્તર આપીએ છીએ.

### જ્ઞાનમાર્ગીય અહંબ્રહ્માસ્મિ અભેદજ્ઞાન-ભાવના માત્ર છે, વાસ્તવિક અભેદ-સ્ફૂર્તિ નથી.

જેમ ભક્તિ રસાત્મક છે, તેનાં સંયોગ વિપ્રયોગ બે દલ છે, વિપ્રયોગદલમાં અશ્રુપ્રલાપ વગેરે વ્યભિચારી ભાવો થાય છે, તેવી રીતે અતિવિગાઢ ભાવ થાય ત્યારે તેમાં અભેદસ્ફૂર્તિ થાય. એ સ્ફૂર્તિ વ્યભિચારી ભાવોની માફક સર્વદા રહી શકે નહિ, કારણ કે આત્માને તે રૂપે જાણે છે. તે બ્રહ્મને આત્મરૂપે જાણે છે તેને વ્યતિહાર કહીએ છીએ. અર્થાત્ આત્માને ઉદ્દેશી બ્રહ્મત્વ-નું વિધાન-બ્રહ્મત્વને ઉદ્દેશી આત્મત્વનું વિધાન એવો ઉદ્દેશ્ય-વિધેયભાવ જ્યાં હોય ત્યાં શુદ્ધ અદ્વૈત સિદ્ધ થતું નથી. अहं ब्रह्मास्मि, ब्रह्माहमस्मि એમાં ઉદ્દેશ્યવિધેયભાવ છે તે ઉપર સમજાવ્યો-તેમાં ખરું અદ્વૈત નથી તે આપણે સમજ્યા.

### હવે ભક્તિમાર્ગમાં ભક્તોને ભગવ-ત્સ્વરૂપાત્મકતારૂપી અદ્વૈત કેવી રીતે થાય છે તે સમજીએ.

ભક્તોને તો વિરહભાવમાં તદાત્મકતા=અખંડ ભાવરૂપના-સિદ્ધ થાય છે, કે જેથી સ્વતઃ પોતે લીલા કરે છે, એ અમે ભાગવતની દશમ સ્કંધની વિવૃતિમાં વર્ણવ્યું છે:

**भगवति हृदि समाविष्टे लीलाभिः सहिते।**
**एतासां अपि मनसि आविर्भूतेन कर्तव्यम्।**
**अतो न न्यूनभावोऽत्र ह्याविष्टः शकटादिभिः।**

ભગવાને પોતે વ્રજભક્તોના હૃદયમાં સર્વ લીલાપરિકર શકટાદિ સાથે પ્રવેશ કર્યો તેથી અહીં જરા પણ ન્યૂન ભાવ રહ્યો નથી; માટે જ્ઞાનમાર્ગીય સર્ષપ જેટલા સ્વરૂપને ભક્તિમાર્ગીય સ્વર્ણાચલ જોડે ન સરખાવવું.

### ભક્તિમાર્ગીય સંન્યાસનું વર્ણન

"योऽहं सोऽसौ, योऽसौ सोऽहम्"

ગાયત્રીના ચતુર્થપાદમાં ભક્તિમાર્ગીય સંન્યાસનું વર્ણન છે.

(૧) यः પુરુષોત્તમ अहं હું ભક્ત છું (ફલ પ્રકરણ અ-૧) બાહુપ્રસારણપૂર્વક રાસરમણમાં લિન્નતા દર્શાવી છે.

(૨) **सोऽसौ. सः** પુરુષોત્તમ તે **असौ** આ ભક્ત છે એમ (ફલ પ્રકરણ અ-૨માં) એકા-ત્મતાનું શુદ્ધ અદ્વૈત થાય છે, કારણ કે વિપ્રયોગ માટે એકાત્મતા થાય છે.

---

૧. व्यतिहारो विशिषन्ति हीतरवत्-सूत्र ૩-૩-૩૭ માં વ્યતિહાર શબ્દ સમજાવ્યો છે. વ્યતિહાર એટલે व्यतिहारस्तु कृष्णोहमित्यायुक्त विशेषण एव विशेष्यभावव्यत्ययः। "અહમ્ કૃષ્ણઃ" અહં વિશેષણ, કૃષ્ણ વિશેષ્ય; અને કૃષ્ણ વિશેષણ બની અહં વિશેષ્ય બને ત્યારે "કૃષ્ણો-ઽહમ્-વિશેષણ" વિશેષ્ય-ભાવના-ફેરફારને વ્યતિહાર કહેવાય.

(૩) યોડસૌ માં સંયોગ વિપ્રયોગ ઉભય-ભાવાત્મકની સ્ફૂર્તિ થાય છે. (એ ફલ પ્રકરણ ૩ અધ્યાયમાં થાય છે.)

(૪) સોઽહં ફલ પ્રકરણ ૪ અધ્યાયમાં વિરહાન્તે પ્રભુ પ્રકટ થઇને 'તે પુરુષોત્તમ હું ભક્તાભિન્ન છું' એમ ભાન થાય છે.

(૫) રાસના પાંચમા અધ્યાયમાં સંયોગ-રસાનુભાવ વખતે પરમકાષ્ઠાપન્ન અનિર્વચનીય, રસસમૂહ, રાસરસસમુદ્રના તરંગોમાં સર્વેન્દ્રિય-આસ્વાદ્ય ભજનાનન્દરસનો અનુભવ કરે છે.

| | |
|---|---|
| १ तत्त्वमसि<br>२ अहमस्मि<br>३ ब्रह्माहमस्मि | આ વેદોક્ત મહાવાક્યથી ભક્તને વિપ્રયોગભાવાત્મક રસાનન્દનો અનુભવ થાય છે. |
| कृष्ण तवास्मि | આ પંચાક્ષર ફલમંત્રથી સંયોગરસનો અનુભવ થાય છે. |

"अभयं सर्वभूतेभ्यः ददाम्येतद् व्रतं मम।"
"मामेकं एव शरणं आत्मानं सर्वदेहिनाम्।
याहि सर्वात्मभावेन यास्यसे ह्यकुतोभयम्।"

"મારે શરણે આવેલા જીવોને અભય-દાન આપવું એ મારુ વ્રત છે. માટે સર્વ દેહીના આત્મારૂપ મારે (ભગવાનને) સર્વાત્મભાવપુરઃસર શરણે આવ—તને અભય પ્રાપ્ત થશે—સર્વથી નિર્ભય થશે."

વ્યાસસૂત્રમાં "લોકવત્ લીલા કૈવલ્ય" સૂત્ર છે, તેમ જ પરબ્રહ્મ પરમાત્મા પતિ-પત્ની ઉભયરૂપ થયા. આ પ્રમાણે સર્વ પ્રમાણોથી આ ગાયત્રીમાં દર્શાવ્યા મુજબ અર્થ કરવામાં આવે તો સાર્થક થાય.

सर्वाज्ञातस्वरूपं हि ब्रह्मपूर्वं रीरंसया।
ततोऽखिलं जगत् रूपं भूत्वा तत्रातिदुस्तराः॥
भक्ताः सर्वं परित्यज्य प्रभुप्राप्त्यै यथा रहः।
साक्षात् स्वरूपदानेन परा लीलेयमित्यपि॥
लीलासम्बन्धिनस्तत्र सर्वं भगवदात्मकम्।
प्रवर्तकत्वतो वेणुनादो वेदात्मकोऽत्र हि॥
यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह।
आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन॥

—: વેદાત્મક વેણુનાદ :—

સર્વથી અજ્ઞાતસ્વરૂપ પરબ્રહ્મ પ્રથમ રમણ કરવાની ઇચ્છાથી સર્વ જગતરૂપે થયા, તેમાં પણ કોઇ પણ રીતે ન તરી શકે એવા ભક્તો પ્રભુ માટે સર્વપરિત્યાગ કરી શુદ્ધ ભક્તિમાર્ગીય સંન્યાસી થઈ પ્રભુને શરણે ગયા. તેમને રહસ્યપરા લીલા દ્વારા સ્વરૂપાનન્દનું દાન કર્યું. આ લીલા સંબંધી સર્વ વસ્તુ ભગવદાત્મક જ છે, ભગવદ્રૂપ છે. પ્રભુસ્વરૂપ શુદ્ધ રસાત્મક પરમ સૌન્દર્ય સાકારત્વવિશિષ્ટ છે, તે પ્રભુ પ્રકટ બહીરમણ કરવાની ઇચ્છાથી પ્રકટ થઇ લીલા જગતરૂપે થયા, તે વખતે દ્વૈત-વિશિષ્ટ અદ્વૈત દર્શાવ્યું. સ્વરૂપ સંબંધી અને લીલા સંબંધી સર્વ પદાર્થ ભગવદ્રમણાનુકૂલ સામગ્રીમાં પણ ભગવદાત્મક હોવાથી અદ્વૈત-અભેદ, અને રમણ માટે પૃથક્ કરી માટે ભેદ-દ્વૈત. અને ભેદસહિષ્ણુ અભેદે લીલાપરિકર પોતે જ કર્યો, માટે લીલાપરિકર ભગવદાત્મક છે. શ્રી યમુના, તેમના તટ, ગિરિશ્રી ગોવર્ધન, વૃન્દાવનનિકુંજ, વૃક્ષલતા, રાસસ્થલી, ચંદ્ર, રાત્રિ સર્વ ભગવદ્રૂપ જ છે, તેથી તે અદ્વૈત-અભેદ છે. સર્વ લીલાજગતની પ્રવૃત્તિ વેણુ દ્વારા છે. જેમ ત્રૈગુણ્યવિષય વેદ આજ્ઞા દ્વારા, વિધિ દ્વારા લોકમાં પ્રવૃત્તિ નિવૃત્તિ કરાવે છે, તેમ લીલાસૃષ્ટિમાં રસાત્મકવેદાનુવર્ત્તી વેણુ દ્વારા મૂલધામનાં વ્રજ—વનસ્થ ભક્તોની પ્રવૃત્તિ છે.

**આ પ્રમાણે શ્રીગોકુલનાથજી-કૃત ગાયત્રીભાષ્યનો ભાવાર્થ પૂર્ણ થયો.**

## "સોહમ્" ની ભાવના

तद्योऽहं सोऽसौ, योऽसौ सोऽहम् (ऐतरेय)
अहं ब्रह्मास्मि ब्रह्माहमस्मि (तैत्तिरीय)

**શંકા**–આ શ્રુતિમાં બ્રહ્મપદ છે તેનું વ્યતિહારથી[1] આવર્તન કરવું. આવૃત્તિથી બ્રહ્મ સાથે અભેદ સિદ્ધ થાય છે. આવર્તન કરવાથી अहं ब्रह्मास्मि, ब्रह्माहम् अस्मि એમ અભેદ સિદ્ધ થાય છે, તેમ ભગવલ્લીલા-મધ્યપાતી ભક્તોને થાય છે. कृष्णोऽहम्, अहं कृष्णः એમ પરમાન્તરંગ ભક્તોને આ અભેદ-સ્ફૂર્તિ થાય છે, તો તે અભેદ જ્ઞાનનને ભક્તિનું જ ફલ માનવું.

**ઉત્તર**–આ અભેદજ્ઞાનને ફલ અને ભક્તિને સાધન માની ફુલાઇ જનાર પ્રતિવાદીને અમે ઉત્તર આપીએ છીએ.

### જ્ઞાનમાર્ગીય અહંબ્રહ્માસ્મિ અભેદજ્ઞાન-ભાવના માત્ર છે, વાસ્તવિક અભેદ-સ્ફૂર્તિ નથી.

જેમ ભક્તિ રસાત્મક છે, તેનાં સંયોગ વિપ્રયોગ બે દલ છે, વિપ્રયોગદલમાં અશ્રુપ્રલાપ વગેરે વ્યભિચારી ભાવો થાય છે, તેવી રીતે અતિવિગાઢ ભાવ થાય ત્યારે તેમાં અભેદસ્ફૂર્તિ થાય. એ સ્ફૂર્તિ વ્યભિચારી ભાવોની માફક સર્વદા રહી શકે નહિ, કારણ કે આત્માને તે રૂપે જાણે છે. તે બ્રહ્મને આત્મરૂપે જાણે છે તેને વ્યતિહાર કહીએ છીએ. અર્થાત્ આત્માને ઉદ્દેશી બ્રહ્મત્વ-નું વિધાન-બ્રહ્મત્વને ઉદ્દેશી આત્મત્વનું વિધાન એવો ઉદ્દેશ્ય–વિધેયભાવ જ્યાં હોય ત્યાં શુદ્ધ અદ્વૈત સિદ્ધ થતું નથી. अहं ब्रह्मास्मि, ब्रह्माहमस्मि એમાં ઉદ્દેશ્યવિધેયભાવ છે તે ઉપર સમજાવ્યો–તેમાં ખરું અદ્વૈત નથી તે આપણે સમજ્યા.

### હવે ભક્તિમાર્ગમાં ભક્તોને ભગવ-ત્સ્વરૂપાત્મકતારૂપી અદ્વૈત કેવી રીતે થાય છે તે સમજીએ.

ભક્તોને તો વિરહભાવમાં તદાત્મકતા= અખંડ ભાવરૂપના–સિદ્ધ થાય છે, કે જેથી સ્વતઃ પોતે લીલા કરે છે, એ અમે ભાગવતની દશમ સ્કંધની વિવૃતિમાં વર્ણવ્યું છે :

भगवति हृदि समाविष्टे लीलाभिः सहिते।
एतासां अपि मनसि आविर्भूतेन कर्तव्यम्।
अतो न न्यूनभावोऽत्र ह्याविष्टः शकटादिभिः।

ભગવાને પોતે વ્રજભક્તોના હૃદયમાં સર્વ લીલાપરિકર શકટાદિ સાથે પ્રવેશ કર્યો તેથી અહીં જરા પણ ન્યૂન ભાવ રહ્યો નથી; માટે જ્ઞાનમાર્ગીય સર્ષપ જેટલા સ્વરૂપને ભક્તિમાર્ગીય સ્વર્ણાચલ જોડે ન સરખાવવું.

### ભક્તિમાર્ગીય સંન્યાસનું વર્ણન

"योऽहं सोऽसौ, योऽसौ सोऽहम्"

ગાયત્રીના ચતુર્થપાદમાં ભક્તિમાર્ગીય સંન્યાસનું વર્ણન છે.

(૧) यः પુરુષોત્તમ अहं હું ભક્ત છું (ફલ પ્રકરણ અ–૧) બાહુપ્રસારણપૂર્વક રાસરમણમાં ભિન્નતા દર્શાવી છે.

(૨) सोऽसौ. सः પુરુષોત્તમ તે असौ આ ભક્ત છે એમ (ફલ પ્રકરણ અ–૨માં) એકા-ત્મતાનું શુદ્ધ અદ્વૈત થાય છે, કારણ કે વિપ્રયોગ માટે એકાત્મતા થાય છે.

---

[1] व्यतिहारो विशिषन्ति हीतरवत्–સૂત્ર ૩–૩–૩૭ માં વ્યતિહાર શબ્દ સમજાવ્યો છે. વ્યતિહાર એટલે व्यतिहारस्तु कृष्णोऽहमित्याद्युक्त विशेषण एव विशेष्यभावव्यत्ययः। "અહમ્ કૃષ્ણઃ" અહં વિશેષણ, કૃષ્ણ વિશેષ્ય; અને કૃષ્ણ વિશેષણ બની અહં વિશેષ્ય બને ત્યારે "કૃષ્ણો-ઽહમ્–વિશેષણ" વિશેષ્ય–ભાવના–ફેરફારને વ્યતિહાર કહેવાય.

છે. શ્રીયમુનાજીને કદીય માન નથી, કેમકે તે પરહિતકારિણી અને દીનતા–ભાવવાળાં છે; પુષ્ટિમાર્ગના પરમતત્ત્વરૂપ 'તત્સુખાત્મક' સ્ત્રીભાવ શ્રીયમુનાજીમાં સર્વતોધિક છે, એથી એ '**મહારાણી**' કહેવાયાં. પ્રભુ અને ભક્તોના સુખની સાધનામાં જ તેઓ નિરંતર એકચિત્તવાળાં છે, એથી એ સર્વેયને પ્રિય છે. અને એ સર્વેયનું દૂતીત્વ પણ કરે છે એ તેમની મોટાઈ છે. એથી જ મુખ્ય સ્વામિનીથી પણ લીલામાંયે તેમની વિશેષ ખ્યાતિ પ્રાપ્ત છે.[1] આમ છતાં શ્રીસ્વામિનીજીનેય તેમના પ્રતિ દ્વેષ–ઈર્ષ્યા નથી, એટલું જ નહિ. તેમને સદા અધીન રહે છે; શ્રીયમુનાજીનું કોઇપણ વચન તે ઉથાપતાં નથી અને વિરહના સમયમાં શ્રીયમુનાજીનો જ આશ્રય પણ કરે છે.

આ મહત્તા સેવા, દીનતા અને દાસત્વથી શ્રીયમુનાજીએ પ્રાપ્ત કરી છે.

**શૃંગાર**–શ્રીયમુનાજી કૃષ્ણનાં પ્રિયા હોવા છતાં શ્રીકૃષ્ણનો જ રસોદ્દીપન શૃંગાર–મુકુટ કાછનીનો વેશ–સદા ધારણ કરે છે, તેથી તેમના ચિત્રમાં સર્વત્ર એ જ શૃંગારનાં દર્શન થાય છે. સમ્પ્રદાયની ભાવનાની દૃષ્ટિએ આ શૃંગાર શ્રીસ્વામિનીજીએ આપને આપ્યો છે. જે સમયે પ્રિયા–પ્રિયતમે ઊલટ શૃંગાર ધારણ કરીને માનલીલા શરૂ કરી અને પ્રભુ ન માન્યા ( એટલે કે શ્રીસ્વામિનીજીએ શ્રીઠાકુરજીનો મુકુટ–કાછનીનો શૃંગાર ધારણ કર્યો અને શ્રીઠાકુરજીએ શ્રીસ્વામિનીજીનો શૃંગાર ધારણ કર્યો અને શ્રીસ્વામિનીજીના મનોરથને અનુસાર પ્રભુએ માનિની થઇને માન કર્યું. ત્યારે શ્રીસ્વામિનીજી એ માનિનીરૂપ પ્રભુને મનાવવા લાગ્યાં, પરંતુ અનેક પ્રયત્ન કર્યા છતાં પ્રભુ માન્યા નહિ ત્યારે શ્રીસ્વામિનીજી અત્યંત શ્રમિત થયાં અને વિરહથી બહુ જ વ્યાકુળ થયાં[1] ) ત્યારે શ્રીયમુનાજીને બોલાવી શ્રીસ્વામિનીજીએ પોતે ધારણ કરેલ મુકુટ-કાછનીનો શૃંગાર શ્રીયમુનાજીને ધરાવી આજ્ઞા કરી કે આપ પ્રભુને મનાવો, મારાથી તો માનતા નથી. પછી જ્યારે શ્રીયમુનાજી પ્રભુની સમીપ મુકુટ–કાછનીનો શૃંગાર ધારણ કરી પધાર્યાં ત્યારે પ્રભુએ પ્રસન્ન થઇને આજ્ઞા કરી કે મેં તમારી સાથે માન નથી કર્યું. તરત જ પ્રભુ માની ગયા અને શ્રીસ્વામિનીજીના સમીપ પધાર્યા, ત્યારે પ્રિયા–પ્રિયતમ ઉભય સ્વરૂપે પ્રસન્ન થઇને 'એ શૃંગાર આપ કાયમ ધરો' એ પ્રકારની આજ્ઞા આપી તેના ઉપલક્ષમાં શ્રીયમુનાજી ત્યારથી એ શૃંગાર કાયમ ધરે છે.

અન્ય ભાવના પ્રકારે શ્રીયમુનાજી વિરહી ભક્તોના વિરહનિવારણાર્થે કૃષ્ણની સ્વકીય ભક્ત સાથેની પરવશ અવસ્થામાં વિરહી ભક્તોની દશમી અવસ્થા પ્રાપ્ત ન થાય એતદર્થ કૃષ્ણના વેશને ધારણ કરીને તે ભક્તોને સાંત્વન આપે છે. 'कृष्णां' 'कृष्णरूपां' 'कृष्णसमां' 'कृष्णरसात्मिकां' ઇત્યાદિ શ્રીયમુનાજીનાં નામો શ્રીયમુનાજીની સર્વવિધ કૃષ્ણરૂપતાને સિદ્ધ કરે છે. એથી કૃષ્ણના શૃંગારને ધારણ કરવાની ભાવના પુષ્ટ થાય છે જ. અને તે સર્વેયના ઉપર મહોર છાપ રૂપે 'स्मरपितुः श्रियं बिभ्रतीम्' એ આચાર્ય–વાક્ય પણ શ્રીયમુનાષ્ટકમાં બિરાજમાન છે. એટલે કે શ્રીયમુનાજી 'કામના

---

૧. 'અતિ હીં વિખ્યાત સબ બાત ઇનકે હાથ' ૪૦ ૫૬

૧. સૂરસાગર : 'અનુરાગલીલા'

# શ્રીયમુનાજીનું સ્વરૂપ

( લે શ્રી. દ્વારકાદાસ પરીખ, મથુરા)

૧ **તાત્ત્વિક રૂપ**—શ્રીમદ્વલ્લભાચાર્યજી શ્રીયમુનાજીને 'ભક્તિના હેતુ' રૂપમાને છે[૧] ભક્તિનું સ્વરૂપ 'માહાત્મ્યજ્ઞાનપૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક સ્નેહ' એ પ્રકારનું સ્વીકારાયેલું છે.[૨] આ પ્રકારનો સ્નેહ ભગવત્કૃપા વિના ઉદ્ભવતો જ નથી.[૩] એથી ભક્તિનું સાધન ભગવત્કૃપા છે. અને એ ભગવત્કૃપાનું સ્વરૂપ તે જ આપણાં શ્રીયમુના મહારાણી છે.

૨ **મૂળ સ્વરૂપ**—આ કૃપા પ્રભુની દ્વાદશ નિત્યસિદ્ધા શક્તિઓમાંની એક છે. 'શ્રિયા' 'પુષ્ટયા' 'ગિરા' 'કાંત્યા' એ ક્રમથી આ કૃપા શક્તિ દ્વિતીય છે, એટલે શ્રીયમુનાજી દ્વિતીય 'નિત્યસિદ્ધા'સ્વરૂપા છે. સમ્પ્રદાયમાં નિત્યસિદ્ધાઓનાં બે યૂથો માન્ય છે: એક મુખ્ય સ્વામિનીનું અને બીજું શ્રીયમુનાજીનું. 'શ્રિયા' એ મુખ્ય સ્વામિની છે અને 'પુષ્ટયા' એ શ્રીયમુનાજી છે. પ્રભુના સ્વરૂપમાં નિત્યસિદ્ધ એ નિત્યસિદ્ધા. એથી શ્રીયમુનાજી મૂળ સ્વરૂપે દ્વિતીય 'નિત્યસિદ્ધા'રૂપે પ્રભુના સ્વરૂપમાં નિત્યસિદ્ધ છે.

૩ **લીલા સ્વરૂપ**—સમ્પ્રદાયની ભાવના-દૃષ્ટિએ શ્રીકૃષ્ણની આધિદૈવિક નિત્ય-લીલામાં મુખ્યત્વે ચાર યૂથાધિપતિઓ સ્વીકાર્ય છે. એ ચારની અંતર્ગત બીજાં ચાર પણ છે.[૧] એમ કુલ આઠ પ્રિયાઓ-યૂથાધિપતિઓ-લીલામાં પ્રસિદ્ધ છે. મુખ્ય ચાર પ્રિયાઓમાં શ્રીયમુનાજી કૃષ્ણનાં ચતુર્થ પ્રિયા છે.[૨]

લીલામાં ક્લેશ રસ ઉત્પન્ન કરવા માટે હોય છે;[૩] જેમકે માન આદિ સમયે પ્રિયા પ્રિયતમ બધાંને ક્લેશ હોય છે. માન એ પ્રેમની કસોટી છે, એથી પ્રેમની પુષ્ટિ અર્થે તેમજ વૃદ્ધિ અર્થે માન આવશ્યક છે. જ્યારે કસોટી થઇ ચૂકે છે ત્યારે ક્લેશની નિવૃત્તિ પણ અનિવાર્ય બને છે. એ સમયે શ્રીયમુનાજીનો આશ્રય ભગવાન શ્રીકૃષ્ણ તેમજ શ્રીસ્વામિની-પ્રભૃતિ સર્વેય લીલાપરિકરને પણ લેવો પડે છે. શ્રીયમુનાજી દૂતીસ્વરૂપે ક્લેશનું નિવારણ કરી પુનઃ સંયોગરસની પ્રાપ્તિ કરાવે છે ત્યારે લીલામાં પુનઃ એકરસ આનંદ છવાઈ જાય છે. શ્રીયમુનાજી પટરાણી હોવા છતાં માનાદિ દોષથી રહિત સદા એકરસસંયોગી-ભાવવાળાં છે, એથી જ સંયોગની સિદ્ધિ અર્થે શ્રીયમુનાજીનો આશ્રય અનિવાર્ય લેવો પડે

---

૧. 'भक्तिहेतुस्तु यमुना' ३-९-२१:सुबो०

૨. 'माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः स्नेहो भक्तिरिति । [ना. पं.]

૩. तदनुग्रहैकलभ्यां भक्तिं च नुमस्तदीयांश्च-(भक्तिहेतुनिर्णय-मंगलाचरण)

૧. મુખ્ય ચાર યૂથાધિપતિઓનાં નામ આ છે: (૧) મુખ્ય સ્વામિની, (૨) શ્રીચંદ્રાવલીજી, (૩) શ્રી-રાધાસહચરી, (૪) શ્રીયમુનાજી

અંતર્ગત અન્ય ચારનાં નામ આ છે: (૧) તુલસાંજી, (૨) લલિતાજી, (૩) વિશાખાજી, (૪) શામળાજી

૨. 'नमत कृष्णतुर्यप्रियाम्'-શ્રીયમુનાષ્ટક

૩. लीलायां क्लेशो रसाय भवति । १०-२२-१९ सुबो०

છે. શ્રીયમુનાજીને કદીય માન નથી, કેમકે તે પરહિતકારિણી અને દીનતા–ભાવવાળાં છે; પુષ્ટિમાર્ગના પરમતત્ત્વરૂપ 'તત્સુખાત્મક' સ્ત્રીભાવ શ્રીયમુનાજીમાં સર્વતોધિક છે, એથી એ 'મહારાણી' કહેવાયાં. પ્રભુ અને ભક્તોના સુખની સાધનામાં જ તેઓ નિરંતર એકચિત્તવાળાં છે, એથી એ સર્વેયને પ્રિય છે. અને એ સર્વેયનું દૂતીત્વ પણ કરે છે એ તેમની મોટાઈ છે. એથી જ મુખ્ય સ્વામિનીથી પણ લીલામાંયે તેમની વિશેષ ખ્યાતિ પ્રાપ્ત છે.[1] આમ છતાં શ્રીસ્વામિનીજીનેય તેમના પ્રતિ દ્વેષ–ઈર્ષ્યા નથી, એટલું જ નહિ. તેમને સદા અધીન રહે છે; શ્રીયમુનાજીનું કોઈપણ વચન તે ઉથાપતાં નથી અને વિરહના સમયમાં શ્રીયમુનાજીનો જ આશ્રય પણ કરે છે.

આ મહત્તા સેવા, દીનતા અને દાસત્વથી શ્રીયમુનાજીએ પ્રાપ્ત કરી છે.

**શૃંગાર**–શ્રીયમુનાજી કૃષ્ણનાં પ્રિયા હોવા છતાં શ્રીકૃષ્ણનો જ રસોદ્દીપન શૃંગાર–મુકુટ કાછનીનો વેશ–સદા ધારણ કરે છે, તેથી તેમના ચિત્રમાં સર્વત્ર એ જ શૃંગારનાં દર્શન થાય છે. સમ્પ્રદાયની ભાવનાની દૃષ્ટિએ આ શૃંગાર શ્રીસ્વામિનીજીએ આપને આપ્યો છે. જે સમયે પ્રિયા–પ્રિયતમે ઊલટ શૃંગાર ધારણ કરીને માનલીલા શરૂ કરી અને પ્રભુ ન માન્યા ( એટલે કે શ્રીસ્વામિનીજીએ શ્રીઠાકુરજીનો મુકુટ–કાછનીનો શૃંગાર ધારણ કર્યો અને શ્રીઠાકુરજીએ શ્રીસ્વામિનીજીનો શૃંગાર ધારણ કર્યો અને શ્રીસ્વામિનીજીના મનોરથને અનુસાર પ્રભુએ માનિની થઈને માન કર્યું. ત્યારે શ્રીસ્વામિનીજી એ માનિનીરૂપ પ્રભુને મનાવવા લાગ્યાં, પરંતુ અનેક પ્રયત્ન કર્યા છતાં પ્રભુ માન્યા નહિ ત્યારે શ્રીસ્વામિનીજી અત્યંત શ્રમિત થયાં અને વિરહથી બહુ જ વ્યાકુળ થયાં[1] ) ત્યારે શ્રીયમુનાજીને બોલાવી શ્રીસ્વામિનીજીએ પોતે ધારણ કરેલ મુકુટ-કાછનીનો શૃંગાર શ્રીયમુનાજીને ધરાવી આજ્ઞા કરી કે આપ પ્રભુને મનાવો, મારાથી તો માનતા નથી. પછી જ્યારે શ્રીયમુનાજી પ્રભુની સમીપ મુકુટ–કાછનીનો શૃંગાર ધારણ કરી પધાર્યાં ત્યારે પ્રભુએ પ્રસન્ન થઈને આજ્ઞા કરી કે મેં તમારી સાથે માન નથી કર્યું. તરત જ પ્રભુ માની ગયા અને શ્રીસ્વામિનીજીના સમીપ પધાર્યા, ત્યારે પ્રિયા–પ્રિયતમ ઉભય સ્વરૂપે પ્રસન્ન થઈને 'એ શૃંગાર આપ કાયમ ધરો' એ પ્રકારની આજ્ઞા આપી તેના ઉપલક્ષમાં શ્રીયમુનાજી ત્યારથી એ શૃંગાર કાયમ ધરે છે.

અન્ય ભાવના પ્રકારે શ્રીયમુનાજી વિરહી ભક્તોના વિરહનિવારણાર્થે કૃષ્ણની સ્વકીય ભક્ત સાથેની પરવશ અવસ્થામાં વિરહી ભક્તોની દશમી અવસ્થા પ્રાપ્ત ન થાય એતદર્થ કૃષ્ણના વેશને ધારણ કરીને તે ભક્તોને સાંત્વન આપે છે. 'कृष्णां' 'कृष्णरूपां' 'कृष्णसमां' 'कृष्णरसात्मिकां' ઇત્યાદિ શ્રીયમુનાજીનાં નામો શ્રીયમુનાજીની સર્વવિધ કૃષ્ણરૂપતાને સિદ્ધ કરે છે. એથી કૃષ્ણના શૃંગારને ધારણ કરવાની ભાવના પુષ્ટ થાય છે જ. અને તે સર્વેયના ઉપર મહોર છાપ રૂપે 'स्मरपितुः श्रियं बिभ्रतीम्' એ આચાર્ય–વાક્ય પણ શ્રીયમુનાષ્ટકમાં બિરાજમાન છે. એટલે કે શ્રીયમુનાજી 'કામના

૧. 'અતિ હી વિખ્યાત સબ બાત ઇનકે હાથ'

૧. સૂરસાગર : 'અનુરાગલીલા'

પિતાની શોભાને ધારણ કરનારાં છે ' એ કથનથી સાક્ષાન્મન્મથમન્મથ શ્રીકૃષ્ણની રસોદ્દીપન શૃંગારરૂપ શોભાની જ પુષ્ટિ થાય છે.

**સામર્થ્ય**—શ્રીયમુનાજીમાં શ્રીકૃષ્ણના-સમાન જ સામર્થ્ય પણ છે, એટલું જ નહિ, લીલા પરત્વે તેમનામાં શ્રીકૃષ્ણથીયે વિશેષ સામર્થ્યનો પણ અનુભવ ભક્તોને થાય છે. સર્વ પ્રથમ તો શ્રીયમુનાજીની કૃપા થાય ત્યારે જીવ વલ્લભકુળ દ્વારા ભગવાન શ્રીકૃષ્ણને શરણે આવી શકે છે.[1] ત્યાર પછી પુષ્ટિશક્તિ-રૂપ શ્રીયમુનાજી 'पुष्टिः कालादिबाधिका ' એ આચાર્યકથનને અનુસાર અજેય એવા કાલ કર્મ અને સ્વભાવનો બાધ કરી, તમામ દુરિતોનો ક્ષય કરી નૂતન દેહની સિદ્ધિ કરી આપે છે.[2] અને મુકુંદ ભગવાનમાં જીવની રતિને વધારે છે. એમની કૃપા થયે જ ભગવલ્લીલોપયોગી અષ્ટ સિદ્ધિઓને જીવ પ્રાપ્ત કરી રીત, વિપરીત અને અનરીત પ્રકારોથી એકાદશ ઇંદ્રિયોના વિનિયોગરૂપ પ્રભુ સાથેના સર્વકામોપભોગ સુધીના ફલનો આસ્વાદ પ્રાપ્ત કરે છે, એટલે સુધી શ્રીયમુનાજીના કૃપાપાત્ર ભક્તનો આત્મા પ્રબલ થાય છે. કુમારિકાઓ તેમનાં દૃષ્ટાંતરૂપ છે.

શ્રુતિ કહે છે કે 'बलहीनेन न लभ्यः। ભગવાન બલહીનને પ્રાપ્ત થતા નથી,' એથી પુષ્ટિશક્તિના પ્રવેશે આત્મા બલિષ્ઠ થઈ શકતો નથી. બીજી રીતે પુષ્ટિ એટલે ભગવદ્દૃષ્ટિ. તેના અવલોકન—અનુગ્રહ વિના જીવ પુષ્ટ થઈ શકતો નથી.[3] સારાંશ કે પુષ્ટિશક્તિ-રૂપ શ્રીયમુનાજીની કૃપા વિના પ્રભુપ્રાપ્તિ શક્ય જ નથી. મર્યાદાજીવને પણ તેમના પયઃમાન માત્રથી યમયાતના થતી નથી. આ પ્રકારે પુષ્ટિશક્તિરૂપ શ્રીયમુનાજીનું અતુલ સામર્થ્ય લોકવેદપ્રસિદ્ધ છે.

સમ્પ્રદાયમાં શ્રીયમુનાજી અને શ્રીમહાપ્રભુજી ઉભય સમાન સામર્થ્યવાળાં મનાય છે. શ્રીયમુનાજીમાં જે જે ધર્મો અને સામર્થ્ય છે તે સર્વેય શ્રીમહાપ્રભુજીમાંયે છે જ. કેવળ તારતમ્ય ઉભયમાં એટલું છે કે એક ધર્મી સંયોગ—રસ-રૂપિણી છે તો બીજા ધર્મી વિપ્રયોગરસાત્મક છે. એથી શ્રીસર્વોત્તમસ્તોત્રમાં શ્રીઆચાર્યજીનાં સામર્થ્યસૂચક જે જે નામો છે તે બધાં જ શ્રીયમુનાજીના સામર્થ્યનાં પણ સૂચક છે. સ્થલસંકોચથી અત્રે તેનો વિસ્તાર કર્યો નથી.

**ધર્મો**—શ્રીયમુનાજીના ધર્મો દિવ્ય અને અદ્ભુત છે. એનું વર્ણન શ્રીયમુનાજીનાં ૪૦ પદોમાં પ્રાપ્ત છે. ગર્ગસંહિતામાં શ્રીયમુનાજીનાં એક હજાર નામથી પણ તેની પુષ્ટિ થાય છે. શ્રીયમુનાજી પરહિતકારિણી છે. એ પટરાણી હોવા છતાં ભગવાન અને ભક્તોના સુખનો જ રાત-દિવસ વિચાર કરે છે, પોતાના સ્વાર્થની લેશ પણ અપેક્ષા એમને નથી. અરે! પોતાના વિહાર—સુખને સમયે પણ શ્રીયમુનાજી 'ભક્તોને આ પ્રકારનું સુખ પ્રભુ ક્યારે આપે' તેનો જ વિચાર કરીને યુક્તિ—પ્રયુક્તિથી પ્રભુ સાથેના વિહારસમયે જ પ્રભુ પાસેથી વચન પ્રાપ્ત કરે છે. જ્યારે પ્રભુ વચન આપે છે ત્યારે તેમને શાંતિ થાય છે.[1]

પ્રભુને ભક્તો અતિ પ્રિય થાય તે માટે ભકતોને શ્રીયમુનાજી પોતાના રૂપ સુધ્ધાંનું

---

૧. 'જા પર શ્રીયમુનાકી કૃપા હોય સોઈ શ્રીવલ્લભકુલ શરણ આવે.' ૪૦ પદ

૨. तनुनतत्वमेतावता—યમુનાષ્ટક

૩. ईक्षणं पुष्टिः। भगवद्दृष्टिक्षिता एव हि पुष्टा भवन्ति। ૨-૭-૨૬ સુબો૦

૧. 'સબનકો' સુખદેન પિય સંગ કરત સેન, ચિત્તમેં તબ પરત ચેન જબ હિ બોલે.' ૪૦ પદ

દાન પણ કરે છે.[1] જે રૂપને અધીન ભગવાન શ્રીકૃષ્ણ સદા રહે છે તે અદેયદાનાત્મક રૂપ પણ ભકતોને આપતાં શ્રીયમુનાજી જરા પણ સંકોચાતાં નથી. કિન્તુ અતિ પ્રસન્નતાનો અનુભવ કરે છે. જેમ શ્રીઆચાર્યજી અદેયદાન-દાતા છે તેમ શ્રીયમુનાજી પણ. અન્ય આટલી ઉદારતા કોણ બતાવે તેમ છે ?

જે સમયે આ ભૂતલ ઉપર આધિદૈવિક લીલા–સ્વરૂપવાળા જીવને શ્રીવલ્લભકુળ દ્વારા બ્રહ્મસંબંધ થાય છે ત્યારે એમની ડાબી ભુજા ફરકે છે. સ્ત્રીઓની ડાબી ભુજા ફરકવી શુભ છે. તે વખતે શ્રીયમુનાજી લીલામાં પોતાની નિકુંજમાં વધાઈ બેસાડે છે અને તે મૂળભૂત આધિદૈવિક આત્માને બધી રીતે શૃંગારી અલૌકિક તત્સુખાત્મક ભાવનું દાન કરી એને પોતાની સાથે જ 'નવદુલહિન' કરીને પ્રભુ સમીપ લઇ જાય છે અને દૂરથી જ પ્રભુને હર્ષભેર વધાઇ આપતાં દોડતાં થકાં તે આત્માને બહુ જ પ્રસન્નતાથી સમર્પે છે,[1] ત્યારે રસાત્મા પ્રભુ શ્રીયમુનાજીને આપેલા વચનને અનુસાર તેને સર્વ સુખનું દાન કરે છે.

પરમ ઉપકારી કરુણાવરુણાલય શ્રીયમુનાજીના કૃપાશક્તિના સંબંધવાળો આ ભક્તિ-માર્ગ આવો દિવ્ય છે. અને તેમાં આ પ્રકારે રસાત્મા બ્રહ્મ સાથેનો સાક્ષાત્ સંબંધ સ્વયં કૃપાશક્તિ જ કરાવી આપે છે. એથી શ્રીયમુનાજી સાથે અપૂર્વ સંબંધ જોડવાને શ્રીઆચાર્યજીએ આ પુષ્ટિભક્તિમાર્ગને પ્રકટ કર્યો અને તે કૃપાશક્તિનો શ્રીયમુનાષ્ટક આદિથી જીવને પરિચય કરાવ્યો.

આ ભક્તિમાર્ગમાં યોગ્યાયોગ્યતાના વિચાર વિના જ અધમમાં અધમ જીવને પણ ઉત્તમમાં ઉત્તમ ફલની નિઃસાધનતારૂપી સાધન વડે જ સહજ પ્રાપ્તિ થાય છે.

ધન્ય છે એવા ભક્તિમાર્ગને, ધન્ય છે તેની કુલદેવીરૂપ કૃપાશક્તિને, તેમજ ધન્ય છે તેના પ્રકટકર્તા આચાર્યચરણને. તે સર્વને કોટિશઃ વંદન હો.

૧ 'દ્વૈત અદ્ભુત રૂપ આપ જૈસી.' ૪૦ ૫૬

૧ 'બ્રહ્મસંબંધ જબ હોત યા જીવકોં તબહિ ઇનકી ભુજા વામ ફરકે, દોરિ કરિ સોર કરિ જાય પિયસોં કહે, અતિહિ આનંદ મનમેં જુ હરખે.' ૪૦ ૫૬

# અન્યના ગુણ શા વાસ્તે ગાવા?

લે. શાસ્ત્રીજી કાશીરામ કરસનજી

શ્રીભાગવતમાં જ્યારે પૃથુ ભગવાનનો જન્મ થયો ત્યારે ભાટ ચારણો વગેરે તેમના ગુણાનુવાદ ગાવા તૈયાર થયા, ત્યારે પૃથુ ભગવાને તેઓને કહ્યું કે–

सत्युत्तमश्लोकगुणानुवादे
जुगुप्सितं न स्तवयन्ति सन्तः। श्लोक २३
અ. ૧૫, સ્કં ૪

ઉત્તમશ્લોક શ્રીપ્રભુના ગુણાનુવાદ પ્રકટ છે ત્યારે સભ્ય પુરુષો નિન્દિતનાં વખાણ કરતા નથી. આમ નિષેધ કરવાથી ભગવદ્‌ગુણાનુવાદ જ ગાવા આ વાત સર્વોત્તમ છે.

આમ છતાં ભગવદીયના ગુણાનુવાદ ગાવા તેનો અત્ર નિષેધ નથી. શૌનકઋષિ સૂતપુરાણીને પ્રશ્ન કરે છે કે—

तत्कथ्यतां महाभाग
यदि कृष्णकथाश्रयम् ।
अथवास्य पदाम्भोज-
मकरन्दजुषां सताम् ॥
श्रीभाग. १–१६–६

હે મહાભાગ! શ્રીકૃષ્ણ ભગવાનની કથાના આશ્રયવાળો વૃત્તાન્ત હોય તો કહો, અથવા આ કૃષ્ણના ચરણકમલના મકરન્દને સેવનાર ભગવદીયોના ચરિત્રને કહો. આમ ભગવદીયના ચરિત્રના શ્રવણની ઇચ્છા પ્રદર્શિત કરી છે.

ભગવાન પણ પોતાના યશોનું ગાન કરનાર ઉપર રાજી થાય છે તેના કરતાં ભગવદીયોના ગુણાનુવાદ સાંભળી વિશેષ પ્રસન્ન થાય છે. "मद्भक्तपूजाभ्यधिका" મારા કરતાં મારા ભક્તોની પૂજા અધિક કરવી એવું આપશ્રીનું ઉદ્ધવ પ્રતિ વચનામૃત છે.

બીજી નજર કરતાં બસ્સેંબાવન વૈષ્ણવો, ચોરાશી વૈષ્ણવો, ભક્તેરચરિત્ર, ભક્તમાળ, દક્ષિણના ભક્તનાં ચરિત્ર વગેરે ભગવદીયોનાં સુચરિત્રોના અનેકાનેક ગ્રન્થો છે તેમાં આ ગ્રન્થ એક વધારો કરનાર છે.

ભગવાનના ચરિત્ર ઉપરથી ધડો લેવા જતાં કયાંક મુશ્કેલી ઊભી થાય, પણ ભગવદીયોનું ચરિત્ર તો સમગ્ર અનુકરણીય હોય છે."કલ્યાણ" માસિકના સન્ત અંક—હિન્દુ સંસ્કૃતિ અંક વગેરે અંકો ભગવદીયોનાં ચરિત્રોથી જ ભરપૂર છે. તેથી આ ગ્રન્થ છપાવવાનો પ્રયાસ થયો છે તે અતીવ રમણીય છે.



# શ્રીકૃષ્ણચરિતના બે પ્રસંગ

લે. શાસ્ત્રીજી કાશીરામ કરસનજી

## પ્રસંગ ૧ લો

એક દિવસ શ્રીનન્દકિશોર ગ્વાલબાલ સાથે દહીં–માખણની ચોરી કરવા બડભાગી વ્રજભક્તના ભવનમાં પધાર્યા છે, ત્યાં દહીંની મથની શ્રીહસ્તમાં લઈ આપ આનંદથી દહીં આરોગી રહ્યા છે. આવી સ્થિતિમાં વ્રજભક્ત ગોપાંગના પોતાના સદનમાં પ્રવેશ કરે છે ત્યાં જેના હાથમાં દહીંનું પાત્ર છે, ગ્વાલ બાલ સાથે ઊભા છે, તેવી સ્થિતિના શ્યામસુન્દરને પૂછે છે કેઃ–

પ્ર૦ कस्त्वं તું કોણ છે ?

ત્યારે ઉત્તર આપે છે કે

ઉ૦ नन्दसुतः હું નન્દરાયનનો પુત્ર છું.

પ્ર૦ किमत्र भवने गुप्तोऽसि ? આ ઘરમાં શા વાસ્તે સન્તાઈ ગયો છે ?

ઉ૦ मातुर्भयात् માતુશ્રીના ભયથી.

પ્ર૦ बालाः किम् બાલકો સાથે શા વાસ્તે છે ?

ઉ૦ ननु साक्षिणः નક્કી સાક્ષીરૂપે છે.

પ્ર૦ करयुगे भाण्डं कथं धार्यते ? બન્ને હાથમાં દધિપાત્રને શા વાસ્તે ધારણ કર્યું છે ?

ઉ૦ मार्जाराद्दधि रक्ष्यते. બિલાડાં ન ખાઈ જાય તેથી દહીંની રક્ષા કરી રહ્યો છું.

પ્ર૦ दधि कथं वक्त्रे મુખ ઉપર દહીં કયાંથી ચોટી ગયું ?

ઉ૦ तदुक्तं पुरा તે વાત તો મેં પ્રથમ કહી છે.

मथ्नन्त्या करताडितः દધિમથન કરતાં માતુશ્રીએ દહીંવાળા હાથથી તમાચો લગાવ્યો છે—

આમ પ્રત્યક્ષ ચોરી કરીને ગ્વાલબાલ સમક્ષ દહીંનું ભક્ષણ કરી રહ્યા છે તોપણ ચતુર-શિરોમણિ પ્રત્યુત્પન્નમતિ આપ ચોરીની વાતનો ઇન્કાર જ કર્યે જાય છે. આમ વચનોત્તરમાં ન બંધાતા—

स्मितहसन् मुग्धो हरिः पातु वः ॥

મન્દ હાસ્ય સહિત હસતા મુગ્ધ એવા શ્રીકૃષ્ણ ભગવાન આપનું રક્ષણ કરો.

આમ પ્રતિસદન વ્રજભક્તોને, બ્રહ્માદિને દુર્લભ એવા, આનન્દનું દાન કરે છે.

कस्त्वं, नन्दसुतः; किमत्र भवने गुप्तोऽसि, मातुर्भयात्;
बालाः किं, ननु साक्षिणः; करयुगे भाण्डं कथं धार्यते।
मार्जाराद्दधि रक्ष्यते; दधि कथं वक्त्रे ! तदुक्तं पुरा;
मथ्नन्त्या करताडितः स्मितहसन्मुग्धो हरिः पातु वः ॥ १ ॥

## પ્રસંગ ૨ જો

એક વખત શ્યામસુંદર શ્રીસ્વામિનીજીને ત્યાં રાત્રે પધારે છે. ત્યાં પધારી કમાડ ખોલવાનું કહે છે, ત્યારે શ્રી સ્વામિનીજી પ્રશ્ન કરે છે :

कस्त्वम् તમે કોણ છો ? આ સ્પષ્ટ અર્થને ફેરવી આપે બીજો જ અર્થ લીધો છે.

मत्तनयः स मत्तनयने ! હે મદ ભરેલ નેત્રવાળાં પ્રિયા ! તે क એટલે બ્રહ્માજી મારા પુત્ર થાય છે.

ત્યારે સ્વામિનીજીએ કહ્યું કે—

पृच्छामि नैतत्परं આ નથી પૂછતી; બીજું પૂછું છું.

का वा त्वज्जननीति रागमहिता

રાગ–સ્નેહ ભરી તમારી માતા કોણ છે ? આ સ્પષ્ટ પ્રશ્નનો બીજી રીતે અર્થ કરી આપ નીચે મુજબ ઉત્તર આપે છે:

आगमहिता-शास्त्रोक्ता मज्जनानां–भागवतानां नीतिः पृच्छ्यते ?

શાસ્ત્રમાં કહેલ મારા જનો ભગવદીયોની નીતિ પૂછો છો ?

ऽब्जास्ये सपर्या मम હે કમલમુખવાળાં પ્રિયા ! મારી સેવા કરવી એ જ મારા જનોની ભગવદીયોની નીતિ છે.

ફરી સ્વામિનીજી પ્રશ્ન કરે છે કે—

मित्रं ते वद ! આપનો મિત્ર કોણ છે તે કહો.

दक्षिणेक्षणमयि—अयि ! આમ કોમલ સમ્બોધન કરી આપ કહે છે કે મિત્ર સૂર્ય તો મારું દક્ષિણ નેત્ર છે.

તેમાં પણ ઉત્તરની સફળતા ન મળવાથી શ્રી સ્વામિનીજી પૂછે છે કે—

कुत्रालयस्ते सखे !

હે મિત્ર, ત્યારે તમારું ઘર ક્યાં છે ?

ત્યાં પણ "आलयः" આ પદનો બીજો અર્થ કરી આપ આજ્ઞા કરે છે કે

आल्येका त्वमिति મારી આલી–સખી તો તમે એક જ છો. આમાં आलयः ઘર પ્રથમાનું એકવચન आलिः आली आलयः સ્ત્રીલિંગે ઇકારાન્ત आली શબ્દ નું બહુવચન કરી ઉત્તર આપે છે, અને आली શબ્દ દીર્ઘાન્ત પણ છે.

प्रियां प्रमदयन् पायात्स पद्मेक्षणः એમ પ્રિયાજીને મદ ઉત્પન્ન કરતા, કમલનાં જેવાં નેત્રવાળા શ્રીકૃષ્ણ સર્વનું રક્ષણ કરો.

[ બન્ને શ્લોક વિદ્વાનો પાસેથી મળ્યા છે]

कस्त्वं, मत्तनयः स मत्तनयने; पृच्छामि नैतत्परं,
का वा त्वज्जननीति रागमहिताऽब्जास्ये सपर्या मम ।
मित्रं ते वद, दक्षिणेक्षणमयि; कुत्रालयस्ते सखे,
आल्येका त्वमिति प्रियां प्रमदयन् पायात्स पद्मेक्षणः ॥

# ‘માયા તત્ત્વનું નિરૂપણ

લે૦ શ્રી. પરમાનંદદાસ રણછોડદાસ પટવારી, ધંધુકા

[ આ લેખમાં લેખકે શ્રીમદ્વલ્લભાચાર્યે ભાગવત ઉપરનાં સુબોધિનીમાં જુદા જુદા સ્થળે ‘માયા’ તત્ત્વનો ઉલ્લેખ જે કર્યો છે તેને લગતાં વાકયોને ચૂંટી કાઢયાં છે. અભ્યાસી વર્ગને આ લેખ જરૂરથી માર્ગદર્શક થઇ પડશે. જે. ગો. શાહ ]

**અનંત** ગુણવાળા અને પૂર્ણ ભગવાને જ દરેક થવાના સામર્થ્યવાળી પોતાની માયા શક્તિ વડે પોતારૂપ આ જગત સર્જેલું છે. તે માયા ઉચ્ચ અને નીચ સર્વનું સ્વરૂપ બતાવી તદ્રૂપ થવાવાળી છે, તેમજ સુવર્ણકાર (સોનાની) મૂર્તિ કરે છે તેમ, ભગવાનના સ્પર્શથી માયા પણ તેવી આકૃતિવાળી અને ગુણવાળી થાય છે અને ગુણોના ઉત્તમ મધ્યમ અને નીચ એવા ભેદ વડે સત્ત્વગુણી, રજોગુણી અને તમોગુણી એવા નામથી ઓળખાય છે (૧-૨-૩૦).

માયા બે પ્રકારની છે. તેમાં એક પોતાની પ્રકૃતિની સાથે સંબંધ રાખનારા ભગવાનને જગદ્રૂપે કહે છે અને બીજી પોતાની ઇચ્છાથી પ્રકટ થયેલા જીવોને વ્યામોહ કરે છે (૧-૧૦-૨૨)

જ્ઞાનરૂપ ભગવાનની કોઈક શક્તિનું નામ માયા છે. તે જગતકર્તાની માયાથી જુદી છે. એ માયાનું કાર્ય જગતને મોહ કરવાનું છે. જગતકર્તાની માયા તો મોહ નથી કરતી, પણ જગતને વધારે છે ને ભગવત્કૃપાથી કર્તા પણ થાય છે; નહિ તો કરણરૂપા રહે છે. આ માયા ભુલાવે છે, મોહ કરે છે, તેનું ફલ મોટામાં પણ દેખાય છે (૨-૫-૧૨).

મારી (ભગવાનની) માયાના પ્રતાપથી લોકો બીજા કરે છે એમ માને છે, કેમકે માયાને વચમાં રાખીને અથવા માયાને આગળ કરીને હું કરું છું તેવો તેમને ભાસ થાય છે. ભૂત, ઇન્દ્રિયો અને ગુણો આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક ભેદથી ત્રણ પ્રકારનાં છે. તેના આત્મારૂપ માયા તેમાં પ્રવિષ્ટ છે. તે જેનામાં પેસે તેમાં અન્યથા ભાસ કરે છે અને અકરણ (અસાધન)-ને સાધન કરે છે (૧૦-૪૪-૩૧).

ભગવાન વાસુદેવ છે એટલે ભક્તના શુદ્ધ ચિત્તમાં તે આધિદૈવિક રૂપ છે, તેથી હૃદયમાં વિદ્યમાન છે (છતાં) તે સ્ફુરતા નથી, તે માયાનો પ્રભાવ છે (૧-૫-૩૧). જે વિષયાસક્ત હોય છે તેના ઉપર માયાનું બળ સારી રીતે ચાલે છે. વિષયોના સ્પર્શ માત્રની ઇચ્છા થવાથી માયામાં ડૂબે છે (૧-૬-૩૪). સર્વ ભગવાન છે, અન્યથા દેખાય છે તે માયા છે (૨-૯-૩૬). જેઓ ભગવાનની જ માયાથી સંકુચિત મતિવાળા (થયેલ) હોય છે તેઓ જ ભગવાનને હદવાળા જાણે છે, કારણ કે અન્ય ગ્રહણ કરનાર હોય તે અલ્પનું જ ગ્રહણ કરે છે. ભગવાને ચિત્તમાં સર્વ વસ્તુઓનું ગ્રહણ કરવા માટે સમર્થ જ બનાવેલું છે તે માયાથી જો તેનો સંકોચ થયેલ

ન હોય તો હદવાળું ( થોડું ) કેમ ગ્રહણ કરે ? ( ૧૦-૨-૨૮ )

નિર્ગુણ ભગવાને જગતનાં ઉત્પત્તિ સ્થિતિ અને લયને માટે પોતે ગુણો સ્વરૂપમાંથી કાઢ્યા, તેનું ગ્રહણ પણ માયાથી કર્યું. આ માયા જગત્કર્તી છે, મોહ કરનારી નથી, કેમકે તે વિભુની માયા છે. તે સર્વરૂપ ભગવાનની શક્તિ છે. સર્વરૂપમાં ભગવાનના સંબંધથી સર્વની પ્રતિકૃતિરૂપા માયા છે. ભગવાન જગત કરે તેમાં જે કરણરૂપા છે તે કરણાંશ માયાનો છે. કરણરૂપથી નીકળેલા ગુણો માયાએ ગ્રહણ કર્યા તે ગુણો તેના હોય તેમ માયાને તાબે રહે છે, તેથી ભગવાનના અંશરૂપ જે જીવ તે માયામાં અથવા માયાના કાર્યમાં રમવાની ઈચ્છા કરે તેને તે બાંધે છે. કાર્ય એટલે અધિભૂત દેહ, કારણ અધ્યાત્મ ઇંદ્રિયો, કર્તા આધિદૈવિક અંતઃકરણ, તે સંઘાત દેહ નામથી ઓળખાય છે. જીવ ને દેહનું તે નિમિત્ત છે. તે ગુણો તો "હું છું" એમ અભિમાન કરે તેને બાંધે છે. તેને સાધનપણાથી કામને માટે ગ્રહણ કરે છે તેને તે માયા બંધન કરતી નથી, પણ જે તેમાં સ્વતંત્રતા દેખાડે છે તેના પ્રતિ "હું છું" તેને તે માયા બાંધે છે ( ૨-૫-૧૮ ). ભગવાનની ગતિને કોઈ જાણતું નથી, જે બંધાયા નથી તે જ તેને જાણે છે ( ૨-૫-૨૦ ). માયા બે પ્રકારની છે. તેમાં ચિદ્રૂપ માયા વ્યામોહિકા છે. તે સ્વપુરુષને મોહમાં નાંખીને તેને જીવપણું કરી આપે છે. जीव् ધાતુ પ્રાણધારણાત્મક છે. જે પ્રાણને ધારી રાખે, પ્રાણને રાખવાનો પ્રયત્ન કરે તે જીવ કહેવાય. તે માયામાં મોહીને વ્યાકુલ થયો, ને સદાનંદની સૃષ્ટિમાં જે સૂત્રાત્મક આસન્ય નામનો દશ પ્રકારનો પ્રાણ છે તેને અવલંબીને રહે છે, ત્યારે તે પુરુષ 'જીવ' કહેવાય છે. આથી ઈશ્વર જીવ કેમ થયો તે સમજાય છે. આ ચૈતન્ય જીવ બોધરૂપ છે, તોપણ આનંદરૂપથી જુદો પડયો ત્યારે ચૈતન્યની માયા મોહિકા છે તેણે આનંદ અપાવીશ એમ તેને સમજાવ્યો ને મોહમાં પડયો. વ્યામોહિકા માયાને અધીન થઈને રહ્યો એટલે તે ચિદંશ જીવ કહેવાયો. ચિત્ અંશની શક્તિ મોહ કરનારી માયા છે, આનંદરૂપની શક્તિ જગત્કારણરૂપ માયા છે. સત્ અંશની ક્રિયારૂપ શક્તિ છે. ચિદ્રૂપ જ્ઞાનશક્તિના અંશરૂપ જ્ઞાન વડે પ્રકટ થાય છે અને તિરોધાન થાય છે. તેનો પ્રયત્ન અપરાધીન છે તેથી તેને મોક્ષ થતો નથી, પણ જીવને છોડાવવાનો ભગવાન જ્યારે વિચાર કરે છે, જ્યારે તેને પૂર્ણ જ્ઞાનશક્તિનું દાન કરે છે ત્યારે તેનાથી મોહિકા માયા છૂટી પડે છે અને સ્વરૂપમાં નિષ્ઠા રાખીને રહે છે. તે માયાને અધીન હતો તેમ અધીન રહેતો નથી. મોહ થયો કે તરત દેહસંબંધ થાય. એ શક્તિ સહજ છે, તેને દોષમાં પર્યવસાન થયું તે તેના હીન ભાવને લઈને થયું છે. તે જ્યારે વ્યામોહ કરે ત્યારે દેહ પ્રાપ્ત થયા વગર ન રહે ( ૨--૯--૧ ). ખરેખર ભગવાનની માયા માયાવીઓને પણ મોહ કરે છે. માયાથી પૂર્વ રહેલું જ્ઞાન વગેરે ઢાંકી દેવામાં આવે છે, તેથી માયા વડે મૂલ જ્ઞાનને આચ્છાદન થવાથી પ્રાકૃત અને લૌકિક જ્ઞાનવાળા થાય છે. ભગવાનની (ભગવતી) માયાનું કાર્ય એ છે કે પ્રાકૃત બુદ્ધિમાં લૌકિકતાનું આચ્છાદાન કરીને અલૌકિકત્વનું ગ્રહણ કરાવે છે, નહિ તો ભગવાન અથવા ભગવતશાસ્ત્રનું કેમ ગ્રહણ કરાય, અથવા ભક્તિનું કેમ ગ્રહણ

કરાય ? કેમકે જો પ્રાકૃત જ્ઞાનનું આચ્છાદન ન થયું હોય તો ભગવાન ભગવત્શાસ્ત્ર અને ભક્તિનો અટકાવ કરે. સ્વાભાવિક પ્રાકૃત જ્ઞાનને ભક્તિ નાશ કરવાને સમર્થ નથી, કારણ કે જે બહુ સૂક્ષ્મ (કોમળ) હોય છે તેનાથી જ્યારે પ્રાકૃત જ્ઞાનનું આચ્છાદન થાય અને અલૌકિજ્ઞાન સંપન્ન (પ્રાપ્ત) થાય અને તે અલૌકિક જ્ઞાન પણ જ્યારે સ્થિર થાય ત્યારે ભગવાનની માયાથી આચ્છાદિત થવાથી ઉત્પન્ન થયેલું પ્રાકૃત જ્ઞાન મૂલ વિનાનું થાય છે. તેને ભગવત્શાસ્ત્રથી અથવા ભક્તિથી દૂર કરીને પોતાનું જ્ઞાન ત્યાં સ્થાપવમાં આવે છે (૧૦–૨૦–૪૦).

ભગવાન અથવા તેમના ગુણો આવા જ છે એમ જણાતું નથી. માયાના વૈભવનો અન્ત નથી (૨–૬–૩૫). બુદ્ધિ જ્ઞાનેન્દ્રિયને ગ્રહણ કરે તો જ્ઞાન થાય. જો બુદ્ધિ મૂંઝાઈ ગઈ હોય તો જ્ઞાનની વાત જ દૂર રહી, તો ઇન્દ્રિયો વૃથા થાય (૨–૫–૩૭).

આ ભગવદ્રૂપ પ્રપંચમાં જે જગતપણું દેખાય છે તે જીવને મોહ કરનારી માયાનું કાર્ય છે. જીવને મોહ કરીને, તેના સંબંધી અંતઃકરણ અને બુદ્ધિને પણ મોહિત કરે છે. સાધન અને પ્રમાણ બુદ્ધિને મારે છે. કેટલાંક સાધનો બુદ્ધિના દોષને દૂર કરનારાં છે, જ્યારે બીજાં બુદ્ધિમાં ગુણનું આધાન કરે છે. માયા બે રીતે ભ્રમ કરે છે: જે છે તેનો પ્રકાશ કરતી નથી, જે નથી તે દેખાડે છે. અધિકાર પ્રમાણે જીવ સૃષ્ટિને આગળ કરીને વ્યામોહ કરનારી માયા પદાર્થોને જુદી રીતે બતાવે છે. વિષય ભગવદ્રૂપ છે. માયામાં વિષયતારૂપ ભગવાનનું સ્વરૂપ પેદા થયું ને પ્રકટેલું રૂપ સ્વભાવ રહિત નહિ તેમ માયા પણ ભગવાનની શક્તિ હોવાથી નિઃસ્વભાવ નથી. બુદ્ધિથી ચૈતન્યનો વિનાશ છે તેને તે મોહ કરે છે, તે જ્યાંસુધી બુદ્ધિમાં બ્રહ્મભાવ થતો નથી ત્યાંસુધી બધા પદાર્થોથી વિરુદ્ધ પડે છે. ભગવદીય પદાર્થો ભગવદ્‌વિષયક જ્ઞાનને ઉત્પન્ન કરે છે. તેજના અભાવમાં અંધકાર ઉત્પન્ન થાય છે તેમ માયામોહિત પુરુષની બુદ્ધિમાં વિષયતા ઉત્પન્ન થાય છે (૨–૯–૩૩).

માયાથી મોહ પામેલો ન હોત તો એક વાર દુઃખ પામીને ફરીથી "હું મારું" એવું અભિમાન ન કરત (૧૦–૩૭–૨૩). માત્ર અહંતા મમતા છે, એટલું જ નથી, પરંતુ સ્વપ્ન જેવામાં ભમ્યા કરે છે તેથી બધાના કરતાં મૂઢ છે, વળી માત્ર ભ્રમ નથી પરંતુ તેઓમાં સત્ય (હોવાની) બુદ્ધિ પણ થાય છે (૧૦–૩૭–૨૪). આંધળો પોતાની મેળે પ્રકાશનાર સૂર્યને પણ જોતો નથી, તે પ્રમાણે જે આત્મા છે, જે પરમાનંદ આપનાર છે, જે સહેલાઇથી પાસે જઈ શકાય તેવા છે અથવા આત્માને નિયમમાં (વશ) રાખનાર છે તે (ભગવાન)ને તેવા તરીકે જાણતો નથી (૧૦–૩૭–૨૫). જળાશયની ઉપર રહેલો, જળની ઇચ્છાવાળો મૂર્ખ કમલનાં પાંદડાં વગેરેથી ઢંકાયેલા જલને તણખલાં પાંદડા વગેરેનો ઢગલો જ જાણીને તેને ખસેડયા વિના, તેની અંદર રહેલા જળને લીધા વિના દૂર ઝાંઝવાંના જળને જોતાં તે લેવા તેના તરફ દોડે છે, તેવી જ રીતે (શરીરની) અંદર રહેલા અને તે શરીરથી ઉત્પન્ન થયેલા અહંકાર વગેરેથી ઢંકાયેલા ભગવાનને (જાણ્યા વિના) તે અહંકાર વગેરેને દૂર કર્યા વિના (અને) પરમાનંદનો અનુભવ

માયા દૂર થવાથી નિર્ગુણ અવસ્થા થાય છે, ત્યારે મૂળ દોષો હોય તે પણ જાય છે ( ૧–૧૫–૩૧ ).

માયા લોકોને જ મોહ કરશે, ભગવદીયોને મોહ નહિ કરે, કારણ કે તે પોતાની (ભગવાનની) છે (૧૦–૪૨–૧). ભગવાનના જ્ઞાનમાં ભક્તિમાર્ગ મુખ્ય છે. માયાનું આધિદૈવિક સ્વરૂપ જાણવાથી ભગવાન જણાય છે. અદ્ભૂત કર્મવાળા ભગવાનના સેવક બને તો તરે, તેના શિવને શીખ્યા હોય તો તરે, અન્યથા નહિ. ભગવાન કોઇને પણ વશ થઈ શકે છે. ખરા તત્પરાયણ તો તે કહેવાય કે ક્ષણ માત્ર જેનું ચિત્ત ભગવાનને છોડીને બીજામાં ન જાય. ભગવાનના જ્ઞાનમાં તો સર્વ અધિકારીઓ છે (૨–૭–૪૪). ખરેખરી પવિત્રતા તો માયાનો સ્પર્શ છૂટી જાય ત્યારે છે. તે ભગવાનની સેવાથી જ થઇ શકે છે. ગંગાદિક તીર્થો જેમ મદિરાના ઘડાને પવિત્ર કરી શકતાં નથી તેમ પ્રભુથી વિમુખ થયેલાને અનેક પ્રાયશ્ચિત્તો મુક્ત કરી શકતાં નથી (૧–૧–૧૫).

તેની જ (ભગવાનની) માયા વડે ચિત્ત મોહિત થાય છે તેથી ભગવાનનો અનુભાવ જાણવામાં આવતો નથી અને અપરાધ થાય છે. પોતાની કોઈ પણ ક્રિયાથી પોતાના અપરાધની ક્ષમા મળી શકતી નથી, કારણ કે પોતાની ક્રિયા દુર્બળ છે. માટે તે જ અંતર્યામી ભગવાન પુત્રોના અપરાધ જેમ પિતા સહન કરે તેમ આપણો અપરાધ ક્ષમા કરવો તેમને ( ભગવાનને ) યોગ્ય છે ( ૧૦–૨૦–૫૦ ).



# સર્વદેશીય સિદ્ધાન્ત

લે.:— ગં. સ્વ. લીલાવતી અ. પરીખ, કડી

**પ્રભુના** સાંનિધ્યમાં જીવન પછી રહેવાનું જિજ્ઞાસુ મોક્ષાર્થી જીવો પસંદ કરે છે. પ્રભુના સ્વરૂપમાં ભળી જવાનું–સમાઇ જવાનું એને પણ મોક્ષ માનવામાં આવે છે. સિદ્ધાન્તની દૃષ્ટિએ જુદી જુદી રીતે એનું નિરૂપણ કરાયેલું છે.

જ્યારે બધાએ વિચારોનો સમન્વય શાસ્ત્રીય પદ્ધતિથી કરવામાં આવે ત્યારે જીવને સફળતા પ્રાપ્ત થાય અને ગૂંચવાડામાંથી તે વિમુક્ત બને છે. જગત જીવ અને અંતર્યામીનો સમન્વય સરળતાથી થઈ જતો હોય તો પછી વગર પ્રયાસે, સંશોધનની માથાકૂટમાંથી મુક્ત થઈ, સીધી રીતે શ્રદ્ધા અને વિશ્વાસથી જીવ અલૌકિક માર્ગે પ્રયાણ કરી શકે છે.

અંતર્યામી ભગવાન સર્વસ્વ ને પૂર્ણાનંદ સચ્ચિદાનંદ છે. જીવ સત્+ચિત્ છે અને ગુપ્તાનંદ છે; અથવા એમાં આનંદનો તિરોભાવ છે. જગત સત્ છે, અને તેમાં ચિદાનંદ ગુપ્ત છે, અથવા તેનો તિરોભાવ છે. તિરોભાવને સ્થળે આવિર્ભાવ અને ગુપ્ત ભાવોનું પ્રાકટ્ય થાય એ જ ભગવાનનું **એકમેવાદ્વિતીય** સિદ્ધ કરે છે. અદ્વૈતને જુદી જુદી રીતે તત્ત્વવેત્તાઓએ જણાવેલું છે.

એમાંથી કલુષિતતા દૂર કરી સીધી અને સાદી રીતે શ્રીમદ્વલ્લભાચાર્ય–આચાર્યજી મહાપ્રભુજીએ વિશ્વને શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત બતાવ્યો છે.

તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ એ સિદ્ધાન્ત સર્વદેશીય છે. એનો સ્વીકાર કરીને કલ્યાણને માર્ગે પ્રયાણ થઈ શકે છે.

એ સિદ્ધાન્તને અનુસરી પુષ્ટિ–પોષણ એટલે ભગવાનનો અનુગ્રહ દૈવી જીવોને સહેલાઈથી પ્રાપ્ત થાય એવો માર્ગ **'પુષ્ટિમાર્ગ'** શ્રી મહાપ્રભુજીએ સ્થાપ્યો છે.

કોઇપણ માનવ વ્યક્તિ સ્વીકારી શકે એવો એ સર્વદેશીય સિદ્ધાન્ત છે.



# સમાધિભાષા

લે :– શ્રી. નટવરલાલ પુરુષોત્તમ શાસ્ત્રી, કાવ્યતીર્થ

પ્રાચીન આચાર્યમંડલ સ્વમતપોષક તરીકે પ્રામાણત્રયીને માનતું અને તે ત્રયી એટલે વેદ ગીતા અને બ્રહ્મસૂત્ર. ફલ વગરનું વૃક્ષ વાંઝિયું જ કહેવાય તેમ ફલહીન આ ત્રયીને માનનાર આચાર્યોનાં જ્ઞાન મત વગેરે અપૂર્ણ છે એ કોણ ન સ્વીકારે ? ફલના રસાસ્વાદ જિજ્ઞાસુઓ વૃક્ષનાં ડાળાં પાન થડ વગેરેને જ ચૂંથે તો કુટારા સિવાય શું મેળવે ? દૈવી સૃષ્ટિને પ્રવાહમાં તણાતી અટકાવવા શ્રીપૂર્ણપુરુષોત્તમે શ્રીમદ્‌વલ્લભાધીશ્વરને નિગમ–કલ્પતરુના ફલસ્વરૂપ શ્રીભાગવતના ગૂઢાર્થ પ્રકાશનાર્થ અને સ્વદૈવીજીવોના ઉદ્ધારાર્થ ભૂતળ ઉપર પધારવા સૂચન કર્યું. તેથી શ્રીવલ્લભે પ્રકટ થઇ ભારતની તત્કાલીન દશા અવલોકી અને અફલા ત્રયીના પ્રવાહમાં તણાતી સૃષ્ટિને શ્રીભાગવતરૂપી ફલનો રસાસ્વાદ ચખાડી નવપલ્લવિત બનાવી. આપે પ્રમાણત્રયી ને બદલે પ્રમાણ–ચતુષ્ટયી માની ( એટલે કે ત્રણ પ્રમાણોને સ્થાને ચાર પ્રમાણોની સ્થાપના કરી) શ્રીભાગવતની ફલરૂપતા સિદ્ધ કરી, રસસ્વરૂપ તે ફલ દૈવી જીવો માટે ફલિત કર્યું.

રત્નોને પથ્થર માની પક્ષી ઉડાડવાના કામમાં વાપરનાર ખેડૂતની જેમ અનધિકારીઓના હાથમાં ગયેલી આ ઉત્તમ વસ્તુ ચૂંથાઇ ગઇ હતી, કહો કે ફેંદાઇ ગઇ હતી. વિદ્યાવતાં ભાગવતે પરીક્ષા–આ ઉક્ત્યનુસાર અનધિકારીઓને એ સ્પર્શ કરવા પણ લાયક નથી. રત્નની પરીક્ષા તો ઝવેરી જ કરી શકે. “જે કોઈ પ્રેમ–અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે” અને “અધિકારી પાખે એ વાણી નહિ કોને ઉચ્ચાર !” ખરે વ્યાસજીને સમાધિમાં થયેલું જ્ઞાન તે જ શ્રીભાગવત. તેના ગૂઢાર્થને वस्तुतः कृष्ण एव વગર સરલ કોણ કરી શકે ? આથી જ श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः અને श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः નામોથી શ્રીવિઠ્ઠલેશપ્રભુ શ્રીમહાપ્રભુજીને **શ્રીસર્વોત્તમમાં** ઓળખાવે છે.

વળી અન્ય મતવાદીઓની ઉક્તિ છે જે, “પુષ્ટિ સંપ્રદાયની સેવાપ્રણાલી શ્રીભાગવતમાં પ્રત્યક્ષ દૃષ્ટિગોચર નથી થતી, તો તે આવી ક્યાંથી ?” ભાઇ, તે આવી શ્રીભાગવત અને શાસ્ત્રોમાંથી જ. જે વસ્તુ છે તેનો જ પ્રકાશ કર્યો છે, સ્વકપોલકલ્પિત વાતો મોટાઓના નામે ઘુસાડી નથી. પણ અધિકાર વગર આ રસાસ્વાદ ન અનુભવાય. શ્રુતિ સાક્ષીમાં છે કે, नायमात्मा बलहीनेन लभ्यः। ખુદ પરીક્ષિત ઉત્તમ અધિકારી હોવા છતાં ભગવલ્લીલાશ્રવણમાં શ્રીશુકદેવજીની દૃષ્ટિએ અનધિકારી દેખાયો. આ પ્રસંગને **શ્રી ગોપાલદાસ** ગાય છે કે “દિવસ એકાર્ધની ઉત્તરા કુંવર પ્રતિ વ્યાસનંદન વિમલ વદન ભાખી.” સરસ્વતી પણ પોતા સાથે થતાં ચેડાંથી ગભરાઇ હતી, કારણ તેનાં અંગપ્રત્યંગને પોતાના કલ્પિત ચોકઠામાં ગોઠવાતાં હતાં. પરંતુ કૃપાપીયૂષ પારાવાર શ્રીવાક્પતિએ પ્રકટ થઈ તેને

આધિમુક્ત કરી. "**ત્યાંથી કેશીઘાટ પાઉં ધારિયા કહી કથા તત્ત્વ સમાધિ, રસપુંજ પુરુષોત્તમ પ્રમાણ્યા સરસ્વતી તજી અધિ.**" (શ્રી વ. ધ્યાન, મીઠું ૨). શ્રીગોપાલદાસ આ લીટીઓમાં એ વાત સચોટ જણાવે છે. સૂર્યોદય દર્શનાર્થે દીપાદિકની આવશ્યકતા હોય જ નહિ. શ્રીભાગવતના માહાત્મ્યનું વધુ સૂચન શું હોય? પણ અહીં તો સોનામાં (શ્રીભાગવતમાં) સુગંધ (શ્રીવલ્લભ) ભળી છે, તે જ દિગ્દર્શિત થયું છે. આ પ્રયાસમાં નવીનતા નથી. અલબત્ત, આ નવો પ્રયાસ નથી જ, છે તેનાં જ ગુણગાન કરવાનાં છે; તે દ્વારા જ શ્રીહરિનાં ગુણગાન ગાવાનાં છે. આપ પોતે જો પ્રકટ ન થયા હોત તો વસુધા સૂની રહેત. **શ્રીહરિધનચરણ** આજ્ઞા કરે છે કે: આપના પ્રાકટ્ય વિના હરિકથાઓથી સભાઓ કયા પ્રકારે ગજવત? એટલે "कलौ केशवकीर्तनम्" ની આવશ્યકતાવાળા જીવને આ ગ્રંથ ઉપયોગી છે. શ્રીવ્યાસચરણ "आवृत्तिरसकृद् उपदेशात्" આ સૂત્રમાં વારંવાર આવૃત્તિનું જ સૂચન કરે છે. स्मृतिमात्रार्तिनाशनः શ્રીવલ્લભ પ્રભુ જ આ કાર્ય સંપૂર્ણ સ્વકૃપાબલે કરાવી શકે, બાકી જીવનું શું ગજું? કારણ "बालाग्रशतभाग:" જીવ महतो महीयान् ના ગુણાનુવાદ ગાઇ શકે? માટે તદાશ્રયે જ સિદ્ધ થશે. બાકી "**એ ચરણ શરણ વિના લોક દશચ્યારમાં કહોને કોનો કાંઇ અર્થ સીધો.**" એ પરમ ભગવદીયની વાણી પ્રમાણ છે. શ્રીમહાપ્રભુજી વિના તેના અર્થને કહેવા સમર્થ થાત નહિ અને શ્રીમદ્ભાગવત ઉપર આવી ઉત્તમ વસ્તુ પ્રાપ્ત થાત નહિ. આમ કહી સપ્ત પ્રકારે આની એકવાક્યતા કરવાની શ્રીવલ્લભની પ્રતિજ્ઞા છે, તેથી જ આપે ગૂઢાર્થ સરલાર્થ કઈ રીતે કર્યો તે આપણે તત્કૃપાબલે જોઇયે તો જ જોવાય. અને તેના માટે શ્રીમહાપ્રભુજીના ચરણનો દૃઢ આશ્રય જ કર્તવ્ય છે. इति शम् ।

# 'શ્રીભાગવતોપદેશ'

લે૦ શ્રી. પુરુષોત્તમ પીતાંબર શાસ્ત્રી, વિસનગર

શ્રીમદ્‌ભાગવત એ આપણું ઉત્તમોત્તમ શાસ્ત્ર છે; શાસ્ત્રોનો અર્થ બીજો કાંઇપણ કરીએ અને તેને ઉપયોગી બનાવવા અનેક પ્રયુક્ત વાપરીએ તેને બદલે 'શાસ્ત્ર એટલે માર્ગદર્શક ભોમિયો' એ અર્થ આપણે માટે યોગ્ય અને સરલ છે. વિશ્વના પ્રવાહમાં કહો કે જીવનપ્રવાહમાં, આપણને કેટલું ઉપયુક્ત બને છે, તે આપણે પ્રથમ વિચારવાનું છે.

આપ્તપરંપરાથી અથવા આપણા ઇષ્ટતમ શ્રીવલ્લભાધીશનાં વચનામૃતો દ્વારા આપણા માટે શ્રીમદ્‌ભાગવત પરમાપ્ત અને સાચા સહાયક રૂપ છે. શ્રીઆચાર્યચરણે તે કારણે જ શ્રીભાગવતનું રહસ્ય પ્રકટ કર્યું છે, એ વાત નિશ્ચિત જ છે.

પરમાત્માથી છૂટો પડેલો જીવાત્મા તે જ પ્રભુની મહામાયાના પાશમાં સપડાઇ જતાં, પોતાના લક્ષ્યને વીસરી જઇ પોતાનો પ્રવાસ આરંભે છે; પરિણામે ઉપયુક્ત અને આવશ્યક ધન વિના યાત્રાળુના જેટલી મુશ્કેલી તેને ભોગવવી પડે છે. આવી પડતી મુશ્કેલીઓનો સામનો કરવા જેટલી ધીરજ જીવાત્મા ખોઇ ચૂકયો હોય છે. મુશ્કેલીઓનાં મૂળને ખોળવા જેટલી વિવેકબુદ્ધિથી પણ પરવારી ચૂકયો હોય છે. આમ વાસ્તવિક રીતે જોતાં માયા અને તેનાં વિશાળ સૈન્ય સામે યુદ્ધમાં ઊતરવા તૈયાર થતો જીવાત્મા સહાયહીન હોય છે. માયાનો સૂર્ય પોતાનાં પ્રચંડ કિરણોથી જીવાત્માને આંજી નાંખે છે; અને પરિણામે બચવાનું તો બાજૂ પર રહે, કિન્તુ જીવાત્મા મહામાયાના વિઘાતક પ્રકાશમાં ખૂબ જ તણાતો જાય છે! માયાના પાશમાં ફસાતાં તમોગુણનાં પરિણામો જીવાત્માને આવરી લે છે. પ્રમાદ, નિદ્રા, ભય, દ્વેષ, મોહ, ઇચ્છા, રાગ, કામ-ક્રોધાદિ, પોતે જે નથી તેને માનતો બેસી જાય છે.

ઉપર્યુક્ત પરિસ્થિતિમાં રહેલો જીવાત્મા થોડો સમય તો मोहजालसमावृत બની આનંદાભાસને જ આનંદ માની પ્રફુલ્લ રહે છે; પરંતુ ધીમે ધીમે તેને ઉપરની ઉજળામણની નીચે રહેલા દુઃખદાવાનળનાં દર્શન થાય છે ને તે ચોંકી ઊઠે છે! માયાના પદાર્થોનું સવિઘ્નત્વ, અલ્પત્વ, અને ઘાતકત્વ તેની ઊંઘ ઉડાડી દે છે, અને જાણ્યે અજાણ્યે તેને ઉપનિષત્સત્ય "नाल्पे सुखं" 'થોડામાં આનંદ છે જ નહિ'નાં દર્શન-અનુભવ પોતાના જીવનમાં થાય છે, પરિણામે તે 'બહુ' પણ અસરકારક ઉપાયના અભાવે પરમભક્ત પ્રહ્‌લાદજીના શબ્દોમાં કહીએ તો दुःखौषधं तदपि दुःखम् "દુઃખનું ઓસડ પણ દુઃખરૂપ જ બને છે" એટલે કે "સુખના ઉપાય માત્ર દુઃખ બની" સામે ખડા થઇ જાય છે! માયાની આવી ભયંકર ભુતાવળ જીવાત્માના જ્ઞાન, શ્રવણ, જપ, મંત્ર, વ. વ. ને પણ છીનવી જતી જણાય છે. કરેલા પદાર્થો ઉપર આમ છીણી ફરતી જોતાં જીવાત્માનું હૈયું વલોવાઇ જાય છે અને તે धर्मसंमूढचेताः- કિંકર્તવ્યમૂઢ બની જાય છે!

આ અવસ્થા સંસરાસક્ત અનેક નરનારીઓની હોય છે. કથા–કીર્તનમાં જતાં, દેવદર્શને જતાં, માળા ફેરવતાં, દાનાદિ સાધનો કરતાં માનવો જ્યારે આપત્તિનાં વાદળો ઘેરાય છે અને વૃષ્ટિ થાય છે ત્યારે ઉપર્યુક્ત વસ્તુઓને નિષ્ફળ બનતી જુએ છે. પરિણામે દુખઃ અનુભવે છે, ને 'મહેનત માથે પડી'એ ઉદ્ગારો હૃદયમાંથી વારંવાર સરી પડે છે; તેને લાચાર બની દઢ બનતા જોતા રહે છે.

આ વર્ગને જેના નામસ્મરણથી માયાજાળ તૂટી જાય છે તે **શ્રીમદ્ભાગવત** તેની ભૂલ બતાવે છે, ને પૂછે કે–તેં જે જ્ઞાન મેળવ્યું હતું તે દઢ હતું? કેમકે अदृढं च हतं ज्ञानं ॥ ' અસ્થિર જ્ઞાન નાશ પામે છે.' અસ્થિર જ્ઞાન એટલે? જે જ્ઞાન ક્રિયા વગરનું હોય, જે વિચાર આચરણથી દૂર હોય તે ભારરૂપ છે–તે અસ્થિર છે,

તારું શ્રવણ પ્રમાદ વગરનું છે? તું જાણે છે કે પ્રમાદ એ સાક્ષાત્ મૃત્યુ છે? પ્રમાદ બુદ્ધિનો નાશ કરનાર છે? શ્રીવલ્લભાધીશ અંતઃકરણપ્રબોધમાં પોતાના ચિત્તને અનુલક્ષી આજ્ઞા આપે છે કે 'सावधानतया शृणु ।' "સાવધાન થઈને સાંભળ.' સ્વસ્થ થા. શ્રવણ સમયે રાગાસક્તિ તથા અન્ય વિચારોના ગૂંચળામાં મનને ફસાવા ન દે અને એકાગ્રતાથી સાંભળ. શ્રવણની બેદરકારી ફલને છીનવી લે છે. તને અપાયેલા મંત્ર ઉપર વિશ્વાસ હતો?

શ્રીવલ્લભાધીશે આજ્ઞા આપી છે કે –'અવિશ્વાસ ન કરવો, કેમકે તે સર્વથા બાધક છે.' સહેલામાં સહેલી અને કઠણમાં કઠણ પરિસ્થિતિમાં જેની વપરાશ સુખકર જ છે, તે મંત્ર–અષ્ટાક્ષર–'શ્રીકૃષ્ણઃ શરણં મમ' માટે મનમાં સંદેહ છે ખરો? કે 'અષ્ટાક્ષર' દુઃખ દૂર કરશે કે નહિ કરે? તેથી सन्दिग्धो हतो मन्त्रः 'સંદેહથી મંત્ર સફળ બનતાં વાર લાગે છે,' માટે પૂરા વિશ્વાસથી મંત્રનો પ્રયોગ કર, કેમકે તેથી જ કલ્યાણ છે.

સ્વસ્થ ચિત્ત હોય તો બુદ્ધિનું મેદાન–કાર્યક્ષેત્ર–સરલ બને છે...વધારે નહિ. એકાદ બે માળા ફેરવતાં ચિત્ત સ્થિર હતું કે? અન્ય પદાર્થનું ચિંતન કરે છે ને જપ જપાતા જાય તો સમજી લેજે કે, व्यग्रचित्तो हतो जपः ॥ 'વ્યગ્રચિત હોવાથી થયેલા 'જપ' ધાર્યું ફલ નથી આપી શકતા.' ઇતર વિચારોમાં મસ્ત બનવા જતાં ચિત્તને અટકાવી તેને જપના વિષયમાં સ્થિર કરી ચાલુ રાખતાં તે જ સફલ થાય છે.

આમ શાસ્ત્ર આપણા જીવની નાનામાં નાની બાબતમાં પણ સાથે રહી માર્ગદર્શન કરાવે છે–મિત્રની જેમ સલાહ પણ આપે છે કે, **માયાના પહેલા પુત્ર મોહન–મોટા અંધકારમાંથી મુક્ત થવું હોય તો જાગ્રત રહેવું પડશે. અસાવધો માટે–બેભાનો માટે દુનિયા નથી. પોતાના નાનામાં નાના દોષ પ્રત્યે રાખેલી થોડામાં થોડી ઉદાસીનતા આપણી પ્રગતિની અવરોધક શિલા બની જાય છે, જ્યારે રહસ્યપૂર્વક આચરવામાં આવતી સત્ય પ્રક્રિયા ભલે ને નાનામાં નાની હોય તોયે તે મોટામાં મોટા ભયને દૂર કરવા માટે અસરકારક નીવડે છે.**

**'શ્રીમદ્ભાગવત'** આપણને સતત આચરણ માટે અનુરોધ કરે છે, **હજાર મણ વિચારો કરતાં એક તોલા ભાર આચરણને શ્રેષ્ઠ ગણાવે છે.** એ શાસ્ત્રોમાં

આવતું आचारः प्रथमो धर्मः 'આચાર–પ્રથમ ધર્મ છે' આ સૂત્ર પણ વ્યક્ત કરે છે કે, **આચરણ જ મુખ્ય ધર્મ છે–વાતો નહિ.** આચારથી ચિત્તશુદ્ધિ થાય છે, અને તમોગુણ અને રજોગુણથી ચિત્ત ધીમે ધીમે મુક્ત થાય છે અને ત્યારબાદ સાત્ત્વિક બની જાય છે. સાત્ત્વિક બનતું ચિત્ત કામ–રાગવિવર્જિત હોવાથી તેને સહેજે ભગવદ્ભક્તિ તરફ વળવામાં સરળતા થાય છે. પરંતુ એટલું બનતાંય સાત્ત્વિક અહંકાર ચિત્તનો કબજો લઇ લે તેવો ભય જાગ્રત માનવ સતત સેવતો હોય છે અને તે ભયથી મુક્ત રહેવા તે ભક્તિયોગને દઢતાથી વળગી રહે છે. તેને પરિણામે **શ્રીમદ્ભાગવત** જે સ્થિતિનું વર્ણન કરે છે તેવી સ્થિતિ જીવાત્માની થાય છે કે

एवं प्रसन्नमनसो भगवभद्क्तियोगतः।
भगवत्तत्त्वविज्ञानं मुक्तसंगस्य जायते ॥

"આમ રજો–તમોથી મુક્ત બનતાં, પ્રસન્નચિત્ત જીવાત્મા, ભગવદ્ભક્તિના યોગથી ભગવત્તત્ત્વને જાણી શકે છે." આ ભગવત્તત્ત્વ તે જ જીવાત્માની આકાંક્ષાના કારણ-રૂપ 'બહુ' અલ્પ આનંદના દુઃખને અનુભવનાર જીવાત્મા–'બહુ' વિપુલ–અખંડ આનંદને મેળવવા પ્રયાસ કરતાં ઉપર્યુક્ત પ્રકારે તેને મેળવી શકે છે, પોતાનાજીવનને ઉન્નતમાં ઉન્નત બનાવી શકે છે, તેના હૃદયની શંકાઓ દૂર થાય છે, અજ્ઞાનગ્રંથીઓ સાફ બની જાય છે અને માયાવી કામનાઓના ફૂરચેફૂરચા ઊડી જાય છે, અને તે આત્માનંદ, નિજાનંદના રસાસ્વાદ-ને માણે છે. પછી તો, सोऽश्नुते सर्वान्कामान्‌ તે આનંદમય બ્રહ્મની સાથે અનેક પ્રકારના કામ ભોગ–અલૌકિક કામ ભોગ–ભોગવે છે, એ જ પરાકાષ્ઠા છે, છેલ્લામાં છેલ્લી ભૂમિકા છે, અને ત્યાં જ શાશ્વતી શાન્તિ છે.

**શ્રીમદ્ભાગવત** આમ આપણને નાનેથી મોટા થવાનું શીખવે છે, નરમાંથી નારાયણ અને વામનમાંથી વિરાટ થવાનો 'યોગ' શીખવે છે, આખીયે વિચારસરણિ પાછળના 'કર્ત્તવ્યને સતત ઉપદેશે છે.' અને માટે જ મોટાઓ કહે છે કે,—

पिबत भागवतं रसमालयम्। પૂર્ણ પુરુષોત્તમના–આનંદમય સ્વરૂપના રસાસ્વાદને મેળવવા ભાગ્યશાળી થાઓ ત્યાંસુધી શ્રીમદ્-ભાગવતના રસનું પાન કરો'....તે કલ્પતરુને સતત સેવો. તે જ ગતિ છે–તે જ કર્તવ્ય છે.

ભગવાનની માયાનો વિસ્તાર ખરેખર અટપટો જ છે અને તેથી જ જીવ–આત્મા માનવજીવનમાં અવનવા રંગો અનુભવે છે. પરિણામે અવનવું ઇચ્છતો માનવ પોતાના જ જીવનમાં પલટાતા રંગો જોતાં 'અવનવા'ની ભાવના જ ભૂલી જાય છે! તે માત્ર પોતાને બાદ કરીને જ બધું બને એવી ઇચ્છા રાખતો બની જાય છે. આ ભાવનામાં જ ભગવાનની વ્યામોહિકા માયા છુપાઇ તેને પોતાની જ આસપાસ, કરોળિયાની જાળના તાંતણાની જેમ વીંટી લે છે, જેથી માનવ માયાની દૃષ્ટિથી જગતમાં પોતાના સિવાય, પોતાની માન્યતા સિવાય, બીજું જોઈ શકવા સમર્થ બનતો નથી.

ઉપર્યુક્ત માયાજાલ તોડવામાં અસમર્થ બનેલ માનવી 'જીવાત્મા સાચું જીવન જીવે છે' એમ તો કોઇ જ કહી શકતો નથી. આથી તેની સંકુચિત દૃષ્ટિ મોડવા–અજ્ઞાનનાં પડળો ઉખેળવા સર્વજ્ઞ ઋષિમુનિઓએ અનેક માર્ગ બતાવ્યા છે. અને તે બધા જ માર્ગો કરતાં સર્વોપરિ માર્ગનું દર્શન કરાવવાનું

માન "શ્રીમદ્ભાગવત" લઈ જાય છે.

**કળિયુગી જીવાત્માઓ માટે તો શ્રીમદ્ભાગવત જ સાક્ષાત્ પરમાત્મા છે. મહામાયાની મહાજાલને તોડવા માટે एतस्मादपरं किंचित् આનાથી–પર–બીજું કોઇ સાધન નથી,** એટલું જ નહિ, પરંતુ પ્રત્યક્ષ દેખાતી આ વસ્તુ–રોજના વ્યવહારમાં દૃષ્ટિ સમક્ષ રહેતું 'શ્રીમદ્ભાગવત' તેનાં રહસ્યો સાથે ત્યારે જ સમજાય કે જ્યારે.... जन्मान्तरे भवेत् पुण्यं तदा भागवतं लभेत् **અનેક જન્મનું પુણ્ય એકઠું થાય ત્યારે જ 'શ્રીમદ્ભાગવત' સંભળાય–સમજાય.** શ્રીમદ્ભાગવતના પ્રત્યેક શ્લોકમાં એટલું તો રહસ્ય ભરેલું છે કે તે તો અનુભવીને જ સમજાય! **જીવનને ઉન્નત બનાવવાની સાચી દૃષ્ટિ જિજ્ઞાસુઓને પ્રત્યેક કથામાં અને પ્રત્યેક શ્લોકમાં જણાયા વગર નહિ રહે.**

'ગીતાજી'માં ભગવાન ગોવિન્દ પરમાત્માએ અર્જુનને વિશ્વરૂપદર્શન કરાવતાં અગાઉ સ્પષ્ટ જણાવ્યું કે અર્જુન, મારી આ દૃષ્ટિ મારા વિરાટસ્વરૂપને જોવામાં કામ નહિ જ આવે; તેને માટે હું તને દિવ્યદૃષ્ટિ અર્પું છું....આની મતલબ એટલી જ કે, **વિશ્વપતિના વિલાસરૂપ વિશ્વરૂપ વિરાટને નીરખવા–ઓળખવા સંકુચિત દૃષ્ટિ–માયાના આવરણે વીંટળાયેલી કામ નહિ જ આવે, પરંતુ ભગવદ્દૃષ્ટિ જ તેને જોઈ શકશે.** આજે આપણે શાસ્ત્રીય સિદ્ધાન્તોની થતી ચર્ચાઓમાં જોઇ શકીશું કે, જ્યાં જ્યાં ભગવત્પરત્વ વસ્તુ આવે છે, જ્યાં જ્યાં સમર્પણ ભગવદિચ્છા અને ભક્તિનું અમુક પ્રકારનું પરાકાષ્ઠાત્વ આવે છે ત્યાં ત્યાં બુદ્ધિવાદીઓ અને કેવળ વાતો કરનાર વર્ગ–પછી તે સાંપ્રદાયિક હોય, ઉપર ઉપરથી સદાચારી જણાતો હોય કે કેવળ નાસ્તિક હોય–તેને બુદ્ધિના ચોકઠામાં એવી રીતે ગોઠવવા માગે છે કે કેમ જાણે ઉપર્યુક્ત વસ્તુઓ ગૌણ છે. પરંતુ આ ચર્ચા માત્ર ચર્ચાની દૃષ્ટિએ ઠીક જણાય છે; માર્ગની પ્રણાલીને છોડવા માગનારો વર્ગ નવું આપવામાં નિષ્ફળ ગયો છે અને બન્ને બાજૂથી ભ્રષ્ટ બન્યો છે, તે મુજબ જ પ્રાચીન પદ્ધતિને નવી રીતે ગોઠવી આપવા માગતો વર્ગ પણ;–જેમ પ્રાચીનો પોતાની પદ્ધતિએ જીવવાનું ચૂકી જતાં આજ ઉપહાસપાત્ર બનતા જાય છે, તેમ નવીન માર્ગનું પણ થશે.

માનવ જ્યાં છે ત્યાં જ પોતાનાં કર્તવ્યો શુદ્ધ બુદ્ધિથી કરે તો તેણે ઉત્તમોત્તમ પ્રગતિ સાધી છે એમ શાસ્ત્રકારો ગણે છે. માટે જ પ્રત્યેક શાસ્ત્ર જીવન જીવવા માટેની પદ્ધતિમાં એકતા દર્શાવી ભેદને ભૂલવવા પ્રયાસ કરી, અભેદ પ્રત્યે વાળી દઇ, શ્રીમદ્ભાગવત એકાદશ સ્કંધમાં જણાવ્યું છે કે, भयं द्वितीयाभि......મતલબ કે, **દ્વૈત બીજાપણું–ભિન્નતા ત્યાં જ ઉઘડે, ત્યાં જ માયા છે, પરંતુ સર્વત્ર ભગવાન વિલાસ કરી રહ્યા છે, જે કાંઇ ભગવદિચ્છાથી થાય છે તે તેની લીલા જ છે, આમ માનવાવાળાઓને ચિન્તા કલેશ ભય કાંઇ જ કરી શકતાં નથી!** ઋષિ મુનિઓએ જે વર્ણાશ્રમપદ્ધતિ ગોઠવી છે તે પણ આવા જ ભાવને મજબૂત કરવા—માયાની જંજાળને ધીમે ધીમે તોડવામાં તે જ પદ્ધતિ ઉત્તમોત્તમ છે.

દેહ–અપત્ય–સ્ત્રી–ઘર–દેહનાં ઇતર સંબં-

ધીઓ, આ બધી માયાજાળ છે, અસત્ છે, ચલ છે. તે બધાંના સ્વરૂપને ઓળખ્યા વગર જીવાત્મા માયાના બળથી તેઓને જુદા જ સ્વરૂપે જુએ છે, તેમાં આસક્ત થાય છે, ને સ્વયં અવનતિને વહોરી લે છે. શ્રીવલ્લભાધીશ આ સ્થિતિમાં આપણને નવી જ દૃષ્ટિ—દિવ્ય-દૃષ્ટિ આપીને એટલું શીખવે છે કે તેઓને અસત્ ચલ અને મિથ્યા માનવાથી તેઓના પ્રત્યેની ફરજો ટાળી શકાવાની નથી. અને જ્યાંસુધી તત્ત્વ નહિ સમજાય ત્યાંસુધી ફરજ બજાવવા જતાં જ લપસી પડવાની શક્યતા પણ રહેશે જ. પરિણામે કર્તવ્યપાલન અને અપાલન, બન્નેમાં ભય જણાશે જ. તેના કરતાં દૃષ્ટિ જ બદલી નાખો તો કર્તવ્ય-પાલનમાં સત્યતા આવે ને અપાલનનો દોષ ટળી જાય. **તે નૂતન દૃષ્ટિ એટલે જ ભગવદીય ભાવ. ઘરમાં કે સમાજમાં જે કોઇ છે તે સૌને પ્રભુનો સંબંધ છે જ અને તે માટેનું કાર્ય તે ભગ-વત્કાર્ય જ છે,** એ ભાવના જ્યાંસુધી યથાર્થ ન થાય, ત્યાંસુધી ઇતર વસ્તુનું આચરણ નિરર્થક છે. ઇતર દૃષ્ટિબિંદુ માયા-જાળમાં ફસાવનાર છે એ ન જ ભૂલવું જોઈએ.

શ્રીઆચાર્યચરણનું આ દૃષ્ટિબિંદુ, સામાન્ય માટે સામાન્ય અને વિશેષ માટે વિશેષતા ધરાવનારું છે. એ જ તેનું મહત્ત્વ, તેની વિશેષતા ને દિવ્યતા માટેનું કારણ છે.

સર્વત્ર ભગવદ્ભાવ રખાવવાનું દૃષ્ટિબિંદુ ઘૃત તુલ્ય છે. અનેક અવસ્થાઓમાંથી પસાર થતાં ઘી સુંદર સ્વરૂપ ધારણ કરે છે. જેમ કર્તવ્યબુદ્ધિથી કરવામાં આવેલ ક્રિયા સાત્ત્વિક ભાવ જણાવે છે ને ભગવદ્બુદ્ધિથી ભગવત્કાર્ય માનીને કરવામાં આવેલી ક્રિયા નિર્ગુણત્વ સિદ્ધ કરી આપે છે, તે મુજબ અસંગ અનાસક્તિ આદિ અનેક પ્રકારમાંથી પસાર થતાં સર્વત્ર ભગવદ્ભાવ થતો જાય છે, કેમકે અનાસક્તિ અને અસંગ વગેરે વસ્તુ તો માયાની રચના માટે કહેવાય છે. ભગવદ્-ભાવ અને ભગવદીયત્વથી અસંગ કે અના-સક્તિ હોય જ નહિ.

सर्वं खल्विदं ब्रह्म આ બધું જ બ્રહ્મ છે અને બધામાં ભગવાન જ વિલસી રહ્યા છે, આ ભાવનાની સિદ્ધિ માટે પ્રથમ તો શ્રીમદ્ ભાગવતે નિર્દેશેલી પદ્ધતિ સ્વીકારવી જ પડે. પુત્રેષણાથી પાયમાલ બનેલા પોતાના પિતા આત્મદેવ નામના બ્રાહ્મણને ભગવદ્ભક્ત પુત્ર ગોકર્ણ **'બધે જ ભગવાન છે'** એ ભાવના કેળવવાની ચાવી બતાવી રહ્યા છે. આત્મદર્શન—ભગવદ્દર્શનના જિજ્ઞાસુએ પ્રથમ તો માયાનાં આવરણો તોડતાં જવું પડશે, તો જ તે શુદ્ધ સ્વરૂપમાં ઈશ્વરદર્શન કરી શકશે. જીવાત્મા દેહને જ પોતાનું સ્વરૂપ માની બેઠો છે, પરિણામે अतति સર્વત્ર વ્યાપક રીતે રહેલ પોતાના સ્વરૂપને દેહમાં જ પૂરી દઇ બેસી ગયો છે. પરિણામે, તેનું હુંપણું વિશાળતા ગુમાવી સંકુચિત થતાં ગંધાઈ ઊઠે છે ને તેથી તે સડાને—માયાના આવરણને દૂર કરવા ગોકર્ણ પોતાના પિતાના બહાને સમસ્ત જિજ્ઞાસુઓને ઉપદેશે છે કે देहेऽस्थि-मांसरुधिरेऽभिमतिं त्यज त्वम् **રુધિર, માંસ અને હાડકાંના જ ખજાનારૂપ દેહ ઉપરની મમતા છોડી દો,** કેમકે, તે તમારું સાચું સ્વરૂપ નથી. આમ જ્યારે દેહ જ પોતાનું સાચું સ્વરૂપ નથી, તેના ઉપરની મમતા પણ છોડવાની હોય, તો પછી સ્ત્રી પુત્ર વગેરે દેહનાં સંબન્ધીઓ ઉપરનું

મમત્વ રખાય જ કયાંથી? જગતમાં માયાના સંબન્ધીઓને ક્ષણિક માનો, અને તે હિસાબે પશ્યાનિશં સતત માયાનું જગત—અહંતા અને મમતાના સ્થાનરૂપ જગત તેને ક્ષણમાં જ પૂરું થનાર માનો અને માયાના જગત પ્રત્યે વૈરાગ્ય, પ્રભુના જગત પ્રત્યે વિશેષ રાગ રાખવાવાળા બનો. આમાં શ્રીવલ્લભાધીશનો અનન્ય સિદ્ધાંત સમાયેલો છે. ભગવદીય ભાવનાથી આખાય જગતને નિહાળો તો શ્રીવલ્લભાધીશના જણાવ્યા મુજબ માયા કે જે પ્રભુ પાસે અને પ્રભુના અન્ય ભક્તો પાસે ભગવદ્દભાવવાળાઓ પાસે આવતાં જ શરમાય છે અને ત્યાંથી પાછી જ વળી જાય છે, તે માયા ભગવદીય દૃષ્ટિવાળાઓ પાસે આવે જ કયાંથી? અને જ્યારે માયા જ ન આવે તો માયાજન્ય ઉપાધિઓનો પ્રવેશ પણ કયાંથી હોય?

વળી આગળ જણાવે છે કે धर्मं भजस्व सततं—**સતત ભગવદ્ધર્મનું સેવન કરો, લોકધર્મોનો ત્યાગ કરો, સાધુ પુરુષોનું સેવન કરો, કામનાઓ અને આશા તૃષ્ણાઓનો ત્યાગ કરો, કારણ ભગવાને** કહ્યું છે કે सर्वं मद्भक्तियोगेन मद्भक्तो लभते-ऽञ्जसा **મારો ભક્ત મારા ભક્તિયોગના પ્રતાપે તમામ વસ્તુને પ્રાપ્ત કરે છે.** તેને તે માટે કોઇ જાતની કામના રાખવાની નથી જ. લૌકિક આશાઓનો ત્યાગ એટલા માટે જણાવે છે કે જ્યાં માયા જેવો પદાર્થ જ મૃગતૃષ્ણાની માફક ભ્રમ પેદા કરે છે, પછી તેવા પદાર્થો માટેની ઇચ્છાઓ ભ્રમમાંય ભ્રમ ઉત્પન્ન કરે તેમાં નવાઈ શી? अन्यस्य दोषगुणचिन्तनमाशु त्यक्त्वा બીજાના **ગુણ દોષનું ચિન્તન જ કરવાનું છોડી દો.** જ્યાં અન્યની કલ્પના દુઃખદાયી છે, જ્યાં અન્યની કલ્પના ભયજનક છે, બંધનજનક છે, ત્યાં તે જ વસ્તુના સારા-ખોટાપણાની વાતો વધારે ભય ઉત્પન્ન ન કરે તો શું કરે? વંધ્યાપુત્ર જ ન હોય, પછી તે રૂપાળો કે કાળો તેની ચર્ચા દુઃખદાયી ન બને તો શું બને? અને તેમાં નકામો સમય જાય, તે કરતાં સત્ય વસ્તુના ચિન્તનમાં સમય પસાર થાય તે સફળ બને. આટલું જણાવી ગોકર્ણ ભગવદીય દૃષ્ટિ માટે છેલ્લું સૂચન કરે છે: આટલું કરીને—માયાનાં આવરણોને દૂર હટાવીને सेवाकथारसमहो नितरां पिब त्वं। **સેવા અને કથાના રસનું સતત પાન કરો.**

સેવામાં અને કથામાં જવાવાળાઓએ દૃષ્ટિ પ્રથમ કેળવવાની હોય છે. જ્યાંસુધી માયાનાં આવરણો દૂર કરવાની ઇચ્છા ઉત્પન્ન ન થાય ત્યાંસુધી સેવા અને કથાની ક્રિયા "ગટરમાંથી આવતા ગંગાજળ" જેવી થઇ જાય છે. સેવા અને કથા માટે તો શ્રીવલ્લભાધીશ નીચે મુજબ આજ્ઞા આપે છે કે—सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत्। **સેવા અગર કથામાં જેની આસક્તિ દઢ થાય તે જીવાત્માનો જીવાત્મભાવ દૂર નથી તો પોતે પોતાના સ્વરૂપને ભૂલી જતો નથી. સેવા અને ભગવત્કથારૂપ દિવ્ય રસ માનવીની દૃષ્ટિને જ ફેરવી નાખે છે. પછી તેને પ્રાણી માત્રમાં ભગવદ્દભાવ ઉત્પન્ન થતાં રસસ્વરૂપ પરમાત્મામાં અલૌકિક ભગવદ્દભાવ થતાં રસસ્વરૂપ પરમાત્માના અલૌકિક ભજનાનન્દનો આસ્વાદ લેવામાં કોઈ વિઘ્ન આવતું નથી.**

માનવજીવનને દિવ્ય બનાવવાની ચાવી જ ઉપર મુજબ છે. દૃષ્ટિને ભાગવતીય પદ્ધતિએ બદલવી તે જ જીવાત્માનું મુખ્ય કર્તવ્ય છે અને તેમાં જ શાશ્વતી શાન્તિ સમાયેલી છે.

આત્મકલ્યાણની ઇચ્છાવાળો માનવ પુરુષાર્થો તરફ નજર નાખતાં તેમાં ઇષ્ટસિદ્ધિનાં દર્શન કરી લે છે. ધર્મ અર્થ કામ અને મોક્ષના ચોકઠામાં જ ઇતિકર્ત્તવ્યતા માની લેવાય છે. પરિણામે સ્થિતિચુસ્ત બનનાર માનવ ઘેલો જણાય છે. અને એટલું તો ચોક્કસ જ છે કે 'ઘેલાપણું' કોઈ અર્થમાં સારું નથી, પછી ભલેને તે ધર્મઘેલો, અર્થઘેલો, કામઘેલો કે મોક્ષઘેલો હોય! વસ્તુતઃ ઘેલાપણું એ આચાર વિચારની હીનતા દર્શાવનાર છે. માટે જ તેવાઓ સફળ નથી બનતા.

પ્રત્યક્ષ જ જોવું હોય તો આજના જગતની પ્રત્યેક બાજુને નિહાળો. ભર્તૃહરિની ભવિષ્યવાણી સફલતાને શિખરે બેઠેલી જણાશે કે, पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् । મોહક પ્રમાદ–મદિરાનું પાન કરી જગત ઉન્મત્ત બની ગયું છે. વર્તમાન સમય જેવું અર્થઘેલાપણું કોઇ જમાનામાં આવ્યું હોય તેમ લાગતું નથી. ધર્મઘેલાપણાનું પરિણામ આપણે ભોગવીએ છીએ અને અર્થ–કામઘેલાપણાનું પરિણામ છાયાની જેમ અનુસરી રહ્યું છે.

ભાવનાશીલ ધાર્મિકતા, વિચારપૂર્ણ અર્થ–કામપરાયણતાને કોઈ આ 'ઘેલા' સાથે બંધ બેસતી ન કરી દે. ભગવાન ગીતાગાયક આજ્ઞા છે કે, धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ । 'ધર્મથી અવિરુદ્ધ કામસ્વરૂપે સર્વત્ર હું જ છું.' એટલે જ્યાં વિચારપૂર્ણ આચરણ છે ત્યાં જ ફલ છે.

ભગવાન વ્યાસમુનિનું સમાધિભાષા શાસ્ત્ર –'શ્રીમદ્‌ભાગવત' આપણને વિચાર શીખવે છે, જીવનનું સાફલ્ય શેમાં છે તેનો સચોટ પ્રત્યુત્તર આપે છે.

જીવવું શા માટે? આ પ્રશ્નનો વિચાર પ્રત્યેક માનવ એકાંતમાં વિચારે છે, એટલું જ નહિ, હૃદયમાંથી જે સાચા ખોટા પ્રત્યુત્તરો મળે છે તે મુજબ આચરણ કરી ઘણી વખત પોતાની જાતે જ ઊભી કરેલી ગૂંચવણમાં ગૂંચવાઇ શાસ્ત્ર તરફ ઉપેક્ષા સેવતો થઇ જાય છે, અને પરિણામે વધારે ને વધારે અશાસ્ત્રીયકર્મપરાયણ થાય છે. આ વિષચક્રમાંથી છૂટવા માટે શાસ્ત્ર–સેવન જ ઇષ્ટ છે.

પુરુષાર્થો પાછળ પ્રયાસ કરતાં પહેલાં તેના વિભાગો, તેની મહત્તા વગેરે સમજી લેવાં જરૂરી છે. આજ તો આપણને બધાય પુરુષાર્થોનું મધ્યબિંદુ અર્થ–પુરુષાર્થમાં સમાતું જણાય છે. આ ઇષ્ટ છે? આને માટે પ્રથમ પુરુષાર્થો કેટલા તે જોઈ લઇએ. પુરુષાર્થોના ત્રણ પ્રકાર છે: લૌકિક, અલૌકિક અને નિર્ગુણ. દુઃખાભાવ, સુખપ્રાપ્તિ અને સુખાનુભવ એ ફળ છે.

આમાં લૌકિક પુરુષાર્થ માટે દુઃખાભાવ એટલું જ ફળ છે. લૌકિક પુરુષાર્થોમાં ધર્મ, નીતિ, કામશાસ્ત્રોમાં જણાવ્યા મુજબનાં આચરણોથી દુઃખાભાવરૂપ મોક્ષ મળે. અને આમ હોવાથી જ ધર્મ કે જે મોક્ષના કારણરૂપ છે તેનું શા માટે સેવન જ કરવું? धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते । ધર્મથી જ અર્થ–કામ સિદ્ધ થાય છે તો શા માટે ધર્મનું સેવન ન કરવું? આમ કહી ધર્મને અર્થ–કામના સાધનરૂપ કહેલો છે.

જ્યારે અલૌકિક પુરુષાર્થો માટે સુખપ્રાપ્તિ-રૂપ મોક્ષ છે, જેમાં પ્રત્યેક પુરુષાર્થનું અલગ વ્યક્તિત્વ છે, એટલું જ નહિ, પ્રત્યેક પુરુ-ષાર્થ મોક્ષપર્યવસાયી છે, માટે જ **શ્રીમદ્ભાગવત** પ્રથમ સ્કંધમાં આજ્ઞા છે કે:—

धर्मस्य ह्यापवर्गस्य नार्थोऽर्थायोपकल्पते ।
नार्थस्य धर्मैकान्तस्य कामो लाभाय हि स्मृत.॥
कामस्य नेन्द्रियप्रीतिर्लभो जीवेत यावता ।
जीवस्य तत्त्वजिज्ञासा नार्थो यश्चेह कर्मभिः॥

(શ્રી. ભા. ૧, ૨, ૯–૧૦)

મોક્ષપર્યંત કરાતા ધર્મનું ફળ 'અર્થ' નથી, તેમજ ધર્માચરણરૂપ ફલ સિદ્ધ કરનાર અર્થનું ફલ 'કામ' નથી, તેમજ કામનું ફલ ઇન્દ્રિયપ્રીતિ નથી, પરંતુ જીવન છે. અને જીવનનું ફળ તત્ત્વજિજ્ઞાસા છે, લૌકિક પુરુષાર્થસિદ્ધિ એ જીવનનું અંતિમ ધ્યેય નથી જ.

લૌકિકમાં જ મસ્ત રહેનારા અને લૌકિક વસ્તુઓ માટે તનતોડ પ્રયાસ કરી કાળનો કોળિયો બનનારાઓ આ અવશ્ય વાંચે.

જે ધર્મ, અર્થ, કામ કે મોક્ષની પ્રવૃત્તિ અવિદ્યાના કાર્યરૂપ સ્ત્રી, પુત્ર, ધનમાં આસક્ત બનાવે, અહંતા–મમતાનાં બંધને બાંધી કર્ત્તવ્યને ભુલાવે તેને સાચા અર્થમાં પુરુ-ષાર્થ જ ન કહી શકાય. જે ધર્મની ક્રિયા ભગવત્કથામાં પ્રેમ ઉત્પન્ન કરાવી ન શકે તે ધર્મ ધર્મ જ નથી, પણ નિરર્થક ક્રિયા છે–શ્રમરૂપ ગણાય છે. આ થઈ લૌકિક પુરુષાર્થની વાત.

અલૌકિક પુરુષાર્થમાં ધર્મ, અર્થ, કામની પ્રત્યેક ક્રિયા, જીવન ટકાવવા પૂરતી જ રહે અને તે દ્વારા જ સુખપ્રાપ્તિરૂપ મોક્ષ મેળવ-વાનો રહે, જેને શાસ્ત્ર 'જીવનનું ફળ તત્ત્વ-જિજ્ઞાસા' કહી વિરમે છે.

અલૌકિક પુરુષાર્થ લૌકિક કરતાં એક વાતમાં જુદો પડે છે. અને તે જ તેનું મહત્ત્વ છે, કેમકે અલૌકિકમાં પ્રત્યેક ક્રિયા પરમાર્થ માટે જ થવાની, જ્યારે લૌકિકમાં સ્વાર્થ માટે.

આમ મોક્ષની ગણતરીમાં 'દુઃખાભાવ અને સુખપ્રાપ્તિ'ની વાત સિદ્ધ થઈ, અલૌકિક પુરુષાર્થોનો મોક્ષ કે જેમાં જીવન તત્ત્વ જાણવા માટે છે એમ કહીને અટકી જાય છે, જેથી અવશ્ય એમ લાગે છે કે, હજી પણ આગળ કાંઈક છે. અને તે શેષ રહ્યું તે જ સુખાનુ-ભવ, જેને માટે શાસ્ત્રકાર નીચે પ્રમાણે આજ્ઞા આપે છે કે:—

तस्मादेकेन मनसा भगवान् सात्वतां पतिः ।
श्रोतव्यः कीर्तितव्यश्च ध्येयः पूज्यश्च नित्यदा ॥

(શ્રી. ભા. ૧, ૨, ૧૪)

તેથી સાવધાન મનથી સાત્વતોના પતિ ભગવાન જ શ્રવણ, કીર્ત્તન અને ધ્યાન કરવા લાયક તથા પૂજવા લાયક છે. આ જ વસ્તુને શ્રીવલ્લભાધીશ વિશદ રૂપે આપણને સમજાવે છે. 'ચતુઃશ્લોકી' નામના ગ્રંથમાં આજ્ઞા કરે છે કે, **જીવાત્માને નિરવધિ સુખની પ્રાપ્તિ, સુખનો પરમ અનુભવ, વ્રજેશ્વર ભગવાન શ્રીકૃષ્ણચંદ્રને જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ માની તેમનું ભજન સ્મરણ, કીર્ત્તન અને સેવનરૂપ આચરણ કર્યા કરે તે જ ચરમ ફલરૂપ છે.**

મહાનુભાવો આજ્ઞા કરે છે કે, '**ફલ ફલિત હોય ફલરૂપ જાને**' આ વાક્યનું સાફલ્ય જ શ્રીવલ્લભાધીશના ઉદાર સિદ્ધાંતોના આચરણ દ્વારા અનુભવાય છે.

આમ જીવનના ધ્યેયને નક્કી કરી આપવામાં આપણા ઉપર **શ્રીમદ્ભાગવત** અને **શ્રીવલ્લભાધીશ** અનંત કૃપા કરી રહ્યા છે, તેને સમજી–વિચારી જીવનમાં ઉતારનાર ઉત્તમોત્તમ ફળને પ્રાપ્ત કરી શકે જ.

આજની કેવળ સ્વાર્થપરાયણ સૃષ્ટિ શાસ્ત્રોના સિદ્ધાન્તોને વ્યવહારમાં નથી ઉતારી શકતી, એ નિર્બળતાથી જ વધુ ને વધુ ઘેરા દુઃખ દાવાનળમાં સપડાતી જાય છે.

આપણને જીવનનાં પરમ કર્ત્તવ્યરૂપ આ મુક્ત ઉપદેશ પ્રમાણે આચરણ કરવાનું બળ શ્રીકૃષ્ણચંદ્ર આપે એ જ અભ્યર્થના.

ભારતવર્ષની પુનિત જનતા ભગવદારાધન માટે—ભગવદ્‌ગુણગાન માટે અને પોતાની આંતરિક અશાંતિના ઉન્મૂલન માટે સાચા હૃદયના સ્નેહથી શ્રીમદ્‌ભાગવતનું આરાધન કરે છે, એટલું જ નહિ, શ્રવણ કીર્તન સ્મરણની ત્રિપુટી દ્વારા તન્મય થવા પ્રયાસ કરે છે અને તે દ્વારા શ્રીમદ્‌ભાગવત પ્રત્યે પોતાની પૂજ્યતા પ્રકટ કરે છે.

ભગવદંશ જીવાત્માનો સંસારપ્રવાસ આટલો જ નથી અને આટલેથી એટલે કે વર્તમાન જન્મથી અટકી પણ જતો કે જવાનો નથી, એ સનાતન સત્ય ભારતી પ્રજાનો નાનામાં નાનો માનવ પણ પૂર્ણ રીતે જાણે છે, જેથી ક્વચિત્ પોતાની સાધના—આરાધનાને શિથિલ પડી જવાની તક આપતાં પણ તેના હૃદયને આંચકો લાગે છે. સમયના પ્રવાહથી જો તેની ભાવના શિથિલ થઇ જાય છે—તેનું કાર્ય અધૂરું રહી જાય છે, તોપણ પોતાની મુસાફરીના બીજા સ્ટેશનથી પાછો પોતાનું કાર્ય શરૂ કરી દે છે. આ ભાવનાને ગીતાગાયક શ્રીગોવિંદ પ્રભુએ **नहि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति।** સત્કર્મ કરનારો કોઇપણ દિવસે રખડી પડતો નથી.' એ શબ્દો દ્વારા વ્યક્ત કરી છે.

સંસારપ્રવાહમાં અનેકાનેક રંગ-તરંગોને અનુભવતો જીવાત્માને સતત ભજનનો આદેશ-સખત મજૂરી સાથે કેદની સજા જેટલો જ—મીઠો લાગે છે અને તેમાંથી બચવા તે અનેક પ્રયાસો કરે છે, બહાનાં બતાવે છે. આવાઓને સંતો ફટકારે છે. સંતોના ફટકારને સહન કરનાર જરૂર સાચા માર્ગે આવી જાય છે અને સીધા શબ્દો ન ગણકારનારાઓને થોડી શિક્ષા કરીને પણ આખરે સાચા માર્ગે લાવવા પડે છે.

શ્રીમદ્‌ભાગવતમાં તેનાં ઘણાં દૃષ્ટાંતો છે. અરે, ખુદ ભાગવતનો શ્રોતા રાજા પરીક્ષિત આ માટેનું જ્વલંત ઉદાહરણ છે.

સત્તાથી આવેલો પ્રમાદ, બેદરકારી, શાસ્ત્રાજ્ઞાની ઉપેક્ષા અને તેથી પણ જરા વધારે કહીએ તો પોતાના સત્કર્મો માટેનો વધુ પડતો અભિમાન સાથેનો અનુરાગ—આટલી વસ્તુઓ રાજાને પોતાની મર્યાદાઓ ભુલાવી કલિયુગ જેવાને પણ શિક્ષા આપનાર-તેને પોતાની દયા ઉપર જીવતો બનાવનાર-પોતાનાં આપેલાં અને તે પણ ઉપેક્ષાપૂર્વક આપેલાં સ્થાન દ્વારા જ તેનું અસ્તિત્વ રાખનાર રાજા વધુ પડતા આત્મવિશ્વાસથી છેતરાઈ ગયો, તેનું સત્ત્વ પરખાઈ ગયું, જગતને નવું સમજાવવા—રૂડો રૂપાળો આદર્શ દર્શાવવા પ્રભુની શેતરંજનું પ્યાદું બનતાં તેને વાર ન લાગી. આત્મવિશ્વાસથી ઊંચે અને ઊંચે ઊડનારાઓને સાચી ચીમકી મળી ગઈ. વર્ષોની તપસ્યાને અંતે જે વસ્તુ પાળી પોષીને સાચવી રાખી હોય તે કસોટી ટાણે કથીર બની જતાં સાધકને જે આંચકો આવી જાય તે સ્થિતિ રાજાએ અનુભવી અને બનવાનું બની ગયું, રાજા શાપિત બની ગયો. ગુરુજનોની ગાળ ગોળ કરતાં ગળી હોય છે, વડીલોની ગાળ પણ આશીર્વાદ બની જાય છે, એ અનુપમ સત્યનાં દર્શન જગતને થયાં.

બ્રાહ્મણોની ઉદારતા જગતે જોઈ કે શાપ આપનાર બ્રાહ્મણ અને શાપમાંથી ઉગારનાર પણ બ્રાહ્મણ. શ્રીવલ્લભાધીશે તો આજ્ઞા આપી જ છે કે **ભગવદ્ભક્ત ઉપર આપત્તિઓ પરીક્ષાર્થ** હોય છે. માર્ગભ્રષ્ટને અભિમાન કરાવી તેને શિક્ષા કરી માર્ગમાં દૃઢ કરે છે.

રાજા પૂર્વસ્થિતિમાં આવી ગયો. તેનું મન વાદળ વિનાના આકાશ જેવું નિર્મળ બની ગયું. આવેશ ઊતરી ગયો. લીલા સમાપ્ત થઇ. સાદા શબ્દોમાં દૃશ્ય બદલાયું અને રાજાનો વધુ પડતા વિશ્વાસનો જ્વર ઊતરી જતાં તેને પ્રાયશ્ચિત્તની મહત્તા સાથે આવશ્યકતા સમજાઇ ગઇ.

રાજાની પાસે ખોટી હઠ તો હતી જ નહિ. આજ જ્યારે શાસ્ત્રાજ્ઞાઓને અવગણવામાં જે બુદ્ધિમાની બતાવાય છે, ખોટાને સાચું મનાવાય છે, સાચું કહેનારાઓને ટલ્લે ચઢાવાય છે તેમાંનું એકપણ સાચા સાધકને ઘટે જ નહિ. સાચો સાધક તો અપરાધ ઓળખાતાં શિક્ષા માટે તૈયાર જ હોય જગતનું કોઇ પ્રલોભન તેને તે સમયે ચલિત ન કરી શકે. તેને વ્યવહાર, પરિવાર કે અવસ્થાનુંય બંધન ડગાવવા સમર્થ ન બને. ત્યારે સાચા સદ્ગુરુ આપોઆપ તેની પાસે સામા પગલે આવી તેનો ઉદ્ધાર કરે, કેમકે ગીતાગાયકે આજ્ઞા આપી છે કે तेषामहं समुद्धर्ता 'આવાઓને હું જાતે ઉદ્ધરું છું.'

જ્ઞાનગંગાના તીરે ઇન્દ્રિયસંયમરૂપી અનશન કરનાર રાજા જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિભાવથી ભરપૂર કર્ણધારને ખોળી રહ્યો છે. મહર્ષિઓ, રાજર્ષિઓ દેવર્ષિઓ પોતપોતાની રીતે રાજાને માર્ગ બતાવી રહ્યા છે. પરંતુ રાજા તો બધી જ અવસ્થાઓ વટાવી ગયો હતો. તેની ભૂખ જ જુદી હતી. કોઇકને તો રાજાની યુવાન અવસ્થા અને આ મહાત્યાગનો મેળ બેસાડવામાં મુશ્કેલી પણ લાગતી. વ્યાવહારિકોને મન રાજાની દશા અકાળે કરમાતા કુસુમ જેવી જણાઇ. પારકાનીજ ચિન્તામાં ચિત્તને પરોવનારાઓને મન રાજા ઘણીઘણી વાસનાઓ સાથે જશે તો જરૂર તેની અવગતિ થશે એ ચિન્તાએ ઘર ઘાલ્યું. મહર્ષિઓની મરણને શોભાવે તેવી યુક્તિઓ રાજાને વિરાગ ઉત્પન્ન કરાવનારી થઇ પડી. રાજાનું મૌન ભલભલા મુનિઓને વિસ્મય પમાડનારું થઇ ગયું ! માનવમહેરામણ ખળભળી ઊઠ્યો. જનસમાજને રાજા કોયડારૂપ બની ગયો અને કહેનારથી કહેવાઇ પણ ગયું....રાજા શું બોલે ! યુવાસ્થામાં અચાનક આવી પહોંચેલા મૃત્યુથી મૂંઝાઇ ગયેલો આ ટાણે શું બોલે !....અને રાજપુરોહિતોએ મહારાજાને વીનવ્યા :

"રાજેશ્વર ! આખરી ઇચ્છાઓને વ્યક્ત કરવાનો કાળ આવી ગયો છે. હિતચિંતકો આપના મૌનથી અકળાઇ ગયા છે. કાંઇક તો બોલો !"

આખરે રાજાએ અનેકોની આશંકાઓ દૂર કરવા મુનિમંડળ પાસે નમ્રતાપૂર્વક જણાવ્યું છે :

"વિપ્રદેવો ! વધુ શું કહેવાનું હોય ? આસન્નમર્ત્યની આકાંક્ષાઓ પણ બીજી શી હોય ? માત્ર હૃદય એક જ ઝંખના ઝંખે છે કે पुनश्च भूयाद्भगवत्यनन्ते रतिः प्रसङ्गश्च तदाश्रयेषु। महत्सु यां यामुपयामि सृष्टिं मैत्र्यस्तु सर्वत्र नमो द्विजेभ्यः ॥

"કર્મબલથી કોઇપણ યોનિમાં જાઉં, પરંતુ ભગવદ્ભક્તિ અને ભગવદ્ભક્તોની મૈત્રી

સાથે બ્રાહ્મણ દેવતાઓને નમી પડવાની બુદ્ધિ મને મળો, એ મારી અંતિમ ઇચ્છા છે.”

અને ઊમટેલો મહેરામણ શાન્ત થઇ ગયો ને ધારેલી વસ્તુ રાજાના હૃદયમાંથી નીકળી. કોઈપણ સાંસારિક ઇચ્છા ભગવદ્ભક્ત રાજાના હૃદયને કોરતી નથી, એ આશ્ચર્યે ઋષિસમાજ તેમજ જનસમાજ મુગ્ધ બની ગયો!

રાજાની તીવ્ર વૈરાગ્યભાવનાએ સૌની હૃદયકુસુમાંજલિઓ મેળવી લીધી, એટલું જ નહિ, દેવતાઓનું સત્ત્વ પણ ડોલી ઊઠ્યું! ઇન્દ્રાસનો ને બ્રહ્માસનો પણ રાજાની ભાવના પાસે નમી પડયાં! ત્યારે ભક્તહૃદય કેમ રાજી ન થાય? પરિણામે વ્યાસનંદન શ્રી શુકદેવજી શ્રીમદ્ભાગવતરૂપ મુક્તામણિઓની માળાથી સુશોભિત બની, તેના જ રસઘૂંટ ઘૂંટતા રાજાની પાસે આવ્યા. પછી તે શુકમુખના અમૃતે ઝાડ પાન અને સરિતાઓ પણ રસવતી બની ગઇ! કઠોર–નઠોર ને પતિતો પણ પાવન બની ગયા!

ધન્ય હો અલૌકિક શ્રોતા-વક્તા ઉભયને!



પણ આજે વ્યવહારદક્ષ બનેલી, માનવતાનો દાવો કરનારી આધુનિક શિક્ષણ પ્રાપ્ત કરેલી પ્રજાએ તેના સામે આંખ ઉઘાડવાની ફરજ માની નથી, પણ વગર જોયે જાણ્યે ટીકા કરવાનો પ્રયત્ન જતો કર્યો નથી. આધુનિક પ્રજાનું પતન આ જ કારણને આભારી છે, એમ માનવામાં મને તો જરાયે ક્ષોભ થતો નથી.

ગુજરાતના મહાકવિ નાનાલાલનાં વાક્યો ટાંકી તેનો હવાલો આપી આ લેખ હું સમાપ્ત કરું છું:

"વલ્લભકુળની સાહિત્યસેવા–પરંપરા એક સાક્ષર કુળની સાહિત્ય સેવાની જગતમાની અજોડ જાહોજલાલી છે."

"વલ્લભકુળની સાહિત્યસેવા જમનાના જળની પેઠે, અવિરત અને અખંડવાહિની હતી. માત્ર ભારતવર્ષમાં એક સાક્ષરકુળ તરીકે વલ્લભકુળની સાહિત્યસેવા અદ્વિતીય છે. યુરોપમાં, અમેરિકામાં, આફ્રિકામાં, એશિયામાં અને પૃથ્વીનાં પડ ઉપર કોઈ સ્થળે એક જ વંશના વંશજોએ વલ્લભકુળે કીધી છે એવી અને એટલી સાહિત્યસેવા કીધી હોય તો વિદ્વજ્જનને આનંદદાતા ઇતિહાસની એ નવકથા જાણીને શ્રી વલ્લભકુળ પણ આનંદશે."

હાલની શ્રીમદ્‌વલ્લભાચાર્યની–શ્રીગુસાંઇજીની પુષ્ટિમાર્ગીય સૃષ્ટિ ઉપરાંત શ્રીમદ્‌વલ્લભાચાર્યજીને આચાર્ય તરીકે માનનારી સૃષ્ટિ પણ વિશાળ છે અને ભારતવર્ષની સાંસ્કૃતિક પ્રજામાં તેને મોટું સ્થાન છે.

આચાર્યજીએ પોતે હૃદયના પ્રબળ વેગમાં જણાયેલું સત્ય જ આલેખ્યું છે. બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય લખ્યું, શ્રીમદ્‌ ભાગવતના અમુક સ્કંધો ઉપર સુબોધિની જેવી અપૂર્વ ટીકા લખી, તત્ત્વદીપ નિબંધ, પુરુષોત્તમસહસ્રનામ, ત્રિવિધનામાવલી, નાના પ્રકીર્ણ ગ્રંથો અને સ્તોત્રો લખ્યાં, વૈષ્ણવોને સહેલાઇથી સિદ્ધાંત સમજાવી શકાય તેવા નિત્ય પાઠ માટે ષોડશ ગ્રંથો લખ્યા, ભારતવર્ષની ત્રણ વખત પરિક્રમા કરી (પગે ચાલીને), ભાગવતની પારાયણો કરી સાદું અને સરળ જીવન રાખ્યું, ભગવત્સેવા કરી, અને સ્વતઃસિદ્ધ એવું આદર્શ જીવન કેમ જીવી શકાય તેનું જ્વલંત દૃષ્ટાંત જગતને બતાવ્યું

શ્રીગોપીનાથજીએ પણ જીવનમાં સાધનદીપિકા જેવા અને અન્ય ગ્રંથો લખ્યા. શ્રી વિઠ્ઠલનાથજીએ–શ્રીગુસાંઈજીએ ભાષ્યની પૂર્ણતા કરી, વિદ્વન્મંડન અને શૃંગારરસમંડન રચ્યાં, ભક્તિહંસ રચ્યું, ભક્તિહેતુનિર્ણય અને વિજ્ઞપ્તિઓ લખ્યાં, વિવરણો લખ્યાં, કીર્તનો ને અષ્ટપદીઓ લખી, ગીતાતાત્પર્ય અને ન્યાસાદેશનું વિવરણ લખ્યું, સેવાનો વિસ્તાર કર્યો, પ્રાપ્ત વસ્તુઓનો ભગવત્સેવામાં વિનિયોગ કરવાનું શીખવ્યું.

શ્રીગોકુલનાથજીએ ટીકાઓ વિવૃતિઓ વિવરણો લખ્યાં. સ્વસંપ્રદાયના આક્રમણ ઉપર વિજય મેળવ્યો, માળા તિલકનું સંરક્ષણ કર્યું.

રઘુનાથજી અને યદુનાથજીએ સ્તોત્રો અને ટીકાઓ લખી. શ્રી હરિરાયજીએ શિક્ષાપત્ર અને દૈન્ય ભાવનાં સ્તોત્રો વગેરેના નાના નાના ૧૦૦૦ જેટલા ગ્રંથો લખ્યા.

શ્રી વલ્લભજીએ ગીતાજી ઉપર તત્ત્વદીપિકા ટીકા લખી. શ્રી ગોકુલોત્સવજીએ ટીકાઓ અને વિવરણો લખ્યાં.

શ્રી પુરુષોત્તમલાલજીએ નવ લક્ષપૂર સાહિત્ય લખીને સાહિત્યસેવાનો આડો આંક નાખ્યો. સુબોધિની ઉપર, ગીતાજી ઉપર, આચાર્યજીના લગભગ પ્રત્યેક ગ્રંથ ઉપર સુંદર ટીકાઓ લખી. ઉપરાંત બીજા સ્વતંત્ર દર્શનશાસ્ત્રને લગતા ગ્રંથો લખ્યા અને વાદગ્રંથો પણ લખ્યા.

શ્રી ગિરિધરજી કાશીવાળાએ શ્રીમદ્‌ભાગવત ઉપર બાલપ્રબોધિની ટીકા લખી અને શુદ્ધાદ્વૈતમાર્તંડ ગ્રંથ લખ્યો.

શ્રી યોગી ગોપેશ્વરજીએ ભાષ્યપ્રકાશ ઉપર રશ્મિ આલેખ્યાં, ભક્તિમાર્તંડ લખ્યો.

શ્રી વ્રજરાયજીએ ગુજરાતી વલ્લભાખ્યાન ઉપર સંસ્કૃતમાં સુંદર ટીકા લખી.

થોડા જ વખત ઉપર શ્રીમદ્‌ અનિરુદ્ધલાલજીએ ગોપાલતાપિની ઉપનિષદ ઉપર સંસ્કૃતમાં જ પીયૂષલહરી નામની ટીકા લખી.

કેટલાં કેટલાં નામ ગણવાં અને કેટલાં કેટલાં સ્મૃતિપટ પર આવે. વર્તમાન સમયે પણ કામવન, કાશી અને કાંકરોલી, કોટા અને ગોકુળ–મથુરાં, પોરબંદર અને જૂનાગઢ, મુંબઇ અને સુરત, અમદાવાદ અને વડોદરામાં વલ્લભવંશજો સંપ્રદાયનો અનેકવિધથી ઉત્કર્ષ સાધવાના પ્રયત્ન કર્યે જ જાય છે.

આ કુળના સ્ત્રીવર્ગમાં વહુજી, બેટીજીઓએ પણ સાહિત્યની અને કળાની ખૂબ ખૂબ ઉપાસના કરી છે.

ભટ્ટવર્ગમાં તો કૃષ્ણરાયજી, મઠપતિ કલ્યાણ ભટ્ટ, જયગોપાળ ભટ્ટ, રત્નગોપાળ ભટ્ટ, લાલુ ભટ્ટ, ભારતમાર્તંડ ગટ્ટુલાલજી, કવિકાવ્ય-રત્નાકર બળભદ્ર શર્મા વગેરેએ સાહિત્યની સંમાનનીય સેવા કરી છે.

આજે વલ્લભકુળની સાહિત્યસેવા સંબંધે ખુલ્લી આંખે જોનાર કોઇપણ વ્યક્તિ એના તરફ આદર ધરાવ્યા વિના રહી શકે તેમ નથી. આ ગણનામાં અમે વલ્લભસંપ્રદાયના સેવકોએ કરેલી સાહિત્યસેવાનો જરાયે ઉલ્લેખ કરતા નથી, નહિ તો એમાં અષ્ટ-સખાઓ ભક્તકવિઓ શાસ્ત્રીઓ અને પંડિતોએ, સાચોરા સેવકો અને મુખિયાજી-ઓએ અને છેલ્લી સદીના ગ્રેજ્યુએટો અને અનુભવી વૈષ્ણવોએ એમાં મણા રાખી નથી.

ફક્ત એક અને અદ્વિતીય કુળ તરીકે શ્રીવલ્લભકુળે જગતને પાવન કરનારા સાહિત્ય-ની જગતની ભાષાઓની મુખ્ય માતા સંસ્કૃતમાંજ દેવવાણીમાં જ અને ભારતની એક ભાષા સહેલાઇથી થઈ શકે એવી વ્રજભાષામાં કેટલી મોટી સેવા કરી છે, એ આ લેખનો ઉદ્દેશ હોવાથી આ તરફ અમે સાહિત્ય-રસિકોનું ધ્યાન દોરવાનો અલ્પ પ્રયત્ન કર્યો છે.

પણ આજે વ્યવહારદક્ષ બનેલી, માનવતાનો દાવો કરનારી આધુનિક શિક્ષણ પ્રાપ્ત કરેલી પ્રજાએ તેના સામે આંખ ઉઘાડવાની ફરજ માની નથી, પણ વગર જોયે જાણ્યે ટીકા કરવાનો પ્રયત્ન જતો કર્યો નથી. આધુનિક પ્રજાનું પતન આ જ કારણને આભારી છે, એમ માનવામાં મને તો જરાયે ક્ષોભ થતો નથી.

ગુજરાતના મહાકવિ નાનાલાલનાં વાક્યો ટાંકી તેનો હવાલો આપી આ લેખ હું સમાપ્ત કરું છું :

" વલ્લભકુળની સાહિત્યસેવા-પરંપરા એક સાક્ષર કુળની સાહિત્ય સેવાની જગત-માની અજોડ જાહોજલાલી છે."

"વલ્લભકુળની સાહિત્યસેવા જમનાના જળની પેઠે, અવિરત અને અખંડવાહિની હતી. માત્ર ભારતવર્ષમાં એક સાક્ષરકુળ તરીકે વલ્લભકુળની સાહિત્યસેવા અદ્વિતીય છે. યુરોપમાં, અમેરિકામાં, આફ્રિકામાં, એશિયામાં અને પૃથ્વીનાં પડ ઉપર કોઇ સ્થળે એક જ વંશના વંશજોએ વલ્લભકુળે કીધી છે એવી અને એટલી સાહિત્યસેવા કીધી હોય તો વિદ્વજ્જનને આનંદદાતા ઇતિહાસની એ નવકથા જાણીને શ્રી વલ્લભ-કુળ પણ આનંદશે."

# સંપ્રદાયનો સુવર્ણ યુગ

યાને

# વૈષ્ણવ પરિષદના સંસ્મરણો

લેખકઃ- શ્રી રણછોડલાલ કે. પરીખ, કડી

**પ્રભુની** કૃપા તેમને શરણે જઇને સહેલાઇથી પ્રાપ્ત કરી શકાય તે માટે વિક્રમની સોળમી સદીના મધ્ય ભાગમાં વિભુવદન–અનલ-રૂપે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પુષ્ટિમાર્ગનું સ્થાપન કર્યું.

અનેક સ્થળે–ભારતના સર્વ પ્રદેશમાં શ્રીચરણે ચાલીને ત્રણ ત્રણ વખત પરિક્રમણ કરી અનેક જીવોને શરણે લઇ નામનિવેદન આપી કૃતાર્થ કર્યા અને સ્થળે સ્થળે શ્રીમદ્‌ભાગવત પારાયણો કરી. અમુક વર્ણ કે અમુક જાતિના મનુષ્ય શ્રીસદ્‌ભગવત્પ્રાપ્તિનો અધિકાર પ્રાપ્ત કરી શકે, એ વસ્તુને બદલે પ્રત્યેક વર્ણ અને પ્રત્યેક જાતિ પ્રભુપ્રાપ્તિ માટેની યોગ્યતા ધરાવે છે અને એ યોગ્યતાને માટે સહેલાઈથી ભગવત્પ્રાપ્તિ કરી શકે તે માટેનો શુદ્ધ સરલ માર્ગ એમણે બતાવ્યો. તે સમયના દેશકાળની સ્થિતિનું આપે ભગવદીયોને વિચારપૂર્વક અધ્યયન કરાવવાના ષોડશ ગ્રંથોમાંના શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથમાં વર્ણન કર્યું છે.

કોઇપણ પ્રકારની સ્થિતિ ધરાવતો પ્રત્યેક મનુષ્ય સહેલાઇથી સાદા જીવનથી તેમણે સ્થાપેલા માર્ગને અનુસરીને જીવન વ્યતીત કરી શકે છે અને ભગવત્પ્રાપ્તિ માટેનો અધિકારી બની શકે છે.

વ્રજનાં ધામો અને શ્રીનાથદ્વારા, કાંકરોલી, કોટા વગેરે ભક્તિમાર્ગના કેન્દ્રસમાં બની રહ્યાં અને મુંબઈ નગરી બાળકોના બિરાજવાને લીધે, ધંધાના કેન્દ્રને લીધે અને ભારતના દરવાજા રૂપે પ્રખ્યાત થયેલું ત્યાં પણ કપોળાદિ વૈષ્ણવ વણિકો અને ભાટિયા ગૃહસ્થોની વૈષ્ણવતાએ વૈષ્ણવોના કેન્દ્ર જેવું બન્યું.

વૈષ્ણવતાની આ જાણે જાહોજલાલી ખ્રિસ્તી ધર્મના પ્રચારકોને તેમના પ્રચારમાં ખૂબ ખૂંચતી હોવાથી સુધારક હોવાનો દાવો કરતા વૈષ્ણવો અને અન્યજનોને ઉશ્કેરી ધર્મની અને બાળકોની નિન્દા કરતાં ચોપાનિયાં અને પત્રો કાઢવા મંડયા.

વ્યક્તિગત આક્ષેપો સામે શ્રીજદુનાથજી મહારાજે સ્વધર્મવર્ધક અને સંશયછેદક ચોપાનિયાં કાઢયાં અને મહારાજશ્રીની જ નિન્દા કરનારાઓ ઉપર કેસ કર્યો. સંસ્કૃત સમજી શકે નહિ તેવા જનો અને વિપરીત અર્થ કરનારાઓનાં મુખમર્દન કરી ના શકે તેવા શિક્ષણના અભાવવાળાઓ બ્રહ્મસંબંધના મંત્રનો અર્થ પણ ખરેખરો કરી શકયા નહિ અને સુધારકોને આ જોઇતું હતું. કેસના પરિણામથી સુધારકોના પગમાં જોર આવ્યું અને તેથી અશ્રદ્ધાળુ–અજ્ઞાન માણસોનાં મન ઉપર વિપરીત અસર થવા લાગી, તેના પરિણામે થયેલી અસરને સંપૂર્ણ નાબૂદ કરવા માટે પ્રબળ પ્રયત્ન કરવાની જરૂર હતી.

શતાવધાની શીઘ્રકવીશ્વર ભારતમાર્તંડ ગટ્ટુલાલજીએ પ્રજ્ઞાચક્ષુ છતાં જાહેરમાં ખૂબ પ્રયત્ન કર્યો. વિદ્યાલક્ષ્મી પાઠશાળા સ્થાપી. ટિકેત ગોવર્ધનલાલજીએ મુંબાઇમાં પધારી સદુપદેશ દ્વારા પ્રચાર શરૂ કર્યો. સત્સિદ્ધાંત-માર્તણ્ડ અને મારુતશક્તિ જેવા સબળ ગ્રંથો સંસ્કૃતમાં રચાયા.

આચાર્યપરંપરાની બાબતમાં શ્રીમન્નૃસિંહલાલજી મહરાજનું મન્તવ્ય જુદા પ્રકારનું હતું છતાં તેમણે પણ પ્રચારનું કામ વે. શા. સંપન્ન પૂજ્ય શાસ્ત્રીજી છગનલાલ અમરજીની સાથે ચાલુ રાખી સુબોધિનીનાં ભાષાંતર પ્રસિદ્ધ કરાવી માસિકો અને સભાઓ દ્વારા પ્રચાર કરવા માંડયો. પ્રચારના કાર્યને મદદ કરવા માંડી અને મદદ મળી ગઇ.

કાશીવાળા શ્રી ગિરિધરલાલજી મહારાજે શ્રીમદ્ભાગવત ઉપર બાળપ્રબોધિની નામની સંસ્કૃતમાં ટીકા લખી અને સંપ્રદાયના સિદ્ધાંતનો નિષ્કર્ષ જણાવતો શુદ્ધાદ્વૈત-માર્તણ્ડ નામે ગ્રંથ લખ્યો એના ઉપરની ભટ્ટજીએ લખેલી ટીકા અને મૂળ ગ્રંથ અને ટીકાના અર્થ સાથેનું ગુજરાતી ભાષાંતર શાસ્ત્રીજી છગનલાલભાઇએ કરી ગ્રંથ બહાર પાડયો.

સંવત્ ૧૯૫૪ માં ભારતમાર્તણ્ડ પંડિત ગટ્ટુલાલજી ભગવચ્ચરણારવિંદને પામ્યા.

શ્રી વિઠ્ઠલ રાજારામ દલાલ અને બીજાઓએ કામ ચાલુ રાખ્યું. ગુજરાતી, સંસ્કૃત અને વ્રજભાષાનાં પુસ્તકો બહાર પડવા મંડયાં.

ચુસ્ત વૈષ્ણવ અને વિદ્વાન પંડિતજી ગણપતરામ કાલિદાસ ભરૂચનિવાસીના પુત્ર શ્રી મગનલાલ શાસ્ત્રીએ પિતાની પાસેથી શ્રીમહાપ્રભુજીના કેટલાક ગ્રંથો અને ઋગ્વેદનું અધ્યયન કર્યું હતું. તેઓ મૅટ્રિકની પરીક્ષા પાસ કરી સંવત ૧૯૪૭ માં વડોદરા કૉલેજ-માં દાખલ થયા હતા. કૉલેજ અને હોસ્ટેલમાં પુષ્ટિમાર્ગીય ચુસ્ત વૈષ્ણવ તરીકે ગણાતા શાસ્ત્રીજી શ્રીમદ્વલ્લભાચાર્યજીના બ્રહ્મવાદ અને શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાન વિશે અનેક મિત્રો સાથે વાતો ચર્ચાઓ કરતા.

શ્રીમન્નૃસિંહલાલજી મહારાજના પરિચય-માં આવતાં તેમને મહારાજશ્રીએ શુદ્ધાદ્વૈત-માર્તણ્ડ ગ્રંથ ઉપર વિસ્તૃત ઉપોદ્ઘાત સંપ્રદાયના સિદ્ધાન્તને લગતો લખવાની સૂચના—આજ્ઞાના સ્વરૂપમાં કરી. શાસ્ત્રીજીએ આ ઉપોદ્ઘાત લખ્યો, 'અને તેણે એટલી બધી સફળતા પ્રાપ્ત કરી કેઃ—એટલો બધો અભ્યાસપૂર્ણ લખાયો કેઃ—આ ઉપોદ્ઘાત કે જે "**શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત પ્રદીપ**" નામે જુદો પણ પ્રસિદ્ધ થયો છે તે વાંચીને માણસ માર્ગીય જ્ઞાન સહેલાઇથી સંપાદન કરી શકે, એટલું જ નહિ, પણ માર્ગીય સિદ્ધાન્તની સાથે બીજા પણ સિદ્ધાન્તો સારી રીતે સમજી શકે અને વારંવાર વિચારી વાંચીને અભ્યાસની સાથે એનું અધ્યયન કરે તો માર્ગીય સિદ્ધાન્ત અન્ય હૃદયમાં પણ સમજાવી શકે—સ્થિર કરાવી શકે.

લાખો વૈષ્ણવો લાયબલ કેસના અંત પછી નિંદા—ટીકા-કરનારા સુધારક મન્યોનો આક્ષેપ કરવાનું સાધન બની ગયા અને સંપ્રદાય પણ નિંદાયો : શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાનના અભાવે સંસ્કૃત સાહિત્યના નામનિશાન વિનાનો અને વેદાદિ સત્શાસ્ત્ર વિનાનો પુષ્ટિમાર્ગ છે એમ કહેવાનું સાધન મળી ગયેલું, આક્ષેપોનું વારંવાર સમર્થન કરવું અને એવો

પ્રચાર છાપાં-પુસ્તકો અને ચોપાનિયાં દ્વારા કરવાનું ચાલુ રાખ્યું. સંપ્રદાયનો કેળવાયેલો વર્ગ શંકાશીલ બન્યો અને શ્રદ્ધા ડગમગવા લાગી. પરધર્મી અને પરદેશી સરકારે નૂતન પેઢીનું સર્જન પણ એ રીતે જ કરવા માંડયું. એ સર્વના પરિહારને માટે પદ્ધતિથી જાહેર રીતે કાર્ય અને પ્રચાર કરવાની જરૂર હતી. અને તે કામ સંપ્રદાયના સમર્થ વિદ્વાન ગો. વા. પ્રોફેસર મગનલાલભાઈએ માથે લઇ વડોદરામાં શ્રીવલ્લભીય વૈષ્ણવ સભાની સ્થાપના કરી નિત્યલીલાપ્રાપ્ત ગો. શ્રીજીવનલાલજી મહારાજ અને તે વખતના તદ્દન નવયુવાન ગોસ્વામી શ્રીઅનિરુદ્ધલાલજીને વડોદરામાં પધરાવી ત્યાંના વૈષ્ણવવર્ગ અને આગેવાન શહેરીઓની સહાય અને સંમતિએ ભારતીય "વૈષ્ણવ પરિષદ" નું પ્રથમ સંમેલન વડોદરા મુકામે બન્ને મહારાજશ્રીઓના ધર્માધ્યક્ષપણાએ અને શ્રી. રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી—તે વખતના પાલણપુરના દીવાન સાહેબના—વ્યાવહારિક પ્રમુખપણા નીચે, નગર શેઠ શ્રી. હરિભક્તિની હવેલીમાં ભરવામાં આવ્યું.

શાસ્ત્રીજીના સંમેલન વખતના ભાષણથી નૂતન સમાજનું ઘણું આકર્ષણ થયું અને રા. બા. લલ્લુભાઇ પારેખે સંપ્રદાયના ઉત્કર્ષ માટે કાર્ય શરૂ કર્યું. ત્રણ ચાર વર્ષના તે પછીના જીવનમાં ખૂબ કામ કર્યું. શ્રીમહાપ્રભુજી અને પુષ્ટિમાર્ગની સાચી સમજણ આપનાર ગ્રંથો બહાર પાડયા—"શ્રીવલ્લભચરિત્ર" "શ્રીકૃષ્ણલીલામૃત"ના બે ભાગ, કામાખ્યદોષવિવરણ વગેરે બહાર પડયાં. સાહિત્ય પરિષદ તેમજ સર્વધર્મપરિષદમાં શ્રીવલ્લભાચાર્ય વિશે અને પુષ્ટિમાર્ગ વિશે નિબંધો વાંચ્યા.

પાટણનિવાસી વિદ્યમાન વાડીલાલભાઈનું આકર્ષણ ખૂબ થયું અને શ્રી. છોટાલાલ કીલાચંદ તથા શ્રી. રણછોડલાલ તલકચંદ વગેરેએ મળીને **દ્વિતીય પરિષદ** પાટણમાં બોલાવી.

ગુજરાતમાં શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઇજી તથા શ્રીગોકુલેશજી વારંવાર પધારેલા એટલે પુષ્ટિમાર્ગીય સૃષ્ટિ સારી જેવી છે. શ્રીબાલકૃષ્ણજી સુરતમાં, અમદાવાદમાં શ્રી નટવરલાલ શ્યામલાલ-મદનમોહનજી અને ચત્રભુજજી, ધોળકામાં શ્રીનાગર પ્રભુ અને કડીમાં શ્રીગોપાલલાલજીનાં નિધિસ્વરૂપો ૧૫૦-૨૦૦ અને ૪૦૦ વર્ષથી વિરાજે છે અને વડોદરામાં શ્રીકલ્યાણરાય પ્રભુ ૪૦-૪૫ વર્ષથી શેરગઢથી પધાર્યા છે.

પાટણમાં ભાવિક વૈષ્ણવોના ઉત્સાહથી ગુજરાતના ઘણા વૈષ્ણવોની હાજરીએ પૂજ્યપાદ જીવનલાલજી અને અનિરુદ્ધલાલજી મહારાજના ધર્માધ્યક્ષપણા નીચે મુંબઇના ભાવિક સદ્‌ગૃહસ્થ ભાટિયા શ્રીમંત શેઠ ચત્રુભુજદાસ મોરારજીના વ્યાવહારિક પ્રમુખપણા નીચે આ દ્વિતીય પરિષદ મળી. તે વખતે મારી ઉમર ૨૦ વર્ષ જેટલી, ભણતર ઓછું એટલે નહિ જ જેવું, પણ નાનપણથી વાચનનો શોખ પ્રભુકૃપાએ ઘણો એટલે સંપ્રદાય તરફ આકર્ષણ થયું—વારસાની વૈષ્ણવતા તો હતી જ.

મેં એક નાનો નિબંધ લખેલો, પરંતુ કાર્યાલયમાં ખબર કાઢવાની અણસમજ એટલે હાજરીની ખબર વિના હું ત્યાં હાજર હોવા છતાં નિબંધનો સ્વીકાર રિપોર્ટમાં કરી સાર આપેલો ત્યારે જ ખબર પડી. 'વલ્લભચરિત્ર' મુ. પારેખનું ૪૦૦-૫૦૦ પાનાંનું પુસ્તક

રૂ. ૧)માં આપવામાં આવતું. શાસ્ત્રીજીનું ત્યાંનું ભાષણ પણ ઘણું જ સુન્દર હતું. અને શ્રીમદ્દવલ્લભાચાર્યજીનું શ્રીગુસાંઇજીનું અને પુષ્ટિમાર્ગનું સાહિત્ય સંસ્કૃતમાં ચોખંબા સંસ્કૃત સિરીઝ કાશીથી બહાર પડતું તે માટેનો પ્રયત્ન કરનાર શ્રી રત્નગોપાળ ભટ્ટનો આભાર મનાતાં એમનું હૃદય આભારવશ થતું નજરે નિહાળી મને તો ખૂબ જ અસર થઈ અને ત્યાં નોંધ લીધેલી હજુ પણ ખૂણેખાચરે પડેલી હશે. શ્રી. પટવારીજીએ પણ કલમ હાથમાં લીધી. પુષ્ટિમાર્ગીય સિદ્ધાંત અને શુદ્ધાદ્વૈતનાં મૂળતત્ત્વના બે ત્રણ ભાગ બહાર પાડયા. પત્રાવલંબન અને રાધાકૃષ્ણતત્ત્વ વગેરે ગ્રંથો બહાર પડાવવામાં મદદ કરી અને અન્ય વૈષ્ણવોને આકર્ષ્યા.

શાસ્ત્રીજીએ સંસ્કૃત ગ્રંથનું મૂળ સાહિત્ય તેમના સન્મિત્ર ધીરજલાલજીભાઈ સાંકળિયા સાથે મળીને બહાર પાડવા માંડયું.

વૈષ્ણવધર્મપ્રકાશ અને વૈષ્ણવમાર્તણ્ડ માસિક ચાલતાં હતાં, પણ ધરખમ પત્રકારત્વની જરૂર હતી.

એવામાં સિંધ–નંદરબાર ખાતે શારદા મઠના શંકરાચાર્ય તરફથી '**આમ્નાયતત્ત્વતરંગિણી**' નામનું પુસ્તક બહાર પાડી નંદરબારના બ્રાહ્મણ વૈષ્ણવોને જ્ઞાતિ બહાર કરવાનું પગલું ભર્યું તેથી પરિષદને કડીના વૈષ્ણવોએ અને પાછળથી મોરબી ભરવાનું ઠરાવેલું તે પણ બંધ કરીને પરિષદની બેઠક તાત્કાલિક નંદરબાર મળવાનું નક્કી થયું અને ધર્માધ્યક્ષ મહારાજો ઉપરાંત વ્યાવહારિક પ્રમુખ તરીકે વડોદરાના નાગર ગૃહસ્થ શ્રી. બળવંતરાય દાજીભાઇ મુનશીના પ્રમુખપણા નીચે નંદરબારમાં ત્રીજું અધિવેશન મળ્યું.

'આમ્નાયતત્ત્વતરંગિણી'ના પ્રત્યુત્તરમાં 'આમ્નાયતત્ત્વભાસ્કર' 'સત્સિદ્ધાંતસહસ્રાંશુ–' 'પુષ્ટિમાર્ગ વૈદિક હૈ' વગેરે ગ્રંથો બહાર પાડવામાં આવ્યા અને સંપ્રદાય ઉપર જેમ જેમ આક્ષેપ થતા ગયા તેમ તેમ પ્રત્યુત્તર પણ આપવામાં આવ્યા અને વિરોધીઓનાં મુખ બંધ કરવામાં આવ્યાં.

રા. બ. લલ્લુભાઈ પારેખે ડાકોરમાં પાઠશાળા કાઢવાનું નકકી કરેલું, પણ ભણનાર વ્યુત્પન્ન વિદ્યાર્થીઓની અનુકૂળતા ન મળી તેથી બંધ રાખવામાં આવેલું.

શાસ્ત્રીજીએ શ્રીમદ્દઅનિરુદ્ધલાલજી મહારાજને સંપ્રદાય સંબંધી ઠેઠ અણુભાષ્ય સુધીનું અધ્યયન કરાવ્યું. વાડીલાલભાઇની સાથે શ્રી. નાનુભાઈ ગાંધી અને નવયુવાન ગ્રેજ્યુએટ શ્રી. મૂલચંદ તેલીવાળાને પોતાના વ્યક્તિત્વ તરફ ખૂબ આકર્ષી સંપ્રદાયના ઉજ્જવળ સિદ્ધાંતોને તેમના હૃદયમાં સ્થાપન કર્યો.

પરિષદની ઑફિસ મુંબઇની રા. સા. દલપતરામ પ્રાણજીવનદાસ ખખ્ખરની સી. પી. ટૅન્ક ઉપરની બિલ્ડિંગમાં રાખવામાં આવી. વિદ્યાવિભાગના પ્રમુખ તરીકે શ્રી શાસ્ત્રીજી અને મંત્રી તરીકે શ્રી. છગનલાલ વાલજીભાઈ અને શ્રી. વાડીલાલ નગીનદાસે કામ કરવા માંડયું. ધીરજલાલભાઇ સહકાર્યકર હતા જ અને નાનુભાઇ ગાંધી પણ હતા જ આથી તેલીવાળા પણ કામે લાગી ગયા.

આજે મારા હૃદયમાં ગો. વા. પૂજ્ય શાસ્ત્રીજી, ધીરજલાલભાઈ અને શ્રી. તેલીવાળાનું અને વિદ્યમાન વાડીલાલભાઈ તથા નાનુભાઇનું સ્થાન તેવું ને તેવું જ છે.

મુરબ્બી લલ્લુભાઇ પારેખ, શાસ્ત્રીજી, છગનલાલભાઇ અને પટવારીજીને હું મુરબ્બી તરીકે માનતો જ રહ્યો છું.

મારી યાદદાસ્ત તાજી હોય ને બરોબર હોય તો અલ્લાહાબાદની સર્વધર્મપરિષદમાં શુદ્ધાદ્વૈત ફિલોસોફી વિશેનો નિબંધ તેલીવાળાએ લખ્યો ઘણો વખણાયો હતો. બીજો શ્રી. શ્રોફનો હતો.

શાસ્ત્રીજીનો વૈષ્ણવ પરિષદનો ઉત્કર્ષ મુંબઈમાં પણ ઉચ્ચ સ્થાને રહ્યો. એ માટે વિરોધમાં શારદામઠાધીશ તરફથી શ્રી. કેશવલાલ મગનલાલ ત્રિવેદીએ "ગુજરાતી પંચ"માં લેખો લખવા માંડયા અને તેના જડબાતોડ જવાબો "શ્રોત વૈષ્ણવ"ના નામે આપવા મંડયાં.

વિદ્યાલક્ષ્મી પાઠશાળાના વિદ્યાર્થીએ આચાર્યપરંપરા બાબતના ઉલ્લેખમાં મુંબઈના "ગુજરાતી" પત્રમાં શાસ્ત્રીજી ઉપર આક્ષેપાત્મક લેખો લખ્યા તેના જવાબ પણ શાસ્ત્રીજી તરફથી જડબાતોડ મળ્યા. શાસ્ત્રીજીના અને શ્રી. ધીરજલાલભાઈ, તેલીવાળા, વાડીલાલભાઇના લેખોને "ગુજરાતી"માં સ્થાન ન મળવા મંડયું અને અધિપતિનું વલણ એકતરફી થયું એ સંયોગોમાં બધા જવાબો "પુષ્ટિભક્તિસુધા"માં આપવામાં આવ્યા ને શાસ્ત્રીજી તરફના અત્યંત પૂજ્ય અને નમ્ર ભાવે તેમની વૈષ્ણવતા અનન્યતા અને સત્યનિષ્ઠતા તથા નિર્ભયતા ઉપર મારું મન અતિશય પ્રસન્ન રહેતું હતું.

તે વખતે "પુષ્ટિભક્તિસુધા"માં મેં શાસ્ત્રીજીની વૈષ્ણવતા સંબંધી અને "ગુજરાતી"ની નીતિ સંબંધી લખેલો "પુષ્ટિભક્તિસુધા"માં 'શ્રી. ઇચ્છારામ અને મગનલાલ શાસ્ત્રી' એ મથાળે લેખ છપાયો હતો.

વૈષ્ણવ પરિષદના સંમેલનને વર્ષ વીતી ગયું હતું અને વલ્લભાબ્દ પૂરું થાય તે પહેલાં વૈષ્ણવ પરિષદનું સંમેલન થવાનું નિર્ણીત થયેલું. સુરતમાં શ્રી. વ્રજરત્નલાલજી મહારાજના લગ્નનો પ્રસ્તાવ હતો અને એ લગ્નના પ્રસંગમાં મંગળ કાર્ય તરીકે પરિષદ મળે તો ઠીક તે માટે મુરબ્બી પટવારીજી અને શાસ્ત્રીજીના પ્રયત્ને સુરતવાસી વૈષ્ણવોની સહાય મળી અને ચતુર્થ સંમેલન ત્યાં મળવાનું નક્કી થયું. પરિષદ માટે નિબંધો માગવામાં આવ્યા. મેં પણ "શ્રીકૃષ્ણ ભક્તિ" વિશે નિબંધ મોકલેલો. અભણ અને અજ્ઞાન વ્યક્તિનું એ સાહસ જ હતું.

લખવાનો વાંચવાનો શોખ તો હતો જ "વૈષ્ણવધર્મપ્રકાશ" અને "વૈષ્ણવોદય માર્તણ્ડ" નાનાં નાનાં કાવ્યો લખતો તે છપાતાં અને હૃદયને ઉત્તેજન મળતું. ચતુર્થ વૈષ્ણવ પરિષદના દિવસો નજીક આવવા લાગ્યા અને પાટણથી નજીક હોવાથી કડીથી ૨૯–૨૫ વૈષ્ણવો મળેલા. તેમાંથી અમે ૫ જણ તૈયાર થયા. શ્રી મણિશંકર હરિનારાયણ શાસ્ત્રીજી, દેસાઈ ત્રીકમલાલ ગોવર્ધનદાસ, સદાશિવભાઈ અમૃતલાલ, નાથાલાલ ગોવર્ધનદાસ અને હું પાંચ જણ હતા. આ વાતને આ લગભગ લખું છું ત્યારે સં. ૨૦૧૦ માં ૪૪–૪૫ વર્ષ થયાં છે. અને સ્મૃતિ તાજી થાય છે તેથી લખાય છે.

અમે સુરત ગયા ને રાત્રે પહોંચ્યા. સવારમાં ગોપીપુરામાં મુકામ કરતાં શાસ્ત્રીજી મણિશંકરના એક સંબંધી અમને તેમને ત્યાં લઈ ગયા, અત્યંત ભાવપૂર્વક અમારી મહેમાનગતી કરી. મંદિરે દર્શન કરવા ગયા

શાસ્ત્રીજી મણિશંકરભાઈ તો મગનલાલ શાસ્ત્રીજીના પિતાશ્રી પાસે ભણેલા એટલે તેમને પિછાણતા હતા. અમે પરિષદની ઑફિસે ગયા. શાસ્ત્રીની પાછળ અમે ત્રણ જણ હતા. પરિષદની ઑફિસે શાસ્ત્રીજી હતા. અમને ભગવત્સ્મરણ જયશ્રીકૃષ્ણ કર્યા અને શાસ્ત્રીજીએ મણિશંકરભાઇને પૂછ્યું : રણછોડલાલ કે. પરીખ આવ્યા છે? તેમણે અંગુલિ મારી સામે કરી. મને કહ્યું : ભાઈ, તમારો વૈષ્ણવ ભક્તિ વિશેનો લેખ ખુલ્લી બેઠકમાં તમને વાંચવા પાસ કરવામાં આવ્યો છે. મને ખૂબ હર્ષ થયો. મોટી બેઠકમાં કદી બોલવાનો અભ્યાસ નહોતો તેનો ક્ષોભ થતો હતો, પણ પ્રભુની ઇચ્છાથી—કૃપાથી હર્ષ જ થયો.

પરિષદની બેઠક ત્રણ વાગ્યાની આસપાસ મળવાની હતી. લગ્નનો પ્રસ્તાવ હતો એટલે ગો. વા. બાળકો પણ દશેક પધાર્યા હતા તેનું રસભર્યું વર્ણન પરિષદમાં શ્રી ત્રીકમલાલભાઇએ "શ્રીવલ્લભપ્રભુનો વિજયી ધ્વજ ફરકી રહ્યો રે" એ કવિતામાં ગાઇ શ્રોતાઓને ડોલાવી નાંખ્યા હતા અને કડીએ કડીએ તાલીઓના ગગડાટ થતા હતા. આચાર્યોની પધરામણી થવાને વાર હતી તે સમયમાં સંપ્રદાયનું સંસ્કૃત સાહિત્ય કેટલું વિશાળ છે તે સંબંધમાં પૂજ્ય સુરબ્બી પટવારીજીનું ભાષણ થયું હતું અને આટલું બધું વિશાળ સાહિત્ય મૂળ સ્થિતિમાં છપાવા માટે પણ ૮૦ હજાર રૂપિયા જેટલું ખર્ચ ૪૫ વર્ષ પહેલાંના ભાવે અંકાતું હતું.

બાળકો પધારતાં સરદાર ઇશ્વરદાસ જગજીવનદાસ સ્ટોરનું સ્વાગત ભાષણ થયા પછી પૂજ્ય ગોસ્વામી બાળકોના ધર્માધ્યક્ષપણા નીચે અને મદ્રાસવાળા શેઠશ્રી ગોવિંદદાસ ચત્રભુજદાસના વ્યવહારી પ્રમુખપણા નીચે પરિષદની ખુલ્લી બેઠક મળી.

સ્વાગત પ્રમુખ અને પ્રમુખનાં ભાષણો અને પૂજ્ય ગો. બા. નાં વચનામૃતો થયાં. "શ્રૌત વૈષ્ણવ" નામથી પ્રખ્યાતિ પામેલા પરિષદના સેક્રેટરી શ્રી વાડીલાલભાઇએ વાંચેલો રિપોર્ટ "પુષ્ટિભક્તિસુધા"ના અંકમાં અગાઉથી પ્રસિદ્ધ થયેલો તેમાં શાસ્ત્રીજીએ સંપ્રદાયને માટે શું કર્યું તેનો નીચે પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે :

"રા. શાસ્ત્રીએ જે શ્રમ લઇને શ્રીઅનિરુદ્ધલાલજીને સામ્પ્રદાયિક બ્રહ્મવિદ્યાનું પ્રદાન કર્યું છે તેના ફળનો આસ્વાદ આપ સર્વને પ્રાપ્ત થયો છે. રા. શાસ્ત્રીએ પરિષદ વાસ્તે શું કર્યું એનો સહજ ઉત્તર એ જ કે એક ગોસ્વામી બાળકને પ્રખર પંડિત તરીકે ભરતભૂમિમાં પ્રસિદ્ધ કર્યા અને અન્ય ગોસ્વામી બાળકોને પણ સામ્પ્રદાયિક બ્રહ્મવિદ્યા તરફ આકર્ષ્યા. આ ઉપરાંત શાસ્ત્રીએ મિ. તેલીવાળા અને મિ. વાડીલાલને બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરાવ્યું. મિ. વાડીલાલને શ્રૌતવૈષ્ણવ તરીકે સર્વ દેશી પરદેશી જાણે છે અને મિ. તેલીવાળાનો પણ આજના ભાષણથી આપ સર્વને પરિચય થશે."

શાસ્ત્રીજીને નંદરબારમાં તૃતીય વૈષ્ણવ પરિષદ વખતે આપેલાં ભાષણો અને દોરવણીથી ત્યાંના વૈષ્ણવો તરફથી સુવર્ણપદક આપવામાં આવ્યું હતું એમ મને યાદ છે. તેનો સ્વીકાર કરીને એ પદક વૈષ્ણવ પરિષદને મળેલા માન માટે તેમણે ઑફિસમાં રાખવા સોંપી દીધું હતું.

વૃદ્ધ શાસ્ત્રી છગનલાલ અમરજીએ લગભગ ૧ કલાક સુધી આક્ષેપોના પ્રત્યુત્તર

આગતું અને સિદ્ધાન્તોને સરળતાથી સમજાવતું વ્યાખ્યાન કર્યું હતું અને શાસ્ત્રીજી મગનલાલભાઈએ તો अग्निमीळे पुरोहितम् એ વેદમંત્ર અને अथातो ब्रह्मजिज्ञासा એ પ્રથમ વ્યાસસૂત્ર ઉપર ૧॥ થી ૨ કલાક વ્યાખ્યાન કરીને સાંપ્રદાયિક સિદ્ધાન્તની ઉત્તમતાને સમજાવતો વાણીપ્રવાહ વહેવરાવી પરિષદની મેદનીને એકતાન કરી હતી. એ વ્યાખ્યાનો પહેલાં રિપોર્ટ પછી ગ્રેજ્યુએટ વૈષ્ણવ વિદ્વાનોનાં ભાષણોમાં જીવનની છેલ્લી અવસ્થા સુધી ભાષ્યની ટીકાઓનું સંશોધન કરી સંપ્રદાયની સેવા કરી છે તે શ્રી. ધીરજલાલભાઈ સાંકળિયાનું, તે પછી અત્યાર સુધી ચાલુ સેવા કરી સુબોધિનીજીનું ભાષાંતર કરતા શ્રી. નાનુલાલ નારણદાસ ગાંધીનું એક "વિજ્ઞાનથી સર્વવિજ્ઞાન"ની શ્રૌત પ્રતિજ્ઞાવાળું સુંદર ભાષણ, તેમાં ઉપનિષદનું તત્ત્વજ્ઞાન શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તને અનુસરતું છે તે સમજાવ્યું હતું અને તે પછી તદ્દન નવયુવાન, સંપ્રદાયની સેવા અને સંશોધનમાં જેમણે પોતાની સંપૂર્ણ કાયા ઘસી નાંખી એવા શ્રી. મૂળચંદ્ર તુલસીદાસ તેલીવાળાનું ભાષણ થયું હતું. વ્યાસસૂત્રો ઉપર અત્યાર સુધી થયેલાં તમામ ભાષ્યોમાં અણુભાષ્યનું સ્થાન ઊંચામાં ઊંચું છે તે એમણે સમજાવ્યું હતું.

તે પછી બીજા વૈષ્ણવો ત્રિભુભનદાસ પીતાંબરદાસ, આ લખનાર નમ્ર સેવક અને બીજા શાસ્ત્રીઓનાં ભાષણો થયાં હતાં અને નિબંધો વાંચવામાં લેવાયા હતા.

ચતુર્થ પરિષદની આખીયે કાર્યવાહી શ્રીબાલકૃષ્ણ પ્રભુજીના મંદિરના વિશાળ ચોકમાં શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીના જન્મપ્રસ્તાવમાં દરેક ગોસ્વામી બાળકોની અને પાંચ હજારથી વધુ વૈષ્ણવ જનતાની મેદનીમાં સંપૂર્ણ સફળતાથી પૂર્ણ થઇ હતી.

'ગુજરાતી પ્રેસ' તરફથી પ્રકટ થયેલ પુસ્તકો સંબંધી થયેલા ઠરાવથી "ગુજરાતી"ના અધિપતિ તેમજ માયાવાદી વિદ્દ્વર્ગ છેડાઈ પડયો હતો. ૧૫ દિવસ પછી આવતી શંકર જયંતીનો પ્રસંગ લઇ સુરતમાં જ શ્રી. કમળાશંકર ત્રિવેદી, અતિસુખશંકરભાઇ, શ્રી. હીરાલાલ શ્રોફ, મોહનલાલ પાર્વતીશંકર દવે, વડોદરાના શાસ્ત્રીઓ વગેરેએ વ્યાખ્યાનો આપી શંકરજયન્તી વ્યાખ્યાનમાળારૂપે પુસ્તક બહાર પાડયું હતું. વૃદ્ધ અને અનુભવી શાસ્ત્રીજી છગનલાલભાઇએ શ્રી. જીવનલાલજી મહારાજની આજ્ઞાથી બધાંએ ભાષણોનું વિશાળ અવલોકન લખી પુસ્તકરૂપે બહાર પાડયું હતું. સિદ્ધાન્તને ન્યાય, તર્ક, અને દર્શનશાસ્ત્રોની પદ્ધતિથી સારી રીતે સમજાવતું એ અવલોકન હતું.

ચાર પરિષદો પછી પરિષદમાં ઓટ આવી, પણ **પુષ્ટિભક્તિસુધા** માસિક દ્વારા સંપ્રદાયની સારામાં સારી સેવા સંસ્કૃત ગ્રંથોને પ્રસિદ્ધ કરીને અને ન્યાયની પદ્ધતિથી ન્યાયપુરઃસર લેખો લખીને બજાવી હતી.

શાસ્ત્રીજીની બદલી પૂના થઇ અને ત્યાં રહેવાનું છતાં જિજ્ઞાસુ વૈષ્ણવ ગ્રેજ્યુએટ વર્ગને ભાષ્યાદિગ્રંથોનું અધ્યયન કરાવવા માટે મુંબાઈ પુરુષોત્તમ મંડળ સ્થાપવામાં આવ્યું અને શાસ્ત્રીજીએ નિઃશુલ્ક—પદરને ખર્ચે દર શનિવારે નિયમિત આવવું ને સોમવારે જવું રાખીને એ મંડળના સભ્યોને અભ્યાસ કરાવ્યો અને સામ્પ્રદાયિક બ્રહ્મવિદ્યા તેમના હૃદયમાં સ્થાપિત કરી.

લગભગ દસ વર્ષના ગાળામાં માસિક દ્વારા, ગ્રંથો દ્વારા સંપ્રદાયની સેવા ગ્રેજ્યુએટ વિદ્વાનોએ તેમજ મહારાજ શ્રી જીવણલાલજી અને વિદ્વત્કેસરી અનિરુદ્ધલાલજી મહારાજે કરી.

શાસ્ત્રીજીએ પૂનાના વૈષ્ણવોને સુબોધિની-વાચન અને ભગવત્કથા દ્વારા આકર્ષ્યા અને જિજ્ઞાસુ પંડિતો પણ શાસ્ત્રીજીનાં વિદ્યા અને પાંડિત્યથી ખુશ થયેલા.

શાસ્ત્રીજીનાં મોટાં પુત્રી શ્રી. શકુન્તલા (ગોકુલકુમારિકા) બહેનનાં લગ્ન (વડોદરા કોલેજના સંસ્કૃતના નિવૃત્ત પ્રોફેસર, વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરના હાલના નિયામક અને સર્વ દેશીય પાંડિત્ય ધરાવનાર)શ્રી. ગોવિન્દલાલ હરગોવિંદદાસ ભટ્ટ સાથે થવાનાં હતાં અને તે લગ્નનો પ્રસ્તાવ પૂનામાં જ થાય એવું ત્યાંના વૈષ્ણવવર્ગમાંના શ્રી. હકમચંદ ઈશ્વરદાસની પેઢીવાળા તથા માણસા વિસનગર આદિ સ્થળોના ઘણાં વર્ષથી ત્યાં વસેલા નાગર વણિક વૈષ્ણવોની ઈચ્છાથી કરવાનું નક્કી થયું. અને એ પ્રસંગે વૈષ્ણવ પરિષદનું સંમેલન સંવત્ ૧૯૭૬ ના ચૈત્ર માસમાં ભરવાનું નક્કી થયું. સુરતમાં મહારાજશ્રીના લગ્નનો પ્રસ્તાવ અને પરિષદ અને પૂનામાં બહેન ગોકુળ-કુમારિકાના લગ્નનો પ્રસ્તાવ અને પરિષદ એ અદ્ભુત ઘટના બની હતી એમ આ લખતાં જ લાગે છે.

શાસ્ત્રીજીની અનન્યતા તો કહેવાની ઓછી જ હતી! એ તો નિશ્ચિત વસ્તુ એટલે લગ્નનો દિવસ શ્રીમહાપ્રભુજીના જન્મમહોત્સવનો દિવસ નક્કી કરવામાં આવેલો હતો.

શ્રીમહાપ્રભુજીના કૃપાબળે કોઈ પણ રીતે વૈષ્ણવતાનું આકર્ષણ તો થયેલું જ હતું અને શાસ્ત્રીજીના વ્યક્તિત્વ તરફ મને એટલું બધું માન અને આકર્ષણ હતું (આજે એમના ગો. વાસને ૧૮–૧૯ વર્ષ થયા છતાં એટલું જ છે) એટલે પૂના જવાનું નક્કી કર્યું.

કડીથી મુંબઈ જઈ મારા મિત્ર શ્રી. નંદલાલ દેસાઇના સંબંધી પાસે પૂનાનો કાગળ લીધો. કડીના વતની ૨–૩ સોની પણ ત્યાં રહેતા હતા. અને બધી અનુકૂળતા મળી. મને મળેલો કાગળ શ્રી હકમચંદ ઈશ્વરદાસની પેઢી ઉપરનો હતો. પૂના ગયો અને પેઢીએ કાગળ આપ્યો. પરિષદની બધી ગોઠવણ તેમના તરફથીજ થવાની હતી. મારી ગોઠ-વણ સંપૂર્ણ રીતે એક ભાઇને ત્યાં પૂરી થઈ અને જમવાનું તો સામુદાયિક રીતે વાડીમાં જ હતું, એટલે રહેવા–જમવાની ગોઠવણ થયા પછી વિષયવિચારિણી સમિતિમાં ગુજરાતમાંથી મારું નામ લખેલું તેથી ત્યાં ગયો. અભ્યાસક્રમ જેવી વાચનમાળાની પદ્ધતિથી નાના ગ્રંથો બહાર પડે ને વૈષ્ણવ બાળકો તેનાથી શરૂ કરે એવી મતલબનો એક ઠરાવ મેં રજૂ કરવા આપેલો. મને બહુ ક્ષોભ હતો, મારા અજ્ઞાનનું મને પૂરી ભાન હતું, પણ શ્રી વાડીલાલભાઈએ સુધારી તેને ટેકો આપવાનું કબૂલ કરેલું એટલે મને નિરાંત થઇ અને આનંદ થયો.

પૂનાની પરિષદમાં પણ શ્રીગોપેશ્વરલાલજી-વ્રજરત્નલાલજી વગેરે ૪–૫ મહારાજો પધાર્યા હતા અને ધર્માધ્યક્ષના તેમના સ્થાન પછી મદ્રાસવાળા શેઠ ગોવિંદદાસ ચત્રુભુજદાસજી જેઓ ચતુર્થ વૈષ્ણવ પરિષદના પ્રમુખ હતા તેમના જ વ્યાવહારિક પ્રમુખપણા નીચે સંમે-લન મળવાનું હતું.

શાસ્ત્રીજીના જૂના શિષ્ય અને સંપ્રદાયના વિદ્વાન યોદ્ધા વસંતરામ શાસ્ત્રીજીએ, હું

ભૂલતો ન હોઉં તો, જીવણલાલજી મહારાજના પ્રમુખપણાની દરખાસ્ત મૂકી. શ્રદ્ધાવાન વૈષ્ણવો નકારી શકે નહિ અને નિયમના બંધારણ વિના એમ બને કેમ એ પ્રશ્ન હતો, એટલે હકાર પણ નહોતો; પરંતુ વિદ્યાનિધિ શ્રીવ્રજ-રત્નલાલજી મહારાજે તેનો સરસ તોડ કાઢયો અને ગાડું ચીલે જ રહ્યું અને પરિષદનું કાર્ય ચાલતું થયું. આ બેઠકમાં 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે'ની ઘોષણા કરનાર કૈ. વા. લોકમાન્ય તિલક આવ્યા હતા એ પણ એની વિશિષ્ટતા હતી.

શાસ્ત્રીજી મંદિરના મેડા ઉપર રહેતા હતા. તેમના માથે બિરાજતા ઠાકોરજીનાં દર્શન કરવા પટવારીજીની સાથે હું ગયો. સેવા ગોવિંદલાલભાઇ કરતા હતા. પટવારીજીએ પૂછતાં "મહાત્મા" અશ્પૃશ્યમાં છે એમ જાણ્યું. શાસ્ત્રીજીનાં પત્ની સંપ્રદાયમાં "મહાત્મા" તરીકે ઓળખાતાં હતાં.

કેમ્પમાં રહેતા કડીવાસીઓને મળ્યો. મારા શરીરની બહુ જ અવ્યવસ્થિતિને લીધે પાછળ વધુ ન રોકાતાં હું મુંબાઇ આવ્યો. પરિષદનું કામ ગણનાપાત્ર જ હતું. અને મહોત્સવના દિવસે બહેન ગોકુળકુમારિકાનાં લગ્ન અને પ્રત્યક્ષ અગ્નિદેવ-વૈશ્વાનર મહાપ્રભુજીના બાળકો અગ્નિકુમારો પણ બિરાજતા હતા, એ એની મહાન વિશિષ્ટતા હતી.

અણુભાષ્યની પ્રસિદ્ધિ માટેની યોજના થઇ ગઈ હતી અને શ્રી. તેલીવાળા તથા ધીરજલાલભાઇએ તે ઉપાડી લીધેલું.

શ્રી. તેલીવાળા ૪૧ વર્ષની નાની ઉમરમાં સંપ્રદાયની બહુવિધ સેવા કરી ભગવચ્ચરણા-રવિંદને પામ્યા. તેમણે '**વેણુનાદ**' માસિક ચલાવ્યું, વિદેશી જિજ્ઞાસુઓને શુદ્ધાદ્વૈત તત્ત્વ-જ્ઞાનથી વાકેફ કર્યા, અને ભાષ્યની ટીકાઓનું કામ કેટલુંક કરી શકયા, નાથદ્વારા કાંકરોલી રાજનગર સુરત આદિ મંદિરોના પુસ્તક-ભંડારો વ્યવસ્થિત કર્યા. તેલીવાળાનું કામ સંપ્રદાયમાં **સપ્રસ્માણ** ગણાય છે એ એમનાં પ્રબળ ખંત અને સ્પષ્ટ ઝીણવટભર્યા તલસ્પર્શી અભ્યાસનું પરિણામ છે.

ભાષ્ય ઉપરના સાહિત્યનું કામ ધીરજ-લાલભાઇએ આંખોની નબળાઇ અને શરીરની વધતી ઉમરમાં પણ ઉપાડી લીધું ને પ્રભુ-કૃપાથી ૨૦ વર્ષે એ પૂરું કરી શકયા અને સં. ૨૦૦૯ ની આખરમાં ભગવચ્ચરણા-રવિંદને પામ્યા.

પરિષદનું કામ ખોરંભે પડયું અને વિદ્વદ્-વર્ગ તો સંપ્રદાય તરફ આકર્ષાયેલો જ હતો. અમદાવાદમાં શ્રી. જેઠાલાલભાઇ પ્રોફેસર, શાસ્ત્રીજી વસંતરામભાઇ વગેરેએ વૈષ્ણવ સદ્-ગૃહસ્થોની સહાય અને સલાહે "પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા" સ્થાપી અને કામ કરવા માંડયું. શ્રી વ્રજરત્નલાલજી મહારાજે સુરતમાં "બાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા" સ્થાપી બાળ-કોને અને જિજ્ઞાસુઓને સંપ્રદાયનો અભ્યાસ ક્રમશઃ કરવાની સગવડ આપી, વિવિધ શ્રેણીના અભ્યાસક્રમ યોજ્યા. શ્રીમદ્ અનિરુદ્ધલાલજી મહારાજની આજ્ઞા લઇને કડીમાં અમે સં.૧૯૬૭ ની સાલમાં ખોલેલું પુસ્તકાલય ઘણા ઉત્સાહ-પૂર્વક આઠ દસ વર્ષ ચાલ્યા પછી મારા વિના એક પણ વૈષ્ણવ ન આવતાં બંધારણપૂર્વક પુસ્તકો, સામાન અને સિલક શ્રીગોપાલ-લાલજીના મદિરમાં પધરાવ્યાં હતાં.

વૈષ્ણવ પરિષદની છઠ્ઠી બેઠક મુંબાઇમાં ભરવાનું નક્કી થયું અને પ્રથા બદલાવી પ્રમુખ તરીકે ગોસ્વામી બાળકોને તે સ્થાન

આવ્યું. શાસ્ત્રીજીનો આમાં વિરોધ હતો અને તેમ કરવામાં વ્યાવહારિક અડચણમાં કોઇ વખતે પ્રમુખને ખસવું પડે તો ઠીક નહિ માટે ધર્માધ્યક્ષસ્થાન જ ગોસ્વામી બાળકોને માટે રાખી વ્યાવહારિક પ્રમુખ તરીકે વૈષ્ણવ ગૃહસ્થને જ નીમવા એમ એમનો આગ્રહ હતો. પણ હવે એ વાતને સ્વીકારવા બીજા ઘણાઓ તૈયાર નહોતા એટલે પરિષદનું સુકાન અન્ય રીતે ચાલવા લાગ્યું.

પરિષદનું અધિવેશન મુંબાઇમાં મળવાનું થયું તેના પ્રમુખ તરીકે ટિકેટશ્રીની વરણી થઈ હતી. હું જવાને તૈયાર થયો, પણ જવાના દિવસે જ શરીરમાં ઊઠી ન શકાય તેવો દુખાવો થવાથી સફળતા ઇચ્છતો તાર કરીને છેલ્લી ઘડીએ જવાનું માંડી વાળ્યું. "આપણી ઇચ્છા આપણા મનમાં અને દૈવની ઈચ્છા પ્રબળ છે." એ જ પ્રભુઇચ્છા માની.

પ્રભુની ઇચ્છાને અપનાવી પરિષદનું કામ સારી રીતે થયું અને નવી નવી યોજનાઓ હાથ લેવાઈ તેને પાર પાડવા, પૂનાની પરિષદમાં પરિષદના જનરલ સેક્રેટરી તરીકે ભાઇ તેલીવાલા નિમાયેલા હતા. મુંબાઇ પરિષદના અધિવેશન પછી પરિષદ સિંધ પ્રદેશમાં નગરઠઠ્ઠામાં ભરવાનું નક્કી કર્યું. ત્યાંના વૈષ્ણવોના ઉત્સાહ અને આગ્રહને સીમા નહોતી.

નગરઠઠ્ઠાના કાર્યકર્તા ભાઈશ્રી સુંદરદાસ વીરભાનુએ તે માટે ઘણો શ્રમ લઇ આવેલ વિઘ્નોને સમાવીને ત્યાંનું સંમેલન સારી રીતે પાર પાડયું હતું.

સમ્મેલનના પ્રમુખસ્થાન માટે શ્રીગોકુલનાથજી મહારાજને વિનંતિ થયેલી, તેમણે સ્વીકારેલી, પણ બંધારણના નિયમને બાધ આવતો હોવાથી શાસ્ત્રીજી તો તે બાબતમાં વિરુદ્ધ જ મત ધરાવતા હતા. દુનિયાદારીની લૌકિક આપત્તિ વખતે વલ્લભકુળના બાળકોને અડચણ ન આવે તે માટે આ નિયમ બહુ બુદ્ધિ–સમજપૂર્વક ઘડાયો હતો.

કરેલી તૈયારી વ્યર્થ ન જાય અને કામ સરળતાથી પાર પડે તે માટે ઘણી ઘણી વાટાઘાટો થયા છતાં એનો નિવડો આવી શકયો નહિ. ભાઇ સુન્દરલાલ વીરભાનુએ તે માટે મહારાજશ્રીઓને વિનંતિ કરવા આવવું પડયું. કોઈપણ સંયોગોમાં ધારેલું કામ તો થવું જ જોઈ એ.

શ્રીમદ્વ્રજરત્નલાલજી મહારાજ અને શ્રીગોકુળનાથજી મહારાજને પુનઃ પુનઃ વિનંતિ કરતાં મુ. પટવારીશ્રી અને બીજા ભગવદ્ભક્તોની સલાહ લેવામાં આવી. આખરે શ્રીગોકુળનાથજીએ વિનંતિ સ્વીકારી લીધી ને પરિષદનું કામ ધમધોકાર શરૂ થયું. વ્યાવહારિક પ્રમુખપણાની પ્રથા જતાં પરિષદમાં સાધારણ રીતે અડચણ તો આવી જ, છતાંયે શ્રીમહાપ્રભુજીની કૃપાથી પરિષદનું કાર્ય સીધી રીતે પાર પડયું અને દૂર દૂર સિંધના પ્રદેશમાં શ્રીવલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત સંપ્રદાયની જયઘોષણાઓ થઇ.

વળી પાછું પરિષદનું કામ ઢીલમાં પડી ગયું. પુસ્તકોનું પ્રકાશન તો ચાલતું જ રહ્યું. એ અરસામાં કરસનદાસની શતાબ્દી જયંતી નિમિત્તે મુંબઈના સુધારકમન્યોએ—સંપ્રદાય માટે જ જાણે લડાઇ ન ઉપાડી હોય તેમ એના તેજઃપુંજને ન જોઈ શકવાથી લક્ષ્મીદાસ રવજી તેરસી અને ધનજી લક્ષ્મીદાસ વગેરેએ–ચળવળ ઉપાડી સં. ૧૯૯૧ ના મહા ફાગણમાં તે માટેનો પ્રચાર કરવા માંડયો.

આ બધાં આંદોલનોના પરિહારને માટે યોગ્ય વ્યવસ્થા ન થાય તો મુંબાઇ જેવા આગેવાન શહેરમાં સુધારકોના અને પત્રોના પ્રચારકાર્યે સંપ્રદાયને શોષવું પડે. તેમ ન થાય તે માટે શ્રીગોકુળનાથજી મહારાજે શ્રીવલ્લભ જયન્તી નિમિત્તે સપ્તાહ ઉજવવાનું નક્કી કર્યું. શાસ્ત્રીજી તો નિવૃત્ત થયા છતાં સંપ્રદાયની સેવામાં તો સદાય કટિબદ્ધ જ હતા. મહારાજશ્રીએ તે માટે તેમને આવવા તારથી પુછાવ્યું ને તેમણે તુરત જ "Yes" નો જવાબ આપી દીધો ને મુંબાઈ હાજર થઈ ગયા.

મુંબાઈના વિશાળ ટાઉન હૉલમાં શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના વિશ્વોદ્ધારક સિદ્ધાન્તોનો વિજયડંકો વગાડનાર એ ભીષ્મપિતામહ જેવા મહારથી થઇને બોલતા. મુંબઇની હાઇકોર્ટના જજ જસ્ટીસ બ્યુમાન્ટના પ્રમુખપણા નીચે અંગ્રેજીમાં અસ્ખલિત વાણીથી વિદ્વાન અને પ્રતિષ્ઠિત શહેરીઓની વચ્ચે વાણીનો પ્રવાહ ચલાવેલો અને તે વખતે સર્વ વિદ્વાનોએ તથા પ્રમુખ મહાશયે તેમના જ્ઞાનનાં ભારોભાર વખાણ કરેલાં. સુધારકમન્યોનાં હૃદયને અને તેમણે સેવેલી આશાને ચૂર્ણ કરી દીધી. આ તેમનો એટલે શ્રીમગ્નલાલ શાસ્ત્રીજીનો છેલ્લો વિજયડંકો હતો. તે પછી તે જ સાલના અસાડમાં તદ્દન શાન્તિમાં તેઓ ભગવચ્ચરણારવિંદને પ્રાપ્ત થયા.

વૈષ્ણવ પરિષદના સ્થાપક અને પિતા, વિદ્યાવિભાગના પ્રમુખ અને કાર્યકર, અનેકોનાં હૃદયમાં ભગવદ્‌ભક્તિના રસને ભરનાર સતત ઉદ્યોગી ને સત્યનિષ્ઠ, મૃદુ અને વજ્રસ્વભાવના શ્રી. શાસ્ત્રીજીના અવસાને વૈષ્ણવ પરિષદનો મહાન સ્તંભ ગયો. એમના સંબંધી હકીકત જાણવાની ઇચ્છાવાળાએ "શુદ્ધાદ્વૈત" ના તંત્રી શ્રી. વસંતરામ શાસ્ત્રીજી તરફથી પ્રસિદ્ધ થયેલો "સ્મારક અંક" જોઈ જવો જોઇએ.

સંપ્રદાયની જાહોજલાલી થતી જોઇ સુધારકોએ વિચિત્ર મનુષ્યોના આશ્રયે "પોલ" જેવાં પત્રોની ઉત્પત્તિ કરાવીને આક્ષેપો કરવા માંડયા.

સાંપ્રદાયિક વિદ્વાન અને નિર્ભય યોદ્ધા શ્રી. વસંતરામ શાસ્ત્રીએ "પોલ" પત્રના થયેલા ખોટા અને ગલીચ લખાણના પ્રત્યુત્તર જડબાતોડ આપવા માંડયા. એટલે ન ફાવવાથી ગલીચ આક્ષેપો કરવા માંડયા. અને એ કારણથી શ્રી. વસંતરામ ભાઇએ 'પોલ' ના તંત્રી ઉપર બદનક્ષીની ફરિયાદ માંડી. મુબાઇના સુધારકમન્યોએ બચાવમાં સાક્ષીઓ આપી તેમ છતાં તેને યોગ્ય સજા થઇ. છાપું બંધ કરવું પડયું ને વધારામાં ફજેતી થઈ તે જુદી.

પ્રવાસી પાગલ—એ "પોલ" પત્રના અધિપતિ કે તંત્રીને ધનવાન સુધારકો શ્રી. લક્ષ્મીદાસ રવજી તેરસી તથા ધનજીભાઈ નો સાથ એટલે 'પોલ'ના તંત્રી અને 'ઢળુ' જેવાના તંત્રીઓ વગેરેનાં પત્રો પણ ચાલે.

આજે આપણે એ પણ જોઇએ છીએ કે વિચારવાન ડાહ્યા પુરુષો પોતાના સતકાર્ય—કર્ત્તવ્યમાં રચ્યા પચ્યા રહ્યા અન્યને સુખ અને સંતોષ આપે છે ત્યારે નબળા માણસો ઉત્પાત ઉત્પન્ન કરવાનાં કાર્યો જ કરે છે. અને એવા તમાશાઓને તેડાં પણ હોતાં નથી. લોકોની હુરરે તો ચાલ્યા જ કરે છે. આજે આનંદશંકરભાઈ ધ્રુવ, મણિલાલ નભુભાઈ દ્વિવેદી કે મગ્નલાલ શાસ્ત્રીજીના ગ્રંથના અભ્યાસી શોધ્યા જડશે નહિ અને નવલ-

કથા ને નવલિકાઓના શોખીનોનો પાર નથી. સિનેમા ગૃહો આજે પ્રેક્ષકોથી ઊભરાઈ જાય છે, ને તેનાં ગાયનોની નાની ચોપડીઓની ખપતીનો પાર હોતો નથી—નાનાં નાનાં છોકરાં જેનાં ગાયનોની એકાદ લીટી સમજ્યે કે વગર સમજ્યે લલકારતાં જાય છે. એમ બૂમબરાડા—એ પણ જ્યારે એની અતિશયતા થઈ ત્યારે શાસ્ત્રીજી વસંતરામ ભાઈએ બદનક્ષીની ફરિયાદ કરી અને એની ઘટિત સજાયે થઇ ગઈ અને પોતાનું ઢોલ વાગતું પણ બંધ થઈ ગયું.

વચ્ચે ચાલેલા બ્લાકટાનંદ પુરાણનો પણ સહેજ ઉલ્લેખ કરવો પડે છે. શ્રીનાથજીના મંદિરની સેવામાં ભાગ લીધા પછી ઘણાં વર્ષે વેર ને દ્વેષાગ્નિથી બળીઝળીને ગમે તેમ લખવા બોલવા લાગેલો તેનો પણ આ યુગના માણસો અંત લાવેલા. વૈષ્ણવ પરિષદની સ્થાપનાની શરૂઆતમાં શારદા મઠાધીશ્વરે ઉપાડેલી ચળવળો અને પાટણમાં કરેલી ધાંધલ વખતે શ્રી. જયેષ્ઠારામ શાસ્ત્રીની મદદમાં પણ શાસ્ત્રીજી અને તેમની સાથેના સહકાર્યકરો હાજર થઈ ગયા હતા.

પૂ. શ્રી. મગનલાલ શાસ્ત્રીજીએ કરેલી વૈષ્ણવ પરિષદની સ્થાપના અને પુસ્તકો પ્રસિદ્ધ કરી ભાષણો અને સદ્બોધ આપી પુરુષોત્તમ મંડળના વિદ્યાર્થીઓ (ભણેલા અને મોટા ગ્રેજ્યુએટો પણ સાંપ્રદાયિક બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરનારાઓ)ને લાભ આપી પૂજ્ય મહારાજશ્રીઓને અધ્યયન કરાવી તેમની સાથે દુર્લભજી શાસ્ત્રી, પરમાનંદ પંડિત, વસંતરામભાઈ અને બીજાઓ તથા છેવટે પ્રો. ગોવિંદલાલ ભટ્ટ ને શ્રી. નાગરદાસભાઇને તૈયાર કર્યો. સાંપ્રદાયિક સેવાની કદર કરવાની ફરજમાં પૂજ્ય મહારાજશ્રીઓએ તથા વૈષ્ણવોએ કંઇ જ કર્યું નથી. સ્મારકની અપીલમાં મારા જેવા વર્ગના સાધારણ માણસ ઉપરાંત ધનિક સદ્‌ગૃહસ્થ અને શાસ્ત્રીઓ તથા પ્રશંસકોએ સહીઓ કરી હતી. ૧૦–૧૨ વર્ષ સુધી કાંઈ ન બનવાથી મેં તો જૂજ રકમ ભાઇશ્રી કેશવરામ શાસ્ત્રી દ્વારા ગિરધરદાસ જગજીવનદાસને મોકલેલી. શાસ્ત્રીજીનું સ્મારક જેવું કંઇ ન હોવાથી તેનું શું કરવું તે પુછાવ્યાથી મેં મુ. વાડીલાલભાઈને શાસ્ત્રીજીના ગમે તે કાર્યમાં વાપરવા આપી દેવાનું જણાવ્યું હતું.

શાસ્ત્રીજી માટેની ગ્રંથમાળારૂપે પ્રો. ગોવિંદલાલભાઈ અને વાડીલાલભાઇ હજુ કાર્ય કર્યે જ જાય છે. શ્રી. વસંતરામભાઇએ “સ્મારક અંક” કાઢયો હતો અને શાસ્ત્રીજી કેશવરામ અને એમના નાના ભાઈ નાગરદાસભાઇએ ‘અનુગ્રહ’ શરૂ કર્યું. તે વિના બીજી કોઈ પ્રવૃત્તિ થયાનું મારી જાણમાં નથી. શાસ્ત્રીજી અને પૂજ્ય શ્રી ગોકુળનાથજી મહારાજશ્રીના સ્મારકમાં તો શુદ્ધાદ્વૈત યુનિવર્સિટી અને શુદ્ધાદ્વૈત કૉલેજો જોઇએ; સંપ્રદાયની સેવામાં વૈષ્ણવ ધનિકોનું ધન ખરચાવું જોઈએ અને શ્રીમહાપ્રભુજીના વિશ્વોદ્ધારક સિદ્ધાન્તોનો જગતમાં ફેલાવો કરવાની તક ઝડપી જીવનનું સાર્થક્ય કરવું જોઇએ. નિઃસાધન અને સાધારણ સ્થિતિના વૈષ્ણવોએ, વિદ્વાનોએ, ગ્રેજ્યુએટોએ સંપ્રદાયની જે સેવા કરી છે તેનો ઉલ્લેખ તો મારે વારંવાર કરવો જ જોઇએ. મારા જેવો અભણુ અજ્ઞાન અને તદ્દન નાનકડા શહેરમાં વસનાર સાધારણ સ્થિતિનો માણસ તેના વિના બીજું કરી પણ શું શકે ?

સંપ્રદાયનો સં. ૧૯૫૧ થી સં. ૧૯૯૧ સુધીનો યુગ **સુવર્ણયુગ** હતો, પણ વૈષ્ણવ જનતાને માટે **એ શાસ્ત્રીયુગ** હતો.

શાસ્ત્રીયુગ શાસ્ત્રીજીના ભગવચ્ચરણારવિંદની પ્રાપ્તિ સાથે પૂરો થયો, પણ પરિષદના સુવર્ણ-યુગના સંભારણામાં હજુ તો બીજો તબક્કો શરૂ થવાનો છે.

એ સુવર્ણયુગના સર્જનહારોમાં પૂજ્ય મહારાજશ્રી જીવણલાલજી અને અનિરુદ્ધલાલ-જીનું સ્થાન મોખરે ગણાય. સ્વ. છગનલાલ શાસ્ત્રી, લલ્લુભાઇ અને પટવારીજી અને શેઠ શ્રી ચિમનલાલ મોતીલાલજીનું ઉત્તમ સ્થાન ગણાય. શ્રી. ધીરજલાલભાઇ, વાડીલાલભાઈ, નાનુભાઈ અને તેલીવાળા એના ઝળકતા સિતારા અને શાસ્ત્રી અમૃતરામભાઈ તથા કલ્યાણજીભાઈ, વસંતરામભાઈ, કાશીરામભાઈ, અને પ્રો. ગોવિંદલાલભાઈ પણ તેના તેજસ્વી તારકો ગણાય.

એમના મદદગારો તરીકે પ્રો. જેઠાલાલ ભાઇ અને યુવાન કેશવરામભાઈ પણ તેમની મદદમાં સમય અને શક્તિ પ્રમાણે તૈયાર રહેતા. પ્રો. જેઠાલાલભાઇએ તે વખતમાં પણ સાંપ્રદાયિક પુસ્તકોનું પ્રકાશન કરેલું તેમ અમદાવાદમાં જાગૃતિ આણેલી. ગુરુવા-ચરનું સુપ્રસિદ્ધ આંદોલન શરૂ થયું અને તેમાં પૂજ્ય ગોકુળનાથજી મહારાજે એનું સુકાન હાથમાં લીધું, અનેક સાંપ્રદાયિક અને બીજા સંપ્રદાયના કાર્યકરોને મદદ આપતા રહ્યા અને શ્રમ શક્તિ અને સંપત્તિને રેલા-વીને ધાર્મિકતાનું રક્ષણ કરવાનું બીડું ઝડપેલું તે કામ સફળતાથી પાર ઉતાર્યું.

સંપ્રદાયના તૈયાર થયેલો સેવક વર્ગ પણ બેસી રહેતો નહિ. શ્રી. ધીરજલાલભાઈ તો કાર્ય કરતા જ, નાનુભાઇ પણ નિવૃત્ત થઇ કાર્ય કર્યે જાય છે અને પ્રો. ગોવિંદલાલ પણ વાડીલાલભાઇની મદદમાં કાર્યનો મોટો ફાળો આપ્યે જાય છે.

બીજું કાર્ય પ્રો. જેઠાલાલભાઇ અને કેશવરામભાઇ, વસંતરામભાઇ, હરિકૃષ્ણ શાસ્ત્રી, ચીમનલાલ શાસ્ત્રી, જટાશંકર શાસ્ત્રી, વગેરે પણ તેમની પોતાની રીતે કર્યે જાય છે.

**સંસદ–યુગ**

આ જ અરસામાં જાણે એક નવો જ તબક્કો સંપ્રદાયને માટે શરૂ થવાનો હોય તેમ તત્ત્વચિન્તક અને ભગવત્પ્રેમી મોડા-સાના ભાઇશ્રી મોહનલાલ વિઠ્ઠલદાસના મનમાં વિચાર ઊભો થયો. તેમને વૈષ્ણવોની નિષ્ક્રિયતા ખૂંચી અને તેમનામાં કાંઇ તમન્ના છે કે કેમ એ જોવાનું મન થયું અને સંવત્ ૧૯૯૭ ના અરસામાં "પ્રભુપ્રેમી ભગવદ્-ભક્તોને પત્ર" નામથી એક જાણીતા વૈષ્ણવોને પત્રો લખ્યા અને પ્રમાદ સેવતી વૈષ્ણવ જનતાને જાગ્રત થવા હાકલ કરી. પરિણામ ઘણું સારું આવ્યું, અને સૂચનાઓ સંમતિઓ ગો. વા. બાળકો, ગ્રેજ્યુએટ વિદ્વાનો, સદ્‌ગૃહસ્થો અને ભાવિક વૈષ્ણવો તરફથી મળી ચૂકી અને કાર્યમાં જ માનનારા શ્રી. મોહનલાલ વિઠ્ઠલ-દાસ ગાંધી તો જાગ્રત હતા, સંવત્ ૧૯૯૮ ના કાર્તિક માસના અરસામાં અમદાવાદમાં મણિલાલ મૅન્સનમાં નિમંત્રિત ઘણા વૈષ્ણવોની હાજરીમાં સભા થઇ અને ભગવત્કૃપાથી સર્વની સંમતિથી ખુશખુશાલી વચ્ચે **શુદ્ધા-દ્વૈત સંસદ**ના નામથી એક સંસ્થાનો જન્મ થયો. આજીવન સભ્યો અને વાર્ષિક સભ્યો કરવાનું કામ શરૂ થયું અને "અનુગ્રહ"

માસિકનું સંચાલન **સંસદના** મુખપત્ર તરીકે અને ગો. વા. મગનલાલ શાસ્ત્રીની સ્મારક પત્રિકા તરીકે કાયમ રાખવાનું સ્વીકારવામાં આવ્યું. પૂ. કાશીરામ શાસ્ત્રીજી તરફથી ભાઇ શ્રી. કેશવરામે એ કામ માટે સંમતિ આપી દીધી અને સંપ્રદાયની સર્વદેશીય સેવા બજાવનારી એક મહાન સંસ્થા અસ્તિત્વમાં આવી.

શ્રી. મોહનલાલ ગાંધીને સંપ્રદાયની સેવાની મહાન ધગશ, તત્ત્વચિંતક એટલે સર્વદેશીય અભ્યાસ, સતત મહેનત કરવાની તમન્ના અને ઉદાત્ત સેવાભાવના, એ ખાતર મોડાસા હાઈસ્કૂલના પ્રિન્સિપાલની નોકરીનો પણ ત્યાગ કરીને સંસ્થાનું કામ ઉપાડી લેવાનું માથે લીધું. તેમની સાથે જ તેમના વતનના ભાઇ પૂનમચંદ દોશી અને ચિમનલાલ વૈદ્યનો તેમને સાથ મળી ગયો. સંપ્રદાયના ગ્રેજ્યુએટ વિદ્વાનો અને અમદાવાદના સદ્‌ગૃહસ્થો અને ગોસ્વામી બાળકોના આશીર્વાદો હતા જ. એ રીતે બધીયે તરફથી સહાનુભૂતિ સહકાર અને કોઇ પણ પ્રકારની કોઇની પણ સહજે અપ્રસન્નતા વિના "શુદ્ધાદ્વૈત સંસદ" અસ્તિત્વમાં આવી. એમ સહુનો સાથ હતો અને હજીયે છે.

સંસદની સ્થાપનાથી એક બહુ સારી વાત એ થઈ કે તેના આજીવન સભ્યો એટલે માર્ગીય પ્રકાશનનો નવો વાચક વર્ગ ઊભો થયો. એ પ્રણાલિકાથી આપણે આળસુઓને સંપ્રદાયના સિદ્ધાન્તોના અભ્યાસની તક આપી. એટલા સભ્યો અનુગ્રહના વાચકો થયા. સંસદના વાર્ષિક સભ્યો થનારને પણ એ તક મળી. સંસદ તરફથી થનારાં પ્રકાશનો વાંચવાનો લાભ મેળવો અને સિદ્ધાન્તો તરફથી અભિરુચિ કેળવો.

ગુજરાત વિદ્યાસભા જેવી તેને મળતી જ સંપ્રદાયમાં કામ કરવાની એક વ્યવસ્થિત સંસ્થાનું અસ્તિત્વ એ જમાનાને અનુસરી વ્યવસ્થિત રીતે થયું. હાજર રહેલા લગભગ બધા તે જ વખતે આજીવન સભ્યો થયા અને તે જ વખતે એનું કાર્યવાહક મંડળ ભાવિક જાણકાર અને સદ્‌ગૃહસ્થ શેઠ હરિવલ્લભદાસ મૂળચંદવાળા શેઠ શ્રી. બાલાભાઇ ગિરધરદાસને પ્રમુખ તરીકે નીમી ઉપ-પ્રમુખો, કોશાધ્યક્ષો મંત્રીઓ અને સભ્યોનું રચાયું.

તેમાં પૂજ્ય પટવારીજી જેવા વયોવૃદ્ધ હતા, તેમાં પ્રો. ભટ્ટ, પ્રો. જેઠાલાલ શાહ, અધ્યાપક કેશવરામભાઈ, શાસ્ત્રીજી વસંતરામ અને નાગરદાસભાઇ વગેરે બધા કાર્ય કરનારાઓની સહાનુભૂતિ અને કાર્ય કરવાની તમન્ના હતી. મારા જેવા અજ્ઞાન અને ગામડિયા વૈષ્ણવને પણ તેમાં સ્થાન હતું.

શ્રી. મોહનલાલભાઈના એક જ પત્રે વૈષ્ણવ જનતામાં ઉત્પન્ન કરેલા ઉત્સાહ અને કામ કરવાની તમન્નાના પરિપાકરૂપે થયેલું સંસદનું અસ્તિત્વ એ વૈષ્ણવ જનતાને માટે ખાસ આનંદનો વિષય હતો. કાર્યને ઉત્સાહથી કરવાની પ્રેરણા લઇને જયનાદો વચ્ચે ત્યાંથી સહુએ વિદાય લીધી હતી.

પચાસ વર્ષ વટાવી ગયેલા શ્રી. મોહનલાલ ગાંધી પોતાનું સ્વપ્ન મૂર્તિમંત થતું જોઈ હરખાયા અને એમણે એકલે હાથે આજીવન સભ્યો નોંધવાનું શરૂ કરી દીધું ને એક બે વર્ષમાં જ ૫૦૦ થી ૬૦૦ જેટલા આજીવન સભ્યોની નોંધણી કરી. વાર્ષિક સભ્યો પણ નોંધાયા.

પૈસા મળી રહે છે, સાથ અને સહકાર મળી રહે છે, આગેવાની લેનાર–નેતૃત્વની ખોટ રહે છે. તમન્નાવાળા માણસ જોઈએ છે. વ્યવસાયી હોવા છતાં શ્રી. જેઠાલાલ ભાઇ અને કેશવરામભાઈ કામે લાગી ગયા. શ્રી. મોહનલાલભાઈને સારો સાથ મળી ગયો. અને સંસદના કાર્યની શરૂઆત સારી રીતે થવા લાગી.

બીજી તરફ પુસ્તકપ્રકાશન માટે પણ મદદ મેળવવામાં પણ મોહનલાલભાઇએ કાર્ય કરવા માંડયું અને ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરવા તરફ સંસદના ત્રણે ખડતલ કાર્યકરો પોતાના વ્યવસાય ઉપરાંત સંસદના કાર્યને પણ વેગ આપવા લાગ્યા. મોડાસામાં મોહનલાલભાઇના સાથીઓ પૂનમચંદભાઇ વગેરે હતા.

સંસદના સભ્યો નોંધવા, પુસ્તકોના પ્રકાશન માટે મદદ મેળવવી અને ઉપરાંત જાતે જ લેખન અને અનુવાદ કરવા, આ બધું કામ મોહનલાલભાઇએ મોટા ભાગે કરવા માંડયું. શ્રી. જેઠાલાલભાઇ અને કેશવરામભાઇ પણ કામ કરતા. સંસ્થાને રજિસ્ટર કરાવી નોંધવામાં આવી અને એ રીતે ગુજરાતમાં, વિશેષે કરીને અમદાવાદના આસપાસના વિભાગમાં ઉત્તર ગુજરાતમાં તેનું પુષ્કળ કામ થવા મંડયું.

બંધ રહેલું કામ બીજી રીતે પણ હવે થવું જ જોઇએ એ માટેનાં આંદોલનો શરૂ કરવામાં આવ્યાં. પુસ્તકપ્રકાશન માટે ટ્રસ્ટ ફંડો સ્વીકારવાનું કામ શરૂ થયું અને અન્ય રીતે પણ ખાસ પુસ્તકો માટે પણ મદદ મેળવવાની તજવીજો કરવામાં આવી. પરમ ભગવદીય ગો. વા. હરજીવન પુરુષોત્તમદાસ ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓ શેઠ મોતીલાલ ગોવિંદલાલ તથા શેઠ માણેકલાલ મણિલાલે અક્ષય પાત્રમાંથી મદદ કરવા માંડી.

બીજાં પણ ટ્રસ્ટ ફંડો મળતાં રહ્યાં અને પુસ્તકોની પ્રસિદ્ધિનું કામ શરૂ થયું. આજીવન સભ્યો અને વાર્ષિક સભ્યોને "અનુગ્રહ" માસિક મળવા ઉપરાંત પુસ્તકોનો લાભ એટલે વાચન મળતું ગયું ને સભ્યોને નફાનો લાભ થયો. "અનુગ્રહ"નું કદ પણ વધારવામાં આવ્યું.

ત્રણ ચાર વર્ષમાં વીસેક જેટલાં પુસ્તકો પ્રસિદ્ધ થઇ ચૂકયાં જેમાં એક જર્મન પંડિતે લખેલ શ્રીમદ્વલ્લભાચાર્ય આચાર્યજી મહાપ્રભુજી વિશેના પુસ્તકના અંગ્રેજી ભાષાંતર ઉપરથી ગુજરાતી અનુવાદ કરીને છપાવવામાં આવ્યો હતો. આ બધામાં જાતમહેનતનો મોટો ફાળો મોહનભાઈનો અને શ્રી. જેઠાલાલભાઈનો અને કેશવરામભાઇનો હતો. પરિષદ ભરવાની યોજના પણ થઈ શકે તો સારું; બંધ થયેલાં આંદોલન શરૂ થાય અને સંસદના સત્કાર્યમાં ઉમદા કાર્ય થયું કહેવાય. સંસદની સભામાં તે માટેનો વિચાર કરવામાં આવ્યો. રેશનિંગની પદ્ધતિ ચાલતી હતી.

જમણવારો બંધ હતા. ફક્ત ૨૫–૫૦ માણસોની જ મર્યાદા. તેવા વખતમાં એ કેમ બને? પણ કાયદાની મર્યાદા સચવાઈ રહે તે પ્રમાણે કરીને પરિષદનું બંધ રહેલ કાર્ય કરવું અને અધિવેશન તો ભરવું જ. આ માટે પણ નક્કી કરવામાં આવ્યું અને નડિયાદના વૈષ્ણવ બન્ધુઓએ સંસદ તરફથી ભરાતા અધિવેશનમાં સહકાર આપવાનું જણાવ્યું. પરિષદ નડિયાદમાં ભરવાનું નક્કી થયું.

સંસદના પ્રમુખ આ વખતે શેઠ શ્રી હરિદાસ અચરતલાલભાઈ હતા એટલે સ્વાગત પ્રમુખ તરીકે તેમણે જ કાર્ય કરવું એમ નક્કી

કરવામાં આવ્યું અને તેમની વરણી કરવામાં આવી.

પ્રમુખ તરીકે છેલ્લી બે પરિષદોમાં ગોસ્વામી બાળકોને નીમવામાં આવતા હતા. તે પ્રથામાં ફેરફાર કરી મૂળ પરિષદની સ્થાપનાના બંધારણ મુજબ કાર્ય કરવું કે કેમ, એના વિચારના અંતે પણ મૂળ બંધારણની માફક જ ધર્માધ્યક્ષ તરીકે ગોસ્વામી બાળકો બિરાજે અને વ્યાવહારિક પ્રમુખ તરીકે વૈષ્ણવ જ હોય એ હિતાવહ છે, તેથી પરિષદની આઠમી બેઠકના પ્રમુખ તરીકે શાસ્ત્રી યુગના સિતારા પરમ વૈષ્ણવ શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ બી. એ, એલ એલ. બી., એડવોકેટ એમની નિમણૂક કરવામાં આવી અને નડિયાદ ખાતે મર્યાદિત સ્વરૂપમાં પણ સફળ રીતે આઠમી પરિષદ ભરવામાં આવી. આ માટે શ્રી. મોહનલાલ ગાંધી જ એ બધા યશના અધિકારી કહી શકાય.

કડીથી જનારામાં હું, હાઇસ્કૂલના પ્રિન્સિપાલ હરિલાલભાઈ, વકીલ ગોવિંદલાલભાઇ અને ડાહ્યાભાઇ વગેરે હતા. ધર્માધ્યક્ષ સ્થાન માટે પણ નિમંત્રણો આપવામાં આવ્યાં હતાં. પૂજ્યપાદ શ્રી. ગોકુળનાથજી મહારાજશ્રીના બે મોટા લાલબાવા શ્રીકૃષ્ણજીવનજી અને શ્રી. દીક્ષિતજી પધાર્યા હતા. વ્યાવહારિક પ્રમુખ તરીકે જેમની નિમણૂક કરવામાં આવી હતી તે શ્રી. વાડીલાલભાઇ વગેરેએ પણ નીચે બેઠક લીધી હતી.

વાદ્યના શરોદો અને કીર્તનો વચ્ચે ૧૫–૨૦ વર્ષ પછી પરિષદ મળતી હતી. સ્વાગત પ્રમુખ શેઠ હરિદાસભાઇના ભાષણ પછી પરિષદનું કાર્ય શરૂ કરવા માટે પ્રો. શ્રી. ગોવિંદલાલભાઇએ શ્રીવાડીલાલભાઈના પ્રમુખસ્થાન માટેની દરખાસ્ત મૂકી અને શાસ્ત્રીજી વસંતરામભાઇએ તેને અનુમોદન આપ્યું. ધર્માધ્યક્ષ સ્થાનેથી ભાઇઓની બેલડીએ પ્રવચન કર્યાં, સંદેશાઓ વંચાયા અને પ્રમુખશ્રીએ પોતાનું આખું ભાષણ મોઢેથી જ કર્યું.

શ્રીકૃષ્ણજીવનજી મહારાજે નોઆખલી જઇ આવેલા ત્યારનું બધુંય જાહેર સભા મળેલાં તેમાં તેમના અનુભવોનું સચોટ ભાષણ કરેલું. બેઠકના છેલ્લા દિવસે રાત્રે શ્રીદીક્ષિતજી મહારાજે જગતની ઐતિહાસિક વિગતોનું શરૂઆતથી આજ સુધીની સ્થિતિનું પણ જાહેર સભામાં ભાષણ કર્યું હતું, જે બન્ને સભાઓમાં નડિયાદ શહેરના સાંપ્રદાયિક માનવોનો મહેરામણ ભાષણો સાંભળવાને ઊમટી પડયો હતો.

જે ધર્મ સારાયે વિશ્વને અનુકૂળ છે, જે ધર્મને જગતના કોઇ પણ વર્ગનો અગર કોઈપણ જાતિનો માનવસમૂહ સહેલાઇથી સ્વીકારી શકે છે અને તે માર્ગે ચાલી આત્મકલ્યાણ સાધી શકે છે, તેને માટે, તેના પ્રચારને માટે, માનવજાતિના કલ્યાણને માટે પ્રયત્નશીલ થવું અને રહેવું એ પ્રત્યેક જાણકાર વ્યક્તિની ફરજ છે અને તે વ્યક્તિનું તેમાં શ્રેય પણ છે.

નડિયાદ પરિષદનું કામ સંપૂર્ણ થયું, સફળતાથી થયું અને પરિષદનું અધિવેશન ભરવાનું ૧૫–૨૦ વર્ષે ચાલુ થયું. ઠરાવોના અમલની વિધિઓ પણ ઝડપભેર થતી ચાલી. પી. જોન્સ અને ગ્લેસેનોપના ગ્રંથો ગુજરાતીમાં બહાર પાડીને પરદેશી લોકો પણ સંપ્રદાય તરફ કેવા આદરથી જુએ છે તે બતાવી આપ્યું. બે ત્રણ વર્ષ નીકળી ગયાં ને શ્રીમોહનલાલભાઈ કેન્સરની વ્યાધિમાં ઝડપાયા

અને ત્રણ વર્ષ પૂરાં થતાંમાં તો તેઓ પોતાના જીવનનું કાર્ય થઇ શકે તેટલી ઝડપથી ને સારી રીતે કરી ભગવચ્ચરણારવિંદને પ્રાપ્ત થયા.

શ્રીમદ્ભાગવતનું કાર્ય ત્રણ સ્કંધનું બાકી રહેલું તે તેમના સહકાર્યકરોએ પૂર્ણ કર્યું અને સંસદ તરફથી ‘ ભાવના સાથે ચોરાશી વૈષ્ણવની વાતો’ અને ‘શ્રીમદ્ભાગવત’ના ગ્રંથો બહાર પાડવાનું મહાન કાર્ય શ્રી. કેશવરામ ભાઇએ પૂર્ણ કરી બહાર પાડયા.

સંસદની મોટી રકમ તેમાં રોકાઇ. ‘અનુગ્રહ’ ની ખોટમાં પણ કેટલીક રકમ વપરાઇ. વૈષ્ણવ ધનિકો આ તરફ વધારે ધ્યાન આપે એ ઇષ્ટ છે. અને સંસદના કાર્યને–કાર્યવાહકોને નાણાં તરફની મૂંઝવણ ન જ રહેવી જોઇએ. વૈષ્ણવોની સંખ્યા શબ્દોથી ગણાતી હોય–કરોડ જેવો આંકડો કહેવાતો હોય ત્યાં વ્યવસ્થિત રીતે ચાલતી સંસદ જેવી સંસ્થા હોય, જ્યાં જેઠાલાલભાઈ અને કેશવરામભાઈ જેવા ખડતલ બની કાર્ય કરનારા હોય, જેના પ્રમુખો–ઉપપ્રમુખો મિલ માલિકો ને સદ્ગૃહસ્થો હોય, શ્રી. વાડીલાલ-ભાઇ, નાનુભાઈ ગાંધી, વસંતરામભાઇ, પ્રો. ભટ્ટ જેવાની ચાલુ મદદ અને સહાનુ-ભૂતિ હોય, જ્યાં સાંપ્રદાયિક શાસ્ત્રીઓનો જરાયે વિરોધ ન હોય, જ્યાં સર્વ ગોસ્વામી બાળકોનાં સહાનુભૂતિ અને શુભાશીર્વાદો હોય, સાંપ્રદાયિક માસિકો પણ આ દિશામાં કામ કરતાં હોય ત્યાં સાંપ્રદાયિક કામ આવું ચાલે ? ત્યાં તો શુદ્ધાદ્વૈત યુનિવર્સિટી હોય, કોલેજો અને હાઇસ્કૂલો ઠામે ઠામે હોય, વિદ્યાર્થી-ઓને માટે બોર્ડિંગો હોય અને શ્રીમહા-પ્રભુજીના કોઇપણ વ્યક્તિને સંહારક કે વિઘાતક નહિ તેવા સર્વોદ્ધારક, માનવોદ્ધારક, વિશ્વોદ્ધારક સિદ્ધાંતોનો જયઘોષ હોય, એની વિજયધ્વજા જગતમાં ફરકતી હોય. તેમ ન થાય એ વૈષ્ણવ જનતાની શરમ છે એમ કહીને પણ કેમ બેસી રહેવાય ?

‘ચાલો આપણે સાથે લણીએ અને કામ કરીએ’ એવી ગર્જના ચોતરફ ફેલાવીએ, પ્રાંતિક પરિષદો ઠામે ઠામે ભરીએ અને કોઇ પણ સાલ **વૈષ્ણવ પરિષદ** ભરાયા વિના ન રહે એવું વાતાવરણ ઊભું કરીએ. પ્રભુ સહુને સંમતિ આપો. અસ્તુ.

**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥**

## – ઉપસંહાર –

શ્રીમદ્‌વલ્લભાચાર્યજી શ્રીઆચાર્યજી મહા પ્રભુજીના દિવ્ય અને દૈવી વિશ્વોદ્ધારક સંદેશાને ફેલાવી તેને ઘેરઘેર ગુંજતો કરવો એ માટે જવાબદારીવાળી અને ધરખમ મહાન સંસ્થા હોવી જોઇએ, તે તો હવે આપણી શુદ્ધાદ્વૈત સંસદ છે જ; તેમાં સર્વે વૈષ્ણવો જોડાઇ જાય અને એ સંસ્થા પોતાના વાર્ષિક કાર્યનું સરવૈયું કાઢે તેમાં ભારતના કોઈપણ સ્થળે મળેલી પરિષદનો હેવાલ હોવો જ જોઇએ અને એ રીતે પરિષદના સંમેલનના ઠરાવો અમલી બનાવવાનું સુલભ થાય અને હાલના સમયને અનુકૂળ ધર્મ-પ્રચાર કરવાની તકનો લાભ આપણે મેળવી શકીએ.

★

# *પુષ્ટિમાર્ગ અને તેના સિદ્ધાંતો

લે. પ્રિ. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, એમ. એ.

[ પુષ્ટિમાર્ગનું અઢળક સાહિત્ય બહાર પ્રસિદ્ધ થયું છે તેમ છતાં તેના સિદ્ધાંતોથી જનતાનો મોટો ભાગ અણજાણ છે, ખુદ પુષ્ટિમાર્ગીયો પણ તે સિદ્ધાંતોને બરાબર જાણતા નથી. આ લેખમાં ટૂંકમાં પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનોયે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ]

પુષ્ટિમાર્ગના સ્થાપક શ્રીવલ્લભાચાર્યજી હતા. તેમનું પ્રાકટય ચંપારણ્યમાં સં. ૧૫૨૯ ના ચૈત્ર વદ ૧૧ને દિવસે થયેલું. તેમની લઘુવયમાં જ તેમણે વેદ, ઉપનિષદો, વેદાંગો, ૭ દર્શન શાસ્ત્રો, ગીતા તથા પુરાણોનો સંપૂર્ણ રીતે અભ્યાસ કરેલો હતો. તેમના પિતૃચરણના હરિશરણ થયા પછી પોતે ભારતવર્ષનાં મુખ્ય તીર્થધામોમાં પર્યટને નીકળ્યા અને તે પર્યટન સમય દરમ્યાન પોતાને શાસ્ત્રોનું મંથન કરતાં અને દેશ કાળને અનુરૂપ જે ભક્તિમાર્ગનું રહસ્ય સમજાયું તેનો ઉપદેશ કર્યો. તેમણે ત્રણ વખત પર્યટનો કર્યાં, તે સમય દરમ્યાન અનેકની સાથે શાસ્ત્રીય ચર્ચાઓ થઇ, માયાવાદીઓ, મીમાંસકો, સાંખ્યવાદી, ન્યાયવાદી તેમજ અનેક મતોવાળાઓની સાથે પણ ચર્ચાઓ કરીને તેમના સંશયોને દૂર કર્યાં હતા. વિજયનગરના કૃષ્ણદેવરાજાની સભામાં તો માયાવાદીઓનો પરાજય કરીને બ્રહ્મવાદની વિજયઘોષણ કરી હતી તેથી રાજાએ પ્રસન્ન થઈને તેમનો કનકાભિષેક કર્યો હતો. તેઓશ્રીએ ફક્ત ઉપવીતવસ્ત્ર ધારણ કરીને પ્રવાસ કરેલો, અને જે જે સ્થળે તેમણે મુકામ કરેલો ત્યાં તેમણે શ્રીમદ્ભાગવત વગેરે ઉપર પ્રવચનો કરેલાં તથા સપ્તાહો કરેલી. તે સ્થળોએ તેમની બેઠકો બની. એવી ૮૪ બેઠકો 'ભારતવર્ષ'માં તમામ પ્રાંતોમાં અત્યારે પણ મોજૂદ છે. તેઓશ્રીએ જોકે ગૃહસ્થાશ્રમ ભક્તિમાર્ગનો પ્રચાર કરવાને સ્વીકારેલો છતાં તેઓનું જીવન ત્યાગમય હતું, પ્રભુના વિયોગથી તે ભરેલું હતું. પ્રભુના વિરહનો અગ્નિ તેમના હૃદયમાં સર્વદા પ્રજ્વલિત હતો, તેથી તેમને 'વૈશ્વાનર'નું બિરુદ તેમના આત્મજ શ્રી. વિઠ્ઠલેશે આપેલું. તેઓશ્રીએ અનેક ગ્રંથો લખેલા. બ્રહ્મસૂત્ર ઉપર 'અણુભાષ્ય' નામની ટીકા, તત્ત્વાર્થદીપ નિબંધ જેમાં શાસ્ત્રાર્થ પ્રકરણ, સર્વનિર્ણય, ભાગવતાર્થનો સમાવેશ થાય છે—તેઓની ઉપરની 'પ્રકાશ' ટીકા સાથે, તથા ષોડશગ્રંથો નામના નાના નાના સિદ્ધાન્તોની સમજ આપનાર ગ્રંથો પણ લખ્યા છે. બીજા પણ ગાયત્રીભાષ્ય પત્રાવલંબન વગેરે ગ્રંથો લખ્યા છે, પણ તેમનો અપૂર્વ ગ્રંથ જે ભારતવર્ષના સંસ્કૃત વાઙ્મયમાં અદ્વિતીય છે તે શ્રીમદ્ભાગવત ઉપરની 'સુબોધિની' ટીકા છે.

તેમણે જે ધર્મનું સ્થાપન કર્યું તે પુષ્ટિમાર્ગ તરીકે ઓળખાય છે. તેમનું તત્ત્વજ્ઞાન 'બ્રહ્મવાદ' કે 'શુદ્ધાદ્વૈત'ના **નામથી ઓળખાય છે.**

* આ લેખ પ. ભ. શ્રી. કિશનદાસ પુરુષોત્તમદાસ સુગન્ધીના આગ્રહથી તેમના 'નાગરોના ઇતિહાસ' પુસ્તક માટે લખેલો છે. તેમના સૌજન્યથી તે લેખ અહીંયાં પ્રસિદ્ધ થાય છે.

બ્રહ્મ એટલે જ્ઞાન, તે બ્રહ્મમાં જીવ–કેવલ જ્ઞાનરૂપ બને અને બ્રહ્મમાં લય પામે તો તેને મોક્ષ મળે છે. શંકરાચાર્યના ઉપદેશનું પરિણામ એ આવ્યું કે સામાન્ય રીતે લોકમાનસ સંન્યાસ તરફ વધારે વળતું ગયું. યજ્ઞાદિ બંધ થયા અને ગૃહસ્થાશ્રમનો પણ ઉચ્છેદ થવા લાગ્યો. ત્યારપછી રામાનુજાચાર્ય દક્ષિણમાં થયા તેમનું આ સ્થિતિ તરફ લક્ષ્ય ગયું. તેમણે બ્રહ્મ-સૂત્ર ઉપર ભાષ્ય કરીને જણાવ્યું કે બ્રહ્મ એ ફક્ત નિર્ગુણ નથી, પણ સગુણ પણ છે; તે ઉભયરૂપે છે. માયાથી તે જગતરૂપે થયું નથી, તેથી તે અસત્ય પણ નથી. સત્ ચિત્ તે તેનાં વિશેષણો રૂપે છે. તે રૂપે પણ તે સાચાં છે. એ બ્રહ્મની પ્રાપ્તિ તેનું નામ મોક્ષ. તે જ્ઞાન એકલાથી નહિ, પણ તે સાથે ઉપાસના એટલે જ્ઞાન અને કર્મના સમુચ્ચયથી જ પ્રાપ્ત થઈ શકે છે. એ રીતે તેમણે ગૃહસ્થાશ્રમમાં યજ્ઞાદિ કર્મોને પણ પુનર્જીવન આપ્યું. આ સમયે દેશનું રાજકીય વાતાવરણ બદલાતું હતું. મુસ્લિમોએ દેશ ઉપર આક્રમણ કર્યું અને તેમની સત્તા સ્થાપિત કરી. પરિણામે ઇસ્લામી સંસ્કૃતિનું વર્ચસ વધતું ગયું. આથી વેદધર્મ અવગણાવા લાગ્યો, વર્ણાશ્રમ ધર્મો શિથિલ થયા, તેથી સંતો અને આચાર્યોએ ભક્તિમાર્ગ દ્વારા જ દેશની આધ્યાત્મિકતાનું રક્ષણ થશે એમ તેમને પ્રતીતિ થઇ, તેથી તેનો ઉપદેશ આપવા લાગ્યા. શ્રીવલ્લભાચાર્યજીના પ્રાકટ્ય પહેલાં ભક્તિનું વાતાવરણ દેશમાં સર્જાયું હતું જ, પણ તેને વ્યવસ્થિત અને દૃઢ કરવાને માટે ખાસ વિચારકની જરૂર હતી તે વિચારક દેશને શ્રીવલ્લભાચાર્યજી મળ્યા. તેમના સમયે દિલ્હીમાં બહિલોલ લોદી રાજ્ય કરતો હતો. ત્યાર પછી સિકંદર લોદી આવ્યો. આ સમયે ઇસ્લામી સંસ્કૃતિ દેશ ભરમાં વ્યાપી ગઇ હતી તેની નાગચૂડમાંથી હિન્દુધર્મની સંસ્કૃતિનું રક્ષણ કરવાનું હતું. વળી હિન્દુધર્મવૃક્ષમાં અંદરથી પણ સડો હતો, તેને ક્ષય લાગ્યો હતો. આ વ્યાધિથી હિન્દુ ધર્મનું રક્ષણ કરવાનું કાર્ય ઘણું જ કઠિન હતું. દેશ આચારથી ભ્રષ્ટ થતો હતો. તીર્થ સ્થળોમાં દુષ્ટ વિધર્મીઓનો પગદંડો હતો. તમામ સ્થળો મ્લેચ્છોથી આક્રાંત હતાં એટલે ખુલ્લી રીતે ધર્મનું પાલન અશક્ય થતું જતું હતું. ધર્મમાં પણ પાખંડ અને દંભ વધી ગયાં હતાં. સત્પુરુષો પણ પાપી અને પાખંડના માર્ગે જતા હતા. લાભ અને પૂજા માટેજ તેઓ તત્પર હતા. મંત્રોની શક્તિ પણ નષ્ટ થઈ હતી. સ્થળે સ્થળે અનેક મતોની મિથ્યા ચર્ચામાં વિદ્વાનો સમયને બરબાદ કરતા હતા. આ સ્થિતિનો સંપૂર્ણ ખ્યાલ શ્રીવલ્લભાચાર્યજીએ 'કૃષ્ણાશ્રય' નામના ગ્રંથમાં આપેલો છે. દેશની આ સ્થિતિનો વિચાર કરીને તેમને એમ લાગ્યું કે આ વાતાવરણમાં 'દૈવી જીવો'નો ઉદ્ધાર અશક્ય છે. તેથી એ ઉદ્ધાર શી રીતે થઇ શકે તે માટે તેઓશ્રીએ મંથન કર્યું અને તેમને સ્ફુરિત થયું કે ભક્તિ એજ દૈવી જીવોના ઉદ્ધારનો ખરો માર્ગ છે, પણ તે ભક્તિ કામનાથી કરવામાં આવે તે નહિ પણ નિષ્કામ ભાવથી, પ્રભુ પ્રત્યેના શુદ્ધ પ્રેમથી કરાતી ભક્તિ તે હોવી જોઇએ. આથી તેમણે તે પ્રકારના ભક્તિમાર્ગનો ઉપદેશ આપ્યો. આ ભક્તિમાર્ગ 'પુષ્ટિમાર્ગ'ના બીજા નામથી જાણીતો થયો.

ભારતવર્ષની ધર્મપરંપરા વેદકાલથી આચાર્યો દ્વારા જળવાઈ છે; જો કે જુદા જુદા સમયે દેશકાલને અનુરૂપ તે તે નવીન સ્વરૂપ આપવામાં આવેલ છે. વેદ જો કે દેવોની સ્તુતિરૂપે હોવાથી ભક્તિપ્રધાન છે, છતાં કર્મ અને જ્ઞાનનાં બાહ્ય પડોની નીચે તે ભક્તિ પ્રચ્છન્ન રહી છે. વેદના પૂર્વકાંડ એટલે બ્રાહ્મણ ગ્રંથોએ કર્મ એટલે યજ્ઞને વધારે મહત્તા આપી અને ઉત્તરકાંડ એટલે ઉપનિષદોએ જ્ઞાનને મહત્તા આપી. ગીતાએ કર્મ તથા જ્ઞાનને સ્વીકાર્યાં, છતાં ભક્તિ એ જ જીવનનો ઉત્તમ ધર્મ છે એમ કહ્યું, અને ભાગવતે તેને સાધનરૂપ નહિ પણ ફલરૂપે સ્વીકાર્યું. આમ ભાગવત દ્વારા ભક્તિને આ દેશમાં અગ્રસ્થાન મળ્યું. ત્યાર પછી દેશમાં નવા વિચારકો થયા તેમણે વેદ–ઉપનિષદના વિચારોનું સ્વતંત્ર રીતે આલોચન કરવા માંડયું અને તે ઉપરથી તેમને વેદનાં રહસ્ય જુદાં જ જણાયાં. આ રહસ્ય સમજાવવાને તેમણે જુદાં જુદાં શાસ્ત્રો રચ્યાં તે છ 'દર્શન શાસ્ત્ર'ના નામથી ઓળખાય છે. સાંખ્ય શાસ્ત્રવાળા કપિલને એમ લાગ્યું કે ઉપનિષદોમાં જગતના કારણ તરીકે બ્રહ્મ કહેલું છે તે બરાબર નથી. બ્રહ્મ જેવું કોઇ તત્ત્વ જ નથી, પણ સૃષ્ટિ પહેલાં પ્રકૃતિ અને પુરુષ એ બે તત્ત્વ હતાં. યોગશાસ્ત્રના રચયિતા પતંજલિના મતે ઈશ્વર, પ્રકૃતિ અને પુરુષના સંપર્કથી આ જગત છે અને તેને લીધે દુઃખ અનુભવાય છે, આ દુઃખની નિવૃત્તિ માટે પુરુષ અને પ્રકૃતિનો સંપર્ક થવા દેવો જોઇએ નહિ. યોગશાસ્ત્રપ્રણયિતા પતંજલિ જો કે સાંખ્યને પગલે ચાલે છે, પણ તે કહે છે કે દુઃખ દૂર કરવાનું સાધન યોગ છે અને તે યોગની સાધના માટે ઈશ્વર જેવું તત્ત્વ સ્વીકારવું જોઇએ–ભલે ઇશ્વરની સિદ્ધિ થઈ શકતી ન હોય. વૈશેષિકવાળાઓએ બ્રહ્મ વગેરેનો વિચાર બહુ કર્યો નથી. એને મતે જગતની ઉત્પત્તિ અણુઓમાંથી થઇ છે. અણુઓ એ સમવાયિ કારણ છે અને ઈશ્વરની ઇચ્છા એ નિમિત્ત કારણ છે. જગતના સાત પદાર્થોનું સાચું જ્ઞાન થાય તો દુઃખ દૂર થાય એમ તે કહે છે. નૈયાયિકો એમ માને છે કે જગતના દુઃખનું કારણ અજ્ઞાન અથવા ખોટું જ્ઞાન છે, માટે સાચું જ્ઞાન મેળવવા માટે ન્યાયના સિદ્ધાંતો સમજવા જોઈએ તેમ તે જણાવે છે. જૈમિનિ ઈશ્વરમાં માનતા નથી. તે વેદના પૂર્વકાંડને જ પ્રમાણ માને છે અને તેને આધારે જણાવે છે કે યજ્ઞ–કર્મ એ જ દુઃખ દૂર કરવાનું સાધન છે. બાદરાયણ વ્યાસ 'બ્રહ્મ' તત્ત્વને સ્વીકારે છે, તે જ જગતનું સમવાયિ કારણ છે. એમણે એ રીતે બ્રહ્મવાદનું સ્થાપન કર્યું. આ સમયે બૌદ્ધોના તથા જૈનોના વેદબાહ્યમત હતા: તેઓ 'બ્રહ્મ' કે ઈશ્વરમાં માનતા નહિ, એટલું જ નહિ, પણ વેદ તથા ઉપનિષદોમાં જણાવેલાં સાધનોને સ્વીકારતા નહોતા. તેમની અસરથી આ દેશ વેદથી વિમુખ થવા લાગ્યો અને વેદની નિન્દા થવા લાગી. બાદરાયણે બ્રહ્મસૂત્રો રચીને વેદની પ્રતિષ્ઠા ફરીથી દાખલ કરી. ત્યારપછી બ્રહ્મસૂત્રો ઉપર જુદા જુદા આચાર્યોએ ભાષ્યો રચ્યાં. શંકરાચાર્યે પણ એક ભાષ્ય લખ્યું, પણ તે બાદરાયણ વ્યાસને સંપૂર્ણ રીતે અનુસર્યા નહિ, તેમના ઉપર ગૌતમ બુદ્ધના શૂન્યવાદની અસર હતી, એટલે તેમણે બ્રહ્મ તત્ત્વને સ્વીકાર્યું તો ખરું, પણ બ્રહ્મને નિરાકાર અને જગતને અસત્ય કહ્યું.

બ્રહ્મ એટલે જ્ઞાન, તે બ્રહ્મમાં જીવ–કેવલ જ્ઞાનરૂપ બને અને બ્રહ્મમાં લય પામે તો તેને મોક્ષ મળે છે. શંકરાચાર્યના ઉપદેશનું પરિણામ એ આવ્યું કે સામાન્ય રીતે લોકમાનસ સંન્યાસ તરફ વધારે વળતું ગયું. યજ્ઞાદિ બંધ થયા અને ગૃહસ્થાશ્રમનો પણ ઉચ્છેદ થવા લાગ્યો. ત્યારપછી રામાનુજાચાર્ય દક્ષિણમાં થયા તેમનું આ સ્થિતિ તરફ લક્ષ્ય ગયું. તેમણે બ્રહ્મ-સૂત્ર ઉપર ભાષ્ય કરીને જણાવ્યું કે બ્રહ્મ એ ફક્ત નિર્ગુણ નથી, પણ સગુણ પણ છે; તે ઉભયરૂપે છે. માયાથી તે જગતરૂપે થયું નથી, તેથી તે અસત્ય પણ નથી. સત્ ચિત્ તે તેનાં વિશેષણો રૂપે છે. તે રૂપે પણ તે સાચાં છે. એ બ્રહ્મની પ્રાપ્તિ તેનું નામ મોક્ષ. તે જ્ઞાન એકલાથી નહિ, પણ તે સાથે ઉપાસના એટલે જ્ઞાન અને કર્મના સમુચ્ચયથી જ પ્રાપ્ત થઈ શકે છે. એ રીતે તેમણે ગૃહસ્થાશ્રમમાં યજ્ઞાદિ કર્મોને પણ પુનર્જીવન આપ્યું. આ સમયે દેશનું રાજકીય વાતાવરણ બદલાતું હતું. મુસ્લિમોએ દેશ ઉપર આક્રમણ કર્યું અને તેમની સત્તા સ્થાપિત કરી. પરિણામે ઇસ્લામી સંસ્કૃતિનું વર્ચસ વધતું ગયું. આથી વેદધર્મ અવગણાવા લાગ્યો, વર્ણાશ્રમ ધર્મો શિથિલ થયા, તેથી સંતો અને આચાર્યોએ ભક્તિમાર્ગ દ્વારા જ દેશની આધ્યાત્મિકતાનું રક્ષણ થશે એમ તેમને પ્રતીતિ થઇ, તેથી તેનો ઉપદેશ આપવા લાગ્યા. શ્રીવલ્લભાચાર્યજીના પ્રાકટ્ય પહેલાં ભક્તિનું વાતાવરણ દેશમાં સર્જાયું હતું જ, પણ તેને વ્યવસ્થિત અને દૃઢ કરવાને માટે ખાસ વિચારકની જરૂર હતી તે વિચારક દેશને શ્રીવલ્લભાચાર્યજી મળ્યા. તેમના સમયે દિલ્હીમાં બહિલોલ લોદી રાજ્ય કરતો હતો. ત્યાર પછી સિકંદર લોદી આવ્યો. આ સમયે ઇસ્લામી સંસ્કૃતિ દેશ ભરમાં વ્યાપી ગઇ હતી તેની નાગચૂડમાંથી હિન્દુધર્મની સંસ્કૃતિનું રક્ષણ કરવાનું હતું. વળી હિન્દુધર્મવૃક્ષમાં અંદરથી પણ સડો હતો, તેને ક્ષય લાગ્યો હતો. આ વ્યાધિથી હિન્દુ ધર્મનું રક્ષણ કરવાનું કાર્ય ઘણું જ કઠિન હતું. દેશ આચારથી ભ્રષ્ટ થતો હતો. તીર્થ સ્થળોમાં દુષ્ટ વિધર્મીઓનો પગદંડો હતો. તમામ સ્થળો મ્લેચ્છોથી આક્રાંત હતાં એટલે ખુલ્લી રીતે ધર્મનું પાલન અશક્ય થતું જતું હતું. ધર્મમાં પણ પાખંડ અને દંભ વધી ગયાં હતાં. સત્પુરુષો પણ પાપી અને પાખંડના માર્ગે જતા હતા. લાભ અને પૂજા માટે જ તેઓ તત્પર હતા. મંત્રોની શક્તિ પણ નષ્ટ થઈ હતી. સ્થળે સ્થળે અનેક મતોની મિથ્યા ચર્ચામાં વિદ્વાનો સમયને બરબાદ કરતા હતા. આ સ્થિતિનો સંપૂર્ણ ખ્યાલ શ્રીવલ્લભાચાર્યજીએ 'કૃષ્ણાશ્રય' નામના ગ્રંથમાં આપેલો છે. દેશની આ સ્થિતિનો વિચાર કરીને તેમને એમ લાગ્યું કે આ વાતાવરણમાં 'દૈવી જીવો'નો ઉદ્ધાર અશક્ય છે. તેથી એ ઉદ્ધાર શી રીતે થઇ શકે તે માટે તેઓશ્રીએ મંથન કર્યું અને તેમને સ્ફુરિત થયું કે ભક્તિ એ જ દૈવી જીવોના ઉદ્ધારનો ખરો માર્ગ છે, પણ તે ભક્તિ કામનાથી કરવામાં આવે તે નહિ પણ નિષ્કામ ભાવથી, પ્રભુ પ્રત્યેના શુદ્ધ પ્રેમથી કરાતી ભક્તિ તે હોવી જોઇએ. આથી તેમણે તે પ્રકારના ભક્તિમાર્ગનો ઉપદેશ આપ્યો. આ ભક્તિમાર્ગ 'પુષ્ટિમાર્ગ'ના બીજા નામથી જાણીતો થયો.

હવે આ પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો કયા છે તે આપણે જોઈએ.

## પુષ્ટિમાર્ગ

શ્રીવલ્લભાચાર્યજીનો માર્ગ 'પુષ્ટિમાર્ગ' કહેવાય છે. તે એક ભક્તિસંપ્રદાય જ છે, પણ આ ભક્તિમાર્ગનું વૈલક્ષણ્ય બીજા ભક્તિમાર્ગથી એ રીતે છે કે અહીંયાં સાધનથી ભગવાનની પ્રાપ્તિ થતી નથી. શ્રવણાદિ ભક્તિ પણ અહીંયાં ભગવત્પ્રાપ્તિમાં સહાયક નથી. પ્રભુ પોતે જ જીવ ઉપર અનુગ્રહ કરે તો જ તે પ્રાપ્તિ થાય છે. 'પુષ્ટિ'નો અર્થ 'ભગવાનનો અનુગ્રહ' થાય છે. પુષ્ટિનો જીવ તે ભગવાનના અનુગ્રહને પાત્ર છે. પોતે નિઃસાધન બનીને ભગવાનનો પ્રેમ તેણે એટલે સુધી મેળવ્યો છે કે ખુદ ભગવાન પોતે જ તેના ઉપર 'અનુગ્રહ' કરવાને પ્રેરાય છે. તેના જીવનનું ધ્યેય 'ભગવાન' સિવાય અન્ય કંઇ પણ નથી. તેને કોઈ લૌકિક સિદ્ધિઓ—સ્વર્ગ કે મોક્ષની પણ વાંછા નથી. પ્રભુ જ તેનું સર્વસ્વ છે, પ્રભુને માટે જ તેનું જીવન છે. તેની પ્રત્યેક ક્રિયા પ્રભુ માટે હોય છે. પછીના સમયમાં પણ પ્રભુનું જ મનથી સ્મરણ કરે છે. તેનું હૃદય પ્રભુપ્રેમથી —પ્રેમલક્ષણા ભક્તિથી ભીંજાયેલું છે. આવો જીવ એ પુષ્ટિનો જીવ છે અને તેના ઉપર પ્રભુનો અનુગ્રહ થાય છે. પુષ્ટિમાર્ગ એટલે અનુગ્રહનો માર્ગ. ભાગવતમાં 'પુષ્ટિ' એટલે 'પોષણ'નો અર્થ 'અનુગ્રહ' કહેલો છે. ભાગવતના છઠ્ઠા સ્કંધની લીલા 'પુષ્ટિલીલા' કહી છે. ત્યાં અજામિલાદિ પાપીઓ છતાં, તેમનામાં કોઈ પણ સાધન નહોતું છતાં, 'તત્ત્વાર્થદીપનિબંધ'ના ભાગવતાર્થની કારિકામાં શ્રીવલ્લભાચાર્યજી કહે છે. कृष्णानुग्रहरूपा हि पुष्टिः कालादिबाधिका। ત્યાં પુષ્ટિ એટલે કૃષ્ણનો અનુગ્રહ કહેલ છે. હાલમાં કેટલાક લોકો આ અર્થ સમજતા નહિ હોવાથી 'પુષ્ટિમાર્ગ એટલે ખાઇપીને મસ્ત બનેલાઓનો માર્ગ' આવો ઊંધો અર્થ સમજે છે. આમ કહીને તેઓ એમ જણાવે છે કે આ માર્ગમાં શરીરને જ પુષ્ટ કરવાનું છે. આવી જાતનો પુષ્ટિમાર્ગનો અર્થ કરવો તે હડહડતું જુઠ્ઠાણું છે, માત્ર આ ધર્મની કીર્તિને ઝાંખી પાડવાને ઉત્સુક દ્વેષીઓનો આ કુતર્ક છે. પુષ્ટિસંપ્રદાયનું સમગ્ર સાહિત્ય, તેનો સેવાપ્રકાર, તેના વૈષ્ણવોનાં આચાર અને જીવન જોતાં આ અર્થ કોઇ પણ રીતે તેમાંથી સમઝાતો જ નથી. પુષ્ટિમાર્ગીયોનું જીવન એ સાદું સંસ્કારી અને સંયમી હોય છે. તેઓ દૈહિક ઇન્દ્રિયોના ભોગમાં માનતા નથી. તેમના જીવનનું ધ્યેય પ્રભુ છે. તેમનાં દેહ, ઇન્દ્રિયો, અંતઃકરણ અને આત્મા સર્વ પ્રભુસેવામાં જ તેઓ યોજે છે અને તેમાં જ જીવનની કૃતાર્થતા માને છે. પુષ્ટિમાર્ગીયો આત્માને જ પુષ્ટ કરવા માગ છે, નહિ કે દેહને. જેથી ભગવાનના અનુગ્રહને પાત્ર થાય તે માટે પ્રભુના પ્રેમ અને સેવાના ખોરાકથી આત્માને પુષ્ટિ આપે છે. આથી 'પુષ્ટિમાર્ગ' એટલે નબળા આત્માઓનો માર્ગ નહિ, પણ દૃઢ મજબૂત અને શુરાતનવાળા આત્માઓ, જેમની સામે ગમે તેટલા અંતરાયો કે મુશ્કેલીઓ આવે, ગમે તેટલા ભય કે જોખમ

છોડતા નથી. તેમનો આત્મા એટલો બધો મજબૂત છે કે તેમના તે નિશ્ચયમાંથી કદીપણ ચલિત થતા નથી. પ્રભુ પ્રત્યેના તેમના પ્રેમને લીધે પ્રભુનો અનુગ્રહ તેમણે મેળવ્યો છે તેથી તેમનો આત્મા એટલો બધો તાકાતવાળો બને છે કે સંસારનાં કોઇ પણ પ્રલોભનોથી નથી છેતરાતા. વિષયોથી પરાઙ્મુખ, લોક તથા વેદથી નિરપેક્ષ, ફક્ત ભગવદ્રસમાં જ મગ્ન એવા એ આત્માઓનો માર્ગ તે પુષ્ટિમાર્ગ છે. શ્રીવલ્લભાચાર્યે 'પુષ્ટિપ્રવાહમર્યાદા' ગ્રંથમાં આ બાબતનો વિશેષ વિચાર કર્યો છે. સંસારમાં ત્રણ પ્રકારના જીવો છે: ઉત્તમ મધ્યમ અને હીન. આ ત્રણને માટે પોતે પુષ્ટિ, મર્યાદા અને પ્રવાહ એવા શબ્દો વાપરે છે. પ્રવાહી જીવોનાં કાર્યો એવાં છે કે એ સર્વદા સંસારના પ્રવાહમાં તણખલાની માફક તણાયા જ જાય છે, તેમાંથી તેઓ બહાર નીકળી શકતા નથી. જન્મ અને મરણના ફેરાઓ તેમને માટે હમેશાં હોય છે. તેઓ કર્મમાં જ આસક્ત હોય છે, તેથી કર્મનાં ફળ તરીકે પુનર્જન્મ તેમના ભાગ્યમાં લખાયેલ હોય છે. તેઓ સ્વાર્થી હોવાથી પોતાનું જ સુખ અને તે દેહનું સુખ શોધે છે. દેહને તેઓ આત્મા માને છે. ભગવાનને તે ઓળખતા નથી. તેઓ આસુરી પ્રકૃતિના જીવો છે: આવા જીવો હીન કોટિના છે. તેઓ પોતાની મરજીમાં આવે તેમ મનમાં જેમ તરંગ આવે તેમ વર્તે છે, આથી તેમની ઉત્પત્તિ મનથી થયેલી છે. મર્યાદામાર્ગીય જીવોનું જીવન આમના કરતાં ઊંચું છે. તેઓ મર્યાદાથી વર્તે છે. સારું ખોટું તેઓ સમજે છે. પ્રેય કરતાં શ્રેય, વ્યક્તિના સુખ કરતાં સમાજના સુખનો વિચાર તેઓ વધારે કરે છે. તેઓ પરોપકારી છે. ધનાદિ પ્રાપ્ત કરે છે, કારણ કે જીવન માટે તે જરૂરી છે, પણ તેનો વિનિયોગ સારાં કાર્યોમાં ધર્મબુદ્ધિથી કરે છે. તેમની વાણી તથા વર્તન તેમજ આચારમાં સંયમ હોય છે. 'ભોગ' તરફ તેમને અણગમો હોય છે. શાસ્ત્રની આજ્ઞાને સંપૂર્ણ રીતે તેઓ માને છે. જીવન પ્રવૃત્તિ માટે નથી, પણ નિવૃત્તિ માટે છે, મોક્ષ માટે છે, તેમ સમજીને તેઓ જ્ઞાન, યોગ, શ્રવણાદિ ભક્તિથી જીવનનો આધ્યાત્મિક વિકાસ કરે છે. આવા જીવો વેદને અનુસરે છે, માટે તેમની ઉત્પત્તિ વાણીથી થયેલી છે. તેમને મન લાભ હાનિ, જય પરાજય, સુખ દુઃખ એ સમાન હોય છે. આથી ગમે તેવી સ્થિતિમાં એ આત્માની શાન્તિ ગુમાવતા નથી. પુષ્ટિમાર્ગના જીવો આમનાથી પણ વધારે ઊંચી કોટિના છે. તેમનું ધ્યેય મોક્ષ નથી, પણ ભગવાન છે. પ્રભુદેહમાંથી તેમની ઉત્પત્તિ થયેલી છે. પ્રભુનો દેહ આનંદમય છે, આમનું જીવન પણ તે આનંદની પ્રાપ્તિ માટે છે. संत्यज्य सर्वविषयांस्तव पादमूलं એ ગોપીજનની ઉક્તિ અનુસાર પ્રભુ જ તેમનું ધ્યેય છે.

અણુભાષ્યમાં મર્યાદામાર્ગ અને પુષ્ટિમાર્ગનો ભેદ નીચે પ્રમાણે દર્શાવ્યો છે.—कृतिसाध्यं साधनं ज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते । ताभ्यां विहिताभ्यां मुक्तिर्मर्यादा । तद्रहितानामपि स्वस्वरूपबलेन स्वप्रापणं पुष्टिरित्युच्यते । શાસ્ત્રો કહે છે કે જ્ઞાન અને ભક્તિરૂપ સાધનો કૃતિથી સાધ્ય છે, તેનાથી મુક્તિ પ્રાપ્ત થાય છે. આમ સાધનથી મુક્તિ મળે તેનું નામ 'મર્યાદા' છે. પણ તે સાધનો વગર ભગવાન પોતાના સ્વરૂપબળથી પોતાની

પ્રાપ્તિ જે જીવોને કરાવે તે 'પુષ્ટિના જીવો' કહી શકાય.

શ્રીહરિરાયજીએ 'પુષ્ટિમાર્ગલક્ષણાનિ' નામના એક લઘુગ્રંથમાં પુષ્ટિમાર્ગનાં લક્ષણો નીચે પ્રમાણે જણાવેલ છે: આ માર્ગમાં ફલ મેળવવામાં સાધનરહિતપણું એ જ સાધન, તે જ ફલ અને સાધન. ભગવાનના અનુગ્રહથી જ તમામ સિદ્ધિ તેમાં મળે છે. આ માર્ગમાં જીવનો અંગીકાર કરવામાં તેની યોગ્યતાનો વિચાર નથી, ભગવાન જીવનું વરણ કરે તેમાં કોઈ હેતુ જોતા નથી. ભાવમાત્રનું પોષણ તેનું નામ પુષ્ટિ છે. પ્રભુની સેવાથી સંયોગનું સુખ મળે છે, પણ વિરહાવસ્થાના દુઃખનો આનંદ તેથી પણ અધિક છે. પ્રભુના પ્રાકટય માટે દૈન્યભાવની સતત સ્ફુરણા એ જ જરૂરી છે. અહીંયાં સર્વ પ્રકારનો ભોગ તે પ્રભુ માટે અને પ્રભુ સાથે હોય છે; ઇન્દ્રિયોના સંતોષ માટે ભોગ નથી.

આ બધા ઉપરથી સ્પષ્ટ થશે કે પુષ્ટિમાર્ગ અન્ય માર્ગોથી જુદા પ્રકારનો છે. તેના અધિકારી બહુ જ થોડા છે. જેઓ ભગવાનને માટે જ જીવે છે, ભગવાન માટે સર્વ કૃતિ કરે છે, જેમના મનમાં ભગવાનનું જ નિરંતર ચિંતન છે, જેમનાં હૃદય ભગવાનના રંગથી સર્વદા ભીંજાયેલાં છે; જેમના રોમાંચો પ્રભુપ્રેમના આનંદથી જ પુલકિત થાય છે, જેમનાં નેત્રોને પ્રભુનાં જ દર્શન વગર ચેન પડતું નથી, જેમના કર્ણો પ્રભુનાં જ ગુણગાન શ્રવણ કરવામાં જ મગ્ન હોય છે, તેવા જીવો એ પુષ્ટિમાર્ગના છે, તેઓ ઊંચી કોટિના જીવો છે, તેઓ દૈવી જીવો છે, તેમના આત્માઓ હમેશાં ભગવદભિમુખ છે, પ્રભુના અનુગ્રહથી પુષ્ટ બનેલા છે. આ અર્થમાં પુષ્ટિમાર્ગ એટલે પુષ્ટ આત્માઓનો ઉત્તમ ભક્તિમાર્ગ છે.

### બ્રહ્મસંબંધ

આ માર્ગમાં ભગવાનની પ્રાપ્તિ માટે બ્રહ્મસંબંધ આવશ્યક માનેલ છે. તે વગર પુષ્ટિમાર્ગીય એ પુષ્ટિમાર્ગમાં ગણાતો નથી. જીવ એ ભગવાનનો અંશ છે. ભગવાનના ઐશ્વર્ય, વીર્ય, યશ શ્રી, જ્ઞાન, અને વૈરાગ્ય એ છ ગુણનું તિરોધાન થતાં ભગવાનનો શુદ્ધ અંશ–આત્મા તે 'જીવ–'રૂપે દેહની અંદર આવી પડયો છે. તેની સ્થિતિ એક કેદીના જેવી છે અગર પાંજરામાં પુરાયેલા પક્ષી જેવી છે. તે સ્થિતિમાંથી મુક્ત થઇને પ્રભુ સાથેના પુનઃસંયોગ, પુનઃ આનંદસ્વરૂપની પ્રાપ્તિ માટે બ્રહ્મસંબંધ એ પ્રથમ પગથિયું છે. શ્રીવલ્લભાચાર્યજી જ્યારે દૈવી જીવોના ઉદ્ધારની ચિંતામાં હતા, ત્યારે શ્રાવણ માસના શુકલ પક્ષની એકાદશીને દિવસે ભગવાન પોતે તેમની આગળ પ્રકટ થયા અને બ્રહ્મસંબંધ દ્વારા દૈવી જીવોનો ઉદ્ધાર કરવાનો આદેશ આપ્યો, ત્યારથી શ્રીવલ્લભાચાર્યજીએ 'બ્રહ્મસંબંધ' પોતાના સેવકોને કરાવ્યો. બ્રહ્મસંબંધની દીક્ષા વગર સેવાનો પણ અધિકાર પુષ્ટિમાર્ગીયોને મળતો નથી.

'બ્રહ્મસંબંધ' એટલે બ્રહ્મ સાથે જીવાત્માનો સંબંધ. બ્રહ્મ એટલે ભગવાન, પરમાત્મા. પુષ્ટિસંપ્રદાયમાં બ્રહ્મ એ નિર્ગુણ નથી, પણ સગુણ નિર્ગુણ ઉભય રૂપે છે. 'નિર્ગુણ' એટલે પ્રાકૃત ધર્મોથી રહિત અને 'સગુણ' એટલે અલૌકિક ગુણોવાળું. આનંદ એ બ્રહ્મનો મુખ્ય ધર્મ છે. પુષ્ટિમાર્ગીય બ્રહ્મ એ આનંદરૂપ રસરૂપ છે. તેવું બ્રહ્મ તે શ્રીકૃષ્ણ એમ શ્રીવલ્લભાચાર્યજી જણાવે છે, એટલે

બ્રહ્મસંબંધ તે જીવનો કૃષ્ણ સાથેનો પુનઃ સંબંધ છે.

જીવ બ્રહ્મથી હજારો પરિવત્સરોથી વિખૂટો પડયો છે. તે અનેક યોનિઓમાં ફર્યો છે, હવે આ મનુષ્ય દેહમાં આવ્યા પછી તેને ભક્તિમાર્ગીય ઉત્તમ સંસ્કારો મળ્યા હોય તો તે જીવનું બ્રહ્મની સાથે ફરીથી સાયુજ્ય કેમ થાય તેને માટે આ બ્રહ્મસંબંધ છે. સંબંધ એટલે સમ્યક્—સંપૂર્ણ રીતે બંધન, અર્થાત્ બ્રહ્મથી છૂટો પડેલો જીવ બ્રહ્મની સાથે ફરીથી જોડાઈ જાય અગર સમીપતા મેળવે કે જેથી તેને છૂટા પડવાનો—સંસારમાં જન્મ મૃત્યુના ફેરાઓમાં અટવાવાનો પ્રસંગ આવે નહિ. બીજી રીતે કહીએ તો બ્રહ્મસંબંધ એ જીવાત્માનો પરમાત્મા સાથેનો વિવાહ છે. તે વિવાહ થતાં પરમાત્મા જીવાત્માનું વરણ કરે છે. જેમ વિવાહ ગોર દ્વારા થાય છે તેમ આ સંબંધ ગુરુ દ્વારા થાય છે. જેમ વિવાહ સમયે પ્રતિજ્ઞા લેવાય છે તેમ બ્રહ્મસંબંધ વખતે જીવાત્મા પ્રતિજ્ઞા લે છે. તે પ્રતિજ્ઞા અમુક શબ્દોમાં હોય છે. તે પ્રતિજ્ઞા કેવી રીતે લેવી તેને માટે બ્રહ્મસંબંધ મંત્ર યોજવામાં આવ્યો છે, તેને 'ગદ્ય-મંત્ર' પણ કહે છે. પુષ્ટિસંપ્રદાયમાં અષ્ટાક્ષર મંત્ર અને ગદ્યમંત્ર એમ બે મુખ્ય મંત્રો છે. 'श्रीकृष्णः शरणं मम' એ આઠ અક્ષરોનો મંત્ર છે. તેના જપથી શરણભાવના સિદ્ધ થાય છે. ગદ્યમંત્ર મૂળ પાંચ અક્ષરોનો છે: 'कृष्ण तवास्मि.' પણ આ મૂળ મંત્રને પ્રતિજ્ઞાનું સ્વરૂપ આપવાને ૮૪ અક્ષરોનો તે બનાવવામાં આવ્યો છે. આ મંત્રથી જીવ ભગવાનનું દાસ્ય સ્વીકારે છે, એટલું જ નહિ, પણ પ્રભુને પોતાનું સર્વસ્વ એટલે પત્ની, પુત્ર, વિત્ત, ગૃહ, આ લોક તથા પરલોકનાં ફળો જે બાહ્ય છે તે દેહ, ઇન્દ્રિય, પ્રાણ તથા અંતઃકરણ અને જે આન્તર છે-તે બધાંનું પ્રભુને પોતાના આત્મા સાથે સમર્પણ કરે છે. સમર્પણ કરે છે એટલે તેનો વિનિયોગ પ્રભુની સેવામાં કરવાની પ્રતિજ્ઞા લે છે.—આ મંત્રમાં દારાનું પણ સમર્પણ છે, પણ તે સમર્પણ પ્રભુને છે, એટલે પ્રભુની સેવામાં તેમને યોજવાનું કહ્યું છે: પતિ એકલો સેવા કરે અને પત્ની જો તે કામમાં ઉપયોગમાં ન આવે તો તેનું સમર્પણ અધૂરું છે. તે જ પ્રમાણે પુત્ર, કુટુમ્બીજનો, વિત્તાદિનો ઉપયોગ પ્રભુસેવામાં કરવાનો છે. કેટલાકો આ અર્થ નહિ સમઝતાં ગુરુને જ આ સમર્પણ કરવામાં આવે છે. આવો ખોટો અર્થ આમાંથી કાઢે છે, તે તેમનું અજ્ઞાન સૂચવે છે, એટલુંજ નહિ, સંપ્રદાય પ્રત્યેનો એ દ્વેષ છે. મંત્રમાં સ્પષ્ટ શબ્દો છે કે ભગવાન કૃષ્ણને જ સમર્પણ કરવામાં આવે છે. તે સમર્પણ આચાર્ય દ્વારા થાય છે. જેમ બ્રહ્મસંબંધથી જીવાત્માને તદીયતા—તે પોતે ભગવાનનો છે એવો ભાવ સ્ફુરિત થાય છે, અને ત્યાર પછી જ એ સેવાનો અધિકારી બને છે, જેમ ચાંદી ઉપર છાપ પડે તો જ ચલણી નાણા તરીકે તેનું મૂલ્ય અંકાય છે, તેમ આ બ્રહ્મસંબંધનો સંસ્કાર થાય ત્યારે જ 'પુષ્ટિમાર્ગીય' તરીકે પ્રભુસેવાનો અધિકારી તે જીવ બને છે. આ મંત્રમાં એવી શક્તિ છે કે તેનાથી દેહ, ઇન્દ્રિયો, પ્રાણ, અંતઃકરણ અને આત્મા શુદ્ધ થાય છે. "સિદ્ધાન્તરહસ્ય'માં શ્રીવલ્લભાચાર્ય જણાવે છે કે બ્રહ્મસંબંધ લીધાથી સર્વના દેહ અને જીવના તમામ દોષોની શુદ્ધિ થાય

છે. (ब्रह्मसंबन्धकरणात्सर्वेषां देहजीवयोः । सर्वदोषनिवृत्तिः ।).

અસમર્પિત—વસ્તુત્યાગ

પુષ્ટિસંપ્રદાયના પ્રત્યેક અનુયાયી માટે આ ખાસ વિધાન છે કે તેણે કોઈ પણ વસ્તુનો ઉપભોગ કરતાં પહેલાં ભગવાનને તે નિવેદન કરવી જોઈએ. તે વગર તેનો ઉપભોગ કરે તો તે ભક્તિમાર્ગમાંથી ભ્રષ્ટ થાય છે. કોઈ પણ વસ્તુનો ઉપભોગ કરતાં પહેલાં પ્રભુને સમર્પિત કરવાથી, તેમાંથી 'સ્વત્વ'નો ભાવ જતો રહે છે. તે વસ્તુ પ્રભુની છે માટે પ્રભુને જ અર્પણ કરવી જોઈએ, એટલે 'તદીયતા'ની બુદ્ધિ શુદ્ધ તેનાથી જ પોષાય છે. જ્યારે પ્રભુને કોઈપણ વસ્તુનું સમર્પણ કરવું હોય ત્યારે તે પણ યાદ રાખવું જોઈએ કે તે વસ્તુ શુદ્ધ સાધનોથી જ મેળવેલી હોવી જોઈએ, કાળાં બજારના કે અનીતિના રસ્તે અગર છળકપટે મેળવેલી વસ્તુઓ પ્રભુના સમર્પણને માટે યોગ્ય નથી. પોતાની જાતમહેનતથી, શુદ્ધ સાધનોથી, સત્ય ન્યાય અને પ્રામાણિકતાથી પ્રાપ્ત કરેલી વસ્તુઓ જ પ્રભુના સમર્પણને લાયક છે. આ સમર્પણ ગમે તે પ્રકારનું હોય, સ્થૂલ કે સૂક્ષ્મ કોઈપણ કાર્યમાં રોકાયેલા હોય તોપણ સમર્પણભાવના ચાલુ જ રહેવી જોઈએ. આપણી કોઈપણ ઇચ્છાઓ, સંકલ્પો, કે કાર્યો—નાનાં કે મોટાં—એ બધાં પ્રભુનિમિત્તે જ છે તે આપણા સ્મરણમાં હંમેશાં રહેવું જોઈએ.

અનન્યાશ્રય

જો કે આખું જગત પ્રભુનું છે, અને પ્રભુજ અનેક નામ અને રૂપના ભેદોથી સર્વત્ર વિરાજે છે, છતાં ભગવાનના મૂળ સ્વરૂપનો જ આશ્રય પુષ્ટિમાર્ગીએ કરવાનો છે. પુષ્ટિમાર્ગ એ ભાવનાનો માર્ગ છે—હૃદયનો માર્ગ છે, કોઈ ભગવાનને પિતા તરીકે, કોઈ માતા તરીકે, કોઈ સખી તરીકે, કોઈ પુત્ર તરીકે એમ અનેક સ્વરૂપે ભજે છે. આ બધા ભક્તિના પ્રકારો છે. આમ છતાં જે ભક્તને જે ભાવ ભગવાન પ્રત્યે સ્ફુરિત થતો હોય તે જ ભાવથી ભગવાનને ભજવા. પુષ્ટિમાર્ગમાં કૃષ્ણ ભગવાન એ જ પરમ તત્ત્વ છે, અને તે આનંદઘન રસસ્વરૂપને જ ભજવાનું છે. જે જે નિધિસ્વરૂપો છે તે કૃષ્ણ ભગવાનનાં જ છે. તેમના સિવાય બીજાનો આશ્રય કરવો ન જોઈએ. અન્ય દેવ દેવીઓનો આશ્રય, સાથે સાથે કરે તો પ્રભુના સ્વરૂપ પ્રત્યે આસક્તિ થતી નથી. પોતાના એક સ્વરૂપને મૂકીને બીજાં સ્વરૂપો પ્રત્યે પણ આકર્ષાનારાઓ ચંચલ સ્વભાવના છે. તેઓ 'ચર્ષણી' છે. તેમનામાં ભાવની સ્થિરતા કે દૃઢતા નથી. આ પ્રેમનો માર્ગ છે. પતિ પત્નીના પ્રેમમાં પત્નીએ પોતાના પતિ તરફ જ વફાદારી દેખાડવી જોઈએ. તે સિવાય અન્ય પુરુષને પ્રેમ આપી શકે નહિ. તે શાસ્ત્ર તથા નીતિથી પણ વિરુદ્ધ છે. બીજા પુરુષોનો સત્કાર કરે, તેમને માન આપે, પણ હૃદયનો પ્રેમ તો પોતાના પતિ માટે જ હોય, અનન્ય ભાવથી પતિની સેવા કરવી તે સત્પત્નીનો ધર્મ છે, તેમ સાચા પુષ્ટિમાર્ગીયનો પણ એ ધર્મ છે કે પોતાના પ્રભુનો જ આશ્રય કરવો જોઈએ. પ્રભુ એ જ આશ્રયનું મૂળ છે; દેવ દેવીઓ તો તેમનાં અંગો છે. વૃક્ષના મૂળમાં જલસિંચન થાય તો જ તેની વૃદ્ધિ થાય તેમજ તે ફૂલો આપે, તેમ મૂળરૂપ ભગવાનની સેવા તે જ ફલદાયિની છે. વૃક્ષના મૂળને જલસિંચન

કરનારને શ્રમ નકામો જાય છે, એટલું જ નહિ, પણ તે વૃક્ષ થોડા દિવસોમાં સુકાઈ જશે, અને નાશ પામશે, તેમજ પ્રભુ સિવાય બીજા દેવો પ્રત્યેની ભક્તિ નિરર્થક જાય છે.

## વિવેક ધૈર્ય આશ્રય

પુષ્ટિમાર્ગીયે ભક્તિમાર્ગમાં આગળ વધવાને માટે વિવેક, ધૈર્ય અને આશ્રય આ ત્રણ ગુણો કેળવવા જોઇએ. વિવેક એટલે ભગવાન સર્વ કંઈ પોતાની ઇચ્છાએ કરશે એવી બુદ્ધિ (विवेकस्तु हरिः सर्वं निजेच्छातः करिष्यति)–જીવનનો પ્રત્યેક અનુભવ સુખ કે દુઃખ, જય કે પરાજય, લાભકે હાનિ, ઉન્નતિ કે અધોગતિ, સ્તુતિ કે નિન્દા, એ પ્રભુની ઇચ્છાથી જ બને છે એમ માનીને જીવનના વ્યવહારમાં મનનું સામ્ય સાચવી રાખવું અને જેમ કમલ જલમાં રહે છે તેમ તેનાથી અલિપ્ત પણે રહેવું. ધૈર્ય એટલે ત્રણ પ્રકારનાં અધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક દુઃખોનું મરણ પર્યન્ત સહન કરવું તે (त्रिदुःखसहनं धैर्यमामृतेः) આશ્રય એટલે સર્વ ઘટનાઓમાં પ્રભુનું શરણ છોડવું નહિ તે. આ ત્રણ નિયમો પુષ્ટિમાર્ગીયે પાળવા જોઈએ. આ પુષ્ટિમાર્ગનું નીતિશાસ્ત્ર, આ તેની શિસ્ત (disciplin). શિસ્ત વગર જીવનના ચોક્કસ ધ્યેય તરફ જઈ શકાતું નથી, માટે આ શિસ્તપાલન આવશ્યક છે.

## સેવા

પુષ્ટિમાર્ગ એ ભક્તિનો માર્ગ છે, એટલે આ માર્ગમાં પૂજા કે ઉપાસનાને સ્થાન નથી. દેહ, ચિત્ત તથા મન (ઇન્દ્રિયો પણ) પ્રભુની સેવામાં યોજવાં જોઈએ. સેવાથી પ્રભુની સંમુખતા થાય છે અને તેથી સંયોગનું સુખ મળે છે. વળી દેહ ઇન્દ્રિયો એ બધાં પ્રભુપરાયણ બને છે, તેથી તે પવિત્ર અને શાન્ત બને છે. સેવાનો અર્થ શ્રીવલ્લભાચાર્ય એવો કરે છે કે ચિત્ત પ્રભુમાં સંપૂર્ણ રીતે પરોવાઈ જાય, એકરૂપ થઇ જાય (चेतस्तत्प्रवणं सेवा). આના ત્રણ પ્રકારો છેઃ દેહથી થતી તનુજા, દ્રવ્યથી કરાતી–વિત્તજા, અને મનથી કરાતી–માનસી. માનસી સેવા એ ઉત્તમ કહેલી છે. સેવાનાં ત્રણ ફલ કહ્યાં છે: (૧) અલૌકિક સામર્થ્ય, (૨) સાયુજ્ય, (૩) સેવાને ઉપયોગી દેહની વૈકુંઠાદિમાં પ્રાપ્તિ. સેવામાં પ્રતિરોધક ઉદ્વેગ, પ્રતિબંધ અને ભોગ છે. ભોગ લૌકિક તથા અલૌકિક છે. લૌકિક ભોગ ત્યાજ્ય છે, અલૌકિક ભોગ તે ફલરૂપ છે. પ્રતિબંધ એ સાધારણ અને ભગવત્કૃત એમ બે પ્રકારનો છે. પહેલો ત્યાજ્ય છે, બીજો જ્યારે હોય ત્યારે એમ સમજવું કે ભગવાન ફલ આપવા ઇચ્છતા નથી. આથી પોતાનામાં આસુરીપણું છે એમ માનીને ભક્તિમાર્ગીય જ્ઞાન મેળવીને જીવને શુદ્ધ કરવો. દુન્યવી ભોગ એ અલ્પ તથા વિઘ્નવાળો છે તેમ ઘાતક છે, માટે તેનો તો પૂરેપૂરો ત્યાગ કરવો. સેવા એ ઉપાસના કે પૂજા નથી, એ પ્રેમથી ભાવથી કરવાની છે. પુષ્ટિમાર્ગમાં નિષ્કિંચનો પણ સેવા કરી શકે છે. ગરીબ વૈષ્ણવ પણ જો ભાવથી સેવા કરે, અલ્પ સાધનો હોય તોપણ, સાકરની કાંકરી જ ઠાકોરજીને ધરી શકતો હોય તોપણ તેની સેવાને પ્રભુ સ્વીકારે છે, પણ કોઈ શ્રીમન્ત ભાવ વગર વૈભવથી સેવા કરતો હોય તોપણ પ્રભુ તેને સ્વીકારતા નથી.

## નિરોધ

સેવા એ મુખ્ય કર્તવ્ય છે. તે વગર

ફલની સિદ્ધિ નથી, એ ખરું પણ તે સેવાને માટે ઇન્દ્રિયો તથા મનને પૂરેપૂરી રીતે તાલીમ આપવી જોઈએ. આનું નામ **નિરોધ** છે. યોગશાસ્ત્રમાં ઇન્દ્રિયોને અંકુશમાં લાવવાને 'નિરોધ'નો પ્રકાર છે. પણ અહીંયાં નિરોધનો પ્રકાર તેનાથી જુદો છે. અહીંયાં તો સેવા દ્વારા જ નિરોધ સિદ્ધ થઇ શકે છે. નિરોધથી ઇન્દ્રિયો તથા મનને પ્રાપંચિક પદાર્થોમાંથી ખેંચીને ભગવદભિમુખ કરવાની છે. કેવળ પ્રાપંચિક પદાર્થોમાંથી તે દૂર રહે એટલું બસ નથી, કારણ કે મનનો સ્વભાવ ચંચલ છે, પરાણે તેને પ્રાપંચિક પદાર્થોમાંથી ખેંચવાથી ક્યારે તે ફરીથી ત્યાં જઈને પટકાશે, તે કોઇ કહી શકે એમ નથી. માટે તેઓને એવી રીતે તાલીમ આપવી જોઇએ કે સંસારના વિષયો તરફ નહિ વળતાં ભગવાન તરફ વળે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ બધા ઇન્દ્રિયોના વિષયો છે. તે વગર ઇન્દ્રિયોને ચેન પડે જ નહિ. તેમની સાથેનો સંબંધ તોડવો એટલે ઇન્દ્રિયોનું મૃત્યુ અને તે સાથે મનનું મૃત્યુ. એટલે જીવનવિકાસનું થંભી જવું. જીવન સ્થિત્યાત્મક નથી, ગત્યાત્મક છે, એટલે આ સ્થિતિ ભક્તિમાર્ગવાળાને તો તેની આધ્યાત્મિક ઉન્નતિને અટકાવી દેનાર છે. ભક્તને તો પ્રભુને સંમુખ થવું છે, એટલું જ નહિ, પણ તેમના રસાત્મક, આનંદસ્વરૂપ સાથે રસભોગ—પ્રેમને માણવો છે. આ અલૌકિક ભોગ ઇન્દ્રિયો તથા મન વગર સંભવી શકતો નથી. અક્ષણ્વતાં ફલમિદં એ ભાગવતના 'વેણુગીત'ના શ્લોકમાંનાં સુબોધિનીમાં શ્રીઆચાર્યચરણે જણાવ્યું છે કે ઇન્દ્રિયો સહિત પ્રભુની પ્રાપ્તિ એ પુષ્ટિમાર્ગની વિશિષ્ટતા છે. તે માટે નિરોધ છે. તેનાથી એકી સાથે ઉભય કાર્યો થાય છે. જેમ જેમ નિરોધ સિદ્ધ થતો જાય છે તેમ તેમ એક બાજુએ ઇન્દ્રિયો સાંસારિક વિષયોથી પરાઙ્મુખ બને છે અને બીજી બાજૂએ ભગવાનમાં અભિમુખ થતી જાય છે. નિરોધ દ્વારા જ ઇન્દ્રિયો અને મન શુદ્ધ થાય છે. જ્યાંસુધી ઇન્દ્રિયોને વિષય તરફનું આકર્ષણ રહે ત્યાંસુધી પ્રભુભક્ત ભગવાનના રાહે જઈ શકતો નથી. તેનામાં ભગવદ્ભાવની સ્ફૂર્તિ રહેતી નથી. ( **विषयाक्रान्तदेहानां नावेशः सर्वथा हरेः।** ) યોગમાર્ગે ચિત્તનું વશીકરણ થાય છે, પણ તે એકતરફી અને નિષેધાત્મક છે, તેથી તેમાં સંપૂર્ણ સહીસલામતી નથી. પુષ્ટિમાર્ગનો નિરોધ સહીસલામતી આપનાર અને નિર્ભય બનાવનાર છે. તે હકારાત્મક ( positive ) છે, તેમાં પતનનો સંભવ નથી.

## પુરુષાર્થો

આપણાં શાસ્ત્રો ધર્મ, અર્થ, કામ અને મોક્ષને મનુષ્યના પુરુષાર્થો જણાવે છે, પણ શ્રીવલ્લભાચાર્ય કહે છે કે પુષ્ટિમાર્ગીયના પુરુષાર્થો નિરાળા નથી, હરિ—પ્રભુ એ જ તેમના તમામ પુરુષાર્થો છે. હરિ એ જ તેમનો અર્થ, તેમની સાથે સંયોગ સુખ અગર તેમનાં દર્શનની કામના તે કામ, તેમની સેવા એ ધર્મ, અને તેમનું દાસ્ય તેમની સાથે સાયુજ્ય એ મોક્ષ છે. આ રીતે પુષ્ટિમાર્ગની વિલક્ષણતા જોવામાં આવે છે.

## પ્રમાણો

ભગવાન વિશેનું જ્ઞાન તમામ આચાર્યોએ આવશ્યક માનેલ છે. ભક્તિ માટે પણ જ્ઞાનની જરૂર છે. લૌકિક જ્ઞાન પ્રત્યક્ષ અનુમાન તથા ઉપમાન તેમજ શબ્દ દ્વારા થઇ શકે,

પણ ભગવાન વિશેનું જ્ઞાન અલૌકિક હોવાથી ઉપરનાં પ્રમાણો ઉપયોગી નથી. શબ્દ પ્રમાણ ઉપયોગી છે, પણ તે લૌકિકોએ રચેલા ગ્રંથો નહિ. જે ગ્રંથોમાં ભગવાનનું જ માહાત્મ્ય, તેમની જ લીલાઓનું વર્ણન કર્યું હોય તેવા ગ્રંથો પ્રમાણભૂત હોવાનું શ્રી વલ્લભાચાર્ય સ્વીકારે છે. શ્રી શંકરાચાર્ય તથા બીજા આચાર્યો શાસ્ત્રોને જ પ્રમાણ માને છે, પણ તેમાં વેદ, ગીતા અને બ્રહ્મસૂત્રો એટલાંનો સમાવેશ કરે છે. આને 'પ્રસ્થાનત્રયી' કહે છે. શ્રીવલ્લભાચાર્ય વ્યાસજીની સમાધિભાષા–ભાગવતને ઉમેરે છે. એમને મતે ભગવાન વિશેનું જ્ઞાન મેળવવામાં ઉપરનાં ચાર શાસ્ત્રો પ્રમાણ તરીકે છે. બીજાં શાસ્ત્રો જો આમની વિરુદ્ધ ન હોય તો તે પણ સ્વીકારવાં. આ ચાર પ્રસ્થાનો ઉપર પુષ્ટિમાર્ગની ભવ્ય ઈમારત રચાયેલી છે.

### બ્રહ્મ

પુષ્ટિમાર્ગનું પ્રમેય એ બ્રહ્મ, અગર ભગવાન છે. બ્રહ્મને શ્રી શંકરાચાર્ય નિર્ગુણ–નિરાકાર માને છે, સગુણ–સાકાર બ્રહ્મને માયાજન્ય માને છે. આમ બ્રહ્મમાં બે ભેદો કરેલા છે. શ્રી વલ્લભાચાર્ય આવો ભેદ જોતા નથી. બ્રહ્મ એ ઉભયાત્મક છે. પ્રાકૃત ધર્મ વગરનું કે આકાર વગરનું બ્રહ્મ તે નિર્ગુણ–નિરાકાર, અને તે જ બ્રહ્મ દૈવી ગુણો અલૌકિક ગુણ કે આકારવાળું હોય છે ત્યારે તે સગુણ તથા સાકાર હોય છે. એટલે તે બ્રહ્મમાં કોઈ ફેર નથી, તે સચ્ચિદાનંદ છે. તે રસરૂપ છે. તે પોતાની ઇચ્છાથી રમણ કરવાને માટે અનેક રૂપે––પ્રકારે થાય છે. જે કોઈ નામરૂપવાળું છે તે બધું બ્રહ્મ જ છે. તેનાથી અલગ બીજું કોઈ પણ અન્ય તત્ત્વ નથી. તે વિરુદ્ધ ધર્મોનું આશ્રય છે, તે સર્જન કરે છે છતાં અવિકૃત છે. માયા તેની શક્તિ છે. તે માયાને વશ નથી. તે માયા શક્તિ બ્રહ્મના સર્જન કાર્યમાં તેમની ઇચ્છાને અધીન થાય છે.

### જગત

બ્રહ્મના સત્ ચિત્ અને આનંદ એ ધર્મ છે. જ્યારે પોતાની આવિર્ભાવ તિરોભાવ શક્તિથી પોતે સત્‌રૂપે વ્યક્ત થાય છે ત્યારે જગતરૂપે દેખાય છે. આ રૂપ બ્રહ્મની ઇચ્છાથી –તેની સર્જનાત્મક માયા–શક્તિથી જ થયેલ છે, વ્યામોહિકા માયાથી નહિ, તેથી તે સત્ય છે, મિથ્યા નથી. જેમ ઘડાનું સમવાયિ કારણ માટી છે તેમ જગતનું સમવાયિ કારણ બ્રહ્મ છે. તે જ તેનું નિમિત્ત કારણ છે. આવિર્ભાવ પહેલાં સત્ બ્રહ્મમાં હતું, અને તિરોધાન પછી તે તેમાં પાછું ભળી જાય છે. એ ભગવત્કાર્ય છે. તેનું કારણ પ્રકૃતિ કે પરમાણુ, કે વિવર્ત માયા કે અદૃષ્ટ નથી, પણ બ્રહ્મ જ છે. તે અસત્‌માંથી થયેલ નથી, પણ સત્‌માંથી છે, માટે તે સત્તારૂપે છે. (જુઓ તત્ત્વાર્થદીપ નિબંધ, શાસ્ત્રાર્થ પ્રકરણ, કારિકા ૨૩.)

### જીવ

આનંદ અંશનું તિરોધાન થતાં તે જીવ બન્યો છે. તેમાં ભગવાનનાં ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્યનું તિરોધાન થવાથી તે શક્તિ વગરનો હીન, પરાધીન અને દુઃખી બને છે. વસ્તુતઃ તો તે આત્મારૂપે બ્રહ્મનો અંશ છે. અને જ્યારે બ્રહ્મનો આનંદ–અંશ તેનામાં વ્યક્ત થાય છે ત્યારે તે ફરી 'બ્રહ્મ–રૂપ' પ્રાપ્ત કરે છે. શ્રી વલ્લભાચાર્યના મતે આત્માઓ અનેક છે. તેનું

પરિમાણુ બહુ જ સૂક્ષ્મ છે. હૃદયમાં તે ચૈતન્ય રહેલું છે, અને ગન્ધની માફક આખા દેહમાં તે વ્યાપેલ છે. આ જીવ પંચપર્વા અવિદ્યા દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અંતઃકરણાધ્યાસ અને સ્વરૂપવિસ્મૃતિથી સંસારદશામાં બંધાય છે, પણ જ્યારે તે વિદ્યાને પ્રાપ્ત કરે છે ત્યારે અવિદ્યાનો નાશ થતાં, તેના પંજામાંથી–સંસારના બંધનમાંથી તે છૂટે છે, અર્થાત મુક્ત થાય છે, અર્થાત્ બ્રહ્મભાવ ફરી પ્રાપ્ત કરે છે. આ વિદ્યાનાં પાંચ પર્વો વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને ભક્તિ છે.

### મોક્ષ

સંસારદશામાંથી છૂટવું તેનું નામ મોક્ષ. આ માટે જુદા જુદા શાસ્ત્રકારોએ જુદાં જુદાં સાધનો જેવાં કે વૈરાગ્ય, જ્ઞાન, ભક્તિ, યોગ, વગેરે દેખાડેલાં છે. મોક્ષ એટલે પુનર્જન્મનો અભાવ. તે ચાર પ્રકારનો છે: સારૂપ્ય, સાલોક્ય, સાયુજ્ય અને સાર્ષ્ટિ. પણ શ્રી વલ્લભાચાર્યને મતે મોક્ષ એ મુખ્ય ફલ નથી, તે ગૌણ છે. પ્રભુ સાથે રાસનો આનંદ અનુભવવો તે સ્થિતિ અહીંયાં ફલરૂપ છે. મોક્ષસ્થિતિમાં જીવનો બ્રહ્મમાં લય થતો હોવાથી જીવનાશ એ તેનું પરિણામ છે. અહીંયાં તો જીવાત્માનો નાશ નથી, પણ બ્રહ્મની સાથે પૃથગ્ ભાવે રહીને આનંદનો ભોક્તા બને છે.

માયાને લીધે ભગવાનના સ્વરૂપને સમજી શકતા નથી. તે ભગવાનનું પરમાનંદસ્વરૂપ પણ સમજવા દેતી નથી. ભગવાનને ઇન્દ્રિયો સાથે સંબંધ નથી, છતાં આપણને માયાને લીધે તેવો સંબંધ હોય તેવો આભાસ થાય છે. આ માયા ભગવાનની શક્તિ હોવાથી તેમની દાસી છે; તેમને વશ રહીને તેમની ક્રીડાના કાર્યમાં સહાયક થાય છે. આ માયા લોકને મોહ કરે છે, પણ ભગવદીયોને મોહ કરતી નથી. તેનામાં ક્ષણ માત્રમાં કરોડો બ્રહ્માંડો સર્જવાની શક્તિ છે, માટે તેને યોગમાયા કહેલ છે. જગત રચવામાં તે કારણરૂપ છે.

### ગૃહસ્થાશ્રમ તથા ભક્તિ

પુષ્ટિમાર્ગની વિશેષતા એ છે કે ગૃહસ્થાશ્રમને એ સર્વ આશ્રમોમાં શ્રેષ્ઠ માને છે. પુષ્ટિમાર્ગના આચાર્યોએ ગૃહસ્થાશ્રમ જ સ્વીકાર્યો છે. સેવા કરવા માટે ગૃહસ્થાશ્રમ એ જ વધારે અનુકૂળ છે. તેમાં ઇન્દ્રિયોનું રક્ષણ થાય છે, તેટલું બીજામાં થતું નથી, તેમ તે દ્વારા ઇન્દ્રિયોનો વિનિયોગ પ્રભુસેવામાં થાય છે તેટલો બીજામાં નથી. આમ છતાં ગૃહસ્થાશ્રમનાં કર્તવ્યો અનાસક્તિપૂર્વક પ્રભુપ્રીત્યર્થ જ કરવાનાં છે. સાચો ગૃહસ્થાશ્રમી એ સાચો સંન્યાસી છે. ગોપીજનો ગૃહસ્થાશ્રમમાં હતાં છતાં તેઓ પરમસંન્યાસિનીઓ હતી. આ માર્ગમાં પ્રભુના વિરહની દશાનો અનુભવ કરવા માટે જ સંન્યાસ છે; એને માટે 'વેશ-'ની જરૂર નથી. ગૃહસ્થાશ્રમમાં રહીને પણ તે અનુભવ થઈ શકે છે. તે માટે ભાર્યાદિની અનુકૂલતા હોવી જોઈએ. જો તે અનુકૂલતા ન હોય તો તેણે અલગ રહેવું જોઈએ. પુષ્ટિમાર્ગ એ પ્રભુના અનુગ્રહનો માર્ગ છે એમ

અગાઉ જણાવ્યું છે, પણ તે ભક્તિમાર્ગ છે. આ ભક્તિ તે સાધનરૂપ વિહિત ભક્તિ નહિ પણ સાધ્યરૂપ સ્વતંત્ર ભક્તિ છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, અર્ચન, વંદન, પાદસેવન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન એ નવ પ્રકારની ભક્તિ તે સાધનરૂપ છે. તેની પણ જરૂર છે, પણ પ્રેમલક્ષણા ભક્તિ એ જ ઉત્તમ ભક્તિ છે. તેની સ્નેહ, આસક્તિ અને વ્યસનની દશાઓ છે. છેલ્લી વ્યસનદશા પ્રાપ્ત થાય ત્યારે જ ફલ–પ્રભુપ્રાપ્તિ થાય છે. શ્રી વલ્લભાચાર્ય ભક્તિની વ્યાખ્યા 'માહાત્મ્યજ્ઞાનપૂર્વક સર્વથી સુદૃઢ અને અધિક પ્રભુ માટેનો સ્નેહ' એવી કરે છે, એટલે ભક્તિ માટે જ્ઞાનની પણ જરૂર છે. તે વગર જેના પ્રત્યે સ્નેહ બાંધવાનો છે તે પ્રભુનું માહાત્મ્ય સમજાય નહિ. સ્નેહભાવ દૃઢ થવા માટે પ્રભુના માહાત્મ્યજ્ઞાનની ખાસ જરૂર છે. આ માટે આપશ્રીએ અનેક ગ્રંથો રચ્યા છે. એટલે ભક્તિ માટે જ્ઞાનને આવશ્યક માનેલું જ છે, પણ તે ભક્તિની પ્રારંભિક દશામાં; જ્યારે ભક્તિ દૃઢ થાય, ત્યાર પછી તે જ્ઞાનની જરૂર નથી; પછી ભક્તિનો સ્વતંત્ર વિકાસ થાય છે.

ઉપર પ્રમાણે શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો છે. તેમનું તત્ત્વજ્ઞાન **શુદ્ધાદ્વૈત** ગણાય છે, કારણ કે તેમના મતે મૂળ તત્ત્વ બ્રહ્મ શુદ્ધ, દ્વૈતરહિત એક જ છે. શંકરાચાર્યનું અદ્વૈત **કેવલાદ્વૈત** છે, તેમને સત્ તથા ચિત્–જડ તથા ચેતન–જગત અને જીવો એ માયાનાં કાર્યો હોવાથી તે મિથ્યા છે, પણ મૂળ બ્રહ્મ તે આ દ્વૈત રહિત છે. રામાનુજના મતે જડ અને ચેતન એ બ્રહ્મનાં વિશેષણો છે. જેમ 'લાલ ફૂલ' એમાં 'લાલ' વિશેષણ ફૂલની સાથે જોડાયેલું છે, તેમ જડ અને ચેતન એ બ્રહ્મની સાથે હંમેશાં રહેલાં છે, એટલે તેમને મિથ્યા માનવાનાં નથી. આથી તે **વિશિષ્ટાદ્વૈત** કહેવાય છે. શ્રી વલ્લભાચાર્યને મતે તે વિશેષણો તરીકે નહિ પણ બ્રહ્મના ધર્મો તરીકે છે, અને તે દરેક બ્રહ્મના સ્વરૂપને જ વ્યક્ત કરે છે, તેમાં માયાને કંઇ પણ લેવાદેવા નથી. બ્રહ્મ જ પોતાની ઇચ્છાથી, પોતાની દૈવી શક્તિથી આ જડ અને જીવનાં રૂપો પ્રકટ કરે છે. તે બધાંમાં બ્રહ્મ એકલું જ શુદ્ધ સ્વરૂપ છે. આથી ઘટાદિ પણ સત્ય છે, અરે ભ્રમાદિ અનુભવો પણ સત્ય છે. ટૂંકમા સર્વ વ્યવહાર અગર ઘટનાઓ પ્રભુમય જ છે, આથી તે સત્ય છે. એ એમના તત્ત્વજ્ઞાનનું રહસ્ય છે; માટે તે **શુદ્ધાદ્વૈત** કહેવાય છે.

# કેટલાક આચાર્યોના શ્રીહસ્તાક્ષર

સંગ્રાહકઃ—શ્રી લલ્લુભાઇ છગનલાલ દેસાઈ, અમદાવાદ

## (૧) શ્રી ગોપીનાથજીના હસ્તાક્ષર

श्रीहरि :

१. संवत १५९५ वैशाख शुदि पंचमी वार रवि
२. लिखितं श्रीगोपीनाथ श्रीवल्लभाचार्यपुत्रैः श्री
३. लक्ष्मणाचार्यपौत्रैस्तैलंगकांकरवालुसंज्ञै [ः]
४. वाराणसीमागतैस्तीर्थपुरो हितत्वेनोपाध्याय
५. देवीदास [ः]संमानितो स्माभिरस्मदीयैःसर्वै
६. स्तथा संमाननीयः संमाननीयः ॥छ॥

અમે સં. ૨૦૦૯ ના ચૈત્રમાસમાં કાશી ગયેલા ત્યારે તપાસ કરતાં જાણવા મળ્યું કે શ્રી કાશીતીર્થમાં જ્યારે શ્રીમહાપ્રભુજી પધારેલા ત્યારે તીર્થપુરોહિત કરેલા તેમને ત્યાં શ્રીમહાપ્રભુજીથી હાલ અત્યાર સુધીના તમામ શ્રીગોસ્વામી બાળકો યાત્રાએ પધારેલા ત્યારે અહીંના ગોર–અંજનીનંદનને ત્યાં આપે તીર્થપુરોહિતપદના શ્રીહસ્તાક્ષર કરી આપેલા તે એ ગોરને ત્યાં બિરાજે છે. અમોએ અથાગ પરિશ્રમ વેઠી લાગવગ લગાડી બે સારા વૈષ્ણવને સાથે તેડી જઇ એ પુરોહિતને ખૂબ આજીજી કરી પ્રણામપૂર્વક વિનંતિ કરી ત્યારે શ્રીહસ્તાક્ષરનાં દર્શન તો કરાવ્યાં, પણ તેના ફોટો લેવા માટે આનાકાની કરતાં છેવટે કૃપા કરી ગોરે મંજૂરી આપી. પછી ત્યાં ફોટોગ્રાફરને તેડી ગયા ને તેમના જ

મકાનમાં આ શ્રીહસ્તાક્ષરના ફોટો લીધા, પુરોહિતને યથાશક્તિ દક્ષિણા પણ આપી આ ફોટો મેળવ્યા છે. આ સહિત આવા **ચાર** શ્રીહસ્તાક્ષરના ફોટો અહીં એક પછી એક આપવામાં આવ્યા છે.

## શ્રીગોપીનાથજીના ચરિત્રની આછી રૂપરેખા

પ્રા. અડેલ સં. ૧૫૬૭, ભાદ્રપદ કૃષ્ણ ૧૨; નિત્યલીલાપ્રવેશ સં. ૧૫૯૬, સ્થિતિ વર્ષ ૨૯

આપશ્રીને **સાત** વર્ષની ઉમરે યજ્ઞોપવીત આપ્યું, સં. ૧૫૭૪. ત્યારથી જ પોતે શ્રીમહાપ્રભુજીની માફક બ્રાહ્મમુહૂર્તમાં ઊઠી સ્નાનાદિક કાર્યથી પરવારી ભગવત્સેવાસ્મરણમાં તત્પર થતા. પછી કાશીમાં માધવાનંદ સરસ્વતી પાસે વિદ્યા ભણવા મૂકયા ત્યાં પોતે વેદવેદાંતનો અભ્યાસ કર્યો.

૧૫ વર્ષની ઉમરે તો આપશ્રી શ્રીમહાપ્રભુજીને પાઠ કરવાનું **શ્રીમદ્ભાગવત** વાંચવા લાગ્યા, સં. ૧૫૮૨.

સાથે સાથે આપશ્રીના નાના ભાઈ **શ્રીવિઠ્ઠલનાથજી** પણ શ્રીમદ્ભાગવતના **સ્કંધ ૧૦** નો પાઠ કરવા લાગ્યા.

**विद्या भागवतावधिः सुकविता गोविंदगानावधिः** એ આપશ્રી સારી રીતે જાણતા, તેથી સમગ્ર ભાગવતના ૧૮૦૦૦ શ્લોક–સંપૂર્ણ શ્રીભાગવતનો પાઠ કરતા એમાં દિવસ અઢી જતા.

શ્રીગુસાંઇજી એક દિવસમાં સ્કં.–૧૦ આખો પાઠ કરતા.

આમ બંને જણા શ્રીમદ્ભાગવતની પાછળ જ રચ્યાપચ્યા રહેતા. માતાજી ઠપકો આપે વાત્સલ્ય ભાવે કે છોકરાઓ તમે પહેલાં પ્રસાદ લો પછી શ્રીભાગવત વાંચજો; પણ એમાંથી એકે માને નહિ. શ્રીમહાપ્રભુજી પરદેશમાં બિરાજતા તેથી જનનીનો સ્નેહ તો અદ્વિતીય હોય જ એમાં શું આશ્ચર્ય! જેમ શ્રીકૃષ્ણ ભગવાનને શ્રીયશોદાજી ઠપકો દેતાં; છેવટે સોટી લઇ મારવા પણ દોડયાં એ પુત્રભાવ! ત્રિલોકીનાથ છે એ સમજ્યાં નહિ, તેવી રીતે અહીં પણ માતાજી શ્રીમહાલક્ષ્મીજી શ્રીઅક્કાજી પણ સ્વરૂપભાવ ન સમજ્યાં, પણ પુત્રભાવના જ પ્રગટી.

એવામાં આચાર્યશ્રી પરદેશથી ઘેર પધાર્યા ત્યારે શ્રીમહાલક્ષ્મીજી પતિને ફરિયાદ કરે છે:

જુઓને આ મોટોય સમજતો નથી! આખો દહાડો શ્રીભાગવત જ વાંચ્યા કરે છે, કોણ જાણે એને ભૂખ તરસેય નહિ લાગતી હોય! ઘણું સમજાવું છું પણ એ આખો પાઠ પૂરો કર્યા સિવાય તો ખાતોય નથી. આમ તે કંઈ ચાલે કે? થોડા વખત પછી લગ્ન થશે, વહુ ઘેર આવશે. એ ના ખાય તો ચાલે, પણ એની પાછળ વહુ પણ ભૂખી રહે એ કેમ પોસાય? બે અઢી દિવસ સુધી એમ ચાલે ખરું કે? અને વળી આ મોટાની પાછળ નાનો પણ તણાય છે. એ તો વળી અત્યારથી જ આખા દશમસ્કંધનો પાઠ પૂરો કર્યા સિવાય ઊંચી આંખ પણ કરતો નથી. એમ ને એમ આખો દહાડો જાય ને રાતે મોડી રાતે પાઠ પૂરો થયા પછી ખાય છે! આમ તો છોકરા માંદા પડે!

માતૃભાવ, માતાનો પ્રેમ તો અનેરો જ હોય ને! માતાની ભાવભરી વાણી અમૃતથી પણ વધી જાય. કવિ બોટાદકરે કહ્યું છે:

"મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મધુરી મારી માત જો;
જનનીની જોડ સખી નહિ જડે રે લોલ."

આવી રીતે માતાનો પ્રેમ તો દુનિયાભરમાં અજોડ જ છે.

એટલે માતાજીએ કહ્યું કે આનો કંઈ રસ્તો કરી આપો. આચાર્યશ્રીને એટલું જ જોઈતું હતું. કોઇ વિનંતિ કરે ને તેની ઇચ્છા હોય તો તે તો भक्तमनोरथपूरकाय नमः છે ભક્તના મનોરથ પૂર્ણ કર્યા છે તે કરે છે.

આપશ્રીએ નવી જ યુક્તિ શોધી કાઢી. શ્રીમદ્‌ભાગવતમાંથી એક હજાર નામ ભગવાનનાં પ્રગટ કરી તેનો **શ્રીપુરુષોત્તમ-સહસ્રનામસ્તોત્ર"** એક ગ્રંથ બનાવ્યો અને શ્રીગોપીનાથજીને વરદાન આપ્યું કે :–

આ ગ્રન્થનો પાઠ કરવાથી આખા શ્રીમદ્‌-ભાગવતના પાઠનું ફળ પ્રાપ્ત થશે અને તેના મનોરથ પૂર્ણ થશે, માટે હવેથી તમે આ ગ્રન્થનો જ પાઠ કરજો.

તેવી જ રીતે શ્રીગુસાંઇજી માટે પણ દશમ સ્કંધમાંથી ભગવાનની ૧ **બાળલીલા,** ૨ **પ્રૌઢલીલા** અને ૩ **રાજલીલા**નાં નામો પ્રાપ્ત કરી " त्रिविधनामावली " નામે ગ્રન્થ કર્યો અને શ્રીગુસાંઇજીને વરદાન આપ્યું કે હવેથી તમે આ ગ્રન્થનો પાઠ કરજો તેથી સમગ્ર દશમસ્કંધના પાઠનું ફલ પ્રાપ્ત થશે.

આમ બંને લાલજી માટે બે ગ્રન્થો રચી શ્રીભાગવતનું માહાત્મ્ય જગતમાં સમજાવ્યું. શ્રીભાગવત તો યાવન્માત્ર હિન્દુ માટે એક મુખ્ય ગ્રન્થ ગણાય, તેથી આ માહાત્મ્ય–આ પ્રતાપ આપે જતાવ્યો જેથી આજેય પણ તમામ ભાગવતપ્રેમી હિન્દુ માત્ર આ **શ્રીપુરુષોત્તમસહસ્રનામના ગ્રન્થનો** પાઠ કરે છે અને **શ્રીત્રિવિધ નામાવલી** ગ્રન્થનો પણ પાઠ કરે છે.

આજેય પણ આ બે ગ્રન્થનો પાઠ હમેશાં ઘણા વૈષ્ણવો પોતાના નિત્યનિયમમાં કરે છે, એવા ઘણાય વૈષ્ણવોનાં અમે દર્શન કર્યાં છે.

શ્રીગોપીનાથજીનું લગ્ન સં. ૧૫૮૫ માં થયું. આપને એક લાલજી શ્રીપુરુષોત્તમ-લાલજી સં. ૧૫૮૭ માં થયા તે પણ પછીથી નાની વયે લીલામાં પધારેલા. ત્યાર પછીથી એમની એ શાખા લીન થઈ.

જ્યારે શ્રીમહાપ્રભુજી કાશી હનુમાન ઘાટ ઉપર પધાર્યા ને સંન્યાસ ગ્રહણ કર્યું ત્યારે શ્રીમહાપ્રભુજીનાં છેલ્લાં દર્શન કરવા અને છેવટનો સંદેશો–આજ્ઞા લેવાને–'હવે પછી અમારે શું કરવું' એ અંતિમ સલાહ સૂચના લેવા શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇ-જી કાશી પધાર્યા. સાથે કેટલાક વૈષ્ણવો પણ હતા જ. ત્યાં જઇને આપને વિનંતિ કરી કે આપ અમને શી આજ્ઞા–ઉપદેશ આપો છો ?

આચાર્યજીને તો મૌન હતું તેથી ત્યાં શ્રીગંગાકિનારે તટ ઉપર જમીનમાં જ **સાડા ત્રણ શ્લોકો** લખ્યા જેને **શિક્ષાશ્લોકી** ગ્રન્થ કહે છે. આ આપશ્રીનું વસિયતનામું –અંતિમ ઉપદેશ હતો.

પછી પોતે હજારો લોકોના દેખતાં શ્રીગંગાજીની મધ્યધારામાં પ્રવેશ કરી પદ્માસન વાળી અમોઘ તેજઃપુંજ દ્વારા સ્વધામ પધાર્યા.

પછી શ્રીગોપીનાથજી આચાર્ય થયા. આપે શ્રીનાથજીની સેવા ત્રણ વર્ષ કરી સં. **૧૫૯૦** સુધી. ત્યાંથી આપશ્રી શ્રીમહાપ્રભુજીનું અધૂરું કાર્ય, માર્ગ દૃઢ કરવાનું, કૃષ્ણ ભક્તિનો ઉપ-

દેશ કરવાનું, ને ભક્તિ માર્ગનો પ્રચાર કરવાનું સ્વીકારી પરદેશ પધાર્યા.

પ્રથમના જ પરદેશમાં એક લાખ રૂ. ની સેવા આવી તે શ્રીનાથજીને ભેટ કરી દીધી, સં. ૧૫૯૨.

એક વખત શ્રીગુસાંઇજી પરદેશ પધાર્યા હતા ત્યાંથી આ મોટા ભાઈ શ્રીગોપીનાથજી ઉપર એક પત્ર સંસ્કૃતમાં લખ્યો છે જે 'પુષ્ટિભક્તિસુધા' માસિકના વર્ષ ૮ અંક ૮–૯ માં છપાઇ ગયો છે. તેમાં શ્રીગુસાંઇજી મોટાભાઇ શ્રીગોપીનાથજીને કરોડો પ્રણામ લખે છે.

એક વખત દ્વારકા યાત્રા નિમિત્તે શ્રી-ગોપીનાથજી અસારવા–અમદાવાદ પધાર્યા. ત્યાં હાલમાં શ્રીનાથજીનું મંદિર જેને પૂર્વે જયકૃષ્ણ ભટ્ટ સાચોરાની વાડી કહેતા–હાલ છગન ભાઇચંદની વાડી કહેવાય છે–ત્યાં પોતે મુકામ કર્યો. પાસેના કૂવામાં **શ્રીમદનમોહનજી** ઠાકોરજી બિરાજે છે એવી સ્વપ્ન દ્વારા આજ્ઞા થવાથી સવારે એ કૂવામાંથી સ્વરૂપ બહાર કાઢી સેવા કરી પ. ભ. **શ્રી રામદાસ સાચોરાને** પધરાવી આપ્યા તથા પોતાનાં શ્રીપાદુકાજી પણ પધરાવી આપ્યાં, જે હાલ રાજા મહેતાની પોળમાં પ. ભ. શ્રીરણછોડદાસ-ભાઇ વ્યાસ સાચોરાને ઘેર એમને માથે બિરાજે છે. એઓશ્રી ખૂબ ભક્તિભાવથી પ્રીતિપૂર્વક સેવા કરે છે.

અહીંથી આપશ્રી દ્વારકા પધાર્યા. ત્યાંથી પાછા આવી સં. ૧૫૯૫ માં કાશીયાત્રા નિમિત્તે તથા ભક્તિમાર્ગનો પ્રચાર કરવા પધાર્યા. ત્યાંના પુરોહિતને પુરોહિત–પત્ર —ગોરપદું પોતે પોતાના શ્રીહસ્તથી લખી આપ્યું જેનો બ્લૉક ઉપરઆપવામાં આવ્યો છે.

અહીંથી આપશ્રી શ્રીજગન્નાથરાયજીના દર્શનાર્થે પધાર્યા. ત્યાં ગોરને સહી કરી આપવાનું સં. ૧૫૯૬નું પત્ર આ પૂર્વે 'અનુગ્રહ'માં શ્રી. જટાશંકર કાનજી શાસ્ત્રી તરફથી પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે. કહેવાય છે કે ત્યાં એ પ્રભુનાં દર્શન કરતાં એ **સ્વરૂપમાં જ સદેહે** સમાઇ ગયા, સં. ૧૫૯૬. **આપશ્રીના** લાલજી શ્રીપુરુષોત્તમલાલજી પણ સં. ૧૬૦૦ માં શ્રીગિરિરાજજીની કંદરામાં સદેહે પધારી ગયા.

બાદ આપશ્રીનાં વહુજી તથા બે પુત્રીઓ દક્ષિણમાં તેમના મોસાળમાં પધાર્યાં.

આવી રીતે શ્રીગોપીનાથજીની શાખા અહીંથી લીન થાય છે.

## ૨. શ્રીવિઠ્ઠલનાથજી–શ્રીગુસાંઇજીના શ્રીહસ્તાક્ષર



१. सं. १६१४ माघमासे शुक्लपक्षे दशम्यां तिथौ काक
२. रवालोपनामक श्रीगोकुलनिवासि वल्लभाचार्यात्मज विट्ठलेश्वर गोस्वामि
३. भिः काश्यां यात्रार्थं समागत्य स्वकीयतीर्थ पौरोहित्य चिंतामण उपाध्याया
४. त्मजलक्ष्मोपाध्यायशर्मणे ब्राह्मणाय दत्तमस्ति अस्मद्वंशजैरिदं परिपाल
५. नीयं

**શ્રીગુસાંઈજી** પ્રા. સ. ૧૫૭૨ **માગશર** વદ ૯, ચરણાદ્રિ–ચરણાટ, આસુરવ્યામોહ સં. ૧૬૪૨ શ્રીગિરિરાજમાં : સ્થિતિ વર્ષ ૭૦

જગદ્‌ગુરુ શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ દક્ષિણ હિન્દના સમ્રાટ નરેશ કૃષ્ણદેવરાયની ધર્મસભામાં દિગ્વિજય મેળવી સંપ્રદાયનો પાયો શીશાની ગારથી ચણ્યો ( ડાકોરનું શ્રીરણછોડજીનું મંદિર શીશાની ગારથી ચણેલું છે. ) તેના ઉપર શ્રીગુસાંઈજીએ જબરજસ્ત ઇમારત કરી કે જેને અત્યારે અનેક આક્ષેપો કરવાવાળાયે ડુચમચાવી શકયા નથી.

આપશ્રીને સં. ૧૫૮૦ માં યજ્ઞોપવીત અપાયું.

સેવાપ્રકાર રાગે પાડી–થાળે પાડી યથાસ્થિત ગોઠવી દીધો, જે અદ્યાવધિ ચાલુ રહ્યો છે.

હવે આપશ્રીએ સંપ્રદાયની ઇમારત ચણવા–શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું વિશદ સ્વરૂપ વિકસાવવા ભારતભરમાં ભ્રમણ કરવા વિચાર ગોઠવ્યો. તદનુસાર પ્રથમ સં. ૧૬૦૦ માં ગુજરાતનો પરદેશ કર્યો. અનેક ઠેકાણે આપનાં વચનામૃતો દ્વારા માર્ગપ્રકાશ કર્યો. એ જ સાલમાં આપશ્રીએ સૌથી પ્રથમ **વ્રજયાત્રા ચોરાશીકોસની પરિક્રમા** કરી, સં. ૧૬૦૦. એ પરિક્રમાનો મથુરાથી નીકળી બધે વ્રજમાં યાત્રા કરી પાછા મથુરામાં આવવું એ ક્રમ આપે ગોઠવ્યો, જે પ્રમાણે આજ **૪૧૦ વર્ષ થયાં** વ્રજયાત્રા પરિક્રમા ક્રમબદ્ધ ચાલે છે. એ પછી અનેક દેશોને પાવન કરતા, વચનામૃત સિંચન કરતા, માર્ગનો પ્રચાર કરતા, દૈવી જીવોનો ઉદ્ધાર કરતા, અનેક ગામે વિચરતા, બીજી વખત સં. ૧૬૧૩ માં ગુજરાત પધાર્યા.

સં. ૧૬૧૪ માં કાશીયાત્રા નિમિત્તે પધારી ત્યાં શ્રીમહાપ્રભુજીએ નિર્માણ કરેલા ગોર ચિંતામણના પુત્ર લક્ષ્મોપાધ્યાયને ગોર નીમી હસ્તાક્ષર કરી આપ્યા. (જુઓ ઉપરનો શ્લોક.)

દર્શન કર્યાં તે જોઈ ભાવના ઉત્પન્ન થઈ. આપણે ત્યાં પણ રથયાત્રાનો ઉત્સવ મનાવા મંડયો. સં. ૧૬૧૮ માં આપશ્રી ગઢા ગામે રાણી દુર્ગાવતીને શરણે લેવા પધાર્યા.

રાણીને[1] ઉપદેશ આપ્યો, બ્રહ્મસંબંધ આપી વૈષ્ણવ કરી, તેવામાં ત્યાં સોમવતી અમાસ આવી તેથી રાણીએ ધર્મના સિદ્ધાન્ત મુજબ **૧૦૮ ગામ ભેટ** કર્યાં.

કહેવત છે કે:-રાજા દને-પ્રજા સ્નાને; તેવી રીતે આજે પણ આપણો સ્ત્રીવર્ગ દરેક સોમવતી અમાસે કોઈ કોઈ શ્રીફળ, સોપારી, કેળાં-પૈસો વગેરેથી ૧૦૮ પ્રદક્ષિણા પીપળાના વૃક્ષની કરી દાન આપે છે.

એ ૧૦૮ ગામ આપે નહિ સ્વીકારતાં પોતાની જ્ઞાતિના[2] બ્રાહ્મણોને આપી દીધાં, જે પૈકીનાં ગામો હાલ પણ મધ્ય ભારતમાં મોજૂદ છે.

સં. ૧૬૧૯માં ગઢાથી ગુજરાતના પ્રદેશમાં ત્રીજી વખત આપ પધાર્યા.

સં. ૧૬૨૩ માં મથુરાથી વળી પાછો ગુજરાતનો પ્રદેશ ચોથી વખત કર્યો, ત્યારે આપશ્રી અમદાવાદની પાસે અસારવાના સેવક ભાઈલા કોઠારીને ત્યાં ઊતર્યા હતા.

૧. ભારતની વીર સન્નારીઓમાં ઝાંસીની રાણી લક્ષ્મીબાઇના જેવી જ આ પણ બહાદુર લડવૈયો હતી. તેણે અકબરને ૮ વખત હરાવ્યો હતો. ૯ મી વખતે પોતે જાતે આપઘાત કર્યો.

આ રાણી દેવી તરીકે પૂજાય છે. જબલપુરથી ૧૩ માઈલ ઉપર તેનું સ્થાનક છે. મહાત્મા ગાંધીજીની સત્યાગ્રહની હાકલ વખતે સત્યાગ્રહીઓની એક સેનાની ટુકડીએ આ દેવીની પ્રદક્ષિણા કરી કુચ કરી હતી, તા. **૬-૪-૧૯૨૯.**

૨. વાંચો વ્રતકથાનું પુસ્તક.

ત્યાં જ પ. ભ. શ્રીગોપાળદાસજીને શરણે લીધા. પોતે તેમને ચર્વિત તાંબુલની પ્રસાદી આપી તેવા જ તત્કાળ ત્યાં ને ત્યાં જ "શ્રી-વલ્લભાખ્યાન"[1] નવ ગાયાં. પછી આપશ્રી મથુરા પધાર્યા. જ્યાં હાલ સતઘરાની બેઠક કહે છે તે મહોલ્લામાં રાણી દુર્ગાવતીએ આપને તથા સાત બાળકોને બિરાજવાની સગવડવાળું મકાન બાંધી આપ્યું. ત્યાં આપ બિરાજતા, જેથી **સતઘરા** નામ પડયું છે.

આપ મથુરા બિરજતા ખરા, પણ મન માનતું નહિ. રુચતું નહિ. આપનું ધ્યેય તો ભગવદી ચતુર્ભુજદાસજીના કહેવા પ્રમાણે **'સદા વ્રજહીમેં કરત વિહાર'** વ્રજ-વ્રજ નિજ ધામ, વ્રજ પરમપ્રિય, વ્રજનિવાસ, વ્રજવાસીનો સહવાસ એ જ ઉત્તમ માનેલું તેથી મથુરામાં રુચ્યું નહિ, તેથી સં. ૧૬૨૮ માં શહેનશાહ અકબરને ફતેપુર સિક્રીમાં મળીને શ્રીસદ્-ગોકુળમાં દઢ વાસ કરવાની ઇચ્છા જણાવી -મકાન બાંધવાની મંજૂરી મેળવી.

સં. ૧૬૨૯ માં હાલ જ્યાં રાજા ઠાકોરનું મંદિર છે તે સ્થાન પોતે નિર્માણ કર્યું ને ત્યાં જ એક દિવસ રાત્રિના પોઢયા હતા ત્યારે રાત્રે પ્રભુઆજ્ઞાથી મનમાં વિચાર આવ્યો કે આ વખતે મુહૂર્ત સારું છે, જો મકાનની નીમ ખોદાય તો ઠીક. આ વિચારો આપના પરમ ભગવદ્‌ભક્ત શ્રીયાદવેન્દ્રદાસ જાણી ગયા. તે જ્ઞાતિએ કુંભાર હતા. તે જ વખતે તે રાત્રિએ એ મંદિરના પાયા ખોદ્યા. સવારમાં આપશ્રી ઊઠયા ને જુએ છે તો રાત્રિના વિચાર મુજબ આ પાયા ખોદાયા છે.[2]

૧. વાંચો "શ્રીવલ્લભાખ્યાનની વિચારધારા" પુસ્તક.

૨. વાંચો ૮૪ વૈ.ની વાર્તામાં વાર્તા ૨૫ મી.

ભગવત્કૃપાનું બળ કેવું છે! ૧૦ મજૂરો એક દિવસમાં જે કામ કરે તે એક રાત્રિમાં જ આ વૈષ્ણવે કર્યું.

ત્યાં જ મંદિર બાંધ્યું. સાત બાળકો પણ ત્યાં જ ભેગા રહેતા. એ મકાનના મેડાની ભીંત ઉપર આજે પણ સાત બારીનાં ચિત્રો ચિત્રેલાં મોજૂદ છે. આપશ્રી એ જ મંદિરમાં બિરાજતા. ત્યાં આપના અંતરંગ સેવક વિષ્ણુદાસ છીપા જે દ્વારપોળીની સેવા કરતા—દ્વારપોળિયા હતા, તેમને બેસવાની **બેઠક** પણ એ જ મંદિરમાં આજે પણ **સુરક્ષિત** છે કે જ્યાંથી વિદ્વાનોને પોતે વાદવિવાદમાં નિરુત્તર કરી પાછા મોકલી દેતા.

આપશ્રીનું એક નામ **कालिन्दीपुलिनप्रियः** એવું છે તેથી પણ જાણવા મળે છે કે આપે શ્રીમદ્‌ગોકુળમાં શ્રીયમુનાજીનાં દર્શન હરહમેશ થાય તે ભાવનાથી વ્રજમાં દૃઢ વાસ કર્યો.

સં. ૧૬૩૧માં આપ પાંચમી વખત ગુજરાતના પ્રદેશમાં પધાર્યા. સં. ૧૬૩૪ માં આપશ્રી અકબર બાદશાહને મળી હુમાયુએ શ્રીમહાપ્રભુજીને આપેલ બે ગામો **ગોકુળ ને જતીપુરા** તેનો પાકો પટ્ટો યાને સનંદ કરાવી લીધી, જેને બાદશાહી[1] ફરમાન કહે છે. એવાં ફરમાનો ઘણી વખત કરાવ્યાં છે.

તે સુરતનો "**કાયસ્થશાહી**"[1] છે. સિકંદર લોદી, અકબર તથા તેના કર્મચારીઓ પણ તેવો પોશાક પહેરતા. શ્રીગુસાંઈજી પણ અકબરના દરબારમાં જતા ત્યારે આવો પોશાક પહેરતા. ન્યાય કરવા નિમણૂક કરેલી તે વખતે આવો પોશાક જ પહેર્યો છે તેવું એક ચિત્ર[2] છે.

[ શ્રીગોવિંદરાયજી શ્રીહરિરાયજી, શ્રીપુરુષોત્તમજી પણ એવો જ પોશાક ધારણ કરતા. એવાં ચિત્રો સ્વરૂપદર્શનના પુસ્તકમાં છે]

એ વખતે આપે સુરતના શાહુકારના બેટાની વહુનો ન્યાય આપેલો હતો જે એ સ્થાન અત્યારે સુરતમાં આપશ્રીની **ન્યાયની બેઠક** તરીકે બિરાજે છે. સ્થાન એ મોજૂદ છે.

સં. ૧૬૩૮માં આપ છઠ્ઠી વખત ગુજરાત પધાર્યા.

વારંવાર છ વખત પધારી આપે ગુજરાત સૌરાષ્ટ્રમાં વૈષ્ણવ ધર્મનો બહોળો પ્રચાર કર્યો અને અનેક જીવોને શરણે લીધા, અનેકોને ઉપદેશ આપ્યા, અનેક ઠેકાણે શ્રીમદ્‌ભાગવત સપ્તાહ કરી બેઠકો સ્થાપી, વૈષ્ણવોને નિરવધિ આનંદ આપ્યો છે. એવી મોટી કૃપા કરી છે, જે દ્વારા સૌરાષ્ટ્રમાં ઘણા વૈષ્ણવ થયા.

એક કાળે સૌરાષ્ટ્રના ૨૧ રાજાઓ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હતા; હાલ પણ હજુય થોડા ઘણા રાજાઓ વૈષ્ણવ છે.

છેલ્લી નવી શોધ પ્રમાણે અકબર અને શ્રીગુસાંઈજી અનેક વખત મળ્યા છે. પ. ભ. શ્રીગોવિંદસ્વામી પાસે તાનસેનને લઈને અકબર મળવા ગયો છે. પ. ભ. શ્રીહરિદાસ સ્વામીને વૃન્દાવનમાં પણ મળ્યો છે.

---

૧. વાંચો "ગુજરાત શાળાપત્ર જયુબિલી અંક" માસિક સને ૧૯૧૧.

૨. જુઓ "સ્વરૂપદર્શન" પુસ્તક તથા શ્રીસૂરદાસજીનું જીવન ચરિત્ર—પુસ્તક.

મહાનુભાવી કવિવર્ય શ્રીસૂરદાસજીનાં કીર્તન સાંભળવા અકબર તાનસેનના તબલચી-વેશે વૈષ્ણવ પોશાક–બંડી પહેરી, તિલક કરી, પરાસોલી, ચંદ્રસરોવર ગયો છે, એ વખતનું ચિત્ર[1] અકબરના હુકમથી મુસવ્વર નિહાલ-ચંદે લીધેલું તે મોજૂદ છે.

એ અસલ પ્રાચીન ચિત્ર કીશનગઢ મહારાજા શ્રીમદનસિંહજીને ત્યાં બિરાજે છે. સં. ૧૯૮૦ માં અમે મહારાજા પાસેથા માગી લઈ તેમની અનુમતિ મેળવી તેના ફોટાઓ લીધા ને અમારા સ્વરૂપદર્શનમાં એ જ પ્રાચીન ચિત્ર છપાયું છે. એ ઉપરથી આપણી આઝાદ સરકારના રાષ્ટ્રપ્રમુખ શ્રી રાજેન્દ્રબાબુએ ચંદ્રસરોવર ઉપર જ્યાં શ્રી સૂરદાસજીની બેઠક છે ત્યાં આરસનું બાવલું ગોઠવી ઉદ્ઘાટન કર્યું છે. વળી એ જ આઝાદ સરકારની પોસ્ટની ટિકિટોમાં પણ એ જ શ્રી સૂરદાસજીનો **ફોટો આપેલો છે.**

સં. ૧૬૪૦ માં આપશ્રીની અલૌકિક મિલકત—શ્રીઠાકોરજીનાં સ્વરૂપ સાત લાલજીને વહેંચી આપી સાતે બાળકોને સ્વરૂપસેવા સમજાવી, જે સાત ગાદી નામથી હાલ પણ ઓળખાય છે.

સં. ૧૬૪૨ માં પ. ભ. શ્રી ગોવિંદસ્વામીના ખભે હાથ મૂકી વાર્તાલાપ કરતા, વૈષ્ણવોને બાળકોને દર્શન આપતા, શ્રીગિરિરાજજીની કંદરામાં એ બંનેએ સાથે જ સદેહે નિવાસ કર્યો—નિત્યલીલાપ્રવેશ કર્યો.

**સમર્થ વિદ્વાન તરીકે** આપે બ્રહ્મસૂત્રના બાકીના ૧ાા અધ્યાય ઉપર ભાષ્ય કર્યું ને શ્રીસુબોધિનીજી–ટિપ્પણી, વિદ્વન્મંડન, શૃંગારરસમંડન, ભક્તિહંસ, ભક્તિહેતુનિર્ણય, વિજ્ઞપ્તિઓ, ષોડશ ગ્રન્થો ઉપર ટીકા, શ્રીયમુનાષ્ટપદી વગેરે અનેક નાના મોટા ગ્રન્થો લખ્યા છે.

**કવિ તરીકે** આપે "શ્રીવિઠ્ઠલ ગિરિધરન" છાપથી અનેક કીર્તનો રચ્યાં છે. સંસ્કૃતમાં પણ અષ્ટપદી, પલનાનાં કીર્તનો આપે રચ્યાં છે.

સંગીતકલામાં અત્યારે વૈષ્ણવ મંદિરો–પુષ્ટિમાર્ગીય મંદિરોમાં જે જોવાનું, જાણવાનું, દર્શન કરવાનું મળશે તે ભારતભરમાં ભાગ્યેજ બીજે મળશે.

સંગીતના કવિઓમાં આપના અષ્ટસખા જેને 'અષ્ટ છાપ' કહે છે તે યોજના આપે કરી છે. 'સંશોધન' કરી અનેક પ્રકારની ચિત્રકળા, શીવણકળા, ગૂંથણ–કળામાં પણ આપનો અદ્વિતીય ફાળો છે, જે શ્રીની સેવાભાવનામાં દર્શન કરી શકાય છે. આમ સાંસારિક અનેક કળાના પોષક આપશ્રી છે એવા શ્રી વિઠ્ઠલપ્રભુનો જય હો જય હો !!!

---

૧. જુઓ "સ્વરૂપદર્શન" પુસ્તક તથા શ્રીસૂરદાસજીનું ચરિત્ર પુસ્તક.

## ૩. શ્રીગોકુલનાથજીના શ્રીહસ્તાક્ષર

१. सं. १६ शे ३५ आखाड सुदि शष्टि गुरूवार लिखित श्रीगोकुलनाथ
२. श्रीविठ्ठलेश्वरपुत्र श्रीवल्लभाचार्यपौत्र वाराणसिके प्रोहित गन्निपाध्याय जो
३. कोयिवाराणसिमे जायी सो इनको मानै ॥ ॥

### શ્રીગોકુલનાથજી

પ્રા. અડેલ સં. ૧૬૦૮, માગશર સુદ ૭
નિત્યલીલાપ્રવેશ સં. ૧૬૯૭
સ્થિતિ વર્ષ ૮૨–૧૮ મહા વદ ૯

આપશ્રીના જીવનમાં એક મોટો બનાવ એ બન્યો કે મોગલ સમ્રાટ જહાંગીરે જ્યારે માળા–તિલકત્યાગ કરવાનું ફરમાન કાઢયું ત્યારે પોતે ૭૦ વર્ષની વૃદ્ધ વયે પણ શ્રીગોકુલથી કાશ્મીર સુધીનો પ્રવાસ ખેડી સમ્રાટને મળી એ હુકમનો અનાદર કરી ગોકુળ ત્યાગ કર્યો પણ માલા–તિલક ન છોડયાં, જેના પ્રતાપે આજે ભારતભરમાં માલા–તિલકની દિવ્ય જ્યોત ઝળહળી રહી છે.

## ૪. શ્રીમદ્ગોસ્વામી શ્રીયદુનાથજીના શ્રીહસ્તાક્ષર

પ્રાકટ્ય સં. ૧૬૧૩ ચૈત્ર શુદ ૬

આપનું જીવન કેવળ ભગવત્સેવા પરાયણ જ હતું. પોતે પોતાને દાયભાગમાં પિતૃચરણ શ્રીગુસાંઈજીથી પ્રાપ્ત થયેલ શ્રીબાલકૃષ્ણજીને પધરાવી શ્રીદ્વારકાનાથજીની સાથે બંને સ્વરૂપોની અહર્નિશ સેવા કરતા.

અત્યારે ભારત વર્ષમાં બિરાજતા શ્રીગો. બાળકોના મોટા ભાગના બાળકો શ્રીગુસાંઇજીના પ્રથમ કુમાર શ્રીગિરિધરજીના અને બાકીના ષષ્ઠકુમાર આ શ્રીયદુનાથજીના વંશજો છે.

## શ્રીયદુનાથજીના હસ્તાક્ષર

१. संवत १६३५ वैसा
सुदि तृतीया ३ लि

२. खितं श्रीयदुनाथजी
श्रीविठ्ठलेश्व

३. रपुत्र श्रीवल्लभाचार्य-
पौत्र तैलंगकां

४. करवाल्लु भारद्वाजगोत्र
वासी गो

५. कुलके बानारासीके
पुरोहित की

६, यो उपाध्याय गनी
जो कोउ हममे आ

७. वैं सो इनकों मानै
आगै श्रीगो

८. पोनाथजीको लिषो
देषि हमु

९. हु लि [खि] दीयो ॥

[ નીચેની બીજી છાપ સં. ૧૭૯૩ ના આષાઢ વદિ ૩ મંગળના દિને કોઇ ગો. શ્રીવિઠ્ઠલનાથજીના સુત ગો. શ્રીમિધુસૂદનજીએ પીતાંબર ગોરને કરી આપેલ લેખની છે. ]

# અભિનંદન–પત્રો

## શ્રી સયાજી મિલ્સ કું. લિ. ના ડાયરેકટરો તરફથી

# અભિનંદન પત્ર

## શ્રીમાન શેઠ ટોડરમલ ચીમનલાલ શામળબેચર

**એજંટઃ—શ્રી સયાજી મિલ્સ કંપની, લિમિટેડ, વડોદરા**

શેઠ સાહેબ,

**આપણા** લોકપ્રિય તથા પ્રજાવત્સલ શ્રીમંત મહારાજા સાહેબે આપણા રાજ્યમાં અજોડ એવું "રાજમિત્રમંડળ"નું બહુમાન આપને આપીને, આપની યોગ્ય કદર કરી છે. તે માટે અમારાં હાર્દિક અભિનંદન આપવા માટે અમે શ્રીસયાજી મિલ્સ કંપની લિમિટેડના ડાયરેકટરો તથા શેરહોલ્ડરો અત્રે ભેગા મળ્યા છીએ.

**આપને** આવું બહુમાન મળ્યાના પ્રસંગે આપને આ માનપત્ર આપવાની તક અમને પ્રાપ્ત થઈ છે તે માટે અમે અમને ભાગ્યશાળી ગણીએ છીએ. આ "રાજમિત્રમંડળ"-નું બહુમાન આપવાની સાથે સાથે આ રાજ્યની જે જે મોટી અને કીમતી સેવાઓ આપના પ્રસિદ્ધ કુટુમ્બે બજાવેલ છે તથા વડોદરાના રાજ્યકર્તાઓ સાથે જે લાંબો ઐતિહાસિક સંબંધ ચાલતો આવ્યો છે તેનો પણ ભારે પ્રશંસાયુક્ત ઉલ્લેખ શ્રીમંતે તેમાં કરેલો છે. આ ઉલ્લેખ દ્વારા તમારા કુટુમ્બે તથા ખુદ આપે પણ વર્તમાન રાજ્ય-અમલમાં વડોદરા રાજ્યમાં જે વેપાર ઉદ્યોગની પ્રગતિ સાધવામાં ફાળો આપ્યો છે તેની જ યોગ્ય નોંધ લેવાઈ છે—એમ અમે માનીએ છીએ.

**આપના** સ્વર્ગસ્થ તીર્થસ્વરૂપ પિતા શેઠ ચીમનલાલ એમ. શામળ બેચર આ રાજ્યમાં મિલ–ઉદ્યોગનાં પહેલપહેલાં પગરણ માંડનાર પૈકીના એક હતા. અને એમની બુદ્ધિ શક્તિ, એમનું દૂરંદેશીપણું, એમની અથાગ હિમ્મત અને ન્યાયપરાયણતા, એ બધા ગુણોને લીધે એમણે અમારા કૃતજ્ઞ હૃદયમાં કાયમનું સ્થાન મેળવ્યું છે. આપણી મિલનો અદ્ધર પાયો એમના પરિશ્રમનું જ પ્રત્યક્ષ ફળ છે. વળી તેમના ઊંચા આદર્શોને લીધે જ મિલના વ્યવસ્થાપકો તથા નોકર વર્ગ વચ્ચે એખલાસ જામી શકયો છે. વ્યાપાર-ઉદ્યોગના ક્ષેત્રમાં જ માત્ર એ આગળ પડતા હતા એમ નહોતું, ધાર્મિક, આર્થિક અને સંસ્કારપ્રસારનાં ક્ષેત્રોમાં પણ એ ઊંડો રસ લેતા હતા; અને એવી અનેકવિધિ લોક-હિતની પ્રવૃત્તિઓમાં ભાગ લેવાને લીધે જ આપણા શ્રીમંત મહારાજા સાહેબ તથા પ્રજાવર્ગનું સન્માન એ મેળવી શકયા હતા.

પરંતુ એમની એ વિશિષ્ટ પ્રવૃત્તિઓમાં તેમણે તેમના બે પુત્રો-જેમાંના આપ જ્યેષ્ઠ છો-તેમને કેળવણી આપવા માટે તત્પરતા બતાવી હતી-તે મુખ્ય છે. આપ બન્ને ભાઇઓ, અમને જણાવતાં પરમ સંતોષ થાય છે કે, મિલ-ઉદ્યોગની ઝીણામાં ઝીણી વિગતોમાં માહિતગાર થઇ શકયા છો. તે માટે આપના પિતાની ઊંડી દેખરેખ અને તેમની સલાહની જ નોંધ લેવી ઘટે છે. આપ બન્ને ખંતથી તથા પિતૃઆજ્ઞાપાલનની તત્પરતાથી એમના ઉચ્ચ આદર્શો ઝીલી તેમને પગલે ચાલવા પ્રયત્ન કરી રહ્યા છો તે માટે અમે આપનું અભિનંદન કરીએ છીએ.

અમે આજે કંઇક ગર્વથી, અને કોઈપણ જાતના વિરોધની બીક વગર જાહેર કરીએ છીએ કે આજ દિન સુધીમાં સારી અનામત થાપણ સાથે આખું કારખાનું બહુ જ સધ્ધર અને મજબૂત પાયા ઉપર ચાલી રહ્યું છે અને તેનું સંચાલન તથા તેની દેખરેખ સંપૂર્ણ કાર્યદક્ષતાથી થયે જાય છે.

હાલમાં મિલમાં ૨૩,૦૯૨ સ્પિંડર અને ૬૦૦ શાળો છે. આ સાંચાકામમાં ધીમે ધીમે સંગીન વધારો થયે જાય છે. હાઇડ્રાફ્ટ સ્પિંગ મશીન, હાઇસ્પિંડ વાઇન્ડિંગ અને વૉપિંગ મશીન, અને છેક હમણાં જ આણેલું એક ફિનિશિંગ રેન્જ તથા મિલનું સ્વતંત્ર રંગાટી તથા ધોવાનું ખાતું-એ જાતનું છેલ્લામાં છેલ્લી ઢબનું સાંચાકામ તેમાં ગોઠવવામાં આવ્યું છે. એકંદરે મિલના રોજના કામનું પ્રમાણ તથા તેથી બનાવટ 'ઉત્તમ' છે એની કોઇથી ના પડાય તેમ નથી.

શેઠ સાહેબ ટોડરમલ, મિલના દરેક ખાતામાં યથાયોગ્ય વ્યવસ્થા દાખલ કરવાના કામમાં આપના અખંડ ઉત્સાહ તથા અવિરત પ્રયત્ન માટે અમે આપનો ખરા હૃદયથી આભાર માનીએ છીએ, યોગ્ય કાર્ય ઉપર યોગ્ય માણસની યોજના, અને તેનો બુદ્ધિપૂર્વક ઉકેલ-એ પ્રકારની કાર્યપદ્ધતિ એ આજના જમાનાની મોટામાં મોટી જરૂરિયાત છે; અને આપ તે જરૂરિયાત પૂરી પાડવાના પ્રયત્નમાં પાછા પડયા નથી તે બદલ આપને અભિનંદન ઘટે છે.

છેવટમાં, અમને અમારા મૅનેજિંગ એજન્ટોમાં સંપૂર્ણ વિશ્વાસ છે, તેની આપને ખાતરી જાહેર કરવા માગીએ છીએ; અને સર્વ શક્તિમાન પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ કે આપ તથા આપના ભાઇ લાંબુ આયુષ્ય, આરોગ્ય અને સુખ પામો, અને આપનામાં રહેલા સદ્ગુણોની ઉત્તરોત્તર વૃદ્ધિ થાઓ, જેથી આજે આપને મળ્યું છે તેનાથી પણ વિશેષ ઊંચું સન્માન આપને ભવિષ્યમાં મળી શકે. તથાસ્તુ.

અમે છીએ, શેઠ સાહેબ,
આપના સ્નેહાળ શુભેચ્છકો
**હીરાલાલ ત્રીકમલાલ**
ડાયરેકટરોની બોર્ડના ચેરમેન

**વડોદરા,**

તા. ૮-૨-૩૩

To,

# Sheth Todarmal Chimanlal Samal Bechar of Shree Sayaji Mills Co., Ltd., BARODA

Sir,

We the Directors on behalf of Shareholders of Shri Sayaji Mills Co. Ltd., Baroda, desire to offer you our heartfelt congratulations on the welldeserved honour of the "Decoration of Mitra-Mandal" which is also unique in the history of our Raj-that our beloved and gracious Sovereign has bestowed upon you.

We deem it a high privilege to offer the address to you in token of our high appreciation of this honour. The conferment of this decoration is fittingly accompanied by a warm tribute of appreciation from the Hazur in which are fittingly described the great and sterling services which your renowned family has done to the State and also to its long and historic association with the Sovereigns of Baroda. The tribute is also a recongnition of the great progress in industry by the Raj, which your family and your own worthy self have helped to achieve during the present reign.

Your late lamented father, Sheth Chimanlal M. Samal Bechar was one of the pioneers of the mill enterprise in this State, and his great talents, wise foresight, undaunted courage and keen sense of justice, were the means by which he established a never-forgettable claim to our gratitude and remembrance. He it was to whose devoted labours are due the sound foundations of this concern. To his high ideals also we are indebted for the rich harvest of goodwill that characterises the relations between the management and the employees. Not only was he a mastermind in fields of industry, but he took the same keen interest in social, religious, economic and cultural problems, and was able to win the high regard of both our august Ruler and also all classes of his subjects.

But among his greatest works are the assiduous training he gave to his two sons, of whom, you are the elder. Both of you, we are gratified to note have been carefully trained through all the details of the textile industry under the strict care and guidance of your father and both have striven with diligence and filial loyalty to carry on successfully his high traditions.

The Mill has continued to be administered on sound and efficient lines until today, when we are proud to declare without fear of challenge that the ooncern has attained a most sound and stable position with excellent reserves at its disposal.

The Mill at present has 23,092 spindles and 600 looms. It has been gradually extended and is at present equipped with the latest machinery like High Draft-Spinning Machines, High speed Winding & Warping Machines, and lately a finishing range, besides a plant of dyeing and bleaching of its own. There is no denying the fact that the production and the manufacture of the Mills are in short " **SUPERFINE** ".

We sincerely thank you, Sheth Todarmal, for your constant zeal and efforts to improve and modernise the mill working by rationalisation in the different departments. Rationalisation is the prime need of the hour and you have not lagged behind in making a right use of it.

In conclusion we desire to assure you of our utmost confidence in our Managing Agents and pray to the Almighty to give you and your brother long life, health and happiness and to grant you the continuance of those excellent qualities by which you may be able to win yet highest houours in the future.

**Shri Sayaji Mills Co. Ltd.**
**BARODA,**
*8th February, 1933*

We remain, Dear Sir,
Your Most Cordial Well-Wishers,
**Hiralal Trikamalal**
*Chairman, Board of Directors*

શ્રી સયાજી મિલ્સ કું. લિ. ના અમલદારો ને કાર્યકરો તરફથી

# અભિનંદન પત્ર

## શ્રીમાન શેઠશ્રી ટોડરમલ ચીમનલાલ શામળબેચર

એજંટ, શ્રી સયાજી મિલ્સ કું. લિ., વડોદરા

**શ્રીમાન શેઠશ્રી,**

**આપને** શ્રીમંત સરકાર મહારાજા સાહેબ તરફથી "**ડેકોરેશન ઓફ મિત્ર મંડળ**"નું બહુમાન એનાયત કરવામાં આવ્યું છે, તે બદલ આનંદ અને અભિમાનની લાગણી સાથે આપને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ.

**આપના** વડીલ પિતાશ્રી અને અમારા સુસ્મરણીય પૂજ્ય મુરબ્બી શેઠશ્રી ચીમનલાલભાઈના અવસાનથી આપ બંને ભાઈઓ ઉપર નાની યુવાન વયે મિલ કારોબારનો કઠિન બોજો આવી પડયો હતો; છતાં મિલનો કારોબાર વ્યાપારી કુનેહ અને બાહોશીથી સુરક્ષિત રીતે ચલાવી હાલના તીવ્ર હરીફાઈ અને વેપારમંદીના સંજોગોમાં પણ મિલની આબાદીમાં વધારો કરવા આપ શક્તિમાન થયા છો. આપ બન્ને ભાઈઓએ મિલનું સુકાન હાથમાં લીધા પછી નવી સુધરેલી મશીનરી દાખલ કરી ઘણા સુધારા વધારા કર્યા છે, અને તેના પરિણામે મિલમાં ઝીણું બારીક કાપડ તૈયાર થાય છે. એકંદરે મિલની હાલની સધ્ધર સ્થિતિ, પ્રતિષ્ઠા અને પ્રગતિ આપ બન્ને ભાઈઓનાં ઉત્સાહ અને કાર્યકુશળતાને આભારી છે.

**આપણી** મિલમાં આપના સ્વ૦ પૂજ્ય પિતાશ્રીના વખતથી જ માલિકો અને સ્ટાફનાં માણસો વચ્ચેનો સંબંધ પરસ્પર પ્રેમ અને સહકારભર્યો ચાલુ રહેલો છે, માલિક અને નોકર વચ્ચે પરસ્પર કુટુંબવત્સલતાની ઊંચી ભાવનાના પાયા ઉપર આપણી મિલનું કારોબારી તંત્ર રચાયેલું છે, અને ચાલુ રહેલું છે; તેથી આપશ્રીને મળેલા બહુ માનમાં અમે અમારું ગૌરવ અને અભિમાન સમજીએ છીએ, અને સ્વાભાવિક રીતે અમારાં હૃદય હર્ષથી ઊભરાય છે.

**આપની** પરંપરા કુટુંબની ખાનદાની, સાહસિક વેપારી તરીકેની ઊંચા પ્રકારની શક્તિ અને લાયકાતની યોગ્ય કદર કરી આપને આપણા ગુણજ્ઞ શ્રી **સરકાર મહારાજા** સાહેબે બહુમાનથી વિભૂષિત કર્યા છે તે બદલ શ્રીમંત રાજપિતાનો પણ આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનવો તે અમે અમારી પવિત્ર ફરજ સમજીએ છીએ.

**આપની** અમારા પ્રત્યેનાં કૃપા, સૌજન્ય અને કુટુંબવત્સલતાની અમીવૃષ્ટિ હંમેશાં ચાલુ રહે અને આપશ્રી વેપારધંધામાં દિવસે દિવસે વધારે અને વધારે આબાદી અને યશ મેળવી સહકુટુંબ આરોગ્ય અને સુખી દીર્ઘાયુ ભોગવો એવી પ્રભુ પ્રત્યે સહૃદય પ્રાર્થના કરીએ છીએ.

શ્રી સયાજી મિલ્સ કું. લિ.

વડોદરા, તા. ૮-૨-૧૯૩૩

અમે છીએ, આપના કૃપાભિલાષી નમ્ર સેવકો
અમલદારો અને સ્ટાફ તરફથી
**બળવંતરાય મગનલાલ**
સેક્રેટરી

# શ્રીમાન માન્યવર શેઠશ્રી
# ટોડરમલ ચીમનલાલ શામળબેચર

## એમની પવિત્ર સેવામાં. મુ. વડોદરા

પૂજ્ય માનનીય શેઠ સાહેબ,

**આ**પની ઉજ્જવળ કારકિર્દી અને રાજકુટુંબ સાથેના આપના નિકટના સંબંધની કદરમાં શ્રીમંત કૃપાળુ મહારાજા સાહેબે **"ડેકોરેશન ઑફ મિત્રમંડળ"**ના બહુમાનથી આપશ્રીને વિભૂષિત કર્યા છે. તે માટે અમે આનંદ પ્રદર્શિત કરી, આપનેં અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ.

મિલના જોખમ અને જવાબદારીભર્યા કામ ઉપરાંત, આપ વડોદરા શહેરની સાર્વજનિક હિતની પ્રવૃત્તિમાં રસભર્યો ભાગ લઇ, તન, મન, ધનથી મદદ કરીને રાજ્ય અને પ્રજાની અમૂલ્ય સેવા બજાવો છો, તેથી આપે આપના સદ્દગત પિતાશ્રીના ઉજ્જવળ નામમાં વધારો કર્યો છે.

મિલના અતિ વિકટ પ્રશ્નો આપ બન્ને ભાઇઓ બહુ ખંત અને બાહોશીથી ઉકેલી, તેનો સ્નેહથી નિકાલ કરો છો અને તેના પરિણામે મિલ ઘણી પ્રગતિ સાધવા શક્તિમાન થઇ છે. વળી મિલના સાંચામાં લગભગ બમણો વધારો કરવા ઉપરાંત, છેલ્લામાં છેલ્લી ઢબના સાંચા આપે દાખલ કરવા માંડયા છે તે આપ બન્ને ભાઈઓનાં સાહસ, પ્રગતિ અને કાર્યદક્ષતાનું પૂરું ભાન કરાવે છે.

મૂડીવાદ અને મજૂરો વચ્ચે મીઠો સંબંધ બહુ જવલ્લેજ સંભવે છે, છતાં આપની મિલમાં અમારો અને આપનો સંબંધ આપના મિલનસાર સ્વભાવ અને સાદાઇ ગુણના લીધે એક કુટુંબ કે મિત્રમંડળ જેવો બની રહ્યો છે.

**આ**પશ્રી અમારી અગવડો દૂર કરવા હમેશાં તત્પર રહો છો, તેટલુંજ નહીં, પણ જ્યારે જ્યારે અમે અમારી અગવડો આપની આગળ રજૂ કરીએ છીએ ત્યારે આપ શાંતિથી સાંભળીને સહાનુભૂતિ બતાવી દિલસોજીથી તે દૂર કરવા પ્રયત્નો કરો છો. આપની તરફની આ મમતા માટે અમે આપના આભારી છીએ.

છેવટ, આપને સહકુટુંબ સંપૂર્ણ તંદુરસ્તી સહદીર્ઘાયુ ઇચ્છી, હજી વધુ ને વધુ માન ને સમૃદ્ધિ મેળવવા આપ ભાગ્યશાળી થાઓ એવી અમારી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે ખરા અંતઃકરણની પ્રાર્થના છે.

શ્રી સયાજી મિલ્સ કું. લિ.
**વડોદરા** તા. ૮-૨-૧૯૩૩

લિ. અમે છીએ,
**આપના તાબેદાર સેવકો,**
**શ્રી સયાજી મિલ્સ કું. ના કામદારો.**

દશા પોરવાડ વણિક જ્ઞાતિ તરફથી

# અભિનંદન પત્ર

## માન્યવર શેઠશ્રી ટોડરમલ ચીમનલાલ શામળબેચર

**આપણા** શ્રીમંત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડના ૭૦ મા વર્ષના જન્મોત્સવ શુભપ્રસંગે શ્રીમંત સરકારે "गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्ग न च वयः એ સૂત્રાનુસાર, આપ વયે નાના હોવા છતાં, આપના ગુણોની કદર કરી "ડેકોરેશન ઑફ મિત્રમંડળ"ના બહુમાનની આપશ્રીને નવાજેશ કરી, તે બદલ વડોદરાની શ્રી દશા પોરવાડ વણિક જ્ઞાતિ સમસ્ત આપશ્રીને અંતઃકરણપૂર્વક અભિનંદન આપે છે.

**વ્યાપાર** ઉદ્યોગના ક્ષેત્રમાં સાર્વજનિક હિતના કાર્યને અંગે અને રાજ્ય સાથેના આપના કુટુંબના દીર્ઘ પરિચયની કદરમાં શ્રીમંત સરકારે આપને આ પદવીની નવાજેશ કરી વિભૂષિત કર્યા છે તે બદલ અમે આપના જ્ઞાતિબંધુઓ શ્રીમંત સરકારનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ અને અભિમાન લઇએ છીએ કે આ નવાજેશથી શ્રીમંત સરકારે આપને જ નહિ પરંતુ આપણી જ્ઞાતિને પણ વિભૂષિત કરી છે.

**આપશ્રીના** કુટુંબનો અત્રેની જ્ઞાતિ સાથેનો શેઠ તરીકેનો સંબંધ વંશપરંપરાથી ચાલતો આવ્યો છે. અને આપશ્રીના સદ્‌ગત પિતાશ્રી શેઠશ્રી ચીમનલાલભાઇએ નિષ્પક્ષપાતપણે પોતાનાં દક્ષતા અને કૌશલ્યથી વિકટ પ્રસંગો વટાવી જ્ઞાતિના નાવને સુદૃઢ તટે આણ્યું છે તે જ્વલંત સેવા અમારા સ્મરણમાંથી કદીપણ ભુલાય તેમ નથી.

**આપશ્રીના** પિતાશ્રીના સ્વર્ગવાસ પછી આપણી જ્ઞાતિના શેઠ તરીકેની જવાબદારી સ્વીકારી આપે ટૂંક સમયમાં આપની સેવાથી જ્ઞાતિને સંતુષ્ટ કરી છે તેથી અમને આનંદ થાય છે અને આપશ્રી પણ આપના વડીલોના પગલે ચાલી લાંબા વખતથી ચાલી આવતી નિષ્કલંક પરંપરાને નવીન યુગનું નવચેતનરૂપી પોષણ આપી અવિચ્છિન્ન ચાલુ રાખશો એવી વિનંતિ છે.

**આપશ્રીએ** સારો વિદ્યાભ્યાસ કરેલો હોવાથી તેમજ પ્રગતિને પંથે વિચરવા બીજાઓને ઉત્તેજન મળે એ હેતુથી આપે આપના કનિષ્ઠ બંધુ શેઠશ્રી ડાહ્યાભાઈને યુરોપના પ્રગતિશીલ દેશોના પ્રવાસે મોકલ્યા તેવા જ ઉત્કૃષ્ટ વિચારોનું નવસિંચન આપણી જ્ઞાતિમાં આપ સદા રેલાવશો એવી અમે આશા રાખીએ છીએ.

**અંતમાં** આપણી જ્ઞાતિ આપ શ્રીમાન જેવાના નેતૃત્વ નીચે એક આદર્શ જ્ઞાતિ બને એવી આશા સાથે સર્વસમર્થ શ્રી પ્રભુ પાસે અમારા સર્વની નમ્ર પ્રાર્થના છે કે આપશ્રીએ જે બહુમાન પ્રાપ્ત કર્યું છે એથી પણ અધિકાધિક સન્માન પ્રાપ્ત કરો, આપશ્રી જનસમાજની સેવા અર્થે ઘણા જ ઉપયોગી નીવડો, અને કુટુંબ પરિવાર સાથે દરેક રીતે સુખ સાથે યશસ્વી અને દીર્ઘાયુ થાઓ !

**અમે છીએ આપના જ્ઞાતિબંધુઓ**

બરોડા મિલ ઑનર્સ એસોશિયેશન તરફથી

# અભિનંદન પત્ર

## શ્રીમાન રાજ્યમિત્ર શેઠશ્રી

## શ્રી. ટોડરમલ ચીમનલાલ શામળબેચર

એજંટ–શ્રી સયાજી મિલ્સ–વડોદરા

શ્રીમાન,

આ એસોશિયેશનને અસ્તિત્વમાં લાવવામાં આપના પૂજ્ય પિતાશ્રી સ્વ૦ શેઠશ્રી ચીમનલાલ મોતીલાલે અગ્ર ભાગ લીધો હતો અને એમના સુપુત્ર તરીકે આપે પણ મંડળીનું સેવા બજાવવાનું એવા જ ઉત્સાહપૂર્વક ચાલુ રાખ્યું છે.

એસોશિયેશનના ઉપપ્રમુખ તરીકે તેમજ પ્રતિનિધિ તરીકે મંડળનું હિત વધારવામાં હંમેશાં ઊલટભર્યો ફાળો આપ્યો છે. આ મંડળના પ્રતિનિધિ તરીકે સને ૧૯૨૫ અને ૧૯૨૯ માં અખિલ ભારત મિલ માલિક મંડળની પરિષદોમાં ભાગ લઈ આપની કુનેહ અને બુદ્ધિથી સંસ્થાનું હિત સાચવ્યું છે, તે બદલ આ એસોશિયેશન આપનું ઋણી છે.

આપના પિતાશ્રીના અવસાનથી નાની વયે આપના ઉપર મિલના વહીવટનો જોખમભરેલો બોજો આવી પડેલો, છતાં હોશિયારીથી વહીવટ ચલાવી, સુધારા વધારાથી મિલના કામકાજનો વિસ્તાર કરી મિલને સારા પાયા ઉપર લાવેલા છો. આપનો મિલનસાર સ્વભાવ અને કારોબારી કુનેહ વગેરે ગુણોની આપના ડાયરેકટરો તથા કામદારો, હોદ્દેદારો બધાનાં પ્રીતિ અને વિશ્વાસ આપ મેળવી શકયા છો. હાલમાં જ આપની મિલના કામદારો માટે રૂા. ૨૫ હજારનાં મકાનો બાંધવાની યોજના આપે જાહેર કરી કામદારો માટેની આપની સહાનુભૂતિને સક્રિય બનાવી છે.

આપના ખાનદાન કુટુંબનો શ્રીમંત રાજકુટુંબ જોડેનો સારો સંબંધ લાંબા વખતથી ચાલ્યો આવે છે, અને આપના સ્વ૦ પિતાશ્રી તથા તે પછી આપને રાજ્ય તરફથી બહુમાન મળવાથી એ સંબંધમાં તાજો વધારો થયો છે.

આપની બાહોશ અને ઉત્સાહી વેપારી તરીકેની લાયકાતની તથા શ્રી રાજકુટુંબ સાથેના આપના ઘરાણાના જૂના સંબંધની કદર કરીને શ્રીમંત મહારાજા સાહેબે આપને "રાજ્યમિત્રમંડળ"ના બહુ માનથી વિભૂષિત કર્યા છે, તે બદલ આપને સહર્ષ અભિનંદન આપીએ છીએ, અને તેથી યોગ્ય કદર કરવા બદલ ગુણજ્ઞ શ્રીમંત મહારાજા સાહેબનો હાર્દિક આભાર માનીએ છીએ.

શ્રીમંત સરકાર તરફથી એનાયત થયેલું બહુમાન ભોગવવા, અને વ્યાપાર ઉદ્યોગ તેમજ લોક હિતની દરેકશુભ પ્રવૃત્તિમાં વધારે ઉત્સાહથી ફાળો આપી, રાજા–પ્રજાના હિતની વિશેષ સેવા બજાવી હજુ વિશેષ રાજ્યમાન મેળવવા ભાગ્યશાળી થાઓ અને તે માટે પ્રભુ આપને સહકુટુંબ સુખ, યશ અને આરોગ્યમય દીર્ઘાયુ અર્પે એવી પ્રાર્થના કરીએ છીએ.

**વડોદરા**
તા. ૯–૩–૩૩

અમે છીએ
**ધી બરોડા મિલઑનર્સ એસોશિયેશનના સભાસદો.**

# દિલાસાપત્રો—શોક ઠરાવો

( १ )

गई कल रातकूं दस बजे राजेन्द्रके तारसूं शेठके हरिशरण होयवेके समाचार जानके हमकूं वहोत चिन्ता भई, तुम्हारे उपर तो चिन्ताको पहाड़ टूट ही पड्यो, परन्तु यहाँ सबनकूं भी आश्चर्य भयो के ये अचानक अनहोनी कैसे होय गई, श्रीमहाप्रभुकी इच्छा बलवान मानके चित्तकूं शान्त राखोगे. तुम्हारे लिये महान दुःख भयो, परन्तु उनकी हमारे घरके सेवकनमें भी बहोत बडी खामी पडी; परन्तु कहा कियो जाय. यहाँ कोईको वश नहीं चले. याके सामने मनुष्य मात्र हार्यो है, प्रत्येककूं या संसारसे एक-न-एक दिन जाना ही पडे है, परन्तु अवस्थाके अनुसार जाय तो इतनी चिन्ता नहीं होय हैं. विशेष तुमकूं कहा लिखे, तुम खुद समझदार हो।

हमारो आपको दियो भयो तार भी पहोंच्यो होयगो।

तुम हमारे हो. श्रीसेवामें चित्त राखो हो तासूं अधिक राखके कुशलपत्र लिखते रहोगे।

× × ×

सेठाणी कमलाबेनने आशीर्वाद. हमे समाचार साभलीने तो वधाये खूब चिन्ता करी. सेठनी तो हमारा घरमां खूब खामी पडी. तमने शुं आश्वासन करीए? दुःखना दरिया ऊमगी गया. जेम सेठने धीरज हती प्रभुना प्रते आस्ता हती ते याद करीने तमे धीरज राखजो. धीरज तो नहीं रहे तोपण बीजानुं दुःख जोई धीरज राखजो. लखवा जेवुं तो रह्युं नथी. प्रभुमां चित्त राखी धीरज राखो. हवे तो आपणा हाथमां कंईं पण न रह्युं, जोता ने जोता रही गया. वडोदरामां तो अमारा उपर प्रेम श्रद्धा राखवावाला नथी ज.

गो. श्रीव्रजभूषणलालजी (कांकरोली)

( २ )

चि. राजेन्द्रके तार द्वारा शेठके हरिशरण होयवेके समाचार जानके हमकूं वहोत चिन्ता भई. तुम्हारे उपर तो महान वज्रपात भयो, परन्तु घरके शेठियानमें उनकी वहोत बडो खामी पडी, परन्तु कहा कियो जाय. श्री... जीकी जो इच्छा होय वो ही होयके रहे है. यहाँ कोईको वश नहीं चले है. याके सामने मनुष्य मात्र हार्यो हैं. सभीकूं एकनएक दिन या संसारसूं जानो ही पडे है, परन्तु समयपे जाय तो इतनी चिन्ता नहीं होय है

विशेष तुमकूं कहा लिखे. तुम खुद समझदार हो।

या विषयको एक तार यहाँसू कर्यो सो तुमकूं पहोंच्यो होयगो।

तुम हमारे हो. श्रीसेवामें चित्त राखो हो तासूं अधिक राखके कुशलपत्र लिखते रहोगे।

× × ×

श्री सेठानी,

सेठके समाचार पढके अत्यन्त दुःख भयो. वैसे तो सभी वातनमें सेठ हमारे घरके लिये तैयार हते, पर मैं छोटो होतो भयो मेरे गिरराजमें पारायणके वखत जो आगेवानी लेके मदद करी वो भूलवे लायक नहीं है, क्योंकि या समयमें वैष्णवताको भाव गुरु प्रत्ये भी नहीं होय तो उनके भाईनकी तो कहनी क्या। पर सेठमें जो समभावकी श्रेष्ठता हती वो हम भूल नहीं सकें है. वैसे तो कोईको भी कार्य कोई विना रुके नहीं है. पर सेठके विना हमारे हृदयके अमुक कार्य हमारी जिन्दगीमें अब होय ये हमकूं विश्वास नहीं है।

तुम बुद्धिमान हो. चित्तमें धैर्य राखोगे। ईश्वरकूं प्रार्थना है उनकी आत्माकूं शान्ति और तुमकूं धैर्य हो.

गो. विठ्ठलनाथ ( मथुरा )

( ૩ )

તમારા તરફથી આજે પત્ર મળ્યો. શેઠ ટોડરલમ તા. ૧૭-૧૦-૫૩ ને શનિવારે ભગવચ્ચરણ પ્રાપ્ત થયાના અકસ્માત્ સમાચાર વાંચી લૌકિક વિયોગજન્ય બહુ જ ખેદ થયો છે. લગભગ થોડા મહિના પહેલાં તેમનો પત્ર હતો. અને દવા વગેરેને માટે અમદાવાદ રોકાયા હતા. ત્યાર પછીના પ્રકૃતિના સમાચાર નહોતા મળ્યા અને છેવટે એમના ભગવચ્ચરણ પ્રાપ્ત થયાના સમાચાર વાંચી બહુ જ ખેદ થયો છે. અને સંપ્રદાયમાં એમની ન પૂરી શકાય એવી ખોટ પડી છે. અને આખા સંપ્રદાયમાં આ બનાવથી ખેદની લાગણી પ્રગટ થાય એ બહુ સ્વાભાવિક છે. તેઓ એક સારા વ્યાપારાદિ કાર્યમાં નિષ્ણાત હતા. અને ઊંચા પ્રકારની વિદ્યાવાળા હતા. તેઓ સંસ્કૃતના પણ સારા વિદ્વાન હતા અને સંપ્રદાયના પણ માર્મિક સિદ્ધાંતજ્ઞ હતા. ઉપરાંત ભાવધનથી સમૃદ્ધ હતા. આવા સર્વ રીતે સદ્ગુણયુક્ત, અગ્રગણ્ય વૈષ્ણવના વૈષ્ણવસમાજ વચ્ચેથી જવાથી સંપ્રદાયને બહુ જ મોટી ખોટ પડી છે કે જે ન પૂરી શકાય એવી છે. પ્રભુઇચ્છા આગળ કોઈનું ચાલી શકતું નથી. માટે ભગવદ્ઇચ્છા માની ચિત્તને આશ્વાસન આપ્યા સિવાય જીવથી બીજું કંઈ બની શકતું નથી. માટે તમારા ઉપર જે દુઃખ આવી પડ્યું છે, તેને ભગવદ્ઇચ્છા માની હળવું કરશો. તેમજ પ્રભુ શેઠ ટોડરમલના દૈવી આત્માને પોતાના ચરણારવિંદમાં રાખી નિત્યલીલાસુખાનુભવ કરાવે.

સેવા વિશે ચિત્ત છે તેથી અધિક રાખશો.

ગો. શ્રીવ્રજરત્નલાલજી (સુરત)

( ૪ )

શ્રીમતી કમળાવતીબહેન,

પૂ. પા. મહારાજશ્રીની આજ્ઞાથી જણાવવાનું કે, આપના તા. ૧૯-૧૦-૫૩ ના પત્રથી શ્રીમાનશ્રીને શેઠ શ્રીટોડરમલભાઈના દેહવિલયના દુઃખદ વર્તમાન પ્રાપ્ત થતાં તેઓશ્રીના હૃદયને ઘણું દુઃખ થયું છે અને આપના તથા આપના કુટુંબીવર્ગ પર સદ્ગતના અકાલ ગોલોકવાસથી જે અસહ્ય આઘાત થયો છે તે પ્રતિ હૃદયની ઊંડી સમવેદના પ્રગટ કરે છે.

સંપ્રદાયના સિદ્ધાંતોની સમજદારીની દૃષ્ટિએ સદ્ગતમાં ઉચ્ચ પ્રકારની બુદ્ધિપ્રભા હતી. સદ્ગતે એક પરમ ભગવદીય વૈષ્ણવની જેમ આજીવન ભગવત્સેવાપરાયણ જ જીવન વિતાવ્યું છે. અને સંપ્રદાયના ઉત્કર્ષને માટે થતી હરેક સત્પ્રવૃત્તિને તેમણે હંમેશાં હાર્દિક ને સક્રિય સાથ આપ્યો છે. આવા વિરલ સેવાપરાયણ વૈષ્ણવજનનો ગોલોકવાસ એ સારીયે વૈષ્ણવ સૃષ્ટિને માટે એક ન પૂરી શકાય તેવી મહાન ખોટ સમો છે.

ભગવાન શ્રીબાલકૃષ્ણ પ્રભુ આપને અને આપના કુટુંબીવર્ગને, સદ્ગતના અકાલ ગોલોકવાસથી થયેલો તીવ્ર દુઃખાઘાત સહન કરવાની શક્તિ પ્રદાન કરો એવું પ્રાર્થી, સદ્ગતના પુણ્યાત્માને ભગવચ્ચરણારવિંદનું શાશ્વત શરણ પ્રાપ્ત થાઓ, એવી અખિલ બ્રહ્માંડનાયકના પુનિત પાદાંબુજમાં પૂ. પા. મહારાજશ્રી અંતઃકરણપૂર્વક અભ્યર્થના કરે છે.

(ગો. શ્રીકૃષ્ણજીવનજી મહારાજ મુંબઇ-ની)

આજ્ઞાથી

ચંદુલાલ વ્યાસ (મયૂખ)

( ૫ )

પરમભગવદીય રાજમિત્ર શેઠશ્રી ટોડરમલ ચિમનલાલ શામળબેચરવાળાના અકાળ અવસાન બદલ શોક દર્શાવવા આજરોજ નગરશેઠ હરિભક્તિની હવેલીમાં વડોદરાના નાગરિકો તથા વૈષ્ણવોની સભા શેઠ રતનલાલ હરિભક્તિના પ્રમુખપણા નીચે મળી. પ્રમુખસ્થાનેથી નીચે પ્રમાણે શોકદર્શક ઠરાવ રજૂ થતાં તેને પ્રોફેસર શ્રી. ગોવિન્દલાલ ભટ્ટ તથા શ્રી ચિમનલાલ દેસાઈ ડભોઈવાળાએ યોગ્ય અનુમોદન આપ્યું. ત્યાર બાદ સભાએ ઊભા થઇ બે મિનિટ મૌન પાળી પ્રભુપ્રાર્થના કરી ઠરાવ પસાર કર્યો હતો.

**ઠરાવ**

**પરમભગવદીય રાજમિત્ર શેઠ શ્રી ટોડરમલ ચિમનલાલ શામળ બેચરવાળાના અકાળે** થયેલા ગોલોકવાસથી વડોદરાની જનતાએ એક આદર્શ નાગરિક ગુમાવ્યા છે જ્યારે વૈષ્ણવ સમાજે એક વિદ્વાન ભાવિક ભગવદીય ગુમાવ્યા છે.

પંડિતપંચાનન શાસ્ત્રીજી બદરીનાથભાઇ તેમજ પ્રોફેસર શ્રી. ગોવિંદલાલભાઈ ભટ્ટના નિરંતર સમાગમથી એઓશ્રી સંસ્કૃતજ્ઞ અને મર્મજ્ઞ બન્યા હતા, છતાં એમનામાં સાદાઇ અને નિરભિમાનતા તરી આવતાં હતાં.

જગદ્‌ગુરુ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સિદ્ધાંતોને એઓશ્રીએ ખૂબ પચાવ્યા હતા અને તેનો પ્રચાર કરવા માટે હંમેશાં ઉત્સાહ દાખવતા હતા. શ્રીમદ્‌આચાર્યચરણરચિત શ્રીમદ્‌ભાગવતની શ્રીસુબોધિનીજી ટીકાનો ગુજરાતીમાં અનુવાદ કરવામાં એઓશ્રીએ સારી આર્થિક મદદ કરી હતી, તદ્‌પરાંત શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના સંશોધનકાર્ય માટે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીને રૂપિયા દસ હજારની ઉદાર સખાવત કરી હતી જે સંપ્રદાય માટે ગૌરવરૂપ છે, એટલું જ નહિ, પણ શ્રીમંત વૈષ્ણવ વર્ગ માટે અનુકરણીય છે. સંપ્રદાય સિવાયની ઇતર ધાર્મિક પ્રવૃત્તિઓમાં પણ એઓશ્રી ભાગ લેતાં હતા.

આવા સેવાભાવી, રસજ્ઞ અને મર્મજ્ઞ ભગવદીયના અકાળે થયેલા ગોલોકવાસથી વડોદરાના વૈષ્ણવ સમાજને તથા નાગરિકોને ઘણી જ ખોટ પડી છે.

આ દુઃખ સહન કરવા એઓશ્રીના આત્મીય જનોને પરમકૃપાળુ શ્રીગોવર્ધનચરણ પ્રભુ શક્તિ આપે એવી આ સભા હૃદયથી પ્રાર્થના કરે છે અને તેમના દુઃખમાં સહભાગી બને છે.

**રતનલાલ મગનભાઈ હરિભક્તિ**
**પ્રમુખ**
**( વડોદરાના વૈષ્ણવોની સભા )**

( ૬ )

स्वर्गतश्रेष्ठिवर्य श्रीटोडरमल चिमनलाल सामळबेचर महानुभावानां निधननिमित्तकः वडोदरास्थसंस्कृतविद्वत्सभासदस्यैरन्यैर्नागरिकैश्च कृतः शोकनिवापाञ्जलिः—

इयं वडोदरास्थसंस्कृतविद्वत्सभा परममान्यानामेतत्सभाप्रथमसंरक्षक, कार्यनिर्वाहकसदस्य, कोशाध्यक्षादिपदान्यधिष्ठाय बहूपकृतवतामेतत्सभाप्रतिष्ठापनसंवर्धनादिषु बद्धपरिकराणां स्वर्गस्थ श्रीटोडरमल चिमनलाल सामळबेचरमहोदयानामकाण्डे जातमवसानमनुरुध्य सुतरां विषीदन्ती ११-१०-५३ दिनाङ्के सायं ६-३० घण्टावादनसमये श्री. मगनभाई शङ्करभाई पटेल महोदयानामाध्य-

क्ष्ये सयाजिहाईस्कूलप्राङ्गणे मिलिता स्वीयमसाधारणं शोकमाविष्कुर्वन्ती स्वर्गतस्यात्मनः शाश्वतीं शान्तिं तत्कुटुम्बिजनानां बलवतोऽस्य शोकस्य सहनशक्तिं च सर्वेश्वरः श्रीकृष्णोऽर्पयतु इति अभ्यर्थयते–

रामस्वामिशास्त्री ।

अ. प्रमुखः ।

( વડોદરા સં. વિદ્વત્સભા )

( ૭ )

પ. ભ. ગં. સ્વ. શ્રી. કમળાવતીબ્હેન,

શ્રી. વડોદરા

સવિનય ભગવત્સ્મરણ સહ નિવેદન કરવાનું જે શ્રી. પુ. યુ. પરિષદ–મુંબઇના પ્રબંધાનુસાર મુંબઈના વૈષ્ણવોની એક સભા સોમવાર તા. ૨૬–૧૦–૫૩ ના દિને સાંજના શ્રીગોવિંદભુવનની પાઠશાળાના હૉલમાં પૂ. પા. ગો. શ્રી૧૦૮ શ્રીકૃષ્ણજીવનજી મહારાજશ્રીના પ્રમુખપદે પ. ભ. શ્રીમાન શેઠ શ્રી ટોડરમલ ચિમનલાલના દેહાવસાન માટે શોક પ્રદર્શિત કરવાને મળી હતી.

તે સમયે શ્રી. ગિરધરલાલ શાહ, શ્રી. રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રી ( ઉમરેઠવાળા ), શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ ઍડવોકેટે સદ્ગતે કરેલી ધર્મ સમાજ અને રાષ્ટ્રની વિવિધ પ્રકારની સેવા પરત્વે વક્તવ્ય કરી પોતાની શ્રદ્ધાંજલિ અર્પણ કર્યા બાદ અધ્યક્ષસ્થાનેથી આ સાથેનો શોક પ્રદર્શિત કરતો ઠરાવ રજૂ કરી પૂજ્ય અધ્યક્ષશ્રીએ સદ્ગતની આદર્શ ભાવનાની સરાહના કરી હતી. સભામાં પસાર થયેલા શોક પ્રદર્શિત કરતા ઠરાવની નકલ આ સાથે મોકલાવી છે :

ઠરાવ

"શ્રી પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ–મુંબઇ તરફથી સોમવાર તા. ૨૬–૧૦–૧૯૫૩ ના દિને મળેલી મુંબઇના વૈષ્ણવોની આ સભા વડોદરાના નાગરિક અને આદર્શ વૈષ્ણવ ગૃહસ્થ રાજમિત્ર શેઠ ટોડરમલ ચિમનલાલ (શ્રી શામળ બેચરવાળા )ના શનિવાર તા. ૧૭–૧૦–૫૩ ના દિને થયેલા દેહાવસાનથી વૈષ્ણવ સમાજને એક આદર્શ વૈષ્ણવ ગૃહસ્થની પૂરી ન શકાય તેવી મહાન ખોટ પડી છે તે માટે પોતાનો હાર્દિક શોક પ્રદર્શિત કરે છે અને શ્રીહરિને પ્રાર્થે છે કે તેમના પુણ્યાત્માને નિજ ચરણારવિંદમાં સ્થાન આપો અને તેમના આત્મીય જનોને આ ભૌતિક દુઃખ સહન કરવાની શક્તિ પ્રદાન કરે."

ગો. શ્રીકૃષ્ણજીવનજી શર્મા

(પ્રમુખઃ–પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ, મુંબઈ)

( ૮ )

પ. ભ. શ્રી કમલાવતી બહેન,

સુરતની શ્રી બાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાને આશ્રયે વૈષ્ણવોની જાહેર સભા તા. ૧૩–૧૧–૫૩ને રોજ, મોટામંદિર ગોવિન્દભુવનમાં ભરાઇ હતી જેમાં ગો. વા. પરમવૈષ્ણવ શેઠશ્રી ટોડરમલ સંબંધમાં નીચે મુજબ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો, જે આપને મોકલવાની રજા લઉં છું:

ઠરાવ

" વડોદરાના શેઠશ્રી ટોડરમલ ચિમનલાલ શામળ બહેચરવાળાના તા. ૧૭–૧૦–૫૪ ને રોજ થયેલ ગોલોકવાસથી આ સભા વિયોગજન્ય શોક પ્રગટ કરે છે.

તેઓ સંસ્કૃતના સારા વિદ્વાન, સેવાનિષ્ઠ, તેમજ સમ્પ્રદાયના સાહિત્યના પ્રખર અભ્યાસી

હતા અને તેવું સાહિત્ય પ્રગટ કરવાને અનેક રીતે સહાય આપનાર હતા.

તેઓ વિદ્વાન હોવાથી સુરતમાં શ્રી ગોકુલેશ જયંતી પ્રસંગે, ગુજરાતી વિભાગના પ્રમુખસ્થાને ચૂંટવામાં આવ્યા હતા.

પ્રભુ એમના આત્માને શાંતિ અર્પે.

**કંચનલાલ મંછારામ ખાંડવાળા**
**( પ્રમુખ, અ. ભા. શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા-સુરત )**

( ૯ )

શ્રી. કમળાવતી બહેન,

વિ. વિ. સાથે જણાવવાનું કે, આપણી જ્ઞાતિની વ્યવસ્થાપક કમિટીએ તા. ૨૬-૧૦-૫૩ ના રોજ નીચે મુજબનો ઠરાવ કર્યો છે, જેની આપને જાણ થવા આપને મોકલી આપવા મને ફરમાન થયું છે. તે મુજબ આપને મોકલ્યો છે.

**ઠરાવ**

" શ્રી અમદાવાદ દશા પોરવાડ મેશ્રી વણિક જ્ઞાતિની વ્યવસ્થાપક કમિટી રાજમિત્ર શેઠશ્રી ટોડરમલ ચિમનલાલ શામળબેચરવાળાના તા. ૧૭-૧૦-૫૩ના રોજ થયેલા અકાળ અવસાનનો હાર્દિક ખેદ પ્રદર્શિત કરે છે અને તેમના કુંટુંબી જનોએ જ્ઞાતિની જે સેવાઓ કરી છે તેની કદર સાથે નોંધ લે છે, અને તેમના કુટુંબીજનો પર આવી પડેલી આપત્તિમાં તેમની પ્રત્યે હૃદયની ઊંડી સહાનુભૂતિ દર્શાવે છે. અને સદ્ગતના આત્માને પ્રભુ શાન્તિ આપો, એવી અમારી પ્રભુને નમ્ર પ્રાર્થના છે. "

**અમદાવાદ દશા મેશ્રી વણિક જ્ઞાતિ વતી**
**ગોવિંદલાલ મગનલાલ**
( ઑનરરી સેક્રેટરી )

( ૧૦ )

વડોદરા શહેરના સુપ્રતિષ્ઠિત નાગરિક અને અગ્રગણ્ય શાહ સોદાગર તેમજ શ્રી આરોગ્ય પ્રચારક મંડળના આજીવન સભ્ય શેઠશ્રી ટોડરમલ ( શામળ બેચરવાળા ) ના થયેલા અકાળ અવસાનની આ મંડળ સખેદ નોંધ લે છે અને પ્રભુ તેમના આત્માને શાંતિ આપે તેમજ તેમના કુટુમ્બીજનોને થયેલો આઘાત સહન કરવાની શક્તિ આપે તેવી પ્રાર્થના કરે છે.

**બ. છ. બારોટ**
**( મંત્રી-શ્રીઆરોગ્ય પ્રચારક મંડળ, વડોદરા )**

( ૧૧ )

**ઠરાવ નં. ૨૪**

અખિલ ભારતીય રામરાજ્ય પરિષદની આ શાખાના ઉપપ્રમુખ, વડોદરાના અગ્રગણ્ય શહેરી, ધર્મનિષ્ઠ શેઠ ટોડરમલ ચિમનલાલ શામળ બહેચરવાળાના અતિ દુઃખદ અને ખેદજનક અકાળ નિધનની નોંધ લેતાં, આ સભા પારાવાર શોકની લાગણી પ્રદર્શિત કરે છે અને તેઓશ્રીના સદ્ગત આત્માને પરલોકમાં ચિર શાન્તિ બક્ષે તેવી શ્રી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરે છે તથા તેઓશ્રીના કુંટુબીજનો ઉપર આ જે અણધારી આપત્તિ ઊતરી આવેલી છે તે સહન કરવા શ્રીપ્રભુ તેમને શક્તિ આપે તેવું ચાહે છે.

પ્રમુખ
**(અખિલ ભારતીય રામરાજ્ય પરિષદ, વડોદરા-શાખા )**

( ૧૨ )

## વાડી હાઈસ્કૂલ-વડોદરા

The students, the teachers and the Head Master of Shree Wadi High School Baroda, are greatly afflicted at the sad and premature demise of Seth Todarmal Chimanlal, Shamal Bechar. They sincerely pray for the departed soul and send their sympathy and condolence to Mrs. Todarmal Seth and the members of the family,

Head Master.
Wadi High School Baroda.

( ૧૩ )

## પ. ભ. શ્રીમાન શેઠ શ્રી ટોડરમલભાઈશ્રીનાં કુટુંબીજનો, વડોદરા

પ. ભ. વિદ્વાન શેઠ શ્રી ટોડરમલભાઇના તા. ૧૮–૧૦–૫૩ ના રોજ થયેલ દુઃખદ ગોલોકવાસ બદલ અમારી સંસ્થાના સંચાલકોને ભારે દુઃખ થાય છે.

શ્રીમાન ગો. વા. ટોડરમલભાઇ શ્રીમંત હોવા છતાં તેઓમાં સરસ્વતીનો પ્રભાવ મળતાં સુવર્ણમાં સુગંધ ભળ્યા સમ શોભતા હતા. તેઓ મિલનસાર સ્વભાવના હતા અને પુષ્ટિમાર્ગીય સાંપ્રદાયિક સાહિત્યસેવા તથા નામસેવા તથા સ્વરૂપસેવામાં પણ સારો રસ ધરાવતા. અમારી ઉપર કૃપા કરી તેઓએ અત્રે પધારી અમારા મહોત્સવની શોભા વધારી અત્રેના શ્રીમંત વૈષ્ણવોને આદર્શ પૂરો પાડયો હતો.

તેઓશ્રીના અકાળ ગો.વાસથી સારાયે વષ્ણવ સમાજને અસહ્ય આઘાત પહોંચ્યો છે.

પ્રભુ સદ્ગત શેઠશ્રીના આત્માને પોતાની લીલાનું સુખ અર્પે અને આપ્તજનો તથા સ્નેહીઓને તેઓના વિરહથી થયેલ દુઃખ સહન કરવાની શક્તિ અર્પે એ જ પરમ-કૃપાળુ પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રના પૂનિત પાદ-પદ્મમાં વિજ્ઞપ્તિ.

**અ. જ. ગાંધી**
મા. મંત્રી

## પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય, લુણાવાડા

( ૧૪ )

ઉપર્યુક્ત મંડળના વ્યવસ્થાપક મંડળની સભા તા. ૨૦–૧૦–૫૩ ના રોજ મળી ઠરાવ કરે છે :

મંડળના હિતેચ્છુ, શુભેચ્છક અને સહાયક, રાજમિત્ર. પ. ભ. શ્રીમાન શેઠ ટોડરમલ ચીમનલાલ શામળબેચરવાળાના થયેલા અકાળ અવસાનની નોંધ આ સભા ઘણા જ દુઃખી હૃદયે લે છે. તેઓશ્રીના અવસાનથી આ મંડળને તેમજ સમસ્ત વડોદરા નગરને ન પુરાય તેવી ખોટ પડી છે. પરમ કૃપાળુ પરત્મા સ્વ.ને શાશ્વત શાંતિ અર્પો તથા તેમના કુટુંબીજનો પર આ આવી પડેલું અસહ્ય દુઃખ સહન કરવા શક્તિ અર્પો એ જ પ્રાર્થના.

લિ. આપનો
**પન્નાલાલ જ. પંડયા**
મંત્રી

## ગુજરાત સાહિત્ય કલામંદિર વડોદરા

( ૧૫ )

શ્રી. કરોળિયા પોળ પ્ર. મંડળની સમગ્ર સભા તા. ૧૮–૧૦–૫૩ ના રોજ શ્રી પન્નાલાલ જ. પંડયાના પ્રમુખપદે મળી ઠરાવ કરે છે :

આ મંડળના પ્રમુખ સહાયક, શુભેચ્છુ અને હિતેચ્છુ, સલાહકાર, પ. ભ. રાજમિત્ર

શેઠ શ્રી. ટોડરમલ ચીમનલાલ શામળબેચર-વાળાના થયેલા અકાળ અવાસનની નોંધ ઘણા જ દુઃખી હૃદયે લે છે.

તેઓશ્રી આ મંડળના એક વખતના પ્રમુખ હતા અને મંડળ તરફથી જનહિતાર્થે ચાલતા વૈદ્યકીય સાધન વિભાગમાં પૂરતા પ્રમાણમાં સાધનો અપાવી સારવાર યોજનામાં મદદ કરતા. તેઓશ્રીના અવસાનથી આ મંડળે એક સહાયક અને સાચા સલાહકાર ગુમાવ્યા છે. મંડળ પરમ કૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરે છે કે સ્વ. શેઠશ્રીને શાશ્વતં શાંતિ અર્પો ને તેમના કુટુંબીજનોને આવી પડેલું દુઃખ સહન કરવા ધૈર્ય અને શકિત અર્પો એ જ અભ્યર્થના.

લિ. આપનો

**પન્નાલાલ જ. પંડયા**

પ્રમુખ

**કરોળિયા પોળ પ્રવૃત્તિમંડળ, વડોદરા**

( ૧૬ )

પૂજ્ય શ્રી કમલાબહેન,

શ્રીમાન શેઠ ટોડરમલ ચીમનલાલ શામળ-બેચરના દુઃખદ અને અકાળ અવસાનથી આપના ઉપર એક મહાન આપત્તિ આવી પડી છે. આપના આ અકથ્ય દુઃખની કલ્પનાથી અમે ખિન્ન થયા છીએ. તમારા પ્રત્યે અમારી હાર્દિક સહાનુભૂતિ છે.

આપ ભગવદ્ભક્ત અને જ્ઞાની છો, એટલે આ દુઃખને ધીરજપૂર્વક ધારણ કરી ગરીબ, દુઃખી અને નિઃસહાયની સેવામાં આપની શક્તિ અને લક્ષ્મીને યોગ્ય માર્ગે વાપરશો એવી અમને શ્રદ્ધા છે.

મર્હુમ શેઠ એક ઉદાર સાધુચરિત વિદ્વદ્-પ્રેમી પ્રભુભક્ત હતા, એટલે એમનું જીવન તો ધન્ય જ થયું છે. પરમાત્મા તેમને તો પોતાના તેજઃપુંજમાં જ તિરોધાન કરશે.

અમારી જ્ઞાતિની સંસ્થાને તેમની ભારે હૂંફ હતી, એટલે અમારી પ્રત્યે સદ્ગતના જેવી મીઠી હૂંફ અને સહાય હંમેશાં આપના તરફથી મળતી રહેશે એવી અમને શ્રદ્ધા છે.

પ્રભુ આપની હંમેશાં રક્ષા કરો એવી પ્રાર્થના છે.

**ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ**

પ્રમુખ

શ્રીઉદીચ્ય ટોળક બ્રાહ્મણ વિદ્યાર્થી મંડળ,

**વડોદરા**

( ૧૭ )

ઠરાવ

શ્રી. રા. રા. ટોડરમલ ચીમનલાલ શામળ-બેચરવાળાના દુઃખદ અવસાનની શ્રી લાડ-વાડા વ્યાયામ મંદિરની કારોબારી સભા સખેદ નોંધ લે છે. તેઓશ્રીએ સદર સંસ્થાના એક વાર્ષિક સમારંભનું પ્રમુખસ્થાન શોભાવ્યું હતું. તેઓશ્રી વ્યાયામ પ્રત્યે અનહદ પ્રેમ ધરાવતા હતા અને વ્યાયામ-પ્રવૃત્તિઓને સક્રિય ઉત્તેજન આપતા હતા. આ ઉપરાંત તેઓશ્રી સાહિત્યરસિક અને ધર્મપ્રેમી પણ હતા. આવા પરોપકારી ગૃહસ્થના અવસાનથી ન પૂરી શકાય તેવી ખોટ પડી છે. પ્રભુ સદ્ગતના આત્માને શાંતિ આપો અને તેમના કુટુંબીજનો ઉપર આવી પડેલી આફત સહન કરવાની પ્રભુ તેમને શક્તિ આપો.

**ભગવાનદાસ વલ્લભદાસ**

પ્રમુખ

શ્રી લાડવાડા વ્યા. મંદિર, **વડોદરા**

(૧૮)

ઠરાવ

શેઠ શ્રી ટોડરમલ ચીમનલાલ શામળ એચરવાળાના દુઃખદ અવસાન બદલ આ સભા શોક પ્રદર્શિત કરે છે અને તેમના આત્માને શાંતિ આપે તેવી જગન્નૂનિયંતા પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરે છે. તેઓના અવસાનથી તેમના કુટુંબ ઉપર આવેલી આફત સહન કરવાની પ્રભુ શકિત આપે તેવી પ્રભુપ્રાર્થના છે.

**વડોદરા શહેર મકાન માલિક મંડળ**

(૧૯)

Madam,

We are really sorry to know from your letter of the 30th ultimo, of the sad demise of your notable husband, who was one of the most prominent citizens of Baroda and a member of our Local Advisory Board. We pray that the departed soul may rest in peace.

**મેનેજર**
બિકાનેર બેંક, વડોદરા

(૨૦)

ઠરાવ

"શ્રીશુદ્ધાદ્વૈત સંસદ"ના એક ઉપપ્રમુખ પ. ભ. શેઠ શ્રી. ટોડરમલ ચીમનલાલ શામળ બહેચરવાળા તા. ૧૮-૧૦-૫૩ ના દિવસે વડોદરામાં ગોલોકવાસી થયા એની આ સભા દુઃખપૂર્વક નોંધ લે છે, અને એમના કુટુંબ ઉપર આવી પડેલી આપત્તિ તરફ સમવેદના પ્રકટ કરે છે, અને ભાવના સેવે છે કે પ્રભુ એમને નિત્યલીલામાં શાશ્વત સ્થાન આપે.

**હરિદાસ અચરતલાલ**
પ્રમુખ
શુદ્ધાદ્વૈત સંસદ, અમદાવાદ

(૨૧)

પરમભગવદીય ગં. સ્વ. શ્રીમતી કમળાબહેન,

વિ. આપના શિરછત્ર શેઠ શ્રી. ટોડરમલભાઈ શ્રીહરિશરણ થયાની વાત મેં તે વખતે હું શ્રીવ્રજયાત્રા પરિક્રમામાં હતો ત્યાં જાણી; મનને પારાવાર ખેદ થયો. સંપ્રદાયમાં શ્રીહરિ ને ગુરુસેવાપરાયણ જીવન ગાળનારા ઘણા થોડા મળે છે. શેઠશ્રીની ગુરુભક્તિ અજોડ ને અમાપ હતી. સંપ્રદાયના ગ્રન્થોનું એઓ તલસ્પર્શી જ્ઞાન ધરાવતા; અનેક ઠેકાણે સભાઓમાં પણ પોતાની વક્તૃત્વશક્તિના પ્રભાવે જનમનરંજન કરતા.

મથુરામાં શ્રીદ્વારકાધીશ રાજાધિરાજના મંદિરમાં ઘણા વૈષ્ણવોના સમૂહમાં મેં આ વાત કરી. જાણનાર વૈષ્ણવોમાં ઘણા તો શેઠશ્રીના પરિચિતો જ હતા. તે બધા પણ જાણે શોકસાગરમાં ડૂબી ગયા. ત્યાં મેં મહુંમના કેટલાક ગુણાનુવાદો ગાઇ થોડી શ્રદ્ધાંજલિ અર્પી હતી.

આ કરાલ કલિકાળમાં એમના જેવા પીઢ કાર્યકર આગેવાનો ચાલ્યા જાય તેથી સંપ્રદાયને ન પુરાય તેવી ખોટ પડી છે.

એક દૃષ્ટિએ કહું તો સંપ્રદાયનો **તેજસ્વી તારલો ખરી પડયો** એમાં જરાય શક નથી.

આપના શિરે આવી પડેલી મહાન આફતમાં પ્રભુ આપને ધૈર્ય આપે એમ ઇચ્છું છું.

**લલ્લુભાઈ છ. દેસાઈ, અમદાવાદ**

( ૨૨ )

Madam,

On behalf of my Board and myself I convey to you our most heart-felt condolence on the sad demise of Seth Todarmal Chimanlal Samalbechar the esteemed member of our Local Advisory Commitee at Baroda, the shocking news about which has just been received by us.

Seth Samalbechar had always been a source of strength to our Bank and we wish to place on record our deep sense of appreciation of the valued services he rendered, particularly to its Baroda Branch.

May his Soul rest in Peace.

જનરલ મેનેજર
બિકાનેર બેંક. બિકાનેર

( ૨૩ )

श्री कमलाबहन,

जय श्रीकृष्ण । अपरंच शेठ श्री टोडरमल के हरिःशरण हो जाने का समाचार मिला। भगवदीय सेठ श्री टोडरमल के इस अवसान से हम लोगों को परम सन्ताप हुआ । उनके चले जाने से इस सम्प्रदायकी जो हानि हुई है और आप पर जो पारिवारिक विपत्ति आ गई है जो सोचकर बडा दुःख होता हैं। उनकी बीमारी के समय मिलते और व्यवहारसे ऐसा नहीं मालुम पडता था एक दिन ऐसा सम्वाद मिलेगा ।

उन्होनें अपने व्यवहार रहन सहन और सम्प्रदायकी सेवासे यश: प्राप्त किया था. वे एक माननीय आदर्श सेठ और भावुक एवं विद्वान् वैष्णव थे। उनका अभाव सदा खटकता रहेगा। विद्वानों आचार्यों और वैष्णवों जातिवालों आदि के व्यवहार करनेमें वे बडे कुशल थे. पर सहसा उनके दिवंगत हो जाने से एक बडी हानि हो गई है।

आप पर इस समय जो शोक और कष्ट आ पडा है उसकी कैसे सांत्वना की जाय? किन शब्दों में समवेदना प्रकट की जाय? कुछ कहा नहीं जाता।

आप स्वयं वैष्णव और समय तथा संसारकी गतिकी जानकार हो। प्रभुकी इच्छा का पता नहीं चलता। पर फिरभी आप अपने को इस दुःख सहने के योग्य धैर्य धारण करें । भगवत्सेवापरायणता परोपकार और सम्प्रदायकी सेवा आपके पतिने की उसको सामने रखकर हृदयको सांत्वना देवें। प्रभुकी इच्छा मान चित्तका समाधान करें और उनकी सेवा द्वारा अपने जीवन को कृतकृत्य करें, यही हम लोग आपसे इस समय कह सकते हैं।

श्रीप्रभु सद्‌गत सेठ साहबको अपने चरणों में सुखशान्ति और आत्मानन्दका अनुभव करावे। श्रीवल्लभाधीश प्रभु उन्हें कृपाके द्वारा दिव्य जीवन प्रदान करें यही प्रार्थना है।

आपका शुभेच्छु
पो. कण्ठमणि शास्त्री
व्रजनिकुंज, कांकरोली

( ૨૪ )

લિ૦ વડોદરા ગુરુદ્વારા નાનકવાડી સીખ સભા તરફથી ઘણી જ દિલગીરી સાથે જણાવવાનું કે રા. રા. શેઠ સાહેબના સ્વર્ગવાસ થયાના દુઃખદ સમાચાર સાંભળી અમારી સભા ઘણો જ શોક પ્રદર્શિત કરે છે. સબબ કે શેઠ સાહબ ઘણા જ્ઞાની તથા ધર્મપ્રેમી, ન્યાયમૂર્તિ તથા પરમ વૈષ્ણવ હતા ને દરેકને તન મન તથા ધનથી મદદ કરેલી હોવાથી

સર્વને એમના માટે દિલગીરી થાય એ સ્વાભાવિક છે. વળી સમાજમાં પણ એમની ખોટ પડી છે. અમારા ગુરુદ્વારાની પડોશમાં આપની ચાલ હોવાથી તેને અંગે મે. શેઠ સાહેબ સાથે અમારો ગાઢ સંબંધ થઇ ગયો હતો. કોઈ વખતે અમો ઓચ્છવ પ્રસંગે અમારે ત્યાં બોલવતા તો પોતે નિરભિમાનપણે અમારે ત્યાં પધારી સભા શોભાવતા હતા. વળી શેઠ સાહેબે રૂબરૂ પણ મુલાકાત અમારા ડેપ્યુટેશનને આપી ઘણી વાતોથી અમને સંતોષ આપ્યો હતો તે પણ અમને યાદગાર રહેશે. ઇશ્વર આપને તથા આપના કુંટુબને એમના વિયોગનું દુઃખ સહન કરવાની શકિત આપે તેમજ તેઓશ્રીના અમર આત્માને શાંતિ મળે, એ જ અમારી સભાનું ઈશ્વર પ્રત્યે માગણું છે.

**વડોદરા ગુરુદ્વારા શીખ સભા**

( ૨૫ )

પાદરાથી લિ. દાસાનુદાસ ફૂલચંદ ગોવર્ધનદાસના ભગવત્સ્મરણ માન્ય કરશોજી. વિ. વિ. આપના પતિ રાજરત્ન પરમભગવદીય શેઠ ટોડરમલ ભગવતશરણ (ગોલોકવાસી) થયાના સમાચાર જાણી ખેદ થયો, પણ અલૌકિક દૃષ્ટિએ પુષ્ટિજીવો ભગવલ્લીલામાં જ પધારે છે અથવા ભુતળમાં કોઈ વૈષ્ણવી કુટુંબમાં અનન્ય ભગવદ્‌આશ્રયી માતપિતાને ત્યાં જન્મ ધારણ કરી ભગવત્શરણાગતિ સંપૂર્ણ સાધીને ગોલોકવાસમાં નિકુંજમાં પરવરી શ્રીભગવદ્‌આજ્ઞા ઉઠાવી કૃતાર્થ થાય છે. જન્મે છે તેને મરણ છે જેથી ભગવદ્‌-ઇચ્છા માની ચિંતાને તજવા મારો નમ્ર અભિપ્રાય છે તેમ વિનંતિ.

લિ.

ફૂલચંદ ગો. શાહ, પાદરા

( ૨૬ )

શ્રી કમલાવતી બહેન,

પરમ ભગવદીય શ્રી. ટોડરમલભાઈના ગોલોકવાસના સમાચારે લૌકિક આઘાત થયો. તેમના જેવા જીવ ભગવદ્ધામમાં અખંડ વાસ માણે અને ભગવલ્લીલાનું સુખ પ્રાપ્ત કરે જ. અસ્તુ. તેમ હો. પ્રભુ આપને લૌકિક વિયોગ સહન કરવાની શક્તિ આપે અને ભક્તિભાવમાં વધારો કરે. (કડી)

લિ.

**રણછોડલાલ કેશવલાલ પરીખ**

નાં ભગવત્સ્મરણ

( ૨૭ )

લિ. શુભેચ્છક મોદી જમનાદાસ વ્રજલાલના જયશ્રીકૃષ્ણ. ટોડરમલ શેઠ ગુજરી જવાથી આપના ઉપર જે દુઃખ આવેલું છે તે સહન કરવાની ધીરજ આપને શ્રીદ્વારકાધીશ પ્રભુ આપે તેવી મારી વિનંતિ છે. ભૂતળ ઉપરથી ભગવદીયો ચાલ્યા જાય છે અને હવે સૃષ્ટિ તેથી વિરુદ્ધ જીવોથી ભરાતી જાય છે. આજે શેઠના જવાથી પુષ્ટિસૃષ્ટિએ એક ભગવદીય ગુમાવ્યા છે અને આપણા તૃતીય ઘરે તો એક માર્ગીય મહાન વફાદાર વ્યક્તિ ગુમાવી છે. વ્રજભૂષણજી પ્રભુના તેઓ અનન્ય સેવક હતા. અને તેમની ધર્મપરાયણતા મને વારંવાર યાદ આવે છે. એમનો થોડો પરિચય તે કાંકરોલીમાં થયો તે ભુલાતો નથી. પ્રભુ સર્વેને સુખાકારી આપો. હું બહાર ગામ હતો, ત્યાંથી આવી આ પત્ર લખ્યો છે. (ધંધુકા)

લિ.

**મોદી જમનાદાસ વ્રજલાલ**

( ૨૮ )

કમળાવતી બહેન,

જત તમારા પત્રથી શ્રીમાન રાજમિત્ર શેઠ ટોડરમલભાઈના અવસાનના સમાચાર જાણી ઘણું દુઃખ થયું. હું બહારગામ હોવાથી મને પત્ર મોડો મળ્યો તેથી પત્ર લખી શકાયો નહિ. તમને તથા તમારા કુટુંબને આ ન પુરાય તેવી ખોટ છે. અને આ આઘાત પણ અસહ્ય છે. પરમકૃપાળુ ઈશ્વર તમને આ તીવ્ર આઘાત સહન કરવાનું બળ અર્પે અને સદ્દગતના આત્માને ચિરકાળ શાંતિ અર્પે એ જ અભ્યર્થના.

લિ.

**નવનીતલાલ રણછોડલાલના જયશ્રીકૃષ્ણ**

( ૨૯ )

ગંગાસ્વરૂપ કમળાવતી બહેન.

ભગવત્સ્મરણ સાથે ભગવદ્ધામપ્રાપ્ત શેઠશ્રી ટોડરમલભાઇના ગોલોકવાસનો રાજકોટથી આવી પત્ર મળ્યો. સમાચાર જાણી અત્યંત દિલગીરી થાય છે. પ્રભુની ઇચ્છા પાસે આપણું કાંઈ ચાલતું નથી.

અમારા કુટુંબનો તમારા કુટુંબ સાથેનો ગાઢ સંબંધ ૫૦ વર્ષનો તો મેં પોતે અનુભવેલ છે. ૪૫ વરસ પહેલાં હું માંડવા (ચાણોદ)માં કારભારી હતો ત્યારે અનેકવાર કામકાજ અંગે વડોદરામાં દિવસો કુટુંબ સાથે હું ત્યાં જ રહેતો એટલે પ્રાતઃસ્મરણીય જીજી, ભ. ધા. પ્રા. મુ. ચીમનભાઇ શેઠ, તમારાં સાસુ વગેરેનાં ઉચ્ચ જીવન તથા ઘરમાં મંદિર-સેવાનો ભાવ વગેરેની મારા ઉપર જે છાપ પડેલી તે તાજી થઇ આવે છે. વૈષ્ણવ પરિષદ અંગે મુ. ચીમનભાઇ શેઠની મારા પિતાશ્રીની સાથેની સાંપ્રદાયિક વિશુદ્ધ સેવાઓ પણ યાદ આવે છે. ગો. વા. શેઠ ટોડરમલભાઇએ પણ કુટુંબના પગલે ચાલી સેવામાં તથા સાંપ્રદાયિક સાહિત્યમાં જે રસ લીધો તેનાથીયે તેમની વિશેષ સેવાઓની સંપ્રદાયને જરૂર હતી. તેમનું જીવન શ્રીમદ્ આચાર્યચરણે નિરૂપેલા ભગવદીય જેવું ઘડવામાં તેઓ સફળ થયા હતા. શ્રીસુબોધિનીજીના દ્વિતીય સ્કંધના અનુવાદનો વૈષ્ણવ સૃષ્ટિને લાભ આપ્યો હતો અને તેમના લેખ જ્યારે જ્યારે વાંચવા મળે ત્યારે તેમાં ખૂબ રસ પડતો. સાંપ્રદાયિક સાહિત્યપ્રચારમાં ઊંડો રસ લેનાર તારાઓ હમણાં ખરતા જોઇએ ત્યારે લૌકિક દૃષ્ટિએ ખેદ થાય છે, પરંતુ પ્રભુની ઇચ્છા એ આશ્વાસનરૂપ માનવું પડે છે.

હું અમદાવાદમાં હોઉં અને તેઓ આવ્યાની ખબર પડે તો પંચભાઈની પોળે મળવાના ઘણા પ્રસંગો બનેલા તે વખતે તેમનાં જીવન તથા વિશુદ્ધ પ્રેમનો લાભ મળેલો તે યાદ કરી હવે તો તેનાથી જ સંતોષ માનવો રહ્યો.

તેમનો વાસ તો ભગવત્ચરણમાં થયો છે. તમો એને ભગવદ્દઇચ્છા માની પ્રભુનો આશ્રય ગ્રહણ કરો અને પ્રભુ તમને તેવી શક્તિનું દાન કરો એમ ઇચ્છું છું.

ભગવદ્દાસાનુદાસ

**પરમાનંદ ર. પટવારીના**
**ભગવત્સ્મરણ**

( ૩૦ )

આજરોજ છાપામાં શ્રીટોડરમલના સ્વર્ગવાસના સમાચાર વાંચી ખેદ થયો છે. હું યાત્રા માટે આવ્યો ત્યારે છેલ્લા અડધો કલાક ઘેર મળ્યા ત્યારે ખ્યાલ પણ ન હતો

કે એક સ્નેહી આટલા જલદી ચાલી જશે. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાંતિ આપો ને તેમનો વિયોગ સહન કરવા પ્રભુ તમને બળ આપો. સ્વર્ગસ્થની મારા તરફની મમતા ઘણી જ યાદ આવે છે. મારા તથા મારા કુંટુબી જનો તરફથી આશ્વાસન સ્વીકારશો. ને સ્વર્ગસ્થની મામતા હતી તેવી જ તેમના કુંટુબી જનો કાયમ રાખે તે પ્રભુપ્રાર્થના છે.

લી.

**ઈશ્વરલાલ ચીમનલાલ**

( ૩૧ )

સ્નેહી જનો,

આપનો પત્ર મળ્યો. વાંચીને મનમાં દુઃખ થયું. મારા સ્નેહી મિત્ર શેઠ ચીમનભાઈના પુત્રનું અવસાન અમારી પહેલાં થાય એ કળજુગ જ કહેવાય ને! આવા પ્રસંગે દરેક મનુષ્યને પોતાના મનનું સમાધાન કરી લેવું પડે છે. જેને ઈશ્વરમાં શ્રદ્ધા છે તેને આ કામ કાંઇક સહેલું પડે છે. તમારા કુટુંબની ઇજ્જત પ્રતિષ્ઠા જાળવજો. ખોટા ખર્ચો કરશો નહિ. ઇજ્જત તો હિંમતથી પોતાનું કર્ત્તવ્ય કર્યા કરવામાં છે, ન્યાત કે બ્રાહ્મણોને જમાડવાથી નહિ.

તમારાં કુટુંબીઓને શારદાબહેનની તથા મારી સહાનુભૂતિ તથા હમદર્દીનો સંદેશો આપશો.

( ડૉ ) **સુમન્ત મહેતા**

( ૩૨ )

ગંગાસ્વરૂપબહેન,

આપના તરફથી શ્રી ટોડરમલ શેઠના શોકજનક અવસાનનો પત્ર મળ્યો, વાંચી ઘણી દિલગીરી થઇ. પરમાત્મા તેમના આત્માને શાંતિ આપો. તથા જે દુઃખ આપને પડયું તે સહન કરવાની શક્તિ આપો.

અમારે તેમને અંગત પરિચય હોવાથી ઘણી દિલગીરી થાય છે, પણ પ્રભુ આગળ મનુષ્યનું કાંઇ ચાલતું નથી. જે કષ્ટ પડે તે સહન કરવાનું છે.

(વકીલ) **વામનરામ ધોળકિયા,**

અમદાવાદ

( ૩૩ )

મુ. કમળાબહેન,

મુરબ્બી શ્રી. શેઠ સાહેબના અચાનક અને અકાળ અવસાનના સમાચારથી અહીં બધાંને અતિ દુઃખ થયું છે, જેનું વર્ણન શબ્દોમાં થઇ શકે તેમ નથી. એમની બીમારી છતાં આવું બનશે એમ સ્વપ્નમાં પણ અહીં કોઇને ખ્યાલ ન હતો. સદ્દગતના ગોલોકવાસથી આપની પરિસ્થિતિ એ ફક્ત કલ્પનાનો જ વિષય બની જાય છે. એમના જવાથી ફક્ત તમારા ઉપર જ આફત આવી છે એમ નથી, બલ્કે વડોદરા, અમદાવાદ અને તેથી વધી ગુજરાત અને અન્ય પ્રાંતમાં વસતા મિત્રમંડળ અને જાણીતાઓ પર આફત આવી છે.

આપના ઉપર આવેલ દુઃખ અસહ્ય છે અને તે કોઈથી દૂર થઇ શકે તેમ નથી. છતાં તમે અમારા કરતાં ઘણાં સમજુ છો. એટલે આપને તો વિશેષ શું લખીએ ? છતાં પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે અમારી સહૃદય પ્રાર્થના છે કે તે દુઃખ સહન કરવાની પરમાત્મા તમને શક્તિ આપો અને સદ્દગતના આત્માને ચિરશાંતિ આપો.

આપના દુઃખમાં અમને ભાગીદાર ગણવાની વિનંતિ.

**શંભુપ્રસાદ કે. ભટ્ટના**

યથાયોગ્ય

( ૩૪ )

### ઠરાવ

શેઠશ્રી ટોડરમલ ચીમનલાલ શામળ બેચરના અકાળ અને દુઃખદ અવસાનથી આ મંડળને ખૂબ આઘાત લાગ્યો છે.

શેઠશ્રીના ગોલોકવાસથી આ સંસ્થાએ તેના દાતા ગુમાવ્યા છે.

વડોદરા શહેરના જાહેર જીવનમાંથી એક ધર્મપરાયણ દાનવીર પ્રેરણામૂર્તિ સેવાભાવી પ્રભુભક્તને ક્રૂર દૈવે ઉપાડી લીધા છે.

આ મહા દુઃખદ બનાવની નોંધ લેતાં પણ દુઃખ થાય છે. સદ્ગતના કુંટુંબીજનો ઉપર આવેલી આપત્તિમાં આ સંસ્થા હાર્દિક સહાનુભૂતિ ઇચ્છે છે.

સદ્ગતના પવિત્ર આત્માને પ્રભુ ચિર શાંતિ આપે એવી પરમાત્માને પ્રાર્થના છે.

છોટુભાઈ ગિ. ભટ્ટ

પ્રમુખ, મધ્યસ્થ ક્રીડા મંડળ, વડોદરા

( ૩૫ )

ગં. સ્વ. કમળાબહેન તથા ગં. સ્વ. વ. મુ. શ્રી કાકી બા, તથા ચિ. સૌ. ચંદ્રપ્રભા બહેન,

મુ. શ્રી. વિનુભાઈ રાવળના પત્રથી તથા પેપર ઉપરથી સ્વ. ટોડરમલ શેઠ એમના અકાળ અવસાનના સમાચાર જાણીને અમો બન્નેને તેમજ ચિ. હરકાંતને ઘણી જ દિલગીરી થઇ છે. નાના વયમાં જ્યારે મહાન દુઃખનો ભાર સહન કરવાનો આવ્યો—ગં. સ્વ. મ. કાકીબાની તેમના આ પ્રસંગની લાગણી વર્ણવી શકાય તેમ નથી. તેમનું પોતાનું દુઃખ અત્યારે જોર શોરથી તાજું થયું અને અત્યારે ઘડપણમાં તમારે તેમને દિલાસો આપવા વખતે તેમણે પરાણે વધારે જીવી તમને દિલાસો આપવાનો રહ્યો. પરમ કૃપાળુ પરમાત્માને તમને આ મહાન દુઃખ સહન કરવા માટે ધૈર્ય અને ધીરજ આપે એવી પ્રાર્થના અમો બધાં કરીએ છીએ. વિપત્તિના પ્રસંગે ધૈર્ય રાખવું જ પડે છે, અને પરમાત્મા સહન કરવાની શક્તિ આપે એવી પ્રાર્થના છે.

પરમકૃપાળુ પરમાત્મા સદ્ગતના આત્માને શાંતિ આપો. ઘરના રિવાજ પ્રમાણે ઘટતું તમામ કરશો એવી મારી વિનંતિ છે.

કોઇ પણ પ્રસંગે કારણવશાત્ મારી હાજરીની જરૂર તમને જણાય તો મને જરૂર ખબર આપશો એટલે ત્યાં આવીને ઊભો રહીશ. ત્યાં મુ. શ્રી. વિનુભાઇ સાહેબ હાજર છે જ અને તેમને તમો પોતીકા માનીને જરૂર પડે તો બોલાવી કહેશો તો એક પ્રામાણિક અને ડાહ્યા સલાહકાર તરીકે તેઓ જગ્યા સાચવે એવા છે.

શ્રી. ડાહ્યાભાઈ શેઠને પણ મારા તરફથી દિલાસો આપશો અને મારા તરફથી કહેશો કે એક ખાનદાન આબરૂદાર ઘરાણાના હવે તેઓ એક જ છે અને આખા કુટુંબને વડીલ તરીકે પોતે ફરજ બજાવે. ચિ. સૌ. સૂર્યબાળાને આશીર્વાદ.

મને પાંચેક દિવસ મેલેરિયા આવી ગયો તેથી પત્ર મોડો લખી શકયો છું તો ક્ષમા કરશો.

લિ.

મણિલાલ વેણીશંકર મજમૂદાર

( ૩૬ )

સામળ બેચરના કુટુંબ જોડે મારા ભાણેજ બળવંતરાય ત્રિવેદીનો સંબંધ એ એમને ત્યાં સેક્રેટરી તરીકેનો વડોદરામાં રહેતા પણ એમના ઘરની સામે, એટલે વડોદરે પ્રસંગોપાત્ત જવું પડે ત્યારે ઊતરું બળવંતરાયને ઘેર, પણ એમના સામળ બેચરના ઓળખાણને અંગે વખત ગાળું સ્વ. ભાઇ ટોડરમલના ઘરમાં. જમતો પણ ત્યાં. એમને સાહિત્યનો શોખ હતો, એટલે માંડવાના ઠાકોર મોતીસિંહજી મહીડા જેવાનો મેળાપ પણ એમને ત્યાં થાય.

ભાઈ ટોડરમલનું સાહિત્ય તરફનું વલણ ઠેઠ સુધી ચાલુ રહ્યું તે હું જાણું છું.

બળવંતરાયનાં માતુશ્રી ને મારાં બહેન બહુ ધાર્મિક વૃત્તિનાં. દેવદર્શન, પૂજાપાઠમાં વખત કાઢનારાં. સામળ બેચરનું કુટુંબ પણ પરમવૈષ્ણવ, એટલે મારાં બહેનને પણ એમનાં માતુશ્રી પાસે બેઠકઊઠક ઘણી.

ગુજરાતના જાણીતા પરમવૈષ્ણવો, પાલણપોર–મોરબીના દીવાન સ્વ. રણછોડદાસ પટવારી, સુરતના સ્વ. ત્રિભોવનદાસ પોપાવાળા, એવા પરમવૈષ્ણવોની કક્ષામાં સ્વ. ભાઈ ટોડરમલ મુકાતા. રણછોડદાસ પટવારી તો વડોદરે આવી એમને મળતા તે હું જાણું છું, કારણ પોતે મને મુંબઈમાં મળતા ત્યારે વાત કરતા.

એમનો સાહિત્ય પ્રત્યે શોખ ને પરમવૈષ્ણવતા ઠેઠ સુધી ચાલુ રહ્યાં.

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

( ૩૭ )

તમારો પત્ર તમારા પતિ હરિશરણ થયા વિશેનો મળ્યો છે.

તમારા ઉપર આ દુઃખ અચાનક આવી પડ્યું છે તે માટે હું બહુ દિલગીર થયો છું. પ્રભુની ઇચ્છા મુજબ બને છે. આપણો તેમાં કાંઇ ઉપાય નથી.

તમારા પતિ ભગવતી પુરુષ હતા અને તેમણે જીવન સાર્થક કર્યું છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપે અને તમને સૌને આ દુઃખ સહન કરવા ધૈર્ય તથા બળ આપે.

અમદાવાદ, લિ.

**મથુરદાસ મંગળદાસ પારેખ**

( ૩૮ )

છાપામાં તથા મુરબ્બી રામનારાયણભાઈના પત્રથી માઠા અને દુઃખદ સમાચાર મળ્યા. હું છેલ્લે મળ્યો ત્યારે સ્વપ્ને પણ આવો ખ્યાલ ન હતો.

દશેરા ને શનિવારે પ્રભુસ્મરણ કરતાં ગોલોકવાસ થયો છે. ઘણા જ પુણ્યશાળી અને પ્રભુમય જીવનવાળા તેમના આત્માને જરૂર પ્રભુ શાંતિ આપશે. અને એવી જ પ્રાર્થના છે.

પ્રભુની ઇચ્છા આગળ આપણું શું ચાલે? કોઈપણ ઉપાય કારગત નીકળતો નથી.

રાજકોટ, લિ.

**બાબુભાઈ જીવણલાલ શાહ**

( ૩૯ )

આપના તરફથી સમાચાર મળ્યા કે શેઠ કાકુભાઇ ટૂંકી માંદગી પછી હરિશરણ થયા તેથી અમને ઘણું જ દુઃખ થયું છે. ઘણો જૂનો સંબંધ હતો અને છેલ્લાં કેટલાંક વર્ષથી અમે મળી પણ શકયા નહિ, તેથી ખૂબ જ ખેદ થાય છે. પણ પ્રભુઇચ્છા બળવાન છે.

સદ્ગતના આત્માને પરમ શાંતિ મળે તેવી પ્રાર્થના કરીએ છીએ.

આપ સૌ ધીરજ અને શાંતિથી દુઃખ સહન કરો અને ધર્મધ્યાન રાખી શાંતિ મેળવજો. અમારા લાયક કામકાજ લખશોજી.

વીલેપાર્લે, **રતિભાઈ નાણાવટી**

( ૪૦ )

મરહુમ શેઠ ટોડરમલના પરલોકવાસી થયાના સમાચાર જાણી અમો ઘણા દિલગીર થયા છીએ. અમારી જ્ઞાતિમાંથી એક ધર્મ-ચુસ્ત નરરત્ન કવખતે નષ્ટ થયું તે ઘણું ખોટું થયું છે.

મારા ઉપર શેઠ સાહેબનો પ્રેમ તથા સદ્ભાવ હતો તેથી વિશેષ દુઃખ થાય છે. પરંતુ પ્રભુઇચ્છા બલીયસી સમજીને આપ ધૈર્ય તથા હિંમત રાખશો તથા સદ્ગતના કલ્યાણમાં ચિત્ત પરોવશો.

પંચભાઈની પોળ,

**અમદાવાદ** લિ.

**ગોપાલલાલ ઈશ્વરલાલના**

**સપ્રેમ જય શ્રીકૃષ્ણ**

( ૪૧ )

પરમ ભગવદીય કમળાવતી બા,

શ્રીઅમવાવાદથી લિ. ગોસ્વામીશ્રી વ્રજરાયજી શ્રીરણછોડલાલજી મહારાજશ્રી તરફથી કારભારીજી નગીનદાસ જેઠાલાલના ભગવત્સ્મરણ વાંચશો. વિ. શેઠ ટોડરમલ શ્રીહરિશરણ થયાનો સંદેશ વાંચી શ્રીમાન મહારાજશ્રી દિલગીર થયા છે. પ્રભુઇચ્છા બળવાન છે એ જ. સેવામાં ચિત્ત રાખો છો તેથી અધિક રાખશો.

**નગીનદાસ જેઠાભાઈ દેસાઈ**

( ૪૨ )

પ. ભ. શેઠ શ્રીમાન રાજમિત્ર ટોડરમલ ચિમનલાલ શામળબેચરના અચાનક, દુઃખદ ગોલોકવાસના માઠા સમાચાર જાણી દિલગીર થયા છીએ; પણ શ્રી હરિની ઇચ્છા આગળ માણસનું કંઇ જ ચાલતું નથી.

પુષ્ટિસંપ્રદાયના અગ્રગણ્ય શેઠશ્રીની સેવાઓ ખરેખર પ્રશંસનીય છે.

પ્રભુજી એઓશ્રીના અમર આત્માને શાંતિ આપો એ જ પ્રાર્થના. ( રાજપીપળા )

**ડૉ. શાંતિલાલના જય** શ્રીકૃષ્ણ

( ૪૩ )

શ્રી કાકુભાઇના અવસાનના સમાચાર પેપર દ્વારા જાણી અમો ઘણા જ દિલગીર થયા છીએ. પ્રભુ સદ્ગતના આત્માને શાંતિ અર્પે અને આપને તે બોજો સહન કરવાની પ્રભુ શક્તિ આપે એ જ અમારી પરમ કૃપાળુ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. અમારાં પૂજ્ય માતુશ્રી આપને મળવા થોડાક દિવસમાં આવી જશે.

( રાજપીપળા ) **મહેન્દ્ર ગાંધી**

( ૪૪ )

બહેન, લિ. દેસાઈ ચુનીલાલ દુર્લભદાસના જયશ્રીકૃષ્ણ વાંચશો. આપ તરફથી આવેલ પત્રમાં શેઠશ્રી ટોડરમલ ચિમનલાલ સ્વર્ગવાસી થયા જાણી અત્યંત ખેદ થાય છે. શેઠશ્રી સાથેનો અમારો નિકટ સંબંધ હતો અને મળવાનો પ્રસંગ પણ હતો. તેમના શાન્ત અને માયાળુ સ્વભાવથી અમે પૂરા વાકેફ છીએ. શ્રી ઈશ્વરને ગમ્યું તે ખરું. આપણો ઈલાજ નથી. ધીરજ રાખી ઈશ્વર ઉપરની શ્રદ્ધાથી આવી પડેલ સંકટ સહન કર્યે જ છૂટકો છે. અમોને અતિશય દુઃખ થયું છે. અમારા લાયક સેવા ફરમાવશો.

( બીજાપુર ) **ચુનીલાલ વકીલ**

( ૪૫ )

લિ. મૂળશંકર શાસ્ત્રીના આશીર્વાદ. તમારા તરફથી પત્ર નથી તે સંભાળી લખશો. અમારી તબિયત ઠીકઠીક સારી ચાલે છે. અમદાવાદ તરફના કાગળ હમણાં નથી. ચિ. અચુભાઇ અત્યારે અમદાવાદ છે કે વડોદરા. અમદાવાદ કાગળ લખ્યો છે. મધુબહેનનો કાગળ મુંબઈથી હતો.

શ્રી ટોડરમલ શેઠના ગોલોકવાસના સમાચાર એમના તરફથી પત્ર દ્વારાએ મળ્યા. એમનાં સૌજન્યભાવ ઘણી ઘણી વખતે યાદ આવ્યા કરે છે, એટલે કાંઇક તત્સંબંધી ખેદ પણ થાય. પ્રભુ ઇચ્છા સર્વત્ર પ્રવર્તતી હોવાથી એ બાબતમાં આપને બીજું કાંઇ કહી શકીએ નહિ. ( ભરૂચ ) **મૂળશંકર શાસ્ત્રી**

( ૪૬ )

લિ. દા-દા. વાડીલાલ ન. શાહના ભગવત્-સ્મરણ વાંચશો. વિશેષ લખવાનું કે વર્તમાન પત્ર દ્વારા તથા કમળા બહેનના પત્ર દ્વારા શ્રીટોડરમલના હરિશરણ થયાના સમાચાર જાણ્યા; જીવસ્વભાવે ખેદ થયો. તમોને ઘણું લાગશે, કારણ કે વડોદરામાં તમારે એ ઘડી બેસવાનું સ્થાન હતું.

ભૌતિક દૃષ્ટિએ કમળા બહેનને નાની વયે મહાન કષ્ટ આવી પડ્યું. એ પ્રકારની દૃષ્ટિએ એક ભવના ધણીનો સંબંધ પૂરો થયો, પરંતુ ભવોભવના પતિ શ્રીઠાકોરજી બિરાજે છે. વાસ્તવિક પતિ તો એ જ છે. રક્ષણ કરવાનું સામર્થ્ય તેમનામાં જ છે, એટલે આવેલું દુઃખ સહન કરી દેખાતા દંડને પ્રભુ-અનુગ્રહમાં ફેરવી નાંખી પ્રભુ-સેવામાં ચિત્ત પરોવી તેમાં લાગી જવું જોઈએ....શેઠે તો પોતાનું શ્રેય સિદ્ધ કરી પ્રભુનું આપેલું મિશન ( કાર્ય ) પૂર્ણ કરી નિજ પંથે પ્રયાણ કર્યું. તેઓ તો આ જગતની ઉપાધિમાંથી મુક્ત થયા. પ્રભુઇચ્છાની વાત છે. ( મુંબઈ )

( ૪૭ )

અમારા જાણવામાં આવ્યું છે કે તા. ૧૭-૧૦-૫૩મીએ ભગવદીય શેઠજી શ્રી ટોડરમલ ચિમનલાલ ગોલોકવાસી થયા છે. આ માઠા સમાચાર જાણી અમો અત્યન્ત દિલગીર થયા છીએ.

સ્વર્ગસ્થ શેઠશ્રી પરમ ભગવદ્ ધર્મપરાયણ હોઇ, આપણા સંપ્રદાય ઉપરાંત અનેક ધાર્મિક કાર્યોમાં સહકાર આપી સેવા આપતા હતા. આપણા આ બ્રહ્મચર્યાશ્રમના તો તેઓ આરંભકાળથી જ શુભેચ્છક અને આશ્રયદાતા હતા. આવા ધર્મિષ્ઠ અને ભગદીય શેઠના અવસાનથી કેવળ આપને જ નહિ કિન્તુ અમારી સંસ્થાને પણ બહુ જ ખોટ પડી છે. સ્વ. શેઠની આત્મશાંતિ અર્થે આજરોજ સર્વ બ્રહ્મચારી વિદ્યાર્થીઓ સહ ભગવત્સંકીર્તન સ્તોત્ર પાઠાદિ કરવામાં આવશે. આ ધાર્મિક સંસ્થા આપની જ છે. સંસ્થા અને વિદ્યાથીઓ પ્રત્યેનો આપનો સ્નેહ અને સદ્‌ભાવ સર્વદા કાયમ રહે. ઓમ્ શાંતિઃ

**શાસ્ત્રી નર્મદાશંકર ગૌરીશંકર**
( ગોપાલકૃષ્ણ બ્રહ્મચર્યાશ્રમ, સિદ્ધપુર )

( ૪૮ )

તમારું કરુણામય પત્ર વાંચી અત્યંત દુઃખ થયું. પતિપરાયણ સ્ત્રીઓને પતિ એ જ પરમ આરાધ્ય દેવ છે. એ અદૃશ્ય થતાં સર્વ સુખ આનંદ માત્ર નષ્ટ થઈ જાય છે. પરંતુ એ વજ્રતુલ્ય આઘાતને ધૈર્યથી સહન કરીને

પણ આગન્તુક કાર્યોને સુધારવામાં જ ખરી કસોટી પ્રેમીઓની હોય છે.

શ્રીમાન્ ભગવદીય ટોડરમલભાઇ આવા વિપરીત કાલમાં યૌવનસંપન્ન છતાં ધર્મ-કર્મમાં નિષ્ઠાવાન વિદ્વાન અને બુદ્ધિમાન હતા. વૈષ્ણવજનતામાં માનનીય તથા વિદ્વત્-પ્રેમી હતા. સંસ્કૃત ભાષા ઉપરનો એમનો અનહદ પ્રેમ અને અભ્યાસ હતો. મારા પરમ સુહૃદ્ વે. શા. સં શાસ્ત્રી બદરીનાથ-ભાઈના સહવાસથી મને એમનો પરિચય થયેલો.

આપના દુઃખનો તો કંઇ પાર જ નથી. પરંતુ કુંતાજીની પેઠે "विपदः सन्तु न शश्वत्" એ ભાવના કરીને વૈષ્ણવોના પરમસેવનીય પ્રેમનિધાન ભગવાન શ્રીકૃષ્ણ તરફ તમારાં પ્રેમનાં ઝરણાં વહન થાઓ. આ વિકટ પ્રસંગને સહન કરવાનું ભગવાન તમને બલ આપો, તેમ અદૃષ્ટ આત્માને પરમ શાંતિ આપો, એમ પ્રભુપ્રત્યે પ્રાર્થના કરી વિરમું છું.

લિ.

ભદ્રશંકર જયશંકર શાસ્ત્રીના
(ખંભાત) ભગવત્સ્મરણ

( ૪૯ )

તમારો પત્ર વાંચી શેઠશ્રીના એકાએક ગોલોકવાસના દુઃખદાયી સમાચાર જાણી હૃદયને ખૂબ જ આઘાત થયો છે. મને સ્વપ્ને પણ ખ્યાલ જ નહોતો કે આવા કર્ણ-કઠોર અને વિષમય સમાચાર મળશે. શેઠનો પરિચય પ્રથમ ૧૯૯૬ ના ચૈત્રમાં ચંપારણ્ય-માં થયો. બાદ સુરતના સંમેલનમાં, બાદ-વડોદરા અને ચાલુ વર્ષમાં કાંકરોલી વિવાહ-પ્રસ્તાવમાં. શેઠના સંબંધમાં શુ લખવું તે મારા વિષય બહારની વાત છે. ગૃહસ્થ શ્રીમંત વૈશ્ય વૈષ્ણવોનો મને પરિચય સારો છે અને ઘણાય સારા પરિચયમાં આવી ગયા છે, છતાં ટોડરમલભાઇ સૌથી અનેરું ગૌરવ ભર્યું સ્થાન ભોગવે છે. તમારા પૂર્વજ-રાજનગર છોડી મુંબાઈ ધંધા માટે જવા નીકળ્યા-વડોદરામાં ઈશ્વરી સંકેતે સંબંધી-ઓએ તેમને રોકયા. પ્રભુએ વડોદરામાં વડો હોદ્દો મેળવવા માટે જ રોકયા હશે તેથી આજ દિન સુધી રાજમિત્ર તરીકે ચાર પેઢી ઓળખાઇ રહી છે. વૃદ્ધો વિશ્વધર્મ-પુષ્ટિ-માર્ગમાં શરણે આવી વિશ્વધર્માનુયાયીપણું સફલ કરી બતાવતા તે આજ દિન સુધી તે ધર્મ અવિચ્છિન્ન ચાલી આવ્યો છે. શ્રી-બાલકૃષ્ણલાલજી મહારાજશ્રીની તમારા વૃદ્ધો ઉપર પૂર્ણ કૃપા હતી તે કૃપાનું આજ દિન સુધી પણ સંરક્ષણ શ્રીવ્રજભૂષણલાલજી કરી રહ્યા છે, તે તમારી ઉત્તમ કોટીને જરૂર સૂચવે છે. તમારા સસરાજી જેમ ગો. લો. વાસી ભગવચ્છાસ્ત્ર નિષ્ણાત શાસ્ત્રીજીના સહ-વાસમાં રહી સાંપ્રદાયિક-જ્ઞાન અને સેવા-ભાવના મેળવી શકયા તેમ શ્રીમાન ટોડરમલ-ભાઇએ પણ પોતાનું છેલ્લું લગભગ ૧૦ થી ૧૫ વર્ષનું જીવન ન્યાય વ્યાકરણ વેદાન્તાદિ શાસ્ત્રપારંગત છતાં દીનતા અને ભગવદીય-ત્વના ભંડારરૂપ વે. શા. સં. શાસ્ત્રીજી બદ-રીનાથ ભાઇના સહવાસમાં ભાષ્ય-નિબંધ-ષોડશગ્રંથાદિ સંપ્રદાયના આકર ગ્રંથોના અધ્યયનમાં જ વ્યતીત કરી દીધું છે. વિજયા દશમીએ ભગવાન મર્યાદા પુરુષોત્તમે લંકા-પતિને મારી-સ્વકીયજનોને પોતાના સ્વરૂપનું જ્ઞાન અને દાન કર્યું તેમ જ ભાઇ ટોડરમલ શેઠના દશ ઇંદ્રિયગણનો નિરોધ કરી ભગવ-દીયત્વ પ્રાપ્ત કરવામાં વિરોધ કરનાર અંત-

રાયોને દૂર કરી પ્રભુએ આ લોકમાં વિજય કરાવી પરલોક ભગદીય લોકમાં–વિજય કરવા વિજયાદશમીને દિવસે બોલાવી લીધા –ભગવત્પરાયણ–ભક્તનો સદાય વિજય છે, પરંતુ આપણને તો શેઠના સંબંધમાં પ્રભુએ જ પ્રત્યક્ષ વિજયાદશમીનો દિવસ વિજયનો સૂચક બતાવી એ જ રસ્તે ગયા એવી આપણને સૂચના કરી છે. બહેન, તમારો હૃદયનો આઘાત જીવન પર્યંત રહેશે, પરંતુ જો આપણે અલૌકિકતાનો વિચાર કરીશું તો આધ્યાત્મિક દૃષ્ટિએ તો શેઠ વિદ્યમાન છે જ; તો હવે હૃદયમાં શ્રીમદ્‌વલ્લાધીશ્વરનું સ્મરણ અને આશ્રય રાખી શેઠના આત્માના સંતોષ માટે શ્રવણ–કીર્તન અને સ્મરણથી પ્રભુપરાયણ રહી અને શેઠને પોતાના પુષ્ટિમાર્ગનો અને આ અન્યમાર્ગનો એવો ગાંડો ભેદભાવ હતો જ નહિ તે રીતે કોઇ પણ નિરાધાર ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી–નાગાને વસ્ત્ર આપી હરિસ્મરણમાં જ પરાયણ રહેશો. તમને વધારે કાંઇ કહેવું પડે તેમ નથી, કારણ મૂલથી તમને અને શેઠને શાસ્ત્રીજી બદરીનાથભાઈનો સત્સંગ છે જેથી તમો બંને આત્માનું હિત કરી શકશો–લૌકિક શરીરનો શોક કરી પોતાનાં આંસુ આદિ કાઢી જીવાત્માને દુઃખી ન કરતાં હરિસ્મરણમાં પરાયણ રહો, એ જ શુભેચ્છા. કાંકરોલી મુકામે શેઠનો પરિચય મારે ઘણો જ થઇ ગયો. દર્શનમાં સાથે. જો હું પાછળ પડયો હોઉં તોપણ મને ભારે ભીડમાંથી પણ તિબારીમાં બોલાવી લેતા–માત્ર અમારે પત્રવ્યવહાર જ નહોતો, કાંકરોલીથી આવ્યા બાદ હું બીમાર પડયો. ભાદરવામાં સોનગઢ પાસે બ્યારા મુકામે હું સપ્તાહ માટે ગયો ત્યાંથી વળતાં જરૂર વડોદરા ઊતરી મળવાનો વિચાર હતો, પણ હું નિષ્ફળ થયો. સુરતથી મારું શરીર લથડયું અને સીધાં વિસનગર જવું પડયું. વડોદરા આવ્યો હોત તો શેઠનો, શાસ્ત્રીજી બદરીનાથભાઇનો, ગોવિન્દલાલ હ. ભટ્ટ અને વિસનગરવાળા રમણલાલ ગિરધરલાલ વકીલનો, આમ સૌનો મેળાપ જરૂર થાત. પણ પ્રભુઈચ્છા બલવતી છે. શાંતિ ધીરજ અને પ્રભુનો આશ્રય રાખી શેઠના આત્માને શાંતિ થાય તેમ કરજો. કાર્તિક માસમાં સપ્તાહ હોવાથી હાંસોટ ભરૂચની પાસે છે ત્યાં જવાનું છે. વળતાં જરૂર મળી જઈશ. શાસ્ત્રીજી બદરીનાથભાઇને મારા ભગવત્સ્મરણ પહોંચાડશો.

(વિસનગર) લિ. હિતેચ્છુ

**શાસ્ત્રી પુરુષોત્તમ પીતાંબર-**
**ના ભગવત્સ્મરણ**

( ૫૦ )

સુવિનીત, અને સંસ્કૃત વિદ્યારસજ્ઞ શેઠ શ્રીટોડરમલજીના હરિશરણ થયાની પત્રિકા વાંચી, સંસારતમ હૃદયમાં અધિક તાપ થયો. ભગવદિચ્છાનુસાર સમગ્ર જગત પ્રવર્તિત રહેલું છે. અને તે પ્રભુનું લીલાવૈચિત્ર્ય અનુભવાય છે. લૌકિક દૃષ્ટિએ સંસ્કૃતસાહિત્યના મર્મજ્ઞ અને ઉત્સાહી શ્રીટોડરમલભાઇની ખોટ પુરાય તેમ નથી. પણ તેઓ તો ધર્મપ્રેમી અને નિર્ગુણ ભક્તિમાર્ગના પૂર્ણ અભ્યાસી હોઈને શ્રીહરિસ્વરૂપમાં જ સંલગ્ન થયા છે. તેમના આત્માને સર્વદા પરમાનન્દાનુભવ થાઓ એમ હૃદ્‌ગત ભાવને પ્રકટ કરી વિરમું છું. (રાજકોટ) લિ. શુભેચ્છુ

**શાસ્ત્રી જટાશંકર કાનજી**

( ૫૧ )

શ્રીમાન રાજમિત્ર શેઠ ટોડરમલ સ્વર્ગ-વાસી થયાનું તમારું દુઃખદ નિવેદન મળ્યું. દિલગીર.

ફાની દુનિયા ત્યજીને દરેક જીવાત્માને ચાલ્યા જવાનું જ છે. તમારે માટે પ્રભુ-સ્મરણ કરી તમારા અને જનાર જીવાત્માનું કલ્યાણ ઇચ્છો એ જ શ્રેયષ્કર છે.

(અમદાવાદ) **નાથાલાલ પરીખ**

( ૫૨ )

શ્રીપરમકૃપાળુ કૃષ્ણ પરમાત્મા તમારા પર પડેલા અસહ્ય દુઃખમાં સહન કરવાનું બળ આપે એવી શ્રીપિતાજી પ્રત્યે નમ્ર પ્રાર્થના છે. શ્રી હરિએ તમારા પતિ શ્રીમાન રાજમિત્ર ટોડરમલભાઈને ગોલોકમાં પોતાની સાંનિધ્યમાં બોલાવી લીધા છે અને તેમનો સતત નિવાસ શ્રી ગોલોકમાં શ્રીપિતાજીની સાંનિધ્યમાં જ રહેશે એવી શ્રી દયાળુ પિતાજી પ્રત્યે નમ્ર વિનંતિ. શ્રી હરિઇચ્છા બળવાન છે એ આગળ આ પામર પ્રાણીનું શું ચાલે ? પ્રભુ તેમના આત્માને શાંતિ આપો, એવી નમ્ર પ્રાર્થના ઇચ્છું છું

( ૫૩ )

અમદાવાદથી લિ. માણેકલાલ નારણદાસ. જત આપના તરફથી શેઠસાહેબ ટોડરમલ-ભાઈના દુઃખદ સમાચાર જાણી ઘણા જ દિલ-ગીર થયા છીએ. આપના ઉપર અચાનક સંકટ આવી પડ્યું છે, પરંતુ તેમાં આપણો કોઇ ઉપાય નથી. પ્રભુને ગમ્યું તે ખરું. પરમાત્મા તેમના આત્માને શાંતિ આપો.

લિ. **માણેકલાલ**

( ૫૪ )

પરમભગવદીય રાજમિત્ર ટોડરમલ શેઠ-ના ગોલોકવાસના થયાના સમાચાર પેપર દ્વારા અને મારા પુત્રના પત્રથી જાણ્યા છે. આ અંગે મારાં અન્તરનાં આશ્વાસન પાઠવું છું. તેમના જેવા સંસ્કૃતવિદ્યાપ્રેમી અને પુષ્ટિ-માર્ગના અભ્યાસીની ભારે ખોટ પડી છે. શ્રીમંત કોટિમાં તેનના જેવા વિદ્યાવાન ઘણા ઓછા હશે. આપની ઉપર આવી પડેલી આ અસહ્ય આપત્તિમાં હું મારી સમવેદના-પૂર્વક સહાનુભૂતિની લાગણી પાઠવું છું કમળા બહેનને માલૂમ થાય કે પૂજ્ય શ્રીબદરીનાથ શાસ્ત્રીજી, મુંબ્બી શ્રી ગોવિન્દ ભટ્ટ જેવા સદ્ગત શેઠશ્રીના અંગત મિત્રો હતા ને આજે આપને દોરવણી આપે તેમ છે. તમો પણ સમજુ છો. જીવન, ધન, યૌવન, કુટુંબ નાશ-વંત સમજો છો. હું આપને વધુ શું લખું ? દુઃખ સહન કરવા પ્રભુ ધૈર્ય બક્ષે અને સદ્-ગત શેઠશ્રીનાં આત્માને ચિરશાન્તિ મળે.

(ઉમરેઠ) **રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રી**

( ૫૫ )

ભગવાન્નામસેવાપરાયણ પ. ભ. શેઠ શ્રી ટોડરમલભાઈના ગોલોકવાસ થયાના દુઃખદ સમાચાર જાણી અમને સર્વેને બહુ દુઃખ થયું.

સંપ્રદાયમાં આવી વ્યક્તિઓ બહુ જ થોડી છે તેથી તેમના ગોલોકવાસથી સંપ્રદાય-ને એક સેવાપરાયણ મર્મજ્ઞ વિદ્વાન શેઠની ન પુરાય તેવી મોટી ખોટ પડી છે. ભગવદ્-ઇચ્છા બલવાન છે.

તેઓશ્રીને લીલાપરિકરમાં સ્થાન મળે તેવી શ્રીપ્રભુચરણમાં અમારી પ્રાર્થના છે.

આવી પડેલ મુશ્કેલીને સહન કરવાનું ધૈર્ય પ્રભુ તમને પ્રદાન કરે તેવી શ્રીચરણોમાં પ્રાર્થના છે.

લિ.

**મગનભાઈ રામજીભાઈ પથ્થરવાળાનાં**

**(ભરૂચ) ભગવત્સ્મરણ**

( ૫૬ )

વિ. પ. ભ. શેઠશ્રી ટોટરમલ શેઠના ગોલોકવાસ થયા સંબંધીનો આપનો પત્ર વાંચી ખેદ થયો. તેઓશ્રીની ખ્યાતિ તેમના માયાળુ અને ઉદાર સ્વભાવથી વધતી જ રહી છે. વિશેષ કરીને શ્રીવલ્લભસંપ્રદાયના દરેક કાર્યમાં તેમની મદદથી હૂંફ રહેતી–પ્રભુ તેમના આત્માને પોતાની નિત્યલીલામાં રાખે એવી તેમના પ્રત્યે વિનંતિ કરું છું.

**(અમદાવાદ)** લિ.

**મોતીલાલ ગોવિંદલાલના**

**સવિનય ભગવત્સ્મરણ**

( ૫૭ )

લિ. બાબુભાઈ મણિભાઈના પ્રણામ બાદ શેઠ કાકુભાઈના અવસાનના ખબર જાણી શાન્તા તથા હું અત્યંત દિલગીર થયાં છીએ. જૂન માસમાં અમદાવાદ સ્ટેશન ઉપર મને પાંચ મિનિટ અચાનક મળ્યા હતા. તે વખતે તબિયત તદ્દન સારી હતી. માંદગીના પણ ખબર મળ્યા હતા નહિ. પ્રભુ કરે તે ખરું. તેની મરજી આગળ આપણું કંઇ પણ ચાલતું નથી. તમો સમજુ છો. ઈશ્વરે આપેલી આપત્તિ અનિવાર્ય સમજી મન વાળશો.

કાન્તાને ખાસ દિલાસો છે. તેની તબિયત તદ્દન સારી નથી. એકાદ દિવસમાં પત્ર જરૂર લખશે. બાકી અમારા લાયક કામકાજ લખજો. **( મુંબઈ )**

( ૫૮ )

પત્ર વાંચી ઘણું જ દુઃખ થયું. અખબારોમાં પણ એ સખ્ત આઘાત પહોંચાડનાર સમાચારો વાંચ્યા હતા. પ. ભ. શ્રી. ટોડરમલની હાજરીની જ્યારે સંપ્રદાયને આવશ્યકતા હતી, ત્યારે જ પ્રભુએ નિત્યલીલામાં બોલાવી લીધા. એમનું ખાનું કોઇથી પુરાય તેમ નથી. આપ પૂર્ણ ભગવદીય છો. શિક્ષાપત્ર જ સમાધાન દિલાસો આપી શકે છે. હું કયા શબ્દોમાં દિલાસો આપું? એટલો હૃદયમાં આઘાત થયો છે કે શું લખું તે સૂઝતું જ નથી. **(અમદાવાદ)**

લિ.

**વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી**

( ૫૯ )

ભાઈશ્રી ટોડરમલ શેઠના ગોલોકવાસના સમાચાર સાંભળી અમને ઘણો જ ખેદ થયો છે. શ્રી ઠાકોરજીની ઇચ્છા આગળ આપણું કંઇ ચાલતું નથી. હવે તો તેમની પાછળ શ્રીઠાકોરજીનું નામ લેવાનું રહ્યું. શ્રીનાથજી તમને આ આઘાત સહન કરવાની શક્તિ આપે! **(અમદાવાદ)**

લિ.

**શ્રીમતી ગોપાલભાઈ**

( ૬૦ )

લિ. **જમનાભાઈ ભગુભાઈના** જવાર વાંચશો. વિ. લખવાનું: શેઠ ટોડરમલભાઈ દેવલોક થયાના માઠા સમાચારનો તમારો કાગળ મળ્યો છે. વાંચીને ઘણા જ દિલગીર થયા છીએ. **(અમદાવાદ)**

( ૬૧ )

જત તમારો કાગળ મળ્યો. શ્રીમાન રાજમિત્ર શેઠ ટોડરમલ હરિશરણ થયાના સમાચાર જાણી દિલગીર થયા છીએ.

તેમાં આપણો ઉપાય નથી. ભગવદ્‌ઇચ્છા બલિષ્ઠ છે. (અમદાવાદ)

રાજેન્દ્રકુમાર માણેકલાલ

[ ૬૨ ]

**Baroda Banker**

Baroda, October 18 : Setth Todarmal Chimanlal Samalbechar, a prominent citizen and banker of Baroda, died here yesterday after a short ill ness. He was 53 years old.

[ ૬૩ ]

My Dear Govindlal,

We were shocked to know of Sheth Bhai Todarmal's death.

I received intimation of it from Smt. Poo. Kamalaben. My wife & myself are stunned. Tell the lady of the great shock we experienced. But yesterday as it were. we saw Todarmal as a young boy going with his father to the Mandir from our Madan Jhampha house–both in happy mood. Sheth left the world; now Todarmal leaves it. How distressing !

His wife will find it an unbearable Shok. I had written to her. But I want you on behalf of both of us to console her.

He was a God's good man, dear Todarmal.

[ ૬૪ ]

પેટલાદથી લિ. **પરીખ રમણલાલ કેશવલાલ.** જત આપનો પત્ર મળ્યો. વાંચી ઘણા જ દિલગીર થયા છીએ. પ્રભુને ગમ્યું તે ખરું. તેમાં કંઈ આપણો ઇલાજ નથી. તેમના આત્માને શાંતિ આપે એ જ. પરમ વૈષ્ણવજન એકાએક ચાલ્યા જશે એટલે અત્રેના વૈષ્ણવ સમાજને પણ તેઓશ્રીની ઘણી જ ખોટ પડી છે. આપને સૌને આવો કારી ઘા ઈશ્વર સહન કરવા શક્તિ આપે એ જ પ્રભુ પાસે પ્રાર્થના.

લિ.

અમરતલાલ મણિલાલ પરીખ

[ ૬૫ ]

मेरा शुभाशीर्वाद। तेरे पत्र पढने से श्रीमान शेठ टोडरमल के हरिशरण हूं के विषय में मालूम हुआ इस से मैं बहुत चिन्तित हुआ हूं औंर प्रभुसे प्रार्थना करता हूं कि उनको आत्माको परम शान्ति प्राप्त हो और तुम भी विवेकबुद्धि का आश्रय लेकर धैर्य धारण करो. ईश्वर के आधीन मे जगत् के सब पदार्थ हैं. संयोग आदि प्रारब्ध के अनुसार छोटे बडे सब जीव को हुआ करता है, विचारशील प्राणी भगवदिच्छा समझ कर धीर बनते हैं.

श्री शंकराचार्य महाराज

[ ૬૬ ]

જત આપનો કાગળ મળ્યો છે. શેઠશ્રી ટોડરમલ ચિમનલાલ તા. ૧૭–૧૦–૫૩ ના રોજ હરિશરણ થયા તે વાત જાણી અમે ઘણા જ દિલગીર થયા છીએ. પોતે ઘણા જ માયાળુ સ્વભાવના હતા. એકાએક ગુજરી જવાથી અમોને ઘણું જ લાગી

[ ૬૭ ]

મને ને મારાં પત્નીને શેઠશ્રી ટોડરમલના અત્યંત શોકજનક અવસાનના સમાચારથી ઘણી પીડા થઇ છે. તમને આ અસહ્ય વજ્રપાત થયો તેમાં અમારું શકય તે આશ્વાસન સ્વીકારશો.

પ્રભુ સદ્‌ગતના આત્માને શાંતિ આપે ને તમને આ દુઃખ સહન કરવા બળ અર્પે.

લિ.

**અ. ક. ત્રિવેદી**

[ ૬૮ ]

લિ. શાસ્ત્રી ચિમનલાલના ભગવત્સ્મરણ. આજે પત્ર વાંચી ઘણો જ આઘાત લાગ્યો. અમારા હૃદયનો આન્તર ભાઇ આજે અમોને તજી ચાલ્યો ગયો. સમ્પ્રદાયનો તેજસ્વી દીપ આજે બુઝાયો.

ભ. ટોડરમલની સાહૃદયતા, મધુર હાસ્ય સાથેનાં સ્નેહાળ વચનો અમારી સન્મુખ તરી આવે છે. પ્રાકૃતિક સરળતા અને વિદ્વત્પ્રિયતા અને સન્નિષ્ઠાથી ઘણી જ લોકપ્રિય વ્યક્તિની અમોને ખોટ સાલશે. પ્રભુ તમોને તેમના વિયોગનું કષ્ટ સહન કરવાનું ધૈર્ય આપે.

બહેન, તે તો ગો. લો માં પ્રભુના સ્વરૂપાનન્દને ભોગવે છે. વધારે શું લખું ? કલમ ચાલતી નથી.

(સુરત) લિ.

**શાસ્ત્રી ચિમનલાલ હરિશંકર**

[ ૬૯ ]

શેઠશ્રી. પરમભગવદીય ટોડરમલભાઈના અચાનક ગોલોકવાસ થવાના સમાચાર પત્ર દ્વારા જાણી શ્રી દાદાજી તેમજ ઘરનાં અમો બધાંને અત્યંત આઘાત થયો છે. તમારા અને તમારાં કુટુમ્બી જનો ઉપર અચાનક જે દુઃખ આવી પડયું છે તે શ્રીજી તમોને સહન કરવાની શક્તિ આપે અને સદ્‌ગતના આત્માને શાંતિ આપે તેવી શ્રીજીને પ્રાર્થના છે.

ઈશ્વરઇચ્છા આગળ મનુષ્યનું કાંઇ ચાલતું નથી. તમો ધૈર્ય રાખશો. તમે સમજુ છો માટે વધારે શું લખું ? આવી પડેલા દુઃખને ધૈર્યપૂર્વક સહન કરવામાં જ મનુષ્યની કસોટી છે. અમો બધાં પણ તમારા ઉપર આવી પડેલા દુઃખમાં સહભાગી છીએ એ જ.

લિ.

**પદ્મનાભ ગોપાલકૃષ્ણલાલજી**

[ ૭૦ ]

વિશેષ લખવાનું કે આપના તરફથી પત્ર મળ્યો. શેઠ ટોડરમલજીના અવસાનના સમાચાર વાંચી હું ઘણો દિલગીર થયો છું. પ્રભુને ગમ્યું તે ખરું. તેમાં આપણું કંઇ ચાલે તેમ નથી. તમો સૌ શાન્તિ રાખશો. આજે આ મતલબનો તાર કર્યો છે તે પણ મળ્યો હશે. તેમને કંઈ દરદ હતું કે અચાનક જ ગુજરી ગયા તે વિગત જણાવશો.

(અમદાવાદ) લિ.

**ગોવિંદદાસ માણેકલાલ**

[ ૭૧ ]

શેઠ ટોડરમલના અવસાનના ખબર જાણી દુઃખ થયું. તેમાં આપણો ઉપાય નથી. તમારા દુઃખમાં મારું આશ્વાસન સ્વીકારશો.

(અમદાવાદ) લિ.

**કસ્તૂરભાઈ લાલભાઈ**

[ ૭૨ ]

આજ રોજ આપના પતિ પ. ભ. શેઠ ટોડરમલભાઇના હરિશરણ થયાના સમાચાર

પત્ર દ્વારા જાણીને હું ઘણો ખિન્ન થયો છું. તેઓશ્રી શ્રીમંત કુટુંબમાં જન્મેલા છતાં આધુનિક સ્વચ્છંદતાથી અલિપ્ત હતા, તથા કુલક્રમપ્રાપ્ત પુષ્ટિસંપ્રદાયના સંસ્કારોથી પૂરેપૂરા રંગાયેલા હતા. તે ઉપરાંત તેમનાં સ્નેહાળ અને માયાળુ સ્વભાવ તથા સજ્જનતાથી તેઓ બહુ લોકપ્રિય થઈ પડયા હતા. તેમણે જો કે અલ્પ આયુષ્ય જ ભોગવ્યું છે, પણ તેમણે ખરા અર્થમાં જીવી જાણ્યું છે. જીવનનું રહસ્ય તેઓ સમજી ગયા હતા, તેથી તેમણે સમસ્ત જીવન લોકૈષણાની પ્રાપ્તિમાં ગાળ્યું નથી, પણ ભક્તિથી પ્રભુ-પ્રાપ્તિ કેમ થાય તેવા માર્ગે વ્યતીત કર્યું હતું. તેમજ લોકકલ્યાણનાં કાર્યમાં પણ પ્રયત્નશીલ હતા. પુષ્ટિસંપ્રદાયના સાહિત્યની તેમણે કરેલી સેવા જાણીતી છે. તેમના જવાથી સંપ્રદાયને મોટી ખોટ પડી છે. તમારા તો જીવનસાથી અને હમેશાં નિકટ રહેનારા એટલે તેમના વિયોગનું દુઃખ તમને થાય એ સમજી શકાય એમ છે. પણ તેમાં આપણું કંઈ ચાલી શકે તેમ નથી. સર્વ કોઇ ઘટના ભગવદિચ્છાને અધીન છે, તો તે ભગવદિચ્છાને અધીન રહીને હૃદય ઉપર પડેલા આ સખ્ત ઘાને સહન કરવો. પ્રભુ તે દુઃખ સહન કરવાનું તમને સામર્થ્ય આપે એવી પ્રાર્થના કરુ છું. સદ્દગત તો હરિશરણ જ થયા છે.

સદ્દગત શુદ્ધાદ્વૈત સંસદના સભ્ય હતા, એટલું જ નહિ, પણ ચાલુ વર્ષમાં ઉપપ્રમુખ હતા, તેથી શુદ્ધાદ્વૈત સંસદ તરફથી પણ હું આ પત્ર દ્વારા આશ્વાસન પાઠવું છું.

લિ.

**જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ**

[ ૭૩ ]

જત ગઇ કાલે મુ. શેઠ શ્રી ટોડરમલભાઇના દુઃખદ અવસાનના સમાચાર ભારે હૈયે જાણ્યા. હમણાં થોડાજ દિવસ ઉપર અમે તેમને અમદાવાદ મળ્યા હતા. આટલા ટૂંકે સમયમાં તેઓ આપણા વચ્ચેથી આમ અચાનક ચાલ્યા જશે એમ કોણ માને ? પણ ભાવિના ગર્ભમાં શું છે તે કોણ કળી શકે ?

તેમના કરુણ અને અત્યંત ખેદજનક અવસાનથી આપના ઉપર આવી પડેલા અસહ્ય દુઃખમાં હું અને મારાં કુટુંબી જનો સહભાગી છીએ અને તમને આ અઘોર આફતમાં ઈશ્વર સહાય કરો એમ પ્રભુ પાસે પ્રાર્થના કરીએ છીએ. સદ્દગતના આત્માને ઈશ્વર શાશ્વત શાંતિ અર્પે.

લિ.

**કંચનલાલ શાહ**

[ ૭૪ ]

**પરીખ કેશવલાલ જમનાદાસ દામોદરદાસ**ના જય શ્રીકૃષ્ણ વાંચશો.

બીજું આપનો પત્ર વાંચી ઘણી જ દિલગીરી થઇ છે અને તેમના હરિશરણ થવાથી આપના ઉપર ઘણી જ જવાબદારી પડી છે અને આપને જે દુઃખ પડયું છે તે સહન કરવાની આપને પરમાત્મા શક્તિ આપો એવી અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. શેઠ સાહેબના હરિશરણ થવાથી આપણો સંબંધ ઘણો ગાઢ હોવાથી અમને તમે ખબર આપી ત્યારે અમને ઘણો જ અઘાત થયો છે અને પહેલાં ખબર પડી હોત તો જરૂર એક વખત મળવા પણ આવી જાત. ઈશ્વરઇચ્છા હોય તેમ બને છે અને પ્રભુને ગમ્યું તે ખરું. પરમાત્મા

તેમના આત્માને શાન્તિ આપે એમ ઈશ્વર પ્રત્યે અમારી પ્રાર્થના છે.

લિ.

**પરીખ કેશવલાલ જમનાદાસ**

[ ૭૫ ]

વિ. સાથે લખવાનું કે શેઠ સાહેબ ટોડરમલજીના હરિશરણ થવાના આઘાત ભર્યા સમાચાર જાણી અત્યંત ખેદ થયો છે. ભગવદીય માયાળુ અને કાંકરોલી ઘરના મુખ્ય સ્તંભ હતા. તેમ હેત પ્રેમ સ્નેહ સરાહનીય હતાં. આપના ઉપર વજ્રપાત જેટલું દુઃખ પ્રાપ્ત થયું છે. તેઓના આત્માને શ્રીદ્વારકાધીશ પ્રભુ શાન્તિ આપે અને શ્રીજી પોતાના ચરણારવિંદમાં પોતાની પાસે રાખે અને આપને દુઃખ સહન કરવાની શક્તિ બક્ષે. ઘરમાં સર્વેને શાન્તિ બક્ષે એ જ.

(કાંકરોલી) લિ.

**ભંડારી હીરાલાલના વંદન**

[ ૭૬ ]

બે દિવસ પર ભાઇ શેઠ ટોડરમલના અવસાનના માઠા સમાચાર વાંચ્યા હતા, વાંચી બહુ દિલગીર થયો. ભાઈ બળવંત–મારા ભાણેજને લીધે એમની જોડેનો મારો સંબધ ગાઢ થયો હતો. હું તો તમારો મહેમાન થયો હતો, એટલે આ સમાચાર વાંચી બહુ જ દિલગીર થયો. ઈશ્વર એમના આત્માને શાંતિ આપો ને તમને એ આઘાત સહન કરવાનું બળ ધૈર્ય આપો.

(મુંબઇ) લિ.

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

[ ૭૭ ]

શેઠના અવસાનના ખબર પેપરમાં જાણ્યા છે. તે જાણી અમે બધાં ખૂબ જ દિલગીર થયાં છીએ. પ્રભુ તેમના આત્માને શાંતિ આપે અને તમો ધીરજ અને સમતા રાખશો. તમારાથી બનતો પુરુષાર્થ કર્યો છતાં પ્રભુના ઘર પાસે આપણો ઇલાજ ચાલતો નથી. જે કાળે બનવાનું છે તે બન્યા જ કરે છે.

(અમદાવાદ) **તારાનાં સ્મરણ**

[ ૭૮ ]

શેઠના અવસાનના સમાચારથી ખૂબ જ દિલગીરી થઇ છે. ભાઇ છોટાભાઇએ સાતેક દિવસ ઉપર તેમની માંદગીની વાત કરી ત્યારે મને તો ખબર પડી. છતાં આવું પરિણામ આવશે તેની કલ્પના નહોતી.

શેઠ તો પ્રભુના ભક્ત હતા. તેથી તેમના આત્માને તો શાંતિ મળશે જ, પણ તમારે ધીરજ અને સમતાથી રહેવાનું છે. ઈશ્વરેચ્છા બળવાન છે, માટે આશ્વાસન લેશો અને આપશો.

(અમદાવાદ) **માણેકલાલ**

[ ૭૯ ]

આપનો કાગળ તા. ૧૯–૧૦–૫૩ના રોજ મળ્યો. શેઠ ટોડરમલ ચિમનલાલના ખેદજનક અવસાનના સમાચાર જાણી ઘણો દિલગીર થયો છું. આ આઘાત પ્રસંગે તમો હિંમત રાખજો. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ આપે તે જ પ્રાર્થના આપણે કરવાની રહી.

(અમદાવાદ) લિ.

**શાન્તિલાલ ગિરધરલાલ**

[ ૮૦ ]

માનનીય મુરબ્બી ટોડરમલભાઇના એકાએક ગોલોકવાસના અતિ દુઃખદ સમાચાર જાણી અમો સહુને ઘણો જ ખેદ થયો. આવા અસહ્ય દુઃખમાં તમને કયા શબ્દોમાં દિલાસો આપવો તે સમજાતું નથી. તેઓ-

શ્રીના અકાળે ગત થવાથી પુષ્ટિસમાજમાં ન પુરાય તેવી ખોટ પડી, તેમના જેવા સુજન, સંસ્કારી, ભાવભીના ભગવદ્દીયના ચાલુ ચાલુ સહવાસથી તમે તો ઘણું મેળવી શકયાં છો, અને તેમના સંસ્કારના સહચારથી શ્રી-સેવાસ્મરણમાં ચિત્ત રાખી, હિંમત રાખશો. વધુ શું લખું ? મન ભરાઈ જાય છે. ખેર ! ભગવદ્દઈચ્છા ! તમને તો શ્રીવલ્લભ અને પ્રભુ દ્વારકેશનો સહારો છે, તો જરૂર હિમ્મત રાખશો. તે જ સાચો જીવનસાથી છે.

ગત આત્માને શ્રીપ્રભુ દ્વારકેશ નિજ ચરણમાં રાખો ! ચોકકસ માનજો કે અમારા ભગવદીય ભાઇ શ્રીની લીલામાં જ છે. તમને દુન્યવી દુઃખ તો જરૂર થાય, પણ કલ્પાંત કરશો નહિ. ચિ. ભાઈ રાજુને પણ ખોટ પડી. પૂ. ભટ્ટ સાહેબની વાણીથ શિક્ષાપત્ર સાંભળવાની તક મળે તો જરૂર તમને દિલાસો મળશે.

શ્રી. રમણીને ઘટતો દિલાસો. ચિ. બાબુને ઘણો ખેદ થયો. લિ.

(અમદાવાદ) **રમણલાલ મહેતા**

[ ૮૧ ]

સવિનય ભગવત્સ્મરણ સહ નિવેદન કરવાનું જે આપના પતિ શ્રીમાન શેઠ ટોડરમલભાઇના દેહાવસાન થયાના સમાચાર આજે મળેલા પત્ર દ્વારા વાંચી અત્યંત કલેશ થયો છે. સદ્દગતે પોતે પોતાના જીવન દરમિયાન સર્વત્ર સુવાસ પ્રસરાવેલી હોવાથી તેમજ સ્વધર્મ કર્મપરાયણ એક આદર્શ ભાવનાશીલ વૈષ્ણવ હતા તેથી તેના દેહોપરમના સમાચાર જાણી સર્વેને દુઃખ થાય એ સ્વાભાવિક છે, પરંતુ હરિઇચ્છા બલીયસી માની ધીરજ રાખશો અને અન્ય આત્મીય જનોને ધીરજ આપશો. તેમના દેહાવસાનથી માત્ર આપને જ નહિ, પણ ધર્મ, સમાજ અને રાષ્ટ્રને એક આદર્શ ભાવનાશીલ વ્યક્તિની મહાન ખોટ પડી છે. પ્રભુ તેમના પુણ્યાત્માને નિજ પાદારવિન્દમાં સ્થાન આપો અને તમોને આ ભૌતિક દુઃખ સહન કરવાની શક્તિ પ્રદાન કરો એ શ્રી. ચરણે નમ્ર અભ્યર્થના. સદ્દગતના દેહાવસાનના સમાચાર પૂ. પા. ગો. શ્રીકૃષ્ણજીવનજી મહારાજશ્રીને જણાવતાં આપશ્રીને પણ એક સુયોગ્ય વ્યક્તિના ગત થયાના સમાચાર જાણી દુઃખ થયું છે અને આપ સર્વેને ધીરજ રાખવા આદેશ કર્યો છે.

(મુંબઇ) લિ.

**ગિરધરલાલ જ. શાહ**

[ ૮૨ ]

જત આજ રોજ વર્તમાનપત્રમાં શ્રી. ટોડરમલભાઇના અકાળ અવસાનના સમાચાર વાંચી અમે ઘણાં જ દિલગીર થયાં છીએ. અમોએ વડોદરા આવ્યાં ત્યારે તેમની માંદગીના સમાચાર સાંભળ્યા હતા અને તમો બધાં તબિયત સુધારવા સારુ અમદાવાદ ગયાં હતાં તે પણ સાંભળ્યું હતું. પરંતુ તે વખતે અને ત્યારપછી અમોને કલ્પના ન હતી કે તેમનું આ રીતે અકાળે અવસાન થશે. પણ પ્રભુની મરજી આગળ આપણો કોઈ ઈલાજ નથી. તેમના સદ્દગુણ અને સદ્દભાવ અમોને હંમેશ યાદ રહેશે અને તેમની ખોટ પૂરી શકાશે નહિ. પ્રભુની ઇચ્છા બળવાન છે અને આપણે તો તેની ઇચ્છાને શરણ થયા સિવાય છૂટકો નથી.

પ્રભુ સદ્દગતના આત્માને શાંતિ અર્પે તેવી પ્રાર્થના કરીએ છીએ. (ન્યૂ દિલ્હી)

એ જ લિ.

**નટવારલાલ હરિલાલ ભગવતી**

ના જયશ્રીકૃષ્ણ

[ ૮૩ ]

આજે વર્તમાનપત્રોમાં વાંચ્યું અને આપનો શોકજનક પત્ર પણ મળ્યો. તે પરથી મારા પરમ સ્નેહી મિત્ર શ્રી. ટોડરમલ ચિમનલાલ તા. ૧૭–૧૦–૫૩ ને રોજ શ્રીહરિશરણ થયા એ સમાચાર વાંચી મને અત્યંત શોક થયો છે. આપ તેમનાં ધર્મપત્ની હોઈ આપને જે આઘાત થાય તે હું સમજી શકું છું, પરંતુ ઈશ્વરેચ્છા પાસે આપણો, ક્ષુલ્લક માનવજીવોનો કશો ઉપાય નથી એ ધ્યાનમાં રાખી, આ ઘટનાને તાત્ત્વિક દૃષ્ટિએ જોશો અને મારું આશ્વાસન સ્વીકારશો.

સ્વર્ગસ્થ ભાઈશ્રી ટોડરમલ ખરેખર ખાનદાન કુટુંબના પુત્ર હોઈ, ખાનદાનીની જીવંત મૂર્તિ સમાન હતા. તેમની સાથના મારા ટૂંક પરિચયમાં તેમની નમ્રતા, વિનયશીલતા, ઉદારતા વગેરે જોઇ તેમના પ્રત્યેનું મારું માન વધ્યું હતું. ઈશ્વર તેમના અમર આત્માને શાંતિ આપે એ અભ્યર્થના.

લિ. સેવક

**જદુરાય ડી. ખંધડિયા**

[ ૮૪ ]

વિ. આપના તરફથી કાગળ મળ્યો. શેઠ ટોડરમલભાઇના હરિશરણ થયાના સમાચાર જાણી ઘણું દુઃખ થયું. પ્રભુને ગમ્યું તે ખરું. તેમાં આપણું ચાલતું નથી.

પ્રભુ તેમના આત્માને શાંતિ આપો તેવી પ્રાર્થના. (અમદાવાદ)

લિ.

**શેઠ ત્રીકમલાલ ગિરધરલાલ**

[ ૮૫ ]

Extremely Regret, Seth Todarma'ls sad demise. Aceept hearty Condolences.

Govinddas Maneklal

[ ૮૬ ]

Extremely grieved to learn sad news. God will console Babuben. Hearty Condolences from my whole family. Coming shortly. (ધંધુકા)

Jinubhai

[ ૮૭ ]

વિ. લખવા વિનંતિ કે આજરોજ પેપરમાં શ્રી. શેઠ ટોડરમલભાઇના દુઃખદ અવસાન થયાના સમાચાર વાંચી અમો બધા ઘણા જ દિલગીર થયા છીએ. તેમની આ છેલ્લી બીમારી જીવલેણની હતી. શ્રી. ટોડરમલ શેઠનો માયાળુ સ્વભાવ, લાગણી, પ્રેમ વગેરે વીસરી શકાય તેમ નથી. અમારા તરફનો સ્નેહ અને વધતા સંબંધને અમે ભૂલી શકીએ તેમ નથી. આટલી નાની ઉમરમાં આ બનાવ બન્યો તે ઘણું ખેદજનક છે. પરંતુ ભાવિ પ્રબળ છે. કુદરતના ઘર આગળ આપણો ઇલાજ નથી. જે કાળે જે બનવાનું હોય તે બને જ છે તેમાં કાંઇ મિથ્યા થતું નથી. માટે તમો બધા હિંમત રાખી ઘરમાં સર્વને આશ્વાસન આપશો. પરમકૃપાળુ પરમાત્મા તેમના આત્માને શાંતિ આપે, એ જ પ્રાર્થના. આપ સર્વ કુટુંબીજનોને અમારા વતી આશ્વસન આપશો.

(અમદાવાદ) લિ.

**ભાઇચંદ અમૂલખ એન્ડ કું.**

[ ૮૮ ]

Very much grieved to learn sad demise of Sheth Saheb. (Ahmedabad)

Zaveri Natverlal Chimanlal

[ ૮૯ ]

વિ. દશેરાના દિવસે શેઠશ્રી ટોડરમલ પહોંચી ગયાના દુઃખદ સમાચાર આજના સંદેશ પેપરમાં વાંચી ચિત્તને ઘણું જ દુઃખ થયું. તેમના જેવા ગર્ભશ્રીમંત નિરભિમાની આ કાલમાં ઘણા જ વિરલ પુરુષ હોય છે. તેની સાથે વૈષ્ણવતા તેમની આદર્શરૂપ હતી. શ્રીદ્વારકાધીશની સેવાના ખરડા સારુ અમદાવાદમાં મારે તેમને લઈને શેઠિયાઓ પાસે ભરાવવા જવું હતું ત્યારે મેં સહજ વાત કરી કે મારી સાથે કોઈ છાપ પડે તેવો વૈષ્ણવ આવર્નાર નથી ત્યારે તેમણે ઉત્સાહભેર આવવાની હા પાડીને સાથે એચાર જગ્યાએ મારે લઈ જવા હતા ત્યાં હર્ષભેર વખતસર આવીને સમયનો ભોગ આપી સારી ટહેલ બજાવી છે. વધારે શું લખું ? તમે સમજુ છો. પ્રભુની વસ્તુ હતી તે પ્રભુ પાસે ગઈ, જેનું અહીં સુગંધીમય જીવન નમૂનારૂપ હતું. ધીરજ ધરી પ્રભુસેવા ગુરુસેવા સ્મરણમાં વિશેષ ચિત્ત રાખી દિવસ નિર્ગમન કરશો. તે તો લીલામાં જ ગયા છે.

અહીં ક્લેશ કરીએ તો તે દિવ્યાત્માને દુઃખ પહોંચે માટે પાછળ જેટલું બને તેટલું સત્કર્મ નામસ્મરણ કરશો.

લિ.

ચુનીલાલ ગુલાબીદાસ

[ ૯૦ ]

મુરબ્બી શ્રી. ટોડરમલ શેઠના દુઃખદ અવસાનના સમાચાર વર્તમાન પત્રોમાં વાંચી અમને સૌને અત્યંત આઘાત લાગ્યો છે.

સુ. શ્રી. ટોડરમલ શેઠ પરમ ભગવદીય હતા અને તેમના નિખાલસ અને સરળ સ્વભાવને લીધે તેઓ આ સંસારમાં મીઠી સૌરભ મૂકતા ગયા છે.

પરમાત્મા તેમને શાન્તિ અર્પો.

સુ. ગોવિન્દલાલ ભટ્ટને પણ તેમના પરમ સ્નેહીના અવસાનની ખોટ સાલશે; પરંતુ પ્રભુની ઇચ્છા આગળ આપણું કંઇ ચાલતું નથી.

લિ. જયન્ત શાસ્ત્રી

ના પ્રણામ

[ ૯૧ ]

Very much grieved with sad news. Dwarkadhish console pious soul.

(Kankroli) Vitthalnathji

[ ૯૨ ]

Read. Deeply grieved with sad news. Lost man who was quiet Devotee to this Place. Dwarkadhish console his pious soul.

(Kankroli) Vrajbhushanji

★

# ગો. વા. શ્રી. ટોડરમલ શેઠનું વંશવૃક્ષ



# સર્વોત્તમ સ્તોત્રનો સંકલ્પ

ગો. વા. મોતીલાલ શેઠ

॥ श्रीः ॥

ॐ मम आत्मनः पुराणोक्तफलप्राप्त्यर्थं ब्राह्मणद्वारया प्रतिदिनं पंचत्रिंशत्संख्याकसर्वोत्तमस्तोत्रपाठाख्यं कर्म करिष्ये। तदंगं ब्राह्मणवरणं करिष्ये।

कौशिकगोत्रं कौशिक उद्दालक देवरातेति त्रिप्रवरान्वितं यजुर्वेदस्य माध्यंदिनशाखाध्यायिनं ब्राह्मणं प्रतिदिनं पंचत्रिंशत्संख्याकसर्वोत्तमस्तोत्रपाठकर्तारं त्वामहं वृणे। वृतोऽस्मि। कर्म करिष्यामि। ब्राह्मणे गंधाः पान्तु। भारद्वाजगोत्रः मोतीलालनामा यजमानः

| | |
|---|---|
| जातुकरणगोत्र | पाराशरगोत्र |
| वसिष्ठ | वसिष्ठ |
| इन्द्रप्रमद्वा | साकनीय |
| भरद्वसु | पाराशर |

# શ્રી ચિમનલાલ શેઠનું પ્રથમ વૈષ્ણવ પરિષદમાં સ્વાગતપ્રમુખ તરીકેનું ભાષણ

તા. ૧૪-૭-૧૯૦૬



પ્રિય વૈષ્ણવ બંધુઓ,

આજે આપણી પરિષદમાં ગોસ્વામી શ્રી પુરુષોત્તમલાલજી મહારાજે કૃપા કરી પધારીને તથા આપણા કાર્ય તરફ દિલસોજી બતાવી અનુગ્રહ કર્યો છે તે બદલ તેઓશ્રીનો આપણે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. તેમજ પ્રિય બંધુઓ, આપે પણ અત્રે પધારી અમને જે માન અને આનંદ આપ્યાં છે, તે માટે અત્રે સર્વ વૈષ્ણવો તરફથી આપ સર્વનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

## પરિષદ્‌ની સ્થાપનાનો વિચાર કેવી રીતે થયો ?

કેટલાએક સમય પર શ્રી પોરબંદર નિવાસી ગોસ્વામી શ્રી જીવણલાલજી મહારાજ અત્રે પધાર્યા હતા. આપ જાણો છો તેમ તેઓ વિદ્યાવ્યસની છે તેમજ ઉપદેશ દ્વારા આપણા પર અનુગ્રહ કરી પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે કરે છે. તેઓશ્રી આપણા સંપ્રદાયની આધુનિક અવનતિ બદલ ઘણી લાગણી ધરાવતા હોવાથી તેઓશ્રીએ અત્રેના કેટલાએક ગૃહસ્થોને બોલાવી, એવી ઇચ્છા જણાવી કે હાલમાં આપણા સંપ્રદાયનું કંઈ પણ જ્ઞાન શિષ્યવર્ગમાં ન હોવાથી થોડાંક એવાં પુસ્તકો તૈયાર કરવાં, કે જે છેક અલ્પ વયનાં બાળકથી તે પુખ્ત વયનાં માણસ સુધીને ઉપયોગી થઈ પડે. તે ઉપરથી મેં તેઓશ્રીને વિનંતિ કરી કે આ કાર્યમાં સલાહ લેવા માટે મારા મિત્ર શાસ્ત્રી મગનભાઈ તથા રા. બા. લલ્લુભાઈ પ્રાણજીવનદાસ પારેખ કે જેઓ આપણા સંપ્રદાયનું ઘણું ઊંચું જ્ઞાન ધરાવે છે તેમજ જેઓ પુષ્ટિમાર્ગની ઉન્નતિ બદલ પોતે હંમેશાં દૃઢ પ્રયાસ કર્યા કરે છે તેઓને બોલાવવા. તે પ્રમાણે તેઓને બોલાવવામાં આવ્યા અને એવો નિર્ણય થયો કે, આપણા સંપ્રદાયના સિદ્ધાન્તોનું રહસ્ય સારી રીતે બતાવે એવાં ત્રણ પુસ્તકો તૈયાર કરવાં. તે એવી રીતે કે કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ, એવા ક્રમવાર અધિકારીને ઉપયોગી થઈ પડે. પ્રથમ પુસ્તક બાળકો સ્ત્રીઓ અને અજ્ઞાન વર્ગને માટે, બીજું પુસ્તક સાધારણ કેળવાયેલા વર્ગને માટે, ત્રીજું પુસ્તક સારું જ્ઞાન ધરાવનાર ઉત્તમ અધિકારી માટે; એ ક્રમ પ્રમાણે પુસ્તકો તૈયાર કરવાનું કામ શાસ્ત્રી મગનભાઈને સોંપેલું છે ને તે કામ તેમણે સમાપ્ત કર્યે સદરહુ પુસ્તકો શ્રી મહારાજ તથા રા. બા. લલ્લુભાઈ આદિ વિદ્વાનો પર તેમની પસંદગી માટે મોકલી અનુમતિ મેળવી છપાવી બહાર પાડવાનો નિર્ણય થયો છે. એ પ્રમાણે એ કાર્ય સમાપ્ત થયા પછી મહારાજશ્રીએ બધાને એવી આજ્ઞા કરી કે, જેવી રીતે આચાર્ય વર્ગનો ઉપદેશ આપવાનો ધર્મ છે તેજ રીતે શિષ્યવર્ગમાંના કેળવાયેલા વર્ગનો પણ ધર્મ છે કે તેઓએ પોતાના માર્ગની ઉન્નતિ કરવા બદલ યોગ્ય પ્રયાસ કરવો. તે ઉપરથી સર્વનો એવો વિચાર થયો કે આ કારણ ઘણું મહત્ત્વનું હોવાને લીધે તે ચિરસ્થાયી રહે એવી યોજના કરવાનું ઇષ્ટ જણાવાથી હાલ જુદાં જુદાં સ્થળોના કેળવાયેલા આગેવાન વૈષ્ણવ સદ્‌ગૃહસ્થોની એક નાની પરિષદ ભરી સંપ્રદાયની ઉન્નતિ બદલ શી શી યોજના કરવી તે બદલ વિચાર કરી કાર્યારંભ કરવો અને તે ઉપરથી રા. બા. લલ્લુભાઈએ એવી સૂચના કરી કે એવી પરિષદ પ્રથમ અત્રે જ ભરવી; ને તે બદલ યોગ્ય તજવીજ કરવા મને ફરમાવ્યું.

### કેળવાયેલો વર્ગ બીજાઓને દોરનાર છે.

પ્રિય બંધુઓ, હવે આ પરથી સ્પષ્ટ સમજાયું હશે કે, આ પરિષદ તે માત્ર આપણા સંપ્રદાયની ઉન્નતિ બદલ ઉપાયો સૂચવનારી છે. પ્રિય બંધુઓ, હમેશાં કેળવાયેલો વર્ગ જાગ્રત થાય તો તે વર્ગ બીજાઓને સારે માર્ગે દોરાવનાર થાય છે, એવો સ્વાભાવિક ક્રમ હોવાથી જ આ પરિષદમાં માત્ર થોડા-એક બંધુઓને આમંત્રણ કરવામાં આવ્યાં છે; તે પરથી એમ ન સમજવું કે બીજા વૈષ્ણવોનો કંઈક ઓછો હક છે અને જે વૈષ્ણવ બંધુઓને આમંત્રણ કરવાનું અમારાથી ઉપરનાં કારણોને લીધે ન બની શક્યું હોય તેમની ક્ષમા માગી અંતઃકરણપૂર્વક જાહેર કરીએ છીએ કે, આ કાર્યમાં સર્વ વૈષ્ણવ માત્રનો સંપૂર્ણ હક્ક છે અને આ કાર્યને વિજયી કરવામાં સંપૂર્ણ યત્ન કરવો એ તેમની ફરજ છે.

### ઉપદેશના અભાવથી વૈષ્ણવોનું અજ્ઞાન

પ્રિય બંધુઓ, આ માર્ગના સિદ્ધાન્તો કેવા સશાસ્ત્ર, સરળ, અને સુબોધ આપી આનંદ આપનારા છે એ વિશે મારા મિત્ર શ્રી. શાસ્ત્રી આપની પાસે સારી રીતે વિવેચન કરનાર છે. પરંતુ ખેદની વાત એ છે કે, આપણા ગુરુવર્ગ તરફના ઉપદેશની પણ ખામી છે, તેમજ આપણામાંના કેળવાયેલા વર્ગે પણ તે જાણવાનો કોઈ પણ રીતે પ્રયાસ કર્યો નથી. અને આ વિષયમાં વૈષ્ણવો એટલા બધા અજ્ઞાન રહ્યા છે કે તેઓ શ્રીમદ્ વલ્લભાચાર્યજી કોણ હતા અને તેમનો શો સિદ્ધાન્ત છે તે પણ જાણતા નથી.

### વૈષ્ણવ સંપ્રદાય એટલે મોજશોખનો રસ્તો!

વેદાંત એટલે શંકરાચાર્યનું જ અને આ માર્ગ એટલે મોજશોખ મારવાનો રસ્તો! આવા ક્ષુલ્લક વિચારો કંઈ પણ જાણ્યા સિવાય કે જાણવાનો પ્રયાસ કર્યા સિવાય કેળવાયેલા વર્ગ તરફથી ધારણ કરવામાં આવે તો એના જેવી ખેદની વાત બીજી કઈ કહેવાય? ખેર, જે થયું તે થયું, પરંતુ પ્રિય બંધુઓ, હવે આ કર્તવ્યકર્મ કરવામાં આળસ છોડી દઈ જાગ્રત થાઓ, સિદ્ધાન્તોનો અભ્યાસ કરો, અને તેના રહસ્યનું સંપૂર્ણ જ્ઞાન મેળવો. પછી આપને યોગ્ય લાગે તે વિચારો ભલે કરો.

### અન્ય ધર્મની લાગણી ન દુખાય એવી સંભાળ રાખવાની અરજ

બંધુઓ, મેં આપનો ઘણો અમૂલ્ય વખત રોક્યો તે બદલ ક્ષમા માગું છું. અને માત્ર એક નમ્ર સૂચના કરી બેસવાની રજા માગું છું. આવી ધાર્મિક પરિષદોને યોગ્ય રીતે ચલાવવામાં આવે તો એકમેકને મળવાથી સંપમાં વૃદ્ધિ કરી તેઓ ઘણાં ઘણાં ઉપયોગી કાર્યો કરી શકે છે; પરંતુ એમાં ખાસ લક્ષમાં રાખવા જેવું એટલું જ છે કે, અન્ય ધર્માનુયાયીની કોઈ પણ રીતે લાગણી સહેજ પણ દુખાય એવું કંઈ પણ વર્તન કરવું નહિ. અને "सर्वम् खलु इदं ब्रह्म" એ વેદ વાક્ય લક્ષમાં રાખીને કાર્ય કરવું; નહિ તો આ કુસંપના આશ્રયરૂપી કંગાળ હિંદમાં કુસંપમાં વૃદ્ધિ થવાથી લાભને બદલે હાનિ થવાથી ઘણું શોચનીય થાય. માટે સર્વને મારી વિનંતિ છે કે આ સભાના અધ્યક્ષની આજ્ઞામાં રહીને કોઈની લાગણી દુઃખાય નહિ અને શાંતિથી ઉત્સાહપૂર્વક કાર્ય પાર પડે એવી રીતે આપણે વર્તવું છેવટે અત્રે બિરાજેલા મહારાજશ્રીને એવી યાચના કરું છું કે તેઓશ્રી કૃપા કરી આશિષ આપે કે આપણું આરંભેલું કાર્ય નિર્વિઘ્ને પાર પડે.



# ખ્યાતિવાદ



ભારતનાં તત્ત્વદર્શનોમાં ખ્યાતિવાદ એ એક અગત્યનો ભાગ છે. હિંદનાં જુદાં જુદાં વેદાંતશાસ્ત્રોએ આ વાદ પોતપોતાના સિદ્ધાંતાનુસાર ચર્ચ્યો છે જેનું પરિણામ એ આવ્યું છે કે આ વિષયમાં અનેક મતો ઊભા થયા છે; જેવા કે (૧) બુદ્ધના યોગકર મતનો 'આત્મખ્યાતિવાદ,' (૨) બુદ્ધની માધ્યમિક શાખાનો 'અસતખ્યાતિવાદ,' (૩) મીમાંસકોના ભાટ્ટ મતનો 'વિપરીતખ્યાતિવાદ,' (૪) મીમાંસકોના પ્રભાકર મતનો 'અખ્યાતિવાદ,' (૫) ન્યાયશાસ્ત્રનો 'અન્યથાખ્યાતિવાદ,' (૬) સાંખ્યોનો 'સદસત્ખ્યાતિવાદ,' (૭) શાંકરોનો 'અનિર્વચનીય ખ્યાતિવાદ,' (૮) રામાનુજોનો 'અખ્યાતિવાદ અથવા સત્ખ્યાતિવાદ' (૯) માધ્વોનો 'અન્યથાખ્યાતિવાદ' વગેરે વગેરે. આ લઘુ નિબંધનો હેતુ શ્રીમદ્દ્વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત મતમાં તેઓશ્રીનું આ ખ્યાતિવિવાદમાં શું કહેવું છે તે સંક્ષેપમાં નિરૂપણ કરવાનો છે.

શ્રીવલ્લભાચાર્યના મતમાં જગત સત્ય છે અને બ્રહ્મના સત્ તત્ત્વમાંથી તે બન્યું છે, અને તેથી તેમાં ભ્રમ થવા સંભવ નથી. પણ ભ્રમ (એ જગતનો સામાન્ય ક્રમ છે) એ જગતમાં સામાન્ય વસ્તુ બતાવે છે. અને તેથી જગતના સત્યત્વને હાનિ ન આવવા છતાં (જગતનું સત્યત્વ અબાધિત રહેતાં) ભ્રમ કેમ થાય તે બતાવવું આવશ્યક છે. શુદ્ધાદ્વૈત વેદાંતમાં જગત અને સંસાર એ બે ભિન્ન છે. જગત સત્ય છે, સંસાર અસત્ય છે, કારણ સંસાર અજ્ઞાનજન્ય છે. સંસાર અહંતા મમતાથી બનેલો છે અને તેનો, ખરું જ્ઞાન થતાં, નાશ થઈ શકે છે. બ્રહ્મમાં અનેક દૈવી શક્તિઓ રહેલી છે અને તેણે જગતને રમણ માટે પોતાનામાંથી બનાવ્યું છે. બ્રહ્મમાંની અનેક દૈવી શક્તિઓ પૈકી માયા પણ એક શક્તિ છે, જે માયા શક્તિ સર્વ વખતે અને સર્વ સ્થલે બધું જ થવાને શક્તિમતી છે. માયાનું એક કાર્ય વ્યામોહિકા માયા છે જે મુખ્યત્વે આ જગતમાં ભ્રાન્તિ ઉત્પન્ન કરે છે.

આ ભ્રમ યા ભ્રાન્તિનું સુંદર દૃષ્ટાન્ત, રજત યા ચાંદીમાં છીપની ભ્રાન્તિ થવી તે પૂરું પાડે છે.

શુદ્ધાદ્વૈત સંપ્રદાયમાં (માયાના) ભ્રમના બે પ્રકારો છેઃ (૧) નિરુપાધિક અને (૨) સોપાધિક. પ્રથમ ભેદ નિરુપાધિકનું ઉદાહરણ છીપમાં રજતની ભ્રાન્તિ થવી તે છે, જ્યારે સોપાધિકનું ઉદાહરણ ઘટને ફરતો માનવો તે છે.

પ્રત્યક્ષમાં ઘટ અથવા છીપ એ વસ્તુ ચક્ષુ સાથે સંબંધ ધરાવે છે, જે ચક્ષુ ઇન્દ્રિય આ વિષયમાં કામ કરે છે. જ્યાંસુધી ચક્ષુ અને પદાર્થનો સંબંધ હોય છે ત્યાંસુધી તો કાંઈ પણ ભ્રમ વિના તે સત્ય વસ્તુ જોઈ શકાય છે; પણ જ્યારે માયારૂપી આવરણ અથવા ચક્ષુમાં કાંઈ દોષ અથવા પદાર્થ ચક્ષુઇંદ્રિય વચ્ચેનું લાંબું અંતર અથવા તે તે પદાર્થ જેવા બીજા પદાર્થો અગાઉ જોવામાં આવ્યા હોય અને તેને લીધે જે જૂના સંસ્કારો જન્મ્યા હોય તેનું પ્રાધાન્ય એવું કાંઈ વચમાં નડે છે ત્યારે ભ્રાન્તિ જન્મે છે, અને આ સ્થિતિમાં જે યથાર્થજ્ઞાન થવું જોઈએ તે ન થતાં ભ્રમાત્મક જ્ઞાન થાય છે. વસ્તુની સત્ય પ્રતીતિને માટે જેવી રીતે પદાર્થ અને ઇન્દ્રિયનો સન્નિકર્ષ આવશ્યક છે તેજ પ્રમાણે ભ્રમાત્મક જ્ઞાનને માટે પણ પદાર્થ અને ઇન્દ્રિયનો સન્નિકર્ષ જરૂરી છે. સત્યજ્ઞાનની માફક ભ્રમજ્ઞાનને માટે પણ પોતાના વિષયની (પદાર્થની) જરૂર હોય છે. રજત અને શુક્તિ–છીપની બાબતમાં એમ બને છે કે અસત્ વસ્તુ શુક્તિ યા છીપ તે જ

અયથાર્થ જ્ઞાનની બાબતમાં મનુષ્ય રજત કે જે શુકિત કરતાં જુદો પદાર્થ છે ને શુક્તિ કે જે ચક્ષુઇન્દ્રિયથી જોવાય છે અને રજતનું સામ્ય ધરાવે છે તેવા રજતને ભ્રમ યા અયથાર્થજ્ઞાનમાં મનુષ્ય જુએ છે. શુદ્ધાદ્વૈત સંપ્રદાય આથી 'અન્યખ્યાતિવાદ' ને સ્વીકારે છે. તદુપરાંત જેને સંપૂર્ણ જ્ઞાન છે અથવા તો જે સંપૂર્ણ યોગી લોકો છે તેઓ દરેક વસ્તુને દરેક સ્થળમાં જોઈ શકે છે અને તેથી તેઓનું જ્ઞાન હંમેશાં સત્ય હોય છે. અને તેથી તેમની બાબતમાં ભ્રમને સ્થાન નથી અને પરિણામે આવા મનુષ્યોની બાબતમાં 'અખ્યાતિ' સ્વીકારવી આવશ્યક થઈ પડે છે.

ટૂંકમાં, શુદ્ધાદ્વૈત સંપ્રદાય ખ્યાતિવાદને લગતા બે સિદ્ધાંતો સ્વીકારે છેઃ–

(૧) બ્રહ્મજ્ઞ અને યોગીઓને માટેનો 'અખ્યાતિવાદ' અને (૨) સામાન્ય લોકોને માટેનો 'અન્યખ્યાતિવાદ.'

ઉપરના નિબંધમાં સંગૃહીત પ્રમાણો–

(૧) શ્રીમદ્વલ્લભાચાર્યની ભાગવત દ્વિતીય સ્કન્ધ અધ્યાય–૯ શ્લોક ૩૩ ઉપરની ટીકા

(૨) શ્રીપુરુષોત્તમજીનો 'ખ્યાતિવાદ'

(૩) બાલકૃષ્ણ ભટ્ટનો 'ખ્યાતિવિવેક'

ટોડરમલ

## પરિશિષ્ટ ૫

# કર્મ મીમાંસા



જગતના પ્રાણીમાત્રને પ્રાકતન કર્મો બંધનકારક છે કે કેમ, તથા જગતમાં મનુષ્યોને ઉચ્ચનીચ કર્મો કરતા જોઈએ છીએ, અનુભવીએ છીએ તથા સુખદુઃખ દશા તથા મનુષ્ય મનુષ્ય વચ્ચે જે અસમાનતા ભાસે છે તે માટે પ્રાકતન કર્મો જવાબદાર છે કે ઈશ્વર–જગન્નિયંતા–પરબ્રહ્મ જવાબદાર છે, અગર તો બીજું કાંઈ કારણ છે, તે વિચારણીય પ્રશ્ન છે.

જગતના મહાન તત્ત્વચિંતકોએ, ઋષિમુનિઓએ, દર્શનકારોએ, શાસ્ત્રપ્રણેતાઓએ, આચાર્યોએ આ વિષય સંબંધી જે જે વિચારો કર્યા છે તેનું ટૂંકમાં નિરીક્ષણ કરીએ.

મીમાંસકોનું મન્તવ્ય છે કે 'जीवकृतधर्माधर्मसापेक्ष एवेश्वरः कारयति'। જીવકૃત ધર્મ અધર્મની ઈશ્વર અપેક્ષા રાખે છે અને કર્મ કરાવે છે, નહિ તો શાસ્ત્રમાં દર્શાવેલા વિધિનિષેધો જેવા કે 'स्वर्गकामो यजेत' 'ब्राह्मणो न हन्तव्यः' નીરર્થક નીવડે છે. ઈશ્વર જ જો પ્રવર્તક અગર નિવર્તક હોય તો ઉપર બતાવેલા વિધિનિષેધો વ્યર્થ નીવડે, કારણ કે જીવાત્માને પોતાની સ્વેચ્છાથી કાંઈપણ કરવાનું ન હોવાથી તેને કાંઈપણ ઉપદેશની જરૂર નથી. વિધિનિષેધોને ધ્યાનમાં લઈ ઈશ્વર પ્રવર્તન નિવર્તન કરે છે. આપણે અનુભવમાં જોઈએ છીએ કે કોઈ જીવોની વિહિત માર્ગોમાં પ્રવૃત્તિ હોય છે, કોઈની નથી હોતી. આમ થવાનું પૂર્વપૂર્વનાં તેવાં તેવાં કર્મો નિમિત્ત હોય છે.

હવે જો પૂર્વ પૂર્વનાં કર્મો નિમિત્ત બને તો જેમ આ જીવો જે કર્મો કરે છે તેને માટે પૂર્વનાં કર્મો કારણભૂત છે તેમ પૂર્વના જીવોએ જે કર્મો કર્યાં તેને માટે તેનાં પૂર્વનાં કર્મો નિમિત્ત બને છે. પ્રવાહ એટલે જગતનો–સૃષ્ટિનો પ્રવાહ અનાદિ હોવાથી પૂર્વનાં કર્મ પ્રવૃત્તિ અને નિવૃત્તિ વગેરેનાં કારણ કલ્પી શકાય છે. અને તેથી જીવને અકૃતાભ્યાગમ થતો નથી, એટલે નહિ કરેલાં કર્મનાં ફલ ભોગવવા પડતાં નથી તેમજ જીવને ઉપસ્થિતહાનિ પણ નથી એટલે કરેલાં કર્મો નિષ્ફલ નીવડતાં નથી.

આ વસ્તુસ્થિતિ અગર આ દલીલ માન્ય કરીએ

તો છેવટે અનીશ્વરવાદ પ્રાપ્ત થાય છે, બલ્કે ઈશ્વર જેવી કોઈ વસ્તુ જ નથી એ સિદ્ધાન્તમાં ઘસડાઈ જવાય છે. આમ હોય તો ઈશ્વરની આવશ્યકતા શી? પૂર્વનાં કર્મો જ ભવિષ્યને માટે ફલ આપવાને શક્તિમાન હોય તો પછી ઈશ્વરની આવશ્યકતા શા માટે? એ તો अजागलस्तनवत् એટલે બકરીના ગળે પાંચમો આંચળ જે નિરર્થક છે અર્થાત્ કહેવા પૂરતો બલ્કે શોભા પૂરતો છે તેમ ઈશ્વરની સત્તા ઉપરના સિદ્ધાંતમાં નામ પૂરતી જ છે. ઈશ્વરની સત્તા સ્વીકારાય છે, પણ अजागलस्तनवत्–ઈંગ્લાંડની પાર્લામેન્ટમાં રાજાની સત્તા જેમ નામશેષ છે તેવી સત્તાવાળો ઈશ્વર પણ થઈ જાય છે.

કર્મો જડ હોવાથી ફલસમર્પક થઈ શકતાં નથી અને તેના ફલસમર્પકતાના અસંભવને લીધે ઈશ્વરની સિદ્ધિ થાય. આમ કલ્પના કરીએ તોપણ બંધ બેસતી નથી, કારણ અન્યથાનુપપત્તિથી જે કલ્પના કરાય છે તે કર્મ જ ફલ આપી શકે એવું કલ્પવું જોઈએ તો જ ઉપપન્ન કહેવાય.

મીમાંસકો એટલે મીમાંસાશાસ્ત્રના પ્રણેતા શ્રીજૈમિનિ મુનિ છે. શ્રીમદ્વેદવ્યાસે પોતાના ત્રીજા શિષ્ય જૈમિનિને સામવેદ ભણાવ્યો. તેમની પાસેથી નિરીશ્વર વાદની સંભાવના ન જ હોઈ શકે. વાસ્તવિક રીતે મીમાંસાશાસ્ત્ર જૈમિનિએ લખ્યું, પણ તેના ટીકાકારોએ જુદા જુદા અર્થો કર્યા. મૂલ ટીકાકાર શબરસ્વામી કે જેણે શાબરભાષ્ય રચ્યું તેમણે મીમાંસાદર્શનને નિરીશ્વરવાદી કલ્પ્યું. બીજા મોટા ભાગના ટીકાકારો, જેવા કે કુમારિલ વગેરેએ શ્રીશબરસ્વામીનો જ મત સ્વીકાર્યો. પાર્થસારથિ મીમાંસક હોવા છતાં તે ઈશ્વરવાદમાં માનનાર છે.

હવે વેદાંતીઓ એનાથી આગળ જઈ એટલે માત્ર તર્કનો ઉપયોગ ન કરતાં ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો આગળ કરી મીમાંસકોને લગભગ મળતું જ મંતવ્ય રજૂ કરે છે.

તેઓ, શ્રીમદ્વેદવ્યાસના તત્ત્વસૂત્રમાં લખેલું છે કે, 'कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः' એ સૂત્ર રજૂ કરી સિદ્ધ કરવા માગે છે. ઉપરના સૂત્રનો એ અર્થ કહે છે કે 'વિહિત અને પ્રતિષિદ્ધ એટલે વિહિત કર્મ યાગ વગેરે અને નિષિદ્ધ કર્મ બ્રાહ્મણહનન વગેરે વ્યર્થ ન થાય તે માટે ઈશ્વર જીવો પાસેથી પ્રયત્નની અપેક્ષા રાખે છે.'

આ સૂત્ર ઘણું અગત્યનું છે અને તે કેવલ તર્ક નથી કિન્તુ ધર્મશાસ્ત્રનો મુખ્ય પુરાવો સચોટ દલીલ-રૂપે છે જેની સામે ધર્મશાસ્ત્રોને માન્ય કરનારા તત્ત્વચિંતકો આને સહેલાઈથી કાઢી નાંખી શકે નહિ તેમ અપ્રમાણ પણ કહી શકે નહિ.

આ સૂત્રનો અર્થ સામાન્ય દૃષ્ટિએ જોઈએ તો ઉપર મુજબ જ થતો દેખાય છે, પણ જરા ઊંડાણથી તપાસીએ તો તેવો નથી.

કોઈપણ શબ્દ, વાક્ય, સૂત્ર વગેરેનો અર્થ કરતાં પહેલાં પ્રથમ છ બાબતો તપાસવી જોઈએ અને તે છ બાબતોથી બંધબેસતો અર્થ આવે તો જ તે અર્થ ઉપપન્ન કહેવાય. ધર્મશાસ્ત્રોનાં વાક્યોના અર્થ બરાબર ઘટાવવા માટે તો એ છ બાબતો તપાસવાની ખાસ આવશ્યકતા છે. તે છ બાબતો આ પ્રમાણે છે:

'उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वताफलम् ।
अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्यनिर्णये ॥
'वाचस्पतिमिश्र'

એ છ બાબતોથી વિચાર કરતાં તે સૂત્રનો અર્થ વેદાંતીઓ જેમ કરે છે તેમ થતો નથી.

શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તના આચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્ય તથા તત્પુત્ર શ્રી વિઠ્ઠલનાથજી તે સૂત્રનો અર્થ ઉપર્યુક્ત મીમાંસાન્યાયે તપાસતાં બંધ બેસતો નથી અને અને વેદાંતીઓ જે અર્થ કરે છે તે અયોગ્ય છે તેમ સિદ્ધ કરે છે.

શ્રીવલ્લભાચાર્યનું મંતવ્ય એવું છે કે વ્યાસસૂત્ર બરાબર છે, પણ તેનો જે અર્થ થવો જોઈએ તે થતો નથી, કારણ શાંકરમતાનુસાર પ્રમાણત્રય અથવા શ્રીવલ્લભાચાર્યમતાનુસાર પ્રમાણચતુષ્ટયનો આધાર લેતાં તથા શ્રુતિઓ વગેરેનો પૂર્વાપર સંબંધ લેતાં અર્થ બંધ બેસવો જોઈએ.

પૂર્વોક્ત ન્યાયથી 'परात्तु तच्छ्रुतेः' એટલે 'તે પરથી છે શ્રુતિને લીધે.' પરથી એટલે પરબ્રહ્મથી જ

બધું છે અને ભગવાન જ જીવ પાસે કર્મ કરાવે છે એમ સિદ્ધ થાય છે, અર્થાત્ ઇશ્વિરથી જ કર્તૃત્વ છે એમ નિરૂપણુ કરાય તો પછી ઉપરના સૂત્રમાં જે બતાવ્યું કે 'વિધિ નિષેધ વ્યર્થ ન જાય તે માટે ઇશ્વિર જીવ પાસે પ્રયત્નની અપેક્ષા રાખે છે' તેનું વૈયર્થ્ય પુરવાર થાય છે.

કદાચ એમ સમાધાન કરાય કે ઇશ્વિર સાક્ષાત્ કોઈને પ્રવર્તન અગર નિવર્તન કરતા નથી પણુ તેમની દ્વારા એટલે વિધિ નિષેધ દ્વારા જ એમ કરે છે તોપણુ તે સમાધાન ઉપપન્ન અર્થાત્ બંધબેસતું નથી, કારણુ જો એમ હોય તો કોઈ પણુ જીવ અયોગ્ય કાર્ય-અધર્મ કાર્ય કરે જ નહિ, બધા જ સન્માર્ગ તરફ જ વળે, અને વળી વિધિનિષેધ હોવા છતાં ચાલુ વ્યવહારમાં અપ્રવૃત્તિ અને અનિવૃત્તિ જોવામાં આવે છે એટલે જીવ સારું કામ જાણુવા છતાં તેમાં અપ્રવૃત્તિ રાખે છે એટલે સારું કામ કરવા પ્રેરાતો જોવામાં આવતો નથી તથા ખરાબ કામ જાણુવા છતાં તેમાં અનિવૃત્તિ રાખે છે એટલે તેમાંથી નિવૃત્ત થતો જોવામાં આવતો નથી, બલ્કે તેમ કરતાં પાછો વળતો નથી. આ તો સામાન્ય અનુભવની વાત છે, અને જો આમ જ હોય તો વિધિનિષેધનું વૈયર્થ્ય આવી જાય છે.

હવે કદાચ વિધિનિષેધ હોવા છતાં અપ્રવૃત્તિ અને અનિવૃત્તિ જોવામાં આવે છે તેની ઉપપત્તિ માટે એટલે તેને બંધ બેસતું કરવા માટે પૂર્વ પૂર્વની કલ્પના લગાડીએ અગર ઘટાવીએ, કારણુ પ્રવાહ અનાદિ છે. પરંતુ તે કલ્પના પણુ અયુક્ત છે, કારણુ પૂર્વ પૂર્વના કર્મોથી જ અર્થાત્ કેવલ પ્રાક્તન કર્મોથી જ પ્રવૃત્તિ નિવૃત્તિ છે તો વિધિનિષેધ વ્યર્થ જાય છે.

પ્રાક્તન કર્મોની કલ્પના અગર દલીલ ધરાવવા માટે તથા વિધિનિષેધની પણુ સત્યતા ધરાવવા માટે બીજો સંશય ઊભો થાય છે. વિધિનિષેધ લખનારા અગર ઘડનારા શાસ્ત્રકારોએ, ઋષિમુનિઓએ પણુ તેમના પ્રાક્તન કર્માનુસાર જ શાસ્ત્રો લખ્યાં હશે અને તેમ હોય તો તેમાં પણુ ન્યૂનાધિકપણું સંભવી શકે, એ શાસ્ત્રો પ્રામાણિક કેમ ગણાય? અગર, શાસ્ત્ર અગર વેદ પણુ જો વ્યવસ્થા ન જાળવી શકે નિષ્ફલ ગણાય, તેથી અપ્રામાણિક બની જાય છે.

વારુ, એ શાસ્ત્રો જો પ્રામાણિક નથી તો યજ્ઞ યાગાદિ જે કરાય છે તે માત્ર અન્ધપરમ્પરા જ કહેવાય, અર્થાત્ આપણા પૂર્વજો તેમ કરતા આ માટે આપણે કરીએ છીએ. આમ માનીએ એટ પ્રામાણિકત્વના અભાવથી યાગાદિકરણુ અંધપરમ્ થઈ જાય અને ધર્મત્વની હાનિ થાય, કારણુ વિ કર્મ કરે તે ધર્મ, એટલે શાસ્ત્રનિર્દિષ્ટ આજ્ઞા. ગીતા કહ્યું છે કે 'तस्माच्छास्त्रं प्रमाणं ते ... ' પરંતુ વિધિ જ નિરર્થક હોય તો ધર્મ ક્યાં રહે? તે પ્રમાણે અધર્મની પણુ હાનિ થાય, કારણુ કે નિષિ કર્મમાંથી નિવૃત્ત ન રહે તે અધર્મ, પરંતુ નિષેધ નિરર્થક હોય તો અધર્મ ક્યાં રહે?

વિધિ અને નિષેધ નિરર્થક ગણીએ તો ફલોદ્દેશને અભાવ થાય છે, એટલે જીવ કર્મ કરે ત્યારે તે ફલની ઇચ્છા કરી શકે નહિ.

ફલોદ્દેશના અભાવને લીધે ફલજનકત્વના નિર્વાહ-અપૂર્વની કલ્પના કરવાનું પ્રયોજન રહેતું નથી, એટલે ફલની ઇચ્છા વિના જો કર્મ કરવામાં આવે તો કર્મનું ફલ આપનાર અપૂર્વ એટલે ઇશ્વિર ભગવાનની કલ્પના કરવાની આવશ્યકતા રહેતી નથી; એટલે અપૂર્વ સંભવે જ નહિ.

કર્મ કર્યું તે તો નાશ પામે છે. દા. ત. માણુસ ચોરી કરવા જાય. તે ચોરી કરી રહે એટલે તે કર્મ તો નાશ પામ્યું. આવી રીતે સારું અગર નરસું કોઈ પણુ કાર્ય નાશ પામે છે.

અસ્તુ, હવે કર્મ નાશ પામે છે, અપૂર્વ જેવું કોઈ છે જ નહિ તે ઉપર પુરવાર કર્યું, તો પછી આવતાં કર્મમાં એટલે ભવિષ્યનાં કર્મ માટે પ્રવૃત્તિ કોણ કરાવે? આનો અર્થ એ થાય કે ભાવી કર્મમાં પ્રવૃત્તિ કરાવનાર કોઈ રહેતું નથી.

આમ તો મોટી ગૂંચ ઊભી થાય છે. ત્યારે આના સમાધાન માટે એમ કહેવું જોઈશે કે વિધ્યાદિ જ પ્રવર્તક તથા નિવર્તક છે અને મનુષ્ય જાણુતો હોવા

છતાં ધાર્મિક કાર્યમાં અપ્રવૃત્તિ અને અધાર્મિક કાર્યથી નિવૃત્તિ રાખે છે તેને માટે એમ જ માનવું ઠીક પડશે કે તે બધું વિચિત્ર ઈશ્વરેચ્છાથી જ છે. એટલે વિધિ, નિષેધ અને ઈશ્વરેચ્છા ત્રણેને પ્રવૃત્તિ અને નિવૃત્તિના કારણરૂપ માનવાં જોઈએ. આમ જો માનીએ એટલે ઈશ્વરેચ્છા અનિવાર્ય છે. તો પછી કેવલ ઈશ્વરેચ્છા જ માનીએ તો શું ખોટું? કારણ વિધિ નિષેધમાં મનુષ્યની જાણવા છતાં અપ્રવૃત્તિ અને નિવૃત્તિ જોવામાં આવે છે ત્યારે ઈશ્વરેચ્છાના સબલ કારણ વિના તેનો નિસ્તાર નથી, તો પછી કેવલ ઈશ્વરેચ્છા જ માનવી વધુ યોગ્ય છે, જેથી તેમાં લાઘવ પણ જણાતું નથી.

પ્રવૃત્તિ અને નિવૃત્તિ ઈશ્વરેચ્છાથી જ થાય છે એમ માનવામાં યજ્ઞ વગેરે કરવામાં પૂર્વોક્ત અન્યપરમ્પરાનો દોષ પણ લાગતો નથી.

વળી, કેટલીક વખત આપણે કોઈ એક નાના બાલકની કે જેને કાંઈ સમજ પણ નથી તેની નૈસર્ગિકી ધર્મપ્રવૃત્તિ જોઈએ છીએ તેમજ અન્ય નાના બાલકની નૈસર્ગિકી પાપાચરણ પ્રત્યેની પ્રવૃત્તિ જોઇએ છીએ. હવે આ સ્થલે આ પ્રવૃત્તિનું શું કારણ માનીશું? બાલકને વિધિનિષેધનું જ્ઞાન સંભવતું નથી, તો પછી કેવલ ઈશ્વરેચ્છા જ માનવી પડશે.

આમ માનવાથી પણ નિસ્તાર નથી. વળી, બીજી શંકા ઉદ્‌ભવે છે, કારણ, ઈશ્વર જે કાર્ય કરાવે છે તે સ્વતંત્ર પુરુષાર્થ તરીકે કરાવતા નથી, પણ સ્વર્ગાદિ સાધવા માટે. અને એમ જ હોય તો પછી સ્વર્ગાદિરૂપી દાન આપવાને શું તે સમર્થ નથી? શા માટે તે સારાં નરસાં કર્મો કરાવી તેવું કરતા હશે? આમ માનીએ તો કર્મ કરાવ્યા વિના જ ભગવાન પોતે વિહિત અને નિષિદ્ધ કર્મનાં ફલ જીવોને આપવાને શક્તિમાન છે. એમ હોવાથી 'યજ્ઞ કરવો' 'બ્રાહ્મણને ન હણવો' વગેરે વિધિ અને નિષેધ વ્યર્થ થાય છે. અને અકૃતાભ્યાગમ દોષ લાગે એટલે જીવે નહિ કરેલાં કર્મનાં ફલ જીવને ભોગવવાં પડે. એના પરિહાર માટે તાદૃશ (તેવાં તેવાં) ફળનું દાન કરવા માટે તાદૃશ (તેવાં તેવાં) કર્મ ઈશ્વર કરાવે છે એમ માનીએ તો- પણ યોગ્ય નથી, કારણ જીવ સ્વતઃ અસમર્થ છે એટલે તેણે કરેલું પણ ન કર્યા બરાબર છે. અને જીવનું કરેલું વસ્તુતઃ કાંઈ જ ન હોય તો પછી અકૃતાભ્યાગમ દોષની સંભાવના જ નથી. અને અકૃતાભ્યાગમ દોષ ન હોય તો પછી તે દોષનું નિવારણ કરવા વિધિનિષેધની આવશ્યકતા છે એમ પણ કહેવાય નહિ. એટલે જીવકર્તૃકત્વ ઈશ્વરાધીન છે એ પણ ઉપપન્ન થતું નથી. સૂત્રકાર 'कृतप्रयत्नापेक्षस्तु' ઇત્યાદિ જે કહે છે તેનો અર્થ ઉપર કહ્યું તેમ બંધબેસતો નથી, માટે નીચે પ્રમાણે જો અર્થ લઈએ તો બંધ બેસે છે.

कृतप्रयत्नः એ સૂત્રમાં 'एकोऽहं बहु स्याम्' એટલે 'એક હું બહુ થાઉં' એ શ્રુતિ પ્રમાણે ભગવાને રમણની ઇચ્છા માટે જ અર્થાત્ ક્રીડાર્થ પ્રયત્ન કર્યો એટલે ક્રીડા તે મુખ્ય અને અન્ય સર્વ ઉપસર્જનીભૂત એટલે ગૌણ છે. ક્રીડા જ મુખ્ય છે અને ક્રીડા અર્થાત્ રમણ કરવું હોય તો રમણને માટે વિચિત્રતા હોવી જોઈએ તો જ ક્રીડા સંભવે. એટલે ક્રીડાની અપેક્ષાએ વિચિત્ર રસના અનુભવ માટે ભગવાને પોતે મર્યાદા કરી છે. મર્યાદા એટલે કાયદાઓ—નિયમો. કાયદાઓ એવા પ્રકારના કે જે આમ કરશે તેને હું આમ કરીશ.' એ પ્રકારની મર્યાદા પોતે ભગવાને ક્રીડાર્થ રચી.

વિશેષમાં શ્રીમદ્‌ભાગવતમાં 'स्वकृतसेतुपरीप्सया' તથા 'धर्मसेतूनां वक्ता कर्ताऽभिरक्षिता' ઇત્યાદિ વાક્યોથી ઉપરના અર્થને જ પુષ્ટિ મળે છે. એટલે ભગવાને કરેલી મર્યાદાના રક્ષણ માટે જ અને તે જણાવવા વેદ કર્યા. અને 'જીવોના ઉત્પાદન સમયે આ જીવને આ જ દેશમાં અને આ જ કાલમાં એણે કરેલી પ્રવૃત્તિ નિવૃત્તિવાળો કરીને એને આ જ ફલ આપીશ એમ તે તે પ્રત્યેક જીવનો આમોક્ષ એટલે મોક્ષ પર્યન્તનો વિચાર કર્યો અને તે જ પ્રકારે તેને અનુસરીને જીવો તે તે પ્રકારના થાય છે. આ પ્રકારનો ભગવાને સ્વક્રીડાને માટે જે પ્રયત્ન અથવા ઉદ્યમ કર્યો તેનું જ નામ અથવા તેનો જ અર્થ 'कृतप्रयत्नापेक्षस्तु' નો વાસ્તવિક થાય છે અને જીવોના વૈચિત્ર્ય આદિના કરવામાં જે પ્રયત્ન અથવા ઉદ્યમ કર્યો તેની અપેક્ષાવાળા અર્થાત્ તેને અધીન જ ભગવાન કર્મ કરાવે છે.'

'जीवोत्पादनसमय एवैनं जीवमस्मिन्देशेऽस्मिन्काले एतत्प्रयुक्तप्रवृत्तिनिवृत्तिमन्तं विधायैतदेतत्फलं दास्यामीत्यामोक्षं प्रतिजीवं विचारितवानिति तदनुसारेणैव ते तथा भवन्तीत्येवंप्रकारेण कृतो यः क्रीडार्थं प्रयत्न उद्यमो, जीवादिवैचित्र्यादिकरणे तदपेक्षस्तदधीन एव कारयति भगवान्'। કારણ કે એ પ્રમાણે માનીએ તો જ યાગાદિનું વિહિતપણું અને વિપ્રહનનાદિનું પ્રતિષિદ્ધપણું અને તેને લઈને સ્વર્ગ નરક પ્રાપ્ત થાય તેનું વૈયર્થ્ય અગર નિરર્થકપણું થતું નથી. બલ્કે ત્યારે જ વિહિત અને પ્રતિષિદ્ધ બંધ બેસે છે. અને ઈશ્વર એકલાને જ જો કારયિતા એટલે કર્તા માનીએ અને તે જ જો અન્ય રીતે જીવ પાસે કર્મ કરાવતા હોય અને ફલનું દાન કરતા હોય તો ઉપરના ન્યાયથી વિધિ નિષેધ વ્યર્થ થઈ પડે છે. ઉપરના સૂત્રમાં 'आदि' પદ છે તેથી, આ જ કારણુને લીધે કર્મ કરાવ્યા વિના ઈશ્વર ફલનું દાન કરતા નથી એમ સિદ્ધ થાય છે. અને તેથી જ જેનો ઉદ્ધાર કરવાની ઈચ્છા હોય અથવા જેનો અધઃપાત કરવાની ઇચ્છા હોય તેને તેવાં તેવાં કાર્યો કરાવવામાં ફલદાન કરવાની ઇચ્છા જ હેતુ છે એમ 'यमुन्निनीषत्यधोनिनीषति' શ્રુતિ કહે છે. શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં પણ કહ્યું છે કે 'साधनं च फलं चैव सर्वस्याह श्रुतिः स्फुटम्। न प्रवर्तयितुं शक्ता तथा चेन्नरको न हि'।

આના સમર્થનમાં શ્રીમદ્વલ્લભાચાર્ય અણુભાષ્યમાં એક સુંદર લૌકિક દૃષ્ટાંત રજૂ કરે છે. જેમ પુત્ર અગર પ્રયત્ન કરતા બાલકને તેની પાસે પદાર્થના ગુણદોષોનું આપણે વર્ણન કરીએ છીએ છતાં બાળકનો અભિનિવેશ એટલે તેની ઇચ્છા જેમાં જોવામાં આવે છે તે જ કાર્ય તેની પાસે કરાવીએ છીએ તેવી રીતે શ્રુતિમાં (૧) 'फलदानार्थं कर्मापेक्षाकथनात् फलदाने कर्मापेक्षः' એટલે ફલદાનમાં કર્મની અપેક્ષાનું કથન હોવાથી ફલદાનમાં કર્માપેક્ષ એટલે કર્મની અપેક્ષા અથવા જરૂર, (૨) कर्मकारणे जीवकृतप्रयत्नापेक्षः' કર્મ કરાવવામાં જીવકૃત પ્રયત્નાપેક્ષ એટલે જીવે કરેલા પ્રયત્નની જરૂર, (૩) 'प्रयत्ने तत्कामापेक्षः' પ્રયત્નમાં જીવ કામાપેક્ષ એટલે પ્રયત્નમાં જીવની કામનાની અપેક્ષા અથવા જરૂર, (૪) 'स्वर्गादिकामे च लोकप्रवाहापेक्षः' સ્વર્ગાદિ કામનામાં લોકપ્રવાહાપેક્ષ એટલે પ્રવાહની જરૂર કરાવે છે અને તેથી જ 'न ब्रह्मणो दोषगन्धोऽपि' બ્રહ્મને દોષની ગન્ધ પણ નથી. આમ માનવાથી અનીશ્વરતા પણ થતી નથી, કારણ મર્યાદામાર્ગ તે પ્રમાણે જ નિર્માણ થયેલો છે. શ્રીમહાપ્રભુજી–નિર્દિષ્ટ પુષ્ટિમાર્ગ આનાથી ભિન્ન નથી, અર્થાત્ બીજી રીતે પુષ્ટિમાર્ગનો જ સ્વીકાર થઈ જાય છે, કારણ આ પક્ષમાં એટલે પુષ્ટિમાર્ગમાં ઈશ્વરકૃત મર્યાદા જ હેતુ–મુખ્ય કારણ કહેલું હોવાથી અને મર્યાદા કરવામાં ક્રીડેચ્છા વિના હેતુનો અસમ્ભવ જ હોવાથી ઉપરનું જ તત્ત્વ સમાયેલું છે, તેથી છેવટે પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તનું જ સમર્થન થાય છે.

વળી, 'कृतप्रयत्नापेक्षस्तु'માં પ્રયત્ન શબ્દ છે તેનો અર્થ યૌગિક દૃષ્ટિએ અથવા ઊંડાણુથી વિચારીએ તો શો થાય છે? 'क्रियापूर्वकालीनात्मधर्मस्यैव प्रयत्नशब्दार्थः' પ્રયત્ન શબ્દનો અર્થ 'ક્રિયાથી પૂર્વકાલમાં થયેલો આત્માનો ધર્મ' થાય છે. પ્રયત્નનો અર્થ ધર્મ અગર અધર્મ સંભવતો નથી, કારણ પ્રયત્ન પ્રથમ થાય છે, પછી ક્રિયા થાય છે. ધર્મ અને અધર્મ શબ્દ ક્રિયાને જ માટે યોજાય છે, પરંતુ પ્રયત્ન તો ક્રિયા પહેલાં થાય છે એટલે પ્રયત્ન શબ્દનો અર્થ ધર્મ અગર અધર્મ બંધબેસતો નથી.

વળી, 'कृतप्रयत्नापेक्षस्तु'માં વિધિ અને નિષેધથી જ પ્રવૃત્તિ અને નિવૃત્તિ થાય છે એમ ઉપર દલીલ કરી તે ગ્રાહ્ય કરીએ તો યોગ્ય નથી, કારણ એ અર્થ લઈએ તો 'विधिनिषेधावैयर्थ्यादिभ्यः' એમ સૂત્રમાં લખ્યું હોત તો ઉપપન્ન ગણાત, પણ સૂત્રમાં તો 'विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः' એમ લખ્યું છે એટલે અગાઉ જણાવેલો અર્થ લેવો યોગ્ય જણાતો નથી.

વિહિત અને પ્રતિષિદ્ધનો અર્થ આ પ્રમાણે થાય છે. વિહિત અને પ્રતિષિદ્ધ બંને કાર્યનાં વિશેષણો બને છે જ્યારે વિધિ અને નિષેધનો અર્થ પ્રેરણા અને નિવારણ થાય છે એટલે વિશેષણ ન બનતાં આત્મ–ધર્મ થાય છે.

જૈનો, બૌદ્ધોનો સિદ્ધાંત નિરીશ્વરવાદ પર ઘડાયેલો છે. તે લોકો ઈશ્વર જેવી કોઈ સત્તાને સ્વીકારતા નથી;

વ્રજયાત્રામાં શ્રી યમુનાજીમાં નાવમાં બેસી દૂધ પધરાવતાં દંપતી



(આગલી હારમાં ડાબી બાજુથી) શ્રી ટોડરમલ શેઠ, સૂર્યબાળા, શ્રી કમળાબહેન. ઇંદુબહેન, ડાહીબા
(પાછલી હારમાં ડાબી બાજુથી) ભગવાન નોકર, ગોપાળ ચોબો, ગોપીનાથ ચોબો

બધું જ પ્રાક્તન કર્મોથી મનુષ્ય આ જન્મમાં કરે છે. આ તેમનો મત શરૂઆતમાં મીમાંસકોનો જે મત દર્શાવ્યો તેને લગભગ મળતો થાય છે. તે લોકો ખુલ્લે ખુલ્લું ઈશ્વરની સત્તાનો ઇન્કાર કરવા તત્પર નહિ હોય, પણ તેમની દલીલો તેવું પુરવાર કરવા શું બસ નથી? જૈનોના મત પ્રમાણે જો પ્રાક્તન કર્મો જ નિયામક હોય તો પછી આ જન્મમાં મનુષ્યને કાંઈપણ સ્વતંત્ર કરવાપણું રહેતું નથી. અને તેમ હોય તો મનુષ્યોએ ઉદ્યમશીલ પણ શા માટે થવું જોઈએ? અગાઉ જણાવ્યું તે મુજબ આ વાદને મીમાંસકોના વાદ સાથે લગભગ સામ્ય હોવાથી પૃથક્કરણની આવશ્યકતા નથી.

આ વિષય પ્રથમ દર્શને કદાચ સરલ લાગતો હશે, પણ ઉપરની ચર્ચા પરથી કેટલો ગહન છે તે સમજાશે. સુજ્ઞ વિદ્વાન વર્ગ આ ચર્ચાને કેવલ વિતણ્ડા નહિ માનતાં માત્ર પૃથક્ પૃથક્ દૃષ્ટિબિંદુ રજૂ કરવામાં આવ્યું છે એમ માની સમગ્ર ચર્ચાનું તુલનાત્મક અભ્યાસની દૃષ્ટિએ નિરીક્ષણ કરશે એવી આશા છે.

**ટોડરમલ**

---

## પરિશિષ્ટ ૬

# શ્રી ગિરિરાજ પર અભૂતપૂર્વ અષ્ટોત્તરસહસ્ર ભાગવતપારાયણ મહાયજ્ઞ



શ્રીગિરિરાજ પર ૧૦૦૮ શ્રીમદ્ભાગવત સપ્તાહ પારાયણના અભૂતપૂર્વ પ્રસંગોનો લાભ કાંકરોલીસ્થ આચાર્યોએ સંયોજી મહાન લાભ વૈષ્ણવોને અર્પી કૃતકૃત્ય કર્યા છે, અને એ માટે સમસ્ત વૈષ્ણવસૃષ્ટિ એઓશ્રીની અથાગ ઋણી છે.

વિક્રમ સંવત ૨૦૦૬ના અધિક આષાઢ કૃષ્ણ સપ્તમીના શુભદિનથી આ મહોત્સવ પૂર્ણ સમારોહ સાથે ઊજવવાનાં હસ્તપત્રો અગાઉથી વૈષ્ણવસૃષ્ટિમાં વહેંચાયાં હતાં. એકથી માંડી અષ્ટોત્તરશત પારાયણો તો વ્રજભૂમિમાં ઘણાં થયાં હશે, પણ અષ્ટોત્તરસહસ્ર થવાં એ વિરલ પ્રસંગ હતો.

પવિત્ર અને ધાર્મિક કાર્યોમાં પ્રાયઃ ભગવાન કસોટી કરી વિઘ્નો મોકલે છે. 'श्रेयांसि बहुविघ्नानि' એ ન્યાય સત્ય ઠર્યો. મથુરામાં કોઈ પ્રસ્તાવ પર પધારેલા અને ત્યાં જ બિરાજતા કાંકરોલીસ્થ શ્રીવ્રજભૂષણલાલજીના અનુજ શ્રીવિઠ્ઠલનાથજી મહારાજ અગાસી પરથી અચાનક પડી ગયા અને બંને ચરણોમાં સખ્ત ઈજા થઈ ગઈ. આ દૈવકૃત વિઘ્નથી આશંકાને સ્થાન મળ્યું કે કદાચ ૧૦૦૮ પારાયણ રોકાઈ જશે. છતાં, જે થવાનું હતું તે તો થઈ ગયું અને તે સર્વના આશ્ચર્ય વચ્ચે.

કેટલાકે મહારાજશ્રીઓને કાર્ય સ્થગિત કરવા વીનવ્યા, પણ દૃઢસંકલ્પીઓને કોણ ચલાયમાન કરી શકે છે? તેઓશ્રીના મતે તો આ પવિત્ર કાર્ય કોઈ પણ રીતે કરવું એ નિશ્ચિત હતું.

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनःपुनरपि प्रतिहन्यमानाः
प्रारब्धमुत्तमजनाः न परित्यजन्ति ॥

ઉત્તમકોટિના મનુષ્યો આરબ્ધ કરેલા કાર્યનો ત્યાગ કરતા નથી, પણ એને પાર પાડીને જ વિરમે છે. વળી

उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ।
षडेते यत्र वर्तन्ते तत्र दैवं सहायकृत् ॥

શ્લોકમાં બતાવેલી છ વસ્તુઓ જ્યાં હોય છે ત્યાં દૈવ પણ સહાયક બને છે. મહારાજશ્રીને વીનવવા છતાં પોતે પોતાના સંકલ્પમાં અણનમ હતા.

આ મહોત્સવનો પ્રસંગ નિકટ આવતાં મેં વિચાર કર્યો કે કાંકરોલી જઈ પ્રથમ મહારાજશ્રીની પ્રકૃતિની ખબર કાઢી શ્રીગિરિરાજ પર જવું. એ વિચારથી હું સકુટુમ્બ કાંકરોલી અધિક આષાઢ શુક્લ ૮ ના દિને પહોંચ્યો. તેઓશ્રીનાં દર્શન કરતાં મને પણ જણાયું કે પોતે આ ઉપાડેલા સમારંભમાં ભાગ લઈ શકે તેવી સ્થિતિમાં નથી, કારણ પોતે પથારીવશ જ હતા અને પથારીમાં સાધારણ હલનચલન કરી શકતા. મેં પુનઃ વીનવ્યા કે કાર્ય મુલતવી રાખવું, પણ પોતે દૃઢસંકલ્પ હોવાથી મેં પણ બહુ આગ્રહ કરવો ઉચિત ન ધાર્યો, પણ આશ્ચર્યની વાત કે થોડા જ દિવસમાં પ્રભુકૃપાથી મહારાજશ્રી લાકડીના સહારાથી ચાલતા દેખાયા. મને પણ શ્રદ્ધા આવી કે જરૂર પ્રભુ તેઓશ્રીનો ટેક રાખશે. શ્રીમહાપ્રભુજીનો સિદ્ધાન્ત 'प्रभुः सर्वसमर्थो हि, ततो निश्चिततां व्रजेत्' ફલિતાર્થ થયો.

બીજી બાજુ શ્રીવિઠ્ઠનાથજીના લાલજીશ્રીયદુનાથજીનાં વહુજી સગર્ભા હોવાથી પ્રાકટ્યનો સમય નજીક હતો અને આરંભેલા મહોત્સવમાં પ્રાકટ્ય થાય તો અંતરાય આવે એવો પૂરો સંભવ હતો, છતાં દૃઢસંકલ્પી આચાર્યબંધુઓએ પોતાનાં લાલનો સાથે મથુરા જવા અધિક આષાઢ કૃષ્ણ ૩ના દિને વૈષ્ણવ સમુદાય સાથે કાંકરોલીથી મહાભિનિષ્ક્રમણ કર્યું અને શ્રીગિરિરાજ પર પધાર્યા. અમે પણ કાંકરોલીથી આપશ્રીની આજ્ઞાથી સાથે જ જોડાયા હતા, એટલે શ્રીગિરિરાજ પર સાથે જ ગયા.

આ કાર્યમાં કોણ મુખ્ય કાર્યકરો હતા તે સમજાતું ન હતું, છતાં કાર્ય એવું ગતિમાન થયે જતું હતું કે કલ્પનામાં ન આવી શકે. મને તો લાગ્યું કે પ્રમાણથી આ વાત સિદ્ધ થઈ શકે તેમ ન હતી, છતાં આ ઘટના બનવા પામી એ કેવળ પ્રમેયબલથી જ. પુષ્ટિમાર્ગમાં પ્રમેયનું જ પ્રાધાન્ય છે અને તેની પ્રતીતિ, સમયના વહેવા સાથે, દૃઢ થતી ગઈ. મનુષ્યની બુદ્ધિમાં જે વાત અસંભવ લાગે તે ભગવત્કાર્ય બની જાય તો સુલભ બને એમાં નવાઈ નથી.

અધિક આષાઢ કૃષ્ણ ૭ એ ૧૦૦૮ સપ્તાહ પારાયણનો પ્રારંભ દિન હતો. હવે કથામંડપો તથા ૧૦૦૮ પારાયણમંડપો વગેરે તરફ જરા દૃષ્ટિપાત કરીએ. ૧૦૦૮ ભાગવતપારાયણ કરનારાઓનો મંડપ મધ્યમાં હતો. વાચકો તમામ ગિરિરાજાભિમુખી હતા. અને તેમના મંપડની બંને બાજુએ કથા કહેનારાઓનાં બે મુખ્ય વ્યાસાસનો હતાં, જેમાં એક મુખ્ય વ્યાસાસન ઉપર વડોદરાના લબ્ધપ્રતિષ્ઠ પણ્ડિતપંચાનન વે. શા. સં. બદરીનાથ કાશીનાથ શાસ્ત્રી ગુજરાતી ભાષામાં કથા કરવા નિયોજાયા હતા, જ્યારે વૃંદાવનના પણ્ડિત વે. શા. સં. નિત્યાનંદજી વ્રજભાષામાં કથા કરવા બીજા મુખ્ય વ્યાસાસન માટે નિયોજાયા હતા. બંને મુખ્ય-વક્તાઓના કથામંડપો ૧૦૦૮ના મુખ્ય મંડપના આગળ પાછળ હતા એટલે ૧૦૦૮ નો મંડપ સંપુટવત્ બની ગયો હતો.

કથામંડપના મુખ્ય પ્રવેશદ્વારને 'शुकद्वार' નામ આપ્યું હતું, જ્યારે બીજા દ્વારને 'परीक्षित् द्वार' નામ આપેલું હતું, જેના આગળ બધા તંબુઓ વૈષ્ણવોના નિવાસ માટે નાંખ્યા હતા. શ્રોતૃવર્ગનાં શિબિરો પરીક્ષિત્ દ્વાર આગળ હતાં જે યોજના બહુ જ અર્થસૂચક જણાતી હતી. ૧૦૦૮ ભાગવતપારાયણના સભામંડપ-માં મધ્યમાં એક નૈસર્ગિક વૃક્ષની છાયા નીચે સ્થાપનોની રચના કરી હતી, જ્યાં ભવ્ય રીતે સર્વતોભદ્ર કરીને મધ્યમાં શ્રીલક્ષ્મીનારાયણની સુવર્ણપ્રતિમા ચાંદીના સિંહાસન ઉપર, તથા શ્રીદ્વારકાધીશજીનાં ચિત્રની સ્થાપના, અને આગળ પાછળ બંને બાજુએ શ્રીમહાપ્રભુજી તથા શ્રીયમુનાજીનાં મનમોહક ચિત્રો બિરાજાવ્યાં હતાં. બીજાં પણ આવશ્યક સ્થાપનો હતાં. આ સ્થાપનની એટલી ભવ્યતા હતી કે ત્યાં પણ દર્શનાર્થે જનાકર્ષણ બહુ જ થતું. સભામંડપોમાં વીજળીની યોજના હતી અને કથાશ્રવણ માટે ધ્વનિવર્ધક યંત્રો પણ યોજાયાં હતાં.

કથાના પ્રથમ દિને ચમત્કાર એવો થયો કે સવારમાં જ પ્રારંભસમય પહેલાં ભારે વરસાદ થયો. લોકો કથા સાંભળવા ઉત્સુક થઈ રહ્યા હતા, ત્યાં તો વર્ષાએ પોતાનું તાંડવ શરૂ કર્યું. થોડા જ સમયમાં જમીન

ઉપર પાણી પાણી થઈ ગયું, વૃષ્ટિ પણ પવન અને વીજળીના કડાકા સાથે થઈ રહી હતી. લોકોમાં ગભરાટ પેદા થયો. સ્વાભાવિક છે કે આવું બને એટલે ભય પેદા થાય. તંબુઓ કેટલાક ડગમગી ગયા, કેટલાક પડી પણ ગયા; બધું અસ્તવ્યસ્થ થતું જણાયું અને ઘડીભર લાગ્યું કે આ કાર્ય બંધ રાખવું જ પડશે. મહારાજશ્રીઓના તંબુઓમાં પણ બધાંની માફક પાણી ભરાઈ ગયાં હતાં. લોકો પોતપોતાના તંબુ તથા સરસામાન વ્યવસ્થિત કરવામાં લાગી ગયા. વાતાવરણ ભયગ્રસ્ત બની ગયું, પણ મહારાજશ્રીઓએ વૈષ્ણવોને કહેવરાવ્યું કે જરા પણ ગભરાશો નહિ. બધું તોફાન થોડા સમયમાં શમી કથાપ્રારંભ નિશ્ચિત દિને જરૂર થશે. યથાશક્ય સહાય આપવા પોતે આજ્ઞા કરી અને પોતે પણ પાણીમાં જ પોતાના તંબુમાં એક પાટ ઉપર નિશ્ચિંતતાથી બેસી વચનામૃત કરી આશ્વાસન આપતા હતા અને કહેતા હતા કે આ તો ભગવાનની એક સાધારણ લીલા છે. આમાં તે ગભરાવાનું હોય? આ સાંભળતાં ભગવાને ભાગવતમાં ઉચ્ચારેલાં વચનો "मा भैष्ट वात-वर्षाभ्यां तत्त्राणं विहितं मया" "પવન અને વરસાદથી બીશો નહિ, તેમાંથી રક્ષણ હું કરીશ"નું યથોચિત સ્મરણ થયા કરતું હતું. ચાલુ વરસાદમાં કરુણાનિધિ શ્રીવ્રજભૂષણલાલજી મહારાજ પોતાના ઉપસ્કર સાથે શ્રીગિરિરાજને મુખારવિંદ ઉપર દૂધ ચડાવવા પધાર્યા, જ્યાં દૂધ ચડાવી પાછા ફરતાં પહેલાં એકદમ વરસાદ બંધ પડી ગયો અને સૌ કોઈ ડેરામાં પાછા આવ્યા, આ એક ચમત્કારિક ઘટના બની ગઈ. આ તો સ્થૂલ દૃષ્ટિએ ભય પેદા કરાવ્યો, પણ સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં જેમ પૂજાની પહેલાં દેશ–કાલ દ્રવ્યાદિકની શુદ્ધિ આવશ્યક છે તેમ તમામ વસ્તુ પવિત્ર (ખાસા) થઈ ગઈ. અને સાંજના કથામાહાત્મ્ય તે જ દિવસે વંચાઈ પ્રારંભ થઈ ગયો. કથાના આરંભસમયે મહારાજશ્રી તરફથી પૂજન થતું, છતાં, દરેકને માટે પૂજા વગેરે જે કાંઈ કરવું હોય તેને માટે છૂટ હતી અને સૌ કોઈ વિના સંકોચે તેનો લાભ લેતા. વૈકુંઠધામ જેવા પ્રતિબંધો ન હતા, પણ ગોલોકધામ જેવી સ્વતંત્રતા જણાતી હતી, એ વૈષ્ણવો માટે બહુ જ આનંદની વાત હતી.

કથામાં જયન્તીના પ્રસંગો વખતે મહારાજશ્રી તથા બાલકો પધારી યથાવિધ પૂજન અર્ચન કરતા હતા. કથાનો આનંદ પણ અવર્ણનીય બલ્કે અનુપમ હતો અને શ્રોતાઓ વ્રજભૂમિ જેવા પવિત્ર સ્થાનમાં શ્રીગિરિરાજના સાંનિધ્યમાં ભગવદ્વાર્તાનાં પાનથી મંત્રમુગ્ધ થઈ જતા. કથાના મંડપના મુખ્ય દ્વાર પર જ્યાં 'शुकद्वार' હતું તેની નીચે 'निगमकल्पतरोर्गलितं फलं...' એ શ્લોક મોટા અક્ષરે લખ્યો હતો જેની સાર્થકતા પણ કથાશ્રવણથી વૈષ્ણવોને વારંવાર થયા કરતી હતી.

કથાશ્રવણાર્થ મહારાજશ્રી નિત્ય પધારતા અને તેમાંએ મહારાજશ્રી વ્રજભૂષણલાલજી તો શ્રીમદ્ભાગવતના ગુટકા સાથે પધારી રસપૂર્વક વૈષ્ણવોના મધ્યમાં કેટલેક દૂર જમીન પર એક સામાન્ય આસન બિછાવી ઘણા સમય સુધી કથાશ્રવણ માટે બિરાજતા હતા. આ એક એમના જેવા મહાન આચાર્ય માટે વિશિષ્ટ ઘટના હતી કે એક મોટા આચાર્ય હોવા છતાં પણ શ્રીમદ્ભાગવત માટે એટલો આદર ધરાવતા હોય કે પોતે પણ નીચે બેસી અન્ય શ્રોતાવર્ગ માફક કથા શ્રવણ કરે. ભગવાનના વાઙ્મયસ્વરૂપ શ્રીમદ્ભાગવત આગળ પોતાનું દૈન્ય તથા ભાગવત પ્રત્યેની અહૈતુકી ભક્તિ દર્શાવવા આ ઘટના પર્યાપ્ત છે.

શ્રીમદ્ભાગવતની સમાપ્તિ અધિક આષાઢ કૃ. ૧૩ને વાર ગુરુવારના દિને સાયંકાલે થઈ જે વખતે પણ કથાશ્રવણ કરીને મહારાજશ્રીએ ઉત્તરપૂજા યથાવિધિ પ્રથમ ગુજરાતી વિભાગની પૂર્ણ કરી, પછી વ્રજભાષાની કથાની ઉત્તરપૂજા કરીને તદનંતર સ્થાપનોની ઉત્તરપૂજા-આદિ કરી વિસર્જન કર્યું. આ દૃશ્ય પણ બહુ જ મનોહર હતું. કથાના પ્રસંગોપાત્ત ફોટાઓ પણ મહારાજશ્રીની આજ્ઞાથી લેવાયા હતા. સમાપ્તિ પછી ૧૦૦૮ પારાયણ કરનાર બ્રાહ્મણ વર્ગને યોગ્ય દક્ષિણા, ભોજન નિષ્ક્રય વગેરે આપી સંતુષ્ટ કર્યા હતા અને ભાવભીની વિદાય આપી હતી.

કથાપારાયણ તથા કથાશ્રવણ ઉપરાંત બીજી પ્રવૃત્તિઓ પણ અનેકવિધ હતી. દિવસભરના ભરચક કાર્યક્રમ ઉપરાંત રાત્રિના સમયમાં ત્રણ દિવસ મુંબાઈવાળા **શ્રીદીક્ષિતજી મહારાજ** ખાસ પધારી વચના-

મૃતનો લાભ આપવા કૃપાવંત થયા હતા. તદુપરાંત રોજ રાત્રિના સમયમાં રાસધારીઓ રાસ કરી લોકોને આનંદ પ્રમોદ સાથે ભગવલ્લીલાનો આસ્વાદ કરાવતા હતા. આ ઉપરાંત મનોરથો પણ શ્રીગિરિરાજ પર સુરભિકુંડ સામે કરવામાં આવ્યા હતા. દાન-સાંજી-ફાગ-નંદમહોત્સવ અને છેવટે કુનવારાના મનોરથો બહુ ભવ્યતાથી ઊજવાયા હતા અને દર્શનનો તથા સામગ્રીની ઝાંખીનો અનેરો લાભ મેળવવા વૈષ્ણવો ભાગ્યશાળી થયા હતા. હોરીફાગનો મનોરથ ગિરિરાજ પર થયો ત્યારે મહારાજશ્રી વૈષ્ણવવૃંદ સાથે પગે ચાલી, રસ્તામાં ફાગ ખેલતા ખેલતા ગુલાલકુંડ પર પધાર્યા હતા, જ્યાં ફરી પાછા હોરી-ફાગનાં દર્શનનો લાભ વૈષ્ણવોને આપ્યો હતો. નંદમહોત્સવ પણ બહુ સારી રીતે થયો હતો અને પ્રસાદ વૈષ્ણવોમાં છૂટથી વહેંચાયો હતો. પોરબંદરવાળા **શ્રીદ્વારકેશલાલજી મહારાજ** પણ મનોરથોમાં પધાર્યા હતા અને દર્શનનો લાભ આપ્યો હતો. મથુરાવાળાં શ્રીભાભીજી મહારાજ (દાઉજીના મંદિરવાળાં) પણ પધાર્યાં હતાં.

કુનવારાનાં દર્શન રાતના લગભગ નવ વાગે થયાં હતાં અને અનેકવિધ સામગ્રીનાં દર્શન કર્યે છપ્પન-ભોગની યાદ આવતી હતી. આ પણ એક ભવ્ય પ્રસંગ હતો. ટૂંકમાં, વૈષ્ણવોને બહુ જ વિરલ લાભ પુરુષોત્તમમાસ જેવા પવિત્ર માસમાં, શ્રીગિરિરાજ જેવા ભગવદ્ધામમાં મળે એ વૈષ્ણવોનાં અહોભાગ્ય ગણાય.

પાણી માટે નહેર વગેરેની યોજના અગાઉથી કરીને યોગ્ય સગવડ કરવામાં આવી હતી. એક વરસાદ-થી તો તમામ જલાશયો-કુંડો વગેરે ભરચક ભરાઈ ગયાં હતાં. ઠેર ઠેર અનેક પ્રકારની દુકાનો ખોલવામાં આવી હતી અને દરેક વસ્તુ સુલભતાથી પ્રાપ્ત થઈ શકતી હતી. આ પવિત્ર કાર્યમાં ત્યાંની સરકાર તરફથી પણ પ્રભુકૃપાથી પૂર્ણ સહકાર સાથે સૌકર્ય કરી આપ્યું હતું અને તે માટે તેમનો પણ સહૃદય આભાર માનવો ઘટે છે, એટલું જ નહિ, પણ ત્યાંના કલેકટર સાહેબ, પોલીસ સુપરિન્ટેન્ડન્ટ અને ન્યાયાધીશ સાહેબ પણ અવારનવાર આવી વ્યવસ્થા જોઈ પ્રસન્ન થયા હતા અને કથા રાસ વગેરેમાં ભાગ લેતા હતા એ આનંદની વાત હતી. આવું આયોજન શ્રીપ્રભુકૃપા વિના પાર ન જ પડે. આટલું મહાભારત કાર્ય પોતાના દૃઢ સંકલ્પથી, પ્રભુ પર વિશ્વાસ રાખી, તેની કૃપા ઉપર નિર્ભર રહી દૃઢતાથી અને નિશ્ચયાત્મક રીતે આદરવું એ જ કાર્યની અલૌકિકતા સિદ્ધ કરવા પર્યાપ્ત છે. ગમે તેટલી અગવડો હોવા છતાં શ્રીગિરિરાજ પર હજુ સુધી નહિ બનેલા જે અનેરા અને અપૂર્વ પ્રસંગનો વૈષ્ણવોને લાભ મળ્યો એના આગળ બધી અગવડો કે વિટંબનાઓ કેવલ ગૌણ નહિ પણ તુચ્છ બની જાય છે. મહારાજશ્રીઓને આ વિરલ પ્રસંગ માટે ભાવુક વૈષ્ણવોના અનેકાનેક ધન્યવાદો ઘટે છે. મોટા પુરુષોનાં હૃદયો આપણે પ્રાયઃ સમજી શકવા સમર્થ નથી હોતા. કવિ ભવભૂતિનું એક કથન યાદ આવે છે કે, 'लोकोत्तराणां चेतांसि को नु विज्ञातुमर्हति'। (લોકોત્તર મનુષ્યોનાં હૃદયોનો મર્મ કોણ જાણી શકે છે?)

આટલો જનસમ્મર્દ હોવા છતાં, ભગવત્કૃપાથી કાંઈ પણ અનિષ્ટ બનવા પામ્યું નથી એ એક હર્ષની વાત છે. આ કાર્ય સમાપ્ત કરી તુર્ત જ બીજે દિવસે મહારાજ-શ્રીઓ મથુરા પધાર્યા અને વૈષ્ણવસમુદાય પણ વીખરાવા લાગ્યો. શ્રીગિરિરાજ પરનો ૧૦૦૮ ભાગવત પારાયણનો આ અપૂર્વ પ્રસંગ ઇતિહાસમાં સુવર્ણઅક્ષરે લખાઈ ચિરસ્મરણીય બની જશે.

ટોડરમલ



# શ્રીમહાપ્રભુજી અને શાસ્ત્રમર્યાદા



સંવત ૨૦૦૫ના ચૈત્ર કૃ ૧૧ ના દિને શ્રીવલ્લભાચાર્યના પાદુર્ભાવ દિવસનો મહોત્સવ. શ્રી વલ્લભાબ્દ ૪૭૧ (વર્ષ) થયાં.

શ્રીમહાપ્રભુજીને વૈષ્ણવ જનતા તો સારી રીતે ઓળખે જ અને તેમાંય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો જો ન ઓળખે તો ઝાંખપ લાગે.

આપણે બધા એટલે વૈષ્ણવો એઓશ્રીને સારી રીતે ઓળખીએ છીએ જ. અરે! ઓળખવાનો આપણો હક્ક છે – દાવો છે.

પણ હાલમાં તેમના સિદ્ધાંતો, તેમનું જીવન–કવન સમજવા માટે તેઓશ્રીના વંશજો તથા વૈષ્ણવોમાં અનેક ભ્રામક માન્યતાઓ કાળબળને લઈને પ્રવર્તતી હોવાથી બધાંને તે વસ્તુઓ યથાર્થ સ્વરૂપમાં સમજવા મૂંઝવી રહી છે. કોઈ પણ ગોસ્વામી બાલક યાતો કોઈ પણ પણ્ડિત યથાર્થ સ્વરૂપ સમજાવી શકતા નથી યાતો યથાર્થ સ્વરૂપ સમજવા વૈષ્ણવો તૈયાર નથી. ગમે તેમ પણ કોઈ ઠેકાણે ખામી જરૂર છે.

શ્રીસર્વોત્તમસ્ત્રોત્રમાં શ્રીવિઠ્ઠલનાથજીએ શરૂમાં દર્શાવ્યું છે તેમ ' कलिकालतमश्छन्नदृष्टित्वाद्विदुषामपि ' કલિકાલરૂપી અંધકારથી વિદ્વાનોની દૃષ્ટિ પણ ઢંકાઈ ગઈ છે એ સત્ય તેઓશ્રીના સમયમાં જેટલું સત્ય હતું તેથી વિશેષ સત્ય અત્યારે હોય એ સ્વાભાવિક છે, કારણ માત્ર કલિકાલનો દિનપ્રતિદિન વધતો જતો પ્રચંડ પ્રભાવ.

એટલે આપણને વૈષ્ણવોને યથાર્થ સ્વરૂપની ઝાંખી ન સાંપડે તો આશ્ચર્યની વાત નથી તેમ ગભરાવાનું પણ નથી, કારણ કાલ તો તેનું કામ કર્યો જ જવાનો છે. હવે કોઈ પણ આચાર્ય જેવા મહાપુરુષને યથાર્થ સમજવા તેનાં બે અંગોની આવશ્યતા રહે છે. એક તો તેઓની વિવિધ કૃતિ અને આચરણ.

શ્રી ગાંધીજી જેવા મહાન પુરુષ માટે તેમના સિદ્ધાંતો સમજવા કરતાં તેઓએ તે સિદ્ધાંતોને પોતાના જીવનમાં કેટલા પ્રમાણમાં અપનાવ્યા તે ખાસ અગત્યનું છે. મહાન પુરુષોની મહત્તા વાણી અને કૃતિની એકવાક્યતામાં સમાયેલી છે. આ તો બહુ જ સીધી અને સાદી વાત છે. ગાંધીજીએ પોતે જે કહ્યું તે અક્ષરશઃ જીવનમાં મૂક્યું અને પશ્ચાત્ જગતને ઉપદેશ કર્યો, તો જ તે અસરકારક અને ફલદાયી નીવડયો. ગાંધીજી પણ સિદ્ધાંતોનો જ કેવળ ઉપદેશ કરીને શાંત રહ્યા હોત તો જગતના આદરને પાત્ર જેટલે અંશે બન્યા તે ભાગ્યેજ બનત. તેવી રીતે બધા જ મહાન પુરુષની જીવનકહાણી છે અને હોય છે.

પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓની માન્યતા જુદી છે, પણ તે આપણને જરાયે બંધબેસતી નથી. તેઓ સિદ્ધાંત અને કૃતિને અલગ અલગ મહત્ત્વ આપે છે. તેમનો એક ફિલસૂફ કહે છે કે : " There is not the slightest evidence that the most enlightened philosopher is any the more virtuous for being a philosopher. " આ મત ભલે પાશ્ચાત્યોને મુબારક રહે. પણ, તેમાંયે વાણી અને કૃતિની એકવાક્યતાવાળા વધારે પૂજાશે એ તો નક્કી જ છે. જિસસ–ક્રાઈસ્ટની મહત્તા તેના આચરણને જ આભારી છે. એકલા ઉપદેશથી કાંઈ જ વળે નહિ.

તેવી જ રીતે પ્રસ્તુત વિષય ઉપર આવતાં આપણા આચાર્યશ્રીએ જે સિદ્ધાન્તો રજૂ કર્યાં તદ્દત્ આચરણ પણ હશે કે નહિ તે જરા તપાસીએ.

શ્રીમદ્‌વલ્લભાચાર્યજી પ્રથમ તો પ્રમાણચતુષ્ટયને માને છે :

" वेदाः श्रीकृष्णवाक्यानि, व्याससूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥ "

વેદો, ગીતા, બ્રહ્મસૂત્ર અને ભાગવતની સમાધિ-ભાષાને પ્રમાણ માને છે. એટલે કોઈ પણ સિદ્ધાંતના પ્રતિપાદનમાં આ ચારનો જ આધાર લઈ ઘટાવે છે–અર્થ કરે છે, એટલું જ નહિ, પણ પોતાના આચરણમાં પણ તેટલા જ નિષ્ઠાવાન હોય એ એટલું જ સત્ય છે. નહિ તો 'પોથીમાંનાં રીંગણાં' જેવી વાત થાય અને દંભ કરી જનતાને છેતરી એમ મનાય. પણ તેઓશ્રીને માટે કોઈ પણ વૈષ્ણવ યા તો અન્ય માતાનુયાયી ભાગ્યેજ તેવું ઉચ્ચારવા પણ ધૃષ્ટતા કરે. મારી માન્યતા તો ખાસ એવી છે કે તેમનું જીવન એક આદર્શ બ્રહ્મનિષ્ઠ જેવું અને પરમ વૈદિક અને ધર્મશાસ્ત્રસમ્મત જ સ્મૃતિસમ્મત–ગીતા–ભાગવતાદિના આદેશાનુસાર જ પરમ ત્યાગી કે સંન્યાસીને પણ ઝાંખપ લગાડે તેવું ગૃહસ્થાશ્રમી જીવન આપશ્રીએ ગાળેલું નિઃસંદેહ છે. 'वचसि अन्यत्, मनसि अन्यत्' એવું મહાન પુરુષો માટે કેવળ અસંભવ જ હોય.

નિબંધમાં સર્વનિર્ણય પ્રકરણમાં પોતે આજ્ઞા કરે છે કેઃ–

" स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ।
इन्द्रियाश्वविनिग्रहः, सर्वथा न त्यजेत् त्रयम् ॥
एतद्विरोधि यत् किञ्चित्तत्तु शीघ्रं परित्यजेत् ।
धर्मादीनां तथा चास्य तारतम्यं विचारयन् ॥

સ્વધર્મ એટલે અગ્નિહોત્રાદિક કર્મો શક્તિ પ્રમાણે કરવાં, વિધર્મ એટલે નિષિદ્ધ ધર્મોથી તો પાછા વળવું અને ઇન્દ્રિયોરૂપી અશ્વોનો નિગ્રહ, આ ત્રણનો **સર્વથા** ત્યાગ ન કરવો. ઉપરની ત્રણ બાબતોથી જે કાંઈ વિરુદ્ધ હોય તે શીઘ્ર ત્યજવું.

આ તો તેઓશ્રીનુ વિધિવાક્ય છે. એટલે સ્પષ્ટ આદેશ હોવા છતાં આપણે આંખો બંધ કરીએ તો કોનો વાંક ?

હવે, જ્યારે અન્યના માર્ગદર્શન માટે જ વ્યક્તિ આવાં વિધિવચનો ઉચ્ચારતા હોય તે પોતાના આચરણમાં ન મૂકે એ કેમ માની શકાય ?

" यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् । तथा
" तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ "

આવી સ્પષ્ટ આજ્ઞા ગીતોપનિષદમાં હોવા છતાં શ્રીમહાપ્રભુજી જેવા પોતાનું આચરણ અન્યથા દેખાડે એ કેવળ અસંભવ જણાય છે, કારણ ગીતા પણ આપશ્રીનું દ્વિતીય પ્રમાણ છે જ.

પુષ્ટિમાર્ગને પ્રમેય માર્ગ કહી કહીને યથેચ્છ આચરણ યાતો સ્વૈરાચરણ કરવાની મોટી મોટી વાતો કરી લોકોને ભ્રમમાં નાખવા અને તેમાંય વળી શ્રીઆચાર્યચરણની મહોરછાપ લગાડવી એ કાંઈ નહિ તો આપણા મૂર્ધન્ય સંપ્રદાયને સનાતન ધર્મની હરોળમાંથી નીચો પાડવા સમાન છે. અત્યાર સુધી આવા બહાના હેઠળ સંપ્રદાય ઘણો વગોવાયો છે અને હજુ પણ આ પ્રથા ચાલુ રહેશે તો શું શું નહિ થાય !

આપણા સંપ્રદાયને શાંકર રામાનુજ માધ્વાદિ સંપ્રદાયની હરોળમાં જ રાખવો પડશે અને રહેશે તો જ અન્ય વિદ્વાનો પણ આદરની દૃષ્ટિએ જોશે. વળી હાલની પરિસ્થિતિ જોતાં પણ આ વસ્તુ અનિવાર્ય છે.

આપણો આદર્શ શ્રીગોપીજનો છે, એ ઠીક છે. આપણો આદર્શ ૮૪ અને ૨૫૨ વૈષ્ણવો હોય એ પણ ઠીક, પણ તેનું અનુકરણ કરતાં પહેલાં આપણે તેવા થવું પડશે.

આપણે ક્યાં અને ગોપીજનો ક્યાં ! ૮૪ વૈષ્ણવોની વાતો કરવી યા વાંચવી સહેલું છે, પણ તેની કોટીના તાદૃશી ભક્તજન બનવા અથાગ પ્રયત્ન કરવો પડશે અથવા તો ભગવાન સ્વયં કૃપા કરી અંગીકાર કરે તો જુદી વાત છે. અને પછી તેવા થયા બાદ લોકવેદાતીતની વાતો કરવી ઠીક લેખાશે.

હું જેમ જેમ આવી પ્રમેયની વાતો વાંચું છું તેમ તેમ મને ભાસે છે કે આપણા જીવનમાં અને તેમના જીવનમાં લાખો ગાઉનું અંતર છે. એક ગગનમાં છે–બીજો પાતાળમાં છે.

પણ આપણે તો હજુ પ્રથમ પગથિયે છીએ. ક્યાં ગોપિકાઓ અને ક્યાં આપણે! ભક્તપ્રવર ઉદ્ધવજીને જ્ઞાનનો ગર્વ હતો. તે ભગવાને જાણીને તેમને ગોપિકાઓની પરાભક્તિનો અનુભવ કરાવવા સંદેશો લઈને મોકલ્યા. ગોપીજનોનો કૃષ્ણ પ્રત્યેનો ઉત્કૃષ્ટ ભાવ જોઈને ખુદ ઉદ્ધવજી પણ પીગળી ગયા અને તેમનો ગર્વ ગળી ગયો. તેઓ પણ ગોપીજન આગળ તુચ્છ જણાવા લાગ્યા. અને તેથી જ કહ્યું: (ભાગવત દશમસ્કન્ધમાં):

क्वेमाः स्त्रियो वनचरीर्व्यभिचारदुष्टाः
कृष्णे क्व चैष परमात्मनि रूढभावः ॥

જ્યારે ઉદ્ધવજી જેવા જ્ઞાની ભક્તને પણ પોતાના કરતાં ગોપિકાઓની દશા ઘણી જ ઉચ્ચ જણાઈ તો પછી આપણા જેવા ક્યાં છીએ તેનો ખ્યાલ કરવો ખાસ જરૂરી છે.

આપણે માટે તો પૂરેપૂરી રીતે ધર્મશાસ્ત્રમર્યાદાનુકૂલ જ જીવન વિતાવવું એ જ અભીષ્ટ છે. ખુદ શ્રીમહાપ્રભુજીએ પણ તેવું શાસ્ત્રસંમત જીવન વિતાવી આપણને આદર્શ બતાવ્યો છે. છતાં પણ જો ભગવાન આપણું વરણ કરે તો તો લોકવેદનો ત્યાગ બાધક નહિ નીવડે.

હવે શ્રીમહાપ્રભુજીની શાસ્ત્રમર્યાદાના વિષયને જરા ઊંડાણથી વિચારીએ.

કોઈપણ વસ્તુને યથાર્થ સમજવા લક્ષણની જરૂર છે. ન્યાયશાસ્ત્રની પરિભાષામાં કોઈપણ પદાર્થને યથાર્થ સમજવા ઓળખાણ આપવી તેને લક્ષણ કહે છે. અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ દોષથી મુક્ત હોય તે યથાર્થ લક્ષણ કહેવાય છે. અથવા બીજી રીતે કહીએ તો 'व्यावृत्तिर्व्यवहारो वा लक्षणस्य प्रयोजनम्' એટલે બીજાથી જુદું પાડવું તે લક્ષણનું પ્રયોજન છે. જેમકે ગાયની વ્યાખ્યા યા લક્ષણ गोः सास्नादिमत्त्वम् એ થાય છે; નહિ કે गोः कपिलत्वम् કે गोः शृंगित्वम् વગેરે. આવું લક્ષણ કરતાં અવ્યાપ્તિ–અતિવ્યાપ્તિ દોષો આવે છે. તેવી જ રીતે આપણા આજના કથાનાયક શ્રીમહાપ્રભુજીને ઓળખવા તેમનું લક્ષણ બાંધવું જરૂરી છે. અને તે લક્ષણ આપણે બાંધીએ તેના કરતાં તેમના પુત્ર શ્રીગુસાંઈજીએ 'स्फुरत्कृष्ण–प्रेमामृत' ગ્રંથમાં દર્શાવ્યું છે તે જ તપાસી લઈએ તો યોગ્ય ગણાશે. વળી, પિતાની ઓળખ, અન્યની અપેક્ષાએ, પુત્ર જ બરાબર આપે એ તો દેખીતું છે. તેઓશ્રીએ એવું સુંદર લક્ષણ બાંધ્યું છે, કે બીજું કાંઇ તપાસવાની જરૂર રહેતી નથી. તે આ રહ્યું:—

क्वचित्पांडित्यं चेन्न निगमगतिः, सापि यदि न
क्रिया सा, साऽपि स्याद्यदि न हरिमार्गे परिचयः ।
यदि स्यात्सोऽपि श्रीव्रजपतिरतिर्नेति निखिलै-
र्गुणैरन्यः को वा विलसति विना वल्लभवरम् ॥

આ શ્લોક પ્રમાણે શ્રીમહાપ્રભુજીનું પાણ્ડિત્ય, **વેદપારંગતતા, તદનુસાર પોતાની ક્રિયા,** શ્રીકૃષ્ણમાર્ગનો પરિચય અને વ્રજપતિ પ્રત્યેની–રતિ–આ બધા ગુણોનું એકીકરણ શ્રીમદ્ વલ્લભાચાર્યજી સિવાય કોનામાં હોય! અર્થાત્ એ પરથી સિદ્ધ થાય છે કે ઉપરનાં લક્ષણ જેમાં હોય તેમને જ શ્રીવલ્લભાચાર્ય તરીકે ઓળખવા. આ પરથી દેખાય છે કે વેદમાર્ગ આપશ્રીએ માત્ર જાણ્યો, એટલું જ નથી, પણ ક્રિયા પણ વેદમાર્ગાનુસાર રાખી હતી. અતએવ આપશ્રીએ પૂર્ણતઃ ધર્મશાસ્ત્રની મર્યાદા પ્રમાણે પોતાનું જીવન ગાળ્યું હતું, અને જો પોતે તેવું જીવન ગાળ્યું તો પોતાના સેવકોને તેવો ઉપદેશ કર્યો હોય એ દેખીતું છે.

અરે! આ શું નવાઈની વાત નથી અને હાસ્યાસ્પદ બીના પણ નથી કે આપણે હાલના કહેવાતા વૈષ્ણવો કે જેમને સંપ્રદાયના સામાન્ય સિદ્ધાંતો પણ પાળવા કઠિન થઈ પડે છે, તે પુષ્ટિમાર્ગના નામે અને શ્રીવલ્લભાધીશના નામે પુષ્ટિમાર્ગ એટલે વિશ્વધર્મ–વ્યાપક ધર્મ છે એમ મનાવી યથેચ્છ ચાલવાની ચાવી બતાવીએ છીએ તે શું વાજબી છે?

અરે, આપણે અન્યાશ્રય કરતાં ખમચાતા નથી, અસમર્પિત પણ ચલાવી લેવાની ટેવો પાડેલી છે, ગમે ત્યાં ખાનપાનાદિ આનંદપૂર્વક બલ્કે અભિમાનપૂર્વક કરીએ છીએ તે શું પુષ્ટિમાર્ગના આદર્શ થવાની આશા સેવીએ તો આકાશકુસુમવત્ નથી લાગતું?

આ તો કેવળ **પ્રતારણા** છે અને તે એટલી હદ સુધીની કે આ પ્રતારણાના ભોગ અન્યને પણ બનાવવા ચાહીએ છીએ એ શોચનીય છે.

પુષ્ટિમાર્ગમાં રસખાન–અલીખાન વગેરે યવન જાતિઓનો અંગીકાર થયેલો વાંચીએ છીએ, પણ તેઓ કેવા અને કેટલા અધિકારી હતા તે પ્રથમ વિચારણીય છે. મોહન ભંગીની સાથે શ્રીનાથજી ખેલતા હતા, પણ મોહન ભંગી મંદિરમાં આવી દર્શન કરતો નહતો. ભગવાન જેનો અંગીકાર કરે તેમાં તો વાંધો હોય જ નહિ, પણ આપણે તે અધિકાર સ્વયં પ્રાપ્ત કરી લેવો તે તો પાખંડ જ કહેવાય કે શું એ બુદ્ધિમાનો સમજી લેશે. આ બધામાં પૂર્વાપર સંબંધ જોવો આવશ્યક છે, 'अर्धजरतीयन्यायः' કામ ન લાગે. કદાચ, અપવાદ તરીકે હોય, પણ તે ઉત્સર્ગ અથવા નિયમ નથી.

કોઈપણ વસ્તુને ઐચ્છિક અપનાવવી અને સત્તાના બળે કોઈના પર ટોકી બેસાડવી એ બન્નેમાં મહાન તફાવત છે. ધર્મના બહાના કરતાં સત્તાના ડરથી કોઈ વસ્તુ અધર્મ હોવા છતાં ગ્રાહ્ય કરવામાં આવશે તો એક વ્યાપક અનર્થ તરીકે નભાવી લેવામાં આવશે, પણ તેને માટે લખવું અત્ર અપ્રસ્તુત છે. ભગવાન સ્વયં કૃપા કરીને ગમે તેવાને અપનાવશે તો તે આપણા માથાનો મુગટ બનવાને પાત્ર થશે એમાં પણ શંકા નથી. પણ આપણા જેવા અનધિકારીએ એવી સત્તા હાથ ધરી લેવી એ અનર્થ છે. આપણે માટે તો ભગવાનનું અને ધર્મનું શરણ એ જ શ્રેયસ્કર માર્ગ છે. धर्मो रक्षति रक्षितः એ ભૂલવું ન જોઈએ.

અત્યારે સમય બહુ કરાલ આવી રહ્યો છે. આપણો સમાજ – સંસ્કૃતિ કયું સ્વરૂપ લેશે તે કહી શકાતું નથી. આ બધાંમાંથી બચવા માટે શ્રીઆચાર્યચરણે આસુરવ્યામોહલીલા સમયે સાડાત્રણ શ્લોકરૂપી શિક્ષા બધાંને માટે દેખાડી છે. તેનો પૂરેપૂરો વિચાર દરેક સુજ્ઞે કરવા જેવો છે, પછી આપણે ક્યાં જઈએ છીએ અને આપણું શું થશે એ આપણને દેખાઈ આવશે. તેમાં કહે છે કે :—

> यदा बहिर्मुखा यूयं भविष्यथ कथंचन ।
> तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ।
> सर्वथा भक्षयिष्यन्ति युष्मानिति मतिर्मम ॥

* * * *

એ બહુ જ વિચારવા યોગ્ય પંક્તિઓ છે.

આજના પરમ પવિત્ર દિવસે આપણે બધા શ્રીમહાપ્રભુજી પાસે પરમ નમ્ર ભાવે અને દૈન્યથી એટલું જ માગીએ કે 'આપ અમને સન્માર્ગે દોરો અને અમારું રક્ષણ કરો.' કારણ આપશ્રી પરમ કૃપાળુ અને પરમ ઉદાર છે એટલે તેઓશ્રી પ્રત્યે આપણો જો દૃઢ ભાવ અને પરમ શ્રદ્ધા હશે તો આપણું કલ્યાણ જરૂર કરશે જ. એટલું કહી વિરમું છું. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

**ટોડરમલ**



# શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના ગ્રંથોની સરલતા



जयन्ति श्रीमदाचार्यनखचंद्रमरीचयः ।
स्पृष्टा यैर्द्रवतां यान्ति कठिना हृदयोपलाः ॥

શ્રીમદ્‌વલ્લભાચાર્ય–પ્રાકટ્યમહોત્સવના પ્રસંગે આપશ્રીનાં ચરણકમલોમાં નમ્રાતિનમ્ર પ્રણિપાત કરી આપશ્રીની અનન્ય વૈષ્ણવસૃષ્ટિ કૃતાર્થતા અનુભવે એ જ વૈષ્ણવ ધર્મ.

શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય સહેતુક જ છે, જેમ આપશ્રીના પુરોગામી અન્ય આચાર્યોનાં પ્રાકટ્ય થયાં છે તદ્વત.

જે સમયે જે જે વિભૂતિની જગત પર આવશ્યકતા પ્રભુને જણાય છે તે તે સમયે તેવું પ્રાકટ્ય સંભવે છે એ એક સામાન્ય પ્રાકૃતિક નિયમ છે.

શ્રીમદ્‌શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, નિમ્બાર્કાચાર્ય આદિ આચાર્યગણોનાં પ્રાકટ્ય તે તે સમયની આવશ્યકતાને અનુલક્ષીને જ થયેલાં છે એ તો ઐતિહાસિક ઘટના છે. તદ્વત્ શ્રીમદ્‌વલ્લભાચાર્યનું પ્રાકટ્ય પણ ઘટી શકે છે.

नाविर्भूयाद् भवांश्चेदधिधरणितलं भूतनाथोदितास-
न्मार्गध्वान्तान्धतुल्या निगमपथगतौ देवसर्गेऽपि जाताः ।
घोषाधीशं तदेमे कथमपि मनुजाः प्राप्नुयुर्नैव दैवी
सृष्टिर्व्यर्था च भूयान्निजफलरहिता देव वैश्वानरैषा ॥

એ શ્રી વલ્લભાષ્ટકનો શ્લોક પુરવાર કરે છે.

“ जोपें श्रीवल्लभ रूप न जानें ।
तो कैसें यह लीलाके नित्यसंबंध करि मानें ॥ ”

એ આપણાં કીર્તનનાં પદોથી પણ વિશેષ સાબિત થાય છે.

ધર્માચાર્યોનાં પ્રાકટ્ય સામાન્ય જનતાને અધર્મ અને અસન્માર્ગના પંથેથી હટાવી સન્માર્ગ અને સદ્ધર્મ તરફ લાવવા માટે, અને જનસમૂહને મોક્ષ, ભગવન્માર્ગ અને ભગવત્પ્રાપ્તિ તરફ સરલતાથી કેમ જઈ શકાય તે માટેની તેમની પ્રવૃત્તિ અને પ્રાકટ્યનો ઉદ્દેશ પણ તે જ; આ ધ્યેયને અનુલક્ષીને એવા પ્રકારનું તત્ત્વજ્ઞાન અને વેદાન્ત જનસમાજ આગળ રજૂ કરવું કે જેથી ભગવત્પ્રાપ્તિનો માર્ગ સુલભ થઈ પડે.

ઐહિક સુખસંપત્તિ અને શાંતિ માટે તો સામાજિક તત્ત્વચિંતકો, અર્થશાસ્ત્રીઓ, નીતિવિશારદો, વિજ્ઞાનવિદો, કવિઓ–સાહિત્યવેત્તાઓ વગેરે પણ યથાશક્તિ–યથાબુદ્ધિ માર્ગદર્શન કરાવી શકે છે, અને એવું વિપુલ સાહિત્ય પણ મોજૂદ છે, પણ પારલૌકિક શ્રેય માટે તો આપણે ધર્માચાર્યો તરફ જ નજર નાંખવી પડશે. ઐહિક કરતાં પરલૌકિક માર્ગ દેખાડનાર ધર્માચાર્યો સિવાય અન્ય કોઈ નથી.

હવે આવા વિકટ અને નહિ જોયેલ, નહિ અનુભવેલ, માર્ગનું જ્ઞાન સરલતાથી અને સૌકર્યથી કેમ પ્રાપ્ત થાય એ દેખાડનારું તત્ત્વજ્ઞાન, ફિલસૂફી રજૂ કરી માર્ગદર્શન કરાવવું તે ધર્માચાર્યોનું ક્ષેત્ર. અને આ વિષયનું તત્ત્વજ્ઞાન સરલ સિદ્ધાંતોમાં અને સુલભ ભાષામાં રજૂ કરવું તે તેમની બુદ્ધિમત્તા પર અવલંબે છે. તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો ગૂઢ હોવા છતાં બહુ જ સરલતાથી સમાજ આગળ રજૂ કરવા તેમાં તેમનું ગૌરવ સમાયેલું છે.

નાનું બાળક ભારે વસ્તુ ભાગ્યેજ પચાવી શકે છે, તેમ આ તત્ત્વજ્ઞાન જે ભારેમાં ભારે વસ્તુ છે તે સામાન્ય જનસમૂહ જે એ વિષયમાં બાળકવત્ છે તે કેમ પચાવી શકશે તે જોવાનું કાર્ય ધર્માચાર્યોનું છે. તે

અને તે ધોરણે શ્રીમદ્વલ્લભાચાર્યનું તત્ત્વજ્ઞાન, તેઓશ્રીની રજૂઆત કરવાની શૈલી અને આચારમાં સહેલાઈથી કેમ મૂકી શકાય એ બધું ધ્યાનમાં લેતાં સર્વશ્રેષ્ઠ છે. શ્રીમદ્વલ્લભાચાર્યનો સિદ્ધાંત ગૂઢ તત્ત્વોથી ભરપૂર હોવા છતાં પણ અતિશય સરલ અને લોકભોગ્ય બને તેવો છે, અતએવ મૂર્ધન્ય સ્થાન પ્રાપ્ત કરે તો નવાઈ નહિ.

કોઈ પણ ધર્મનું તત્ત્વજ્ઞાન અગર ફિલસૂફી ગમે તેવી ઉચ્ચ કક્ષાની તાત્ત્વિક તેમજ સાહિત્યિક દૃષ્ટિએ હોય, છતાં આચરણમાં અને વ્યવહારમાં મુકાવું અશક્યવત્ હોય તો તે નિરર્થક છે. તેવું તત્ત્વજ્ઞાન પછી ચર્ચા માટે કદાચ અગ્રસ્થાન ભોગવે, પણ તેમાંથી સમાજને આચરવાનું કાંઇ ન મળે તો તેવા તત્ત્વજ્ઞાનની ઉપયોગિતા શી હોઈ શકે એ એક પ્રશ્ન છે.

સમાજ આદિ અનાદિકાળથી ધર્મનું અવલંબન શાથી કરે છે? જનસમાજ તો नानाक्लेशसमन्विताः છે, એટલે અનેક દુઃખો, આપત્તિઓ અને ઉપાધિઓથી ગ્રસ્ત છે. તેમાંથી મુક્ત થવા માર્ગ શોધે છે અને તેમાંથી મુક્ત થવાનો કોઈ સરલ માર્ગ–તત્ત્વજ્ઞાન–દેખાડે તો લોકોને તે પસંદ પડે છે. કેવલ શાસ્ત્રાર્થ અને ચર્ચાથી મનુષ્યનાં દુઃખ ઓછાં થતાં નથી. મનુષ્યમાત્રનો, બલ્કે પ્રાણીમાત્રનો પ્રયાસ દુઃખ દૂર કરવા અને સુખ પ્રાપ્ત કરવા માટેનો હોય છે અને તેવું કરાવી આપનાર કોઈ તત્ત્વજ્ઞાન મળી આવે તો મનુષ્ય સહેલાઈથી તે અપનાવી શકે છે.

શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે કે ' सुखाय कर्माणि करोति लोको, न तैः सुखं वान्यदुपारमं वा ।

મનુષ્યની પ્રવૃત્તિ સુખપ્રાપ્તિ માટે હોય છે, છતાં તે તે સાધનોથી સુખ મળતું નથી તેમ દુઃખ ઓછું થતું નથી, તો તેવાં સાધનો લૌકિક હોય યા અલૌકિક, છતાં નિરર્થક છે.

હાલના સમયમાં તો વિશેષતઃ જગત ઉપર ભયંકર દુઃખ અને અશાન્તિ પ્રવર્તી રહી છે. દરેક જણ શાંતિ માટે ફાંફાં મારે છે, છતાં ક્યાંય જ મળતી નથી. આ હાલની પ્રત્યક્ષ પરિસ્થિતિ છે. અને વાત પણ સત્ય છે. ગીતાજીમાં યોગ્ય જ કહ્યું છે કે 'अशांतस्य कुतः सुखम् ।' અશાંતને ક્યાંથી સુખ મળે? માટે ધર્માચાર્યોનો એવો પ્રયાસ હોવો જોઈએ કે વ્યવહારમાં, આચરણમાં મૂકી શકાય તેવું તત્ત્વજ્ઞાન સમાજ સમક્ષ રજૂ કરે જે મનુષ્ય સહજ અપનાવી શકે.

આ દૃષ્ટિબિંદુથી વિચાર કરતાં મારે કહેવું પડશે કે આજના આપણા મહોત્સવનાયક શ્રીમદ્ વલ્લભાચાર્યનું તત્ત્વજ્ઞાન સર્વાંશે તેવા પ્રકારનું છે અને સહજ લોકભોગ્ય બની શકે તેમ છે.

આપશ્રીએ ભાષ્ય, સુબોધિની વગેરે આકર ગ્રંથો લખી રજૂ કર્યા તે ઉપરાંત તે બધામાંથી પરમ સારરૂપ, નિચોડરૂપ પોતાનું મૌલિક સાહિત્ય ષોડશ ગ્રંથો–રૂપે બહાર પાડ્યું. તેનો બરાબર અભ્યાસ કરી આચરણમાં મૂકવામાં આવે તો મનુષ્યમાત્ર ઐહિક સુખ–શાંતિ પ્રાપ્ત કરી પારલૌકિક પણ સાધી શકે છે અને ભગવત્પ્રાપ્તિના માર્ગે જઇ શકે છે.

એક એક ગ્રંથ ગૂઢ તત્ત્વજ્ઞાન અને રહસ્યથી ભરપૂર હોવા છતાં પણ એવી સરલ શૈલીમાં લખ્યો છે કે સાધારણ સંસ્કૃત ભાષા જાણનાર માણસ પણ સરલતાથી પાઠ કરી શકે, સમજી શકે અને અનુસરી શકે. વેદો, ગીતા, બ્રહ્મસૂત્ર, ભાગવત આદિ પુરાણો એ બધાં શાસ્ત્રોનું મંથન કરી કેવળ શુદ્ધ સારરૂપે જનહિતકારણ આ ષોડશ ગ્રંથો આપશ્રીએ નિપજાવ્યા છે એ નિઃસંદેહ છે. આ ગ્રંથોના નિદર્શનરૂપે આપણી પરમ પવિત્ર ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓ છે. દાખલા તરીકે–કયો મનુષ્ય અત્યારે એવો હશે જે ચિંતાયુક્ત નહિ હોય? કાં તો બહુ જ જ્ઞાની કે મૂર્ખ ચિંતાયુક્ત ન હોય. શ્રીમદ્ભાગવતમાં યોગ્ય જ કહ્યું છે કે ' यश्च मूढतमो लोके यश्च बुद्धेः परं गतः । द्वाविमौ सुखमेधेते, क्लिश्यत्यन्तरितो जनः ॥ કાં તો મૂર્ખમાં મૂર્ખ કે કાં તો બુદ્ધિની પાર ગયેલો એવા બે પ્રકારના માણસ સુખ મેળવી શકે છે, જ્યારે વચલા વર્ગના તો ક્લેશ જ પામે છે; તો પછી આવા સામાન્ય મનુષ્યોનું શું? દુઃખી થઈ ચિંતા કરી મરી જવાનું? ના, ના, શ્રીમહાપ્રભુજીનો નવરત્ન ગ્રંથ વાંચો: શરૂમાં જ चिन्ता काऽपि न कार्या निवेदितात्मभिः कदापीति । લખી

માણસની ચિંતાનું નિરસન કરે છે અને અદ્દભુત પ્રેરણા અર્પે છે. આ શું થોડું સામર્થ્ય છે? આવા ગ્રંથોનું સરહસ્ય સતત અધ્યયન થાય તો મનુષ્ય શું શું ન કરી શકે!

આ તો એક દષ્ટાંતરૂપે છે. આપશ્રીના તમામ ગ્રંથો આ પ્રમાણે કોઈ ને કોઈ રીતે સામાન્ય વ્યવહારમાં, આચરણમાં બહુ જ સહેલાઈથી મૂકી શકાય છે અને તેના ફલરૂપે, પરિણામરૂપે શાંતિ, સુખને અનુભવ કરી ભગવત્પ્રાપ્તિ પણ સાધી શકાય છે.

આગળ જતાં જિજ્ઞાસુને વેદાંત અને તત્ત્વજ્ઞાન તરફ રસ હોય તો તેવું સાહિત્ય પણ આપશ્રીના ગૂઢ અને આકર ગ્રન્થોમાંથી પ્રાપ્ત થઈ શકે છે અને તે પણ બહુ જ સહેલાઈથી. કોઈને ગળે વાત ઊતરે તે પ્રમાણે, એક જ દષ્ટાંત લઈએ.

શાંકરો માને છે કે ब्रह्म सत्यं, जगन्मिथ्या, બહુ સારો સિદ્ધાંત છે, પણ તેની જ સાથે શ્રીમદ્ વલ્લભાચાર્યનો મત ब्रह्म सत्यं, जगदपि सत्यम् । તે સરખાવો. કોઈ રસ્તે ચાલતા માણસને પણ આ વાત સહેલાઇથી ગળે ઊતરશે, જ્યારે ઉપલો સિદ્ધાંત પચાવતાં વાર લાગશે. ब्रह्म सत्यं जगन्मिथ्या, માનીને આપણે વ્યવહારમાં શું મિથ્યા માનીશું? કાંઈજ નહિ. માની શકાય તેમ જ નથી અને માનીએ તો તમામ વ્યવહાર અટકી જાય. એટલે શકયાશકયની દષ્ટિએ શું માનવું યોગ્ય થઈ પડશે તે તો સુજ્ઞ મનુષ્ય સહજ સમજી શકશે.

આવા ચર્ચાસ્પદ વિષયોમાં આપણે વૈષ્ણવોએ બહુ ઊંડા ઊતરવાની જરૂર નથી, તેમ કોઈપણ વાદની આપણે અવગણના કે અવહેલના કરવાની નથી. આપણે તો શ્રીવલ્લભાચાર્યે સમાજ સમક્ષ કેવા પ્રકારનું તત્ત્વજ્ઞાન રજૂ કર્યું છે અને કેટલું વ્યવહાર્ય છે તે જ જોવાનું છે. અમલમાં મૂકો એ ન્યાયની દષ્ટિએ માત્ર વાચિક સિદ્ધાંતને બદલે "અમલમાં મૂકવું" વધારે ઉપયોગમાં આવે છે એ વ્યવહારવિદ્દાનો મત છે.

આવા આપણા પરમકૃપાલુ, વૈષ્ણવોના પરમ પ્રેમાસ્પદ ઉત્સવનાયક શ્રીવલ્લભાધીશનાં ચરણકમલોમાં અનેકાનેક વંદન, દંડવત્ પ્રણામ કરી હું વિરમું છું અને આપશ્રીને નમ્રાતિનમ્ર પ્રાર્થના કરું છું કે, આપશ્રીની સૃષ્ટિને-બલ્કે જગત માત્રને આપનું તત્ત્વ-જ્ઞાન પચાવવા શક્તિ અર્પી મનુષ્યને ઐહિક તેમજ પારલૌકિક સુખ શાંતિના માર્ગે વાળવા કૃપા વર્ષાવો, કારણ વર્તમાન જગતને અને જગતના લોકોને આની ખાસ જરૂર છે. (સં. ૨૦૦૮)

ટોડરમલ



# ડભોઇમાં શ્રી દયારામ સાહિત્યસભા

## વડોદરાના શેઠશ્રી ટોડરમલ શામળબેચરવાળાના પ્રમુખપદે ઊજવાયેલો ચતુર્થ વાર્ષિકોત્સવ



સમુપસ્થિત સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો, આજની સભાના પ્રમુખસ્થાન માટે હું આપ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

શ્રી દયારામ સાહિત્ય સભાનો ચતુર્થ વાર્ષિકોત્સવ દર્ભાવતી—ડભોઈ—તે શ્રી દયારામભાઈની જન્મભૂમિ તેમાં આપણે ઊજવીએ છીએ તે સુઅવસર અભિનંદનીય ગણાય.

વડોદરામાં પ્રેમાનંદ સાહિત્ય સભા છે, તેમ ડભોઈમાં શ્રી દયારામ સાહિત્ય સભા છે.

વડોદરામાં ઘણા સમયથી સાહિત્ય સભા છે છતાં હાલ થોડા સમયથી ઉપરનું નામ અપાયું છે, તે યોગ્ય થયું છે. ડભોઈમાં દયારામભાઈના નામથી જ શ્રીગણેશ મંડાયા છે, તે શુભસૂચક અને અર્થપ્રદ છે.

શ્રી દયારામભાઈ જેવા સાક્ષર - વિદ્દ્‌રત્ન અને મહાનુભાવ ભક્તકવિ માટે મારે કાંઈ કહેવું તે મહાકવિ કાલિદાસ કહે છે તેમ 'प्रांशुलभ्ये फले लोभाद् उद्बाहुरिव वामनः' એટલે બટુક માણસ ઊંચા વૃક્ષનું ફલ તોડવા પ્રયાસ કરે છે તેના જેવું છે.

હું નથી સાક્ષર, પંડિત કે સાહિત્યકાર. હું તેઓશ્રીના સાહિત્યને સાક્ષરો જે દૃષ્ટિથી નિહાળે તે દૃષ્ટિથી કાંઈ જોઈ શકું એ અસંભવ છે.

અલબત્ત, હું તેમના સાહિત્યનો ઉપાસક તો છું જ. તેમના પ્રત્યેની સદ્‌ભાવના અને ઉપાસના તેમના સાહિત્યમાં કહેલા ગૂઢ ભાવોને સમજાવવા જરૂર પ્રેરણા કરે તો કાંઈ નવાઈ નહિ.

પૂર્ણ પરબ્રહ્મના પરમ તત્ત્વને બ્રહ્માદિ દેવો ન કળી શકયા તે વ્રજની નિરક્ષર વ્રજાંગનાઓ સમજી ગઈ, કારણ, કેવલ વિશુદ્ધ ભાવ. 'भावो भावनया सिद्धः।' એ ન્યાયે આપણે પણ સાક્ષર ન હોવા છતાં કવિ શ્રી પ્રત્યેના ભક્તિભાવથી પ્રેરાઈ તેમનું સાહિત્ય સમજવા પ્રયાસ કરીએ અને સમજી શકીએ તો તેમાં કાંઈ નવાઈ નહિ.

ભક્તકવિ શ્રી દયારામભાઈ તે વૈષ્ણવો માટે તો પ્રાતઃસ્મરણીય ગણાય છે જ, કારણ તે પુષ્ટિ સંપ્રદાયના છે. તેઓશ્રીની ગરબીઓ આપણાં ગુજરાતીઓનાં ઘરેઘર સવારસાંજ ગવાય છે અને ગવાશે જ. આ કાંઈ ઓછા હર્ષ અને અભિમાનની વાત નથી.

પ્રશ્ન એ ઉદ્દ્‌ભવે છે કે આટલું હોવા છતાં પણ તેઓશ્રીના નિંદકો પણ આપણે જોઈએ છીએ, એમ એમ કેમ ? અરે ! હોય તેમાં જ તેઓશ્રીની મહત્તા.

મહાન પુરુષોના નિંદકો તેમની નિંદારૂપી અંજલિઓથી તેઓને હલકા પાડતા નથી, પણ ઉન્નત બનાવે છે. તેઓ નિંદામાં આનંદ માને છે, રસ લે છે, પણ તેટલું જ નિંદિત મહાપુરુષનું જીવન ઉન્નત બનતું જાય છે.

અરે ! જગતમાં અનાદિકાલથી નિંદા ચાલતી આવી છે, તેવી રીતે શ્રીદયારામભાઈને પણ કેટલાક ગણ્યાગાંઠા નિંદે કે વગોવે તેથી તેમના જીવનને કાંઈ ઝાંખપ લાગવાની નથી.

શાસ્ત્રકારો તો નિંદકોને વખાણે છે અને તેમના જેવા કોઈ મિત્ર નથી એમ કહે છેઃ—

" आक्रोशकसमो लोके सुहृदन्यो न विद्यते ।
यस्तु दुष्कृतमादाय सुकृतं स्वंप्रयच्छति ॥ "

કોઈ પણ કાર્યના બધા જ પ્રશંસકો હોય એમ કાંઈ થોડું બને છે?

સુકાવ્ય કે સુસાહિત્ય પણ બધાંને રોચક થોડું બને છે? કારણ, બધા સરખા રસના ભોક્તા હોતા નથી. અધિકાર એ શ્રેષ્ઠ વાત છે.

મહાકવિ 'બાણ' કહે છેઃ—

सुभाषितं हारि विशत्यधो गलान्न दुर्जनस्यार्करिपोरिवामृतम् ।
तदेव धत्ते हृदयेन सज्जनो हरिर्महारत्नमिवातिनिर्मलम् ॥

દુર્જનના ગળામાં સારું કાવ્ય પ્રવેશી શકતું નથી, જેમ અમૃત સૂર્યના દુશ્મન રાહુના મુખમાં પ્રવેશતું નથી તેમ. પણ, સજ્જન ઊલટ તે સત્કાવ્યને હૃદયમાં ધારણ કરે છે, જેમ શ્રી વિષ્ણુ ભગવાન કૌસ્તુભમણિને પોતાના વક્ષઃસ્થલમાં ધારણ કરે છે તેમ.

કવિ 'ભવભૂતિ' પણ કહે છે કેઃ—

सर्वथा व्यवहर्तव्यं कुतो ह्यवचनीयता ।
यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः ॥

એટલે આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે જે જેનો જેવો અધિકાર તેવો અનુભવ થાય.

જેને કમળાનો રોગ થયો હોય યા તો પીળાં કે કાળા ચશ્માં પહેરી વસ્તુને નિહાળે તેને જગતનાં તમામ પદાર્થો પીળા યા કાળા જ દેખાય તેમાં નવાઈ શી? તેમાં કાંઈ યથાર્થ વસ્તુની મહત્તા લવલેશ પણ ઘટતી નથી.

આનાં કરતાં તો આપણે સર્વ મધુકરની વૃત્તિ સેવતાં શીખીએ તો આપણે સર્વમાંથી સાર જ ગ્રહણ કરી શકીએ.

'सर्वतः सारमादत्ते यथा मधुकरो बुधः ।'

જગતના વ્યવહારમાં આપણે જો મધુકરને ગુરુ બનાવી તેનું અનુકરણ કરતાં શીખી જઈએ તો જગતમાં મહાન અનર્થો આપણે અટકાવી શકીએ, અને આપણે આપણું જીવન પણ ઉન્નત બનાવવા સમર્થ થઈએ.

ભક્તકવિશ્રી દયારામભાઈનાં જીવન-કવન વિશે આપણે ઘણું જાણ્યું છે, જાણીએ છીએ.

અનેક વાર વિદ્વાનો તરફથી તેમનાં કાવ્યો વગેરે સંબંધમાં પૃથક્ પૃથક્ દૃષ્ટિથી સમાલોચનાઓ થઈ આપણા કર્ણપુટો પર અથડાઈ છે અને તેઓશ્રી વિશે જે કાંઈ જાણીએ છીએ તે થોડું તો નથી જ.

છતાં મારે કહેવું જોઈએ કે આપણે તેઓશ્રીના સર્જનને જેવો ન્યાય આપવો જોઈએ તેવો ન્યાય તો નથી જ આપી શકયા.

શ્રી દયારામભાઈનું આજ દિન સુધીમાં જે કાંઇ સાહિત્ય પ્રકાશિત થયું છે તેમાં સમાયેલી વાસ્તવિક ભાવના, રસ કે અલંકારો વગેરે સમજવાં આપણે અસમર્થ છીએ.

તેઓશ્રીનું મોટા ભાગનું સાહિત્ય, કાવ્યભાગ ગરબીઓ વગેરે એવી ગૂઢ ભાવનાઓથી અને જુદા જુદા રસોથી ભરપૂર છે કે જ્યાં સુધી આપણે સંસ્કૃત સાહિત્ય કે કાવ્યની દૃષ્ટિથી તેનો અભ્યાસ ન કર્યો હોય ત્યાંસુધી ભાગ્યેજ સમજી શકવા સમર્થ નીવડીએ. આ તો દરેક માટે સામાન્ય સમજની વાત છે.

શ્રી દયારામભાઈના એક જ પદ કે કડી ઉપર પૂરેપૂરી રીતે ટીકા થઈ તેમાં રહેલા ભાવો, અલંકારો, રસો, અમુક શબ્દ શા માટે યોજાયેલો છે વગેરે ઝીણી દૃષ્ટિથી થતી ઝીણવટભરી ટીકાઓ કે સમાલોચનાઓ થઈ હોય તેવું મારા જાણમાં નથી અને તેવું કોઈ જો સાક્ષર વર્ગ કે વિદ્વાન વર્ગ તરફથી કરવામાં આવે તો આપણે શ્રી દયારામભાઈનાં સર્જનને યોગ્ય ન્યાય કર્યો ગણાશે, અને તેમની તેમજ સાહિત્યની પણ યોગ્ય સેવા કરી લેખાશે.

તેવું સાહિત્ય સટીક બહાર પડે, ગમે તો થોડું થોડું, તોપણ મહાન આવકારદાયક ગણાશે.

તેમના અભ્યાસીઓ હાલ જે કાંઈ જાણે તેના કરતાં વધુ ઊંડાણથી જાણવા સમર્થ થશે અને સાહિત્યની દૃષ્ટિથી તલસ્પર્શી અભ્યાસ કરવા તરફ મનોવૃત્તિ દોડશે.

આ મારી નમ્ર સૂચના જે રજૂ કરું છું તેને સુજ્ઞ સાહિત્યકારો, સાક્ષરો તથા સાહિત્યરસિકો વધાવી લેશે અને માત્ર દયારામભાઈનું જ સાહિત્ય નહિ, પણ ગુજરાતના અન્ય મહાકવિઓના સર્જનને પણ આ પ્રમાણે સંસ્કૃત સાહિત્યની દૃષ્ટિથી જોવામાં આવશે અને તેની ટીકાઓ, સમાલોચનાઓ તૈયાર કરવામાં

આવશે તો ગુજરાતી સાહિત્યની અમૂલ્ય સેવા કરી લેખાશે.

આપણે તો શ્રી દયારામભાઈના સાહિત્યને આ પ્રમાણે મૂર્ત સ્વરૂપમાં રજૂ કરવા તૈયાર થઈશું અને તે દિશામાં પ્રયાસ કરીશું તો શ્રી દયારામભાઈ જેવા ગુર્જરના એક મહાન કવિને યોગ્ય ન્યાય કર્યો ગણાશે, અને તેમનું ઋણ અદા કર્યું ગણાશે.

આટલું થયા પછી તેમના વિરોધીઓ ભલે એ ટીકાની ઉપર બીજી ટીકાઓ લખે છતાં તે પણ અભ્યાસની દૃષ્ટિએ તો પ્રશંસનીય જ ગણાશે, કારણ તેવી તૈયાર થયેલી ટીકાઓ ઉપર જ્યાંસુધી તેનો પૂરેપૂરો અભ્યાસ કરવામાં ન આવે ત્યાંસુધી વિરોધીઓને માટે પણ વિરુદ્ધ લખવું સહેલું નહિ પડે અને એ દૃષ્ટિથી વિરોધીઓ પણ જે કાંઈ લખશે તે અવશ્ય મનનીય તો થઈ પડશે.

શ્રી દયારામભાઈનું યાવવત્પ્રાપ્ય સાહિત્ય પ્રકાશમાં લાવવાની આવશ્યકતા તો ઊભી જ છે, પણ તેના કરતાં પણ બુદ્ધિ અને અર્થનો વ્યય હાલ બતાવેલ દૃષ્ટિકોણ ઉપર કરવામાં આવે તો સમાજને વધુ ઉપકારક થઈ પડશે એમ મારું નમ્ર મંતવ્ય છે.

શ્રી દયારામભાઈનું સાહિત્ય ઉત્કૃષ્ટ કોટિનું છે એમાં શંકાને સ્થાન નથી.

કાવ્ય કેવા પ્રકારનું હોવું જોઈએ, કાવ્યનું પ્રયોજન શું હોવું જોઈએ એ પ્રાચીન સંસ્કૃત સાહિત્યની દૃષ્ટિથી તપાસીએ તો मम्मटના काव्यप्रकाश માં લખ્યું છે તેમ **'ધ્વનિ'** એ ઉત્તમ કાવ્યનું લક્ષણ છે, **'ગુણીભૂતવ્યંગ્ય'** એ મધ્યમ કાવ્યનું અને **'અવ્યંગ્ય'** એ અધમ કાવ્યનું લક્ષણ છે.

તેમજ કાવ્યના પ્રયોજનમાં:—

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।
सद्यः परनिर्वृतये कान्तासंमिततयोपदेशयुजे ॥

ઉપરનાં લક્ષણોથી તપાસતાં કાવ્યની ઉત્તમતા, મધ્યમતા વગેરેનો ખ્યાલ આવશે અને તે દૃષ્ટિથી તપાસીએ તો તેનું રહસ્ય સમજવા સારી રીતે શક્તિમાન થવાય.

તેવી જ રીતે પ્રયોજનમાં શ્રી દયારામભાઈએ પ્રભુભક્તિનાં અને તેના જ ગુણાનુવાદો તથા ઉપદેશનાં જ કાવ્યો મોટા ભાગનાં રચ્યાં છે તેથી તેઓશ્રીનો કીર્તિધ્વજ બહુ જ ઊંચે ફરકી રહેલો છે.

સુવર્ણની ખરી રીતે કસોટી થાય ત્યારે તેની કિંમત અંકાય છે તેમ જ શ્રી દયારામભાઈના સાહિત્યની બરાબર કસોટી કરીએ ત્યારે જ શ્રી દયારામભાઈને અન્ય કવિઓની હરોળમાં કયું અને કેવું સ્થાન આપવું તે સમજી શકાય.

અન્ય કવિઓનાં કાવ્યો જેટલાં અને જેવાં પ્રતિભાસંપન્ન, હૃદયવેધક અને માર્મિક લાગવાં જોઈએ તેટલાં નથી લાગતાં જ્યારે શ્રી દયારામભાઈનું સાહિત્ય તે ખોટ પૂરી પાડે છે. તેનું મુખ્ય કારણ મને તો એ લાગે છે કે તેઓશ્રીનું સમસ્ત જીવન પ્રભુમય હતું અને જાણે કે તેમની તમામ કૃતિઓ, તમામ કાવ્યો શ્રી પ્રભુ માટે જ લખાયેલાં ન હોય! પોતાના આત્મસમર્પણથી પોતાનું સમસ્ત પ્રભુને સમર્પ્યું, પોતે દીન બન્યા, એટલું જ નહિ, પણ પ્રભુ વિના અન્યને તેમણે મહત્તા કે માન પણ અર્પ્યાં નથી કે અન્યના સ્તુતિવાદો ગાયા નથી તેમ નિંદા પણ કરી નથી. રાજા મહારાજાઓ કે ધનિકોનાં ખોટાં ગુણગાન ગાયાં હોય કે અન્ય દેવ દેવતાઓની પણ આરાધના કરી હોય એવું તેમના સાહિત્યમાં દૃષ્ટિગોચર થતું નથી. શ્રીકૃષ્ણ એ તેમના પરમ આરાધ્ય દેવ. દા. ત.

"જુઓ સ્વભાવ શ્રી કૃષ્ણનો, અવગુણને ગુણ જાણે;
અવળું પડે અન્ય દેવને, સામું દે દુઃખ શત્રુ પ્રમાણે.
પ્રમાણ નહિં ફળ દે તો એ જાએ,
હરિનું આપ્યું કદી નાશ ન થાએ."

* * *

કર્તું અકર્તું, અન્યથા કર્તું, સમર્થ શ્રી હરિરાય;
ના થાવાનો પદાર્થ કરે, થાવાનો મટી જાય.

* * *

હરિને ભજે વળી અન્ય આરાધે,
તે અનન્ય ભક્ત ન કહાવે રે.
અંતે તો સહાય શ્રી કૃષ્ણ કરે પણ,
આગળથી અથડાવે રે.

ભજતાં ભગવંત કાંઈ ન રહે બાકી,
મૂળનું પાણી સઘળે પહોંચે રે.

* * *

અન્યાશ્રય અને અસમર્પિત માટે તેઓ અત્યાગ્રહી કેવા હતા તેનું તેઓશ્રીનાં પદોથી સૂચન થાય છે. જેમકેઃ—

(૧) અન્યાશ્રય અસમર્પિત, એ બે મોટા દુસ્તર રોગ,
સર્વ વસ્તુ શ્રીનાથને અરપી, ઉચ્છિષ્ટ કરવો ભોગ.

* * *

(૨) અનન્ય દૃઢ આશ્રય એક હરિનો,
તેજ અખિલની આશ.

* * *

(૩) એક વર્યો ગોપીજનવલ્લભ, નહિ સ્વામી બીજો;
નહિ સ્વામી બીજો રે, મારે નહિ સ્વામી બીજો.
અવર કોઈનું કામ ન મારે, રીઝે કે ખીજો.
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો.
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં, મન રખે ભીજો—
એક વર્યો.

* * *

આ તેમની પોતાના ઇષ્ટદેવમાં અનન્યતા, વિશુદ્ધ પ્રેમ અને દૈન્યરૂપી આદર્શ ગુણોની ઝાંખી કરાવવા શું શક્તિમાન નથી?

આવી ગુણબુદ્ધિ કે આવો ટેક અન્ય કવિઓમાં દગ્ગોચર થતો નથી અને તેથી જ તેટલા અંશે શ્રી દયારામભાઈનું સાહિત્ય પ્રતિભાસંપન્ન, રસમય અને ઉન્નત લાગે તો કોઈ નવાઈ નહિ.

તેઓશ્રીએ જે કાંઈ લખ્યું છે તે કોઈને રાજી કરવા ખાતર નહિ, પણ પ્રભુની પ્રસન્નતા ખાતર, આત્મસંતોષ માટે અને હૃદયની તન્મયતાથી લખેલું છે, જેથી અન્યના હૃદયને સ્પર્શી શકે છે. જરા ઊંડાણથી અને વિચારપૂર્વક તપાસીશું તો આ કથન સત્ય લાગશે.

આપણા પ્રાચીન ઋષિમુનિઓ કે જેઓ ધર્મશાસ્ત્રોના પ્રણેતાઓ છે તેમણે જે કાંઈ શાસ્ત્રો, સંહિતાઓ કે સાહિત્ય લખ્યું તેમાં પ્રભુનાં ગુણગાન, પ્રભુના સ્તુતિપાઠો અને સમાજને નિયમમાં રાખે તેવા નિઃસ્વાર્થ દૃષ્ટિથી ઘડેલા નિયમો વિના અન્ય જોવામાં આવતું નથી.

અન્યનાં ગુણગાન કરવાં કે અન્ય પ્રકારનું લખ[illegible] તે તો વાણીનો વિલાસ જ કહેવાય અને સારા કવિએ કે લેખકો ભાગ્યેજ પોતાની વાણીને કે વિદ્યાને વૈખરી વાણીરૂપી દોષમાં નાખી કલુષિત બનાવે.

આપણી આર્ષદૃષ્ટિ તો વાણીનો વિનિયોગ પ્રભુથી અન્યમાં કરવો તેને વાણીનો વ્યભિચાર લેખે છે.

આ દૃષ્ટિથી જો આપણું ગુજરાતી સાહિત્ય પણ ભવિષ્યને માટે રચાય તો જગતના ઘણા અનર્થોમાં આપણાં યુવક યુવતિઓ જે ભોગ બને છે તે અટકાવી શકાય.

આપણું આધુનિક સાહિત્ય-સર્જન કાવ્યો, નાટકો નવલકથાઓ અને નવલિકાઓ અર્થ કરતાં અનર્થ તરફ વધારે દોરે છે એ તો દરેકને માટે સ્વાનુભવની વાત છે. અને તેમાં પણ ખાસ કરીને ઊછરતાં અને કુમળી વયનાં યુવક યુવતિઓનાં કોમળ મનો ઉપર જે નહિ ભૂંસી શકાય તેવી અસર કરે છે અને માઠાં પરિણામો નિપજાવે છે તેનાં દૃષ્ટાંતો આપણી સામે મોજૂદ છે.

હાલનાં યુવક યુવતિઓને આપણા પ્રાચીન સંસ્કૃત કે ગુજરાતી સાહિત્ય પ્રત્યે અણગમો છે. જ્યાં ધર્મ નીતિ કે સન્માર્ગના ઉપદેશો જોવામાં આવે છે ત્યાં તેમનું મન ખેંચાતું નથી, પણ ગમે તેવાં વર્તમાનપત્રો, નવલકથાઓ અને નાટક સિનેમાઓ તરફ મન ખેંચાય છે અને તેવું અશ્લીલ સાહિત્ય તેમને વધુ રોચક થઈ પડે છે.

આપણાં વર્તમાનપત્રો, માસિકો, સામયિકો, નાટકો સિનેમાઓ ચારિત્ર્ય ઘડવામાં મોટો ભાગ ભજવે છે અને તેથી તે જેટલું કાચા દરજ્જાનું અને સારા સંસ્કારી મનુષ્યોના હાથે લખાયેલું હોય તેટલું સમાજને સુસંસ્કારી બનાવી શકે, નહિ તો તેટલો જ અનર્થ પણ ફેલાવે. રાષ્ટ્રજીવનના ઘડતરમાં પણ સુસાહિત્ય એ અણમોલ ખજાનો છે.

હાલમાં નજરે પડતાં આપણી અધોગતિનાં તથા દૃષ્ટિગોચર થતા અનેક અનર્થોનાં કારણોમાં સાહિત્ય અને તેની અંગભુત વસ્તુઓ પણ મોટો ભાગ ભજવે છે.

હજુ પણ આપણે નહિ ચેતીએ તો આપણે આપણી પ્રગતિ ભાગ્યેજ સાધી શકીશું અને વિકાસને બદલે વિનાશ કરીશું.

પ્રાચીન લેખકોની મનોદશા બહુ જ ઉચ્ચ હતી અને તેમનું સાહિત્ય સમાજને સન્માર્ગે દોરવા પ્રત્યેનું હતું તેની વિશિષ્ટતા માટે કોઈથી ના કહેવાય તેમ નથી.

પરંતુ આ બધા પ્રત્યે આપણું કેટલું માન છે? આપણે તો એટલી હદ સુધી પહોંચ્યા છીએ કે આપણાં પુરાણો, આપણાં ધર્મશાસ્ત્રો કે જે આપણો અમૂલ્ય અને અદ્વિતીય નિધિ છે તેને પણ ખોટાં ઠરાવવામાં આપણે આનંદ માનીએ છીએ. આ આપણી મનોદશા આપણને કયે માર્ગે ઘસડી જશે અને આપણી સંસાર-નૌકા ઝોલા ખાતી ખાતી કયે ખડકે અથડાઈ ભાગી જશે એ સમજી શકાતું નથી.

પ્રસ્તુત વિષયથી જરા દૂર જવાયું છે તે માટે દિલગીર છું, પણ આવશ્યક હોઈ નિરૂપણ કર્યું છે, તો અવશ્ય આ વિષય ઉપર આપણા સમાજના ઘડતરમાં જેને શિરે જવાબદારી છે તે વિચાર કરશે અને જરૂર જણાય તો યોગ્ય માર્ગસૂચન કરશે.

શ્રી દયારામભાઈનાં સાહિત્ય, કાવ્યો, ગરબીઓ સંબંધી ઉપર અંગુલિનિર્દેશ કર્યો છે, બાકી તેઓશ્રીનું એટલું વિપુલ અને ઉપયોગી સાહિત્ય છે કે જે પૂરેપૂરો અભ્યાસ માગે છે.

તેઓશ્રીનાં કાવ્યોમાંથી ભ્રમિત અને ભ્રાન્ત મનુષ્યોને સહજ પ્રેરણા મળી રહે છે અને એક પ્રકારનું એવું ગુપ્ત આશ્વાસન મળે છે કે તે મનુષ્યના ભ્રાન્ત ચિત્તને શાન્ત પાડે છે અને સન્માર્ગે દોરે છે.

આજનો પ્રસંગ હું અણમોલ ગણું છું કે જેથી આપણને શ્રી દયારામભાઈ જેવા મહાનુભાવ ભક્ત-કવિનાં ગુણગાન ગાવા અવસર મળ્યો છે.

આજના પ્રસંગે મને જે બહુમાન આપ સર્વેએ આપ્યું તે માટે હું આપનો આભારી છું અને ઇચ્છું છું કે મેં જે કાંઈ વિચારો દર્શાવ્યા તેના ઉપર વિચાર કરી જોશો અને યોગ્ય લાગે તો અમલમાં મૂકવા યથાશક્તિ પ્રયાસ કરશો.

શ્રી પ્રભુ આપની સાહિત્ય સભાને વધુ ને વધુ પ્રગતિમાન બનાવે, તેના ઉદ્દેશો બર લાવે અને આપણને સર્વેને સન્માર્ગે દોરે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

કૈલાસવાસી શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજા સાહેબે કવિશ્રીની પ્રતિમા બેસાડવા માટે તથા તેમનું યથાયોગ્ય બહુમાન તેઓશ્રીની જન્મભૂમિમાં યોગ્ય રીતે થાય તે માટે જે કાંઈ સૂચનાઓ કરી જે સહાય આપી છે તે અવિસ્મરણીય રહેશે. તેઓશ્રી કદરદાન હતા અને કદર કરી છે તેવી જ રીતે આપણા વર્તમાન મહારાજા સાહેબ શ્રીમંત પ્રતાપસિંહરાવ મહારાજા સાહેબ પણ આ કાર્યને બીજારોપણમાં ફળ્યું ફાલ્યું મહાન વૃક્ષ થવામાં અવશ્ય મદદ કરશે અને તેઓશ્રી પ્રોત્સાહન આપશે એમ દઢતાપૂર્વક ઇચ્છીશું, એટલું જ નહિ, પણ રાજ્યના અંગભૂત પ્રધાન કાર્યકરો અને અમલદાર વર્ગ પણ આ બાબતમાં પૂરતો સહકાર આપશે તો કાર્ય વેગવાન બનશે.

શ્રી દયારામભાઈનું યોગ્ય સ્મારક કઈ રીતે થઈ શકે એ તેઓશ્રીના સાહિત્યના ઉપાસકો અને તેમના ભક્તોની મનઃકામના હોય એ સ્વાભાવિક છે. છતાં મારો મત તો એ છે કે તેઓશ્રી તો પોતાની પાછળ એવું ચિરસ્મરણીય સ્મારક મૂકતા ગયા છે કે તે ગુર્જર સાહિત્યના ક્ષેત્રમાં સદાને માટે યાદગાર રહેશે; આપણે જે કાંઈ તેઓશ્રી માટે કરીએ તે તો આપણા સંતોષને ખાતર જ છે અને આપણે કરવું જ જોઈએ.

આટલું બોલી, ફરીથી એક વાર આપ સર્વનો આભાર માની હું મારું વક્તવ્ય સમાપ્ત કરીશ.

[ તા. ૧૧-૬-૪૫ ]



वटपत्तनस्थ-संस्कृतविद्वत्सभायाः प्रथमे वार्षिकसंमेलने

श्री. टोडरमल श्रेष्ठिनां

## स्वागतभाषणम्

३-५-५५



प्रचोदिता येन पुरा सरस्वती
वितन्वताऽजस्य सतीं स्मृतिं हृदि ।
स्वलक्षणा प्रादुरभूत्किलास्यतः
स मे ऋषीणामृषभः प्रसीदताम् ॥

**समुपस्थिता विद्वांसः,**

इदानीं प्रतिदिनविवर्द्धमानातपबहुले कालेऽपि आयासमविगणय्य अस्मान् सभाजयितुमिहोपस्थितानां भवतां स्वागतं ब्रुवाणा वयं स्वागतसमितिसभ्याः कमपि अनिर्वचनीयमानन्दमनुभवामः । यद्यपि भवतां सत्कारायापेक्षितानां साधनानां न्यूनतया न खलु वयं 'स्वागतम्' इत्युच्चारणादधिकं किमपि कर्तुं समर्था भवामः, तथापि देशकालव्यवस्थाव्युत्पत्तिमतां भवतां महामनस्त्वे विश्वस्य संतोषं वहामः ।

अस्मिन् भारते न कश्चिदपि सारासारविचारचतुरो जनस्तादृशो भवेत्, यः संस्कृतभाषामाहात्म्यमुपचीयमानं दृष्ट्वा न प्रहृष्यति । सुरासुरसम्मानिताया अस्या भाषाया यशोगानं भवतां पुरतः पुनरुक्तकल्पं भविष्यति, अद्यत्वेऽपि तत्र तत्र यवनादिप्रदेशेष्वपि प्रसृत्वरं संस्कृतभाषागौरवं वृत्तपत्रादिषु पठामः मोदामहे च नितराम् ।

न खलु इदं परोक्षं भवतां यत् समस्तेऽपि भारते स्वकीयया संस्कृत्या, विद्यया, व्यापारेण, कलाप्रचयेन, विशुद्धया च गुर्जरप्रदेशः किमपि वैशिष्ट्यमर्हति, तत्रापीदं वटपत्तनं विद्यानां कलानाञ्च केन्द्रभूतमस्ति । कैलासवासिना सद्गुणगणावलिविहारसदनेन पुण्यश्लोकेन श्रीसयाजीरावमहाराजेन तत्र तत्र राजकीयव्यवस्थासु नूतनां परिपाटीमाविष्कुर्वता राजकीयकर्मचारिणामपि शिक्षणालयत्वेन परां प्रतिष्ठामारोपितम् । अत्र च संस्कृतविद्याविशारदानामुत्तेजनाय श्रावणमासदक्षिणापरीक्षानाम्नी संस्था विद्याधिकारिणामाध्यक्ष्ये प्रचलति, तत्र चानेके छात्राः परीक्षासूत्तीर्णा भूत्वा गौरवं लभन्ते । मैथिला गौडा वाङ्गा महाराष्ट्रीयाश्च भूयांसो विद्वांसः पुण्यसलिलाया विश्वामित्रसंभूताया नद्यास्तीरप्रान्तवर्तीदं नगरं 'विद्याभूमि' रित्यवगच्छन्ति ।

विदितं स्याद्भवतां कतिपयसंवत्सरेभ्यः पूर्वं वाराणसेयैरपि विद्वद्भिः समभिनन्दितवैदुष्यः श्रीमान् महाराजखण्डेरावसम्मानितो महाशङ्करपण्डितोऽत्राभवत् । यस्य शिष्येण श्रीमता प्रख्यातपाण्डित्येन सुरतिस्थगोस्वामिश्रीयदुनाथजीमहाराजचरणाश्रितेन निर्मित 'आर्यविद्यासुधाकर'नामा प्रबन्धो वेदशास्त्राणां गौरवं प्रथयति । तत्तनूजो विख्यातयशाः

कृष्णशास्त्री वैय्याकरणधुरीणः समभवत्, तस्यैवान्तेवासिभिर्महामहोपाध्याय श्रीरामकृष्णशास्त्रिभिर्व्याकरणमध्यापिता अनेके पण्डितास्तत्र तत्राद्यापि गुर्जरभूमिमलङ्कुर्वन्ति । ते च वटपत्तनं गुरुगृहमिति सम्मानयन्ति । अन्ये च चतुस्तन्त्रस्वतन्त्रमहामहोपाध्यायतर्कवाचस्पतिबदरीनाथशास्त्रिणां यशोऽद्यापि संस्कृतविद्यायां रसमावहतां धन्यानां कर्णभूषायते । अन्येऽपि बहवो विद्वांसोऽत्र समभवन् वर्तन्ते च । अत्रत्यानां धनिकानां दानानि सर्वत्राख्यायन्ते । राजसम्मानितं नगरश्रेष्ठिहरिभक्तिकुटुम्बं केषामपरिचितम् । अस्मत्पूर्वजाः श्रीमन्तः सामलबेचरश्रेष्ठिनः परिचिता एव भवताम् । विश्रुतमेव लल्लुबहादरश्रेष्ठिनामभिधानम्, विख्यातकीर्तयः श्रीमन्तः खुशालचन्द्रश्रेष्ठिनस्तथा च धनदातिशायिविभवा झवेरलक्ष्मीचन्द्रश्रेष्ठिनः, अन्ये चानेके श्रेष्ठिनः श्रीमद्रामलालदेसाईप्रभृतयो राजनीतिज्ञा, रसवैद्यभिषग्वर्यघनश्यामप्रभृतयो वैद्याश्चात्रावर्तन्त वर्तन्ते च संस्कृतविद्यायां विद्वत्सु धर्मे च परमामास्थां धारयन्तो वटपत्तनललामभूताः ।

तस्यामस्यां नगर्यां संवत्सरात्पूर्वमियं 'संस्कृतविद्वत्सभा' नाम्नी इयं संस्था आविर्भूता संस्कृतविद्यायां अरुणोदयकालमावेदयति ।

केचन इमां भाषां दैनंदिनकर्मसु अव्यवहियमाणां दृष्ट्वा 'मृतभाषे'ति अनुचितेन प्रयोगानर्हेण विशेषणेन विशिंषन्ति । वयं तु 'प्रसुप्तभाषा' इत्यवगच्छामः । सा च पुनरपि शनैः शनैरुत्थाय इदानीं तु राजकर्मचारिणामपि वदनसिंहासनमारोहतीत्येतदस्माकं परमं प्रमोदस्थानम् । इयमेव भाषा संस्कृतिं रक्षति, मानवेषु मानवतामादधाति, नरेषु च देवत्वमाविर्भावयति ।

आशास्महे च वयं अत्र सम्मिलिता भवन्तो महानुभावा अस्या भाषाया उन्नत्यै बद्धकंकणा भविष्यन्ति, भूगोलेतिहासविज्ञानव्यापारकलापुस्तकानि देशकालानुसारेण नूतनानि अस्यामेव भाषायामुपनिबध्य प्रचारयिष्यन्ति, तत्र तत्र सभासु संस्कृतभाषाया आद्यं स्थानं परिकल्प्य तयैव व्यवहरिष्यन्ति च । तथा कृतेऽल्पेनैव कालेनेयं भाषा राष्ट्रभाषापदमप्यलंकुर्यादपि ।

अहं तु मन्ये सैव भाषा राष्ट्रभाषा भवितुमर्हति या इतरभाषायाः प्रकृतिप्रत्ययविभागैरपेक्ष्येण स्थिता सर्वदा एकरूपा तिष्ठति । न च तादृशी भाषा समग्रेऽपि संसारे विभाव्यते विना संस्कृतम् ।

महर्षिणा पाणिनिना पूर्वव्याकरणान्यनुसृत्य प्रदर्शितैः प्रकृतिप्रत्ययविभागैरियमेव भाषाऽशुद्धिमुत्सार्य स्वकीयेन शुद्धस्वरूपेण राराजते ।

तस्याः प्रचारमात्रैकहेतुं पुरस्कृत्य प्रवृत्ता इयं सभा चिरंजीव्यात् । अस्याः सभायाः प्रथमेऽस्मिन् वार्षिके सम्मेलने सम्मिलितानां भवतां साहाय्येन इदं सम्मेलनं स्वकर्मालंकर्मीणं भवतु ।

पुनश्चायासमविगणय्य अस्माकं प्रबन्धकरणाशक्तिदोषं समुपेक्ष्य समुपागतानां भवतां महानुभावानां विदुषां 'स्वागत'मुदीर्य अनभ्यासाविनाभूताशुद्धिक्षमाप्रार्थनां च कृत्वाऽहं विरमामि ।

❋

# वडोदरानी संस्कृत विद्वत्सभाना तृतीय वार्षिक संम्मेलन प्रसंगे प्रो. गोविन्दलाल भट्टे करेली प्रमुखश्रीनी दरखास्तने श्री. टोडरमल शेठनुं

# अनुमोदन



श्रीमद्भिः भट्टमहोदयैः प्रस्तावितः यत् श्रीमद्वल्लभकुलावतंसाः विद्वद्वर्याः आचार्याः श्रीव्रजभूषणलालजीमहाराजाः विद्वत्सभायाः अस्य अधिवेशनस्य अध्यक्षपदमलंकुर्वन्तु,तत्प्रस्तावस्यानुमोदनं पण्डितवर्यैः श्रीलक्ष्मीनाथमहोदयैः सुयोग्यं कृतं तदनन्तरं अहमपि अनुमोदनार्थं भवतः पुरस्तात् उपस्थितोऽस्मि ।

एष तु उपचारः अनुष्ठातव्यः, अत एव किंचिद्वक्ष्यामि ।

श्रीआचार्यपादानां परिचयः यत्पूर्ववक्तृभिः सम्यक् दत्तः, अतः अधिकं नापेक्ष्यते, तथापि यथादिष्टः अल्पं ब्रवीमि । वस्तुतस्तु अतिमहतां परिचयः न आवश्यकः वर्तते । ते हि स्वयंप्रसिद्धाः, स्वस्वविशिष्टगुणैः, लक्षणैर्वा स्वयमेव प्रकाशिताः । यथा अग्निसूर्यादयः कुतः परिचयार्हाः । एते महान्तः प्रत्यक्षदर्शनेनैव स्वत एव परिचीयन्ते । सुवर्णं सुवर्णमिति प्रत्यक्षीकरणाय किं प्रसाधनमुपकरणं वा अपेक्षते? न किंचिदपि । तथा कस्तूरिका स्वस्या उग्रामोदेन कस्तूरिका इति निश्चिततया परिज्ञायते । "नहि कस्तूरिकामोदः शपथेन विभाव्यते" इति कविना सम्यगेवोक्तम् ।

अत एते आचार्यवर्याः स्वाचार्यपदैः गुणैः वा लक्षणैः वा स्वयमेव विभाव्यन्ते, न अन्यान्युपकरणानि अपेक्ष्यन्ते । "क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे" ।

एते श्रीआचार्यपादाः श्रीमद्वल्लभाचार्यप्रकटितप्रवर्तितशुद्धाद्वैतसंप्रदायस्य अनुयायिनां गुरवः, शिरोमान्याः, अतः वैष्णवसृष्टीनां तु सुविदिता एव, किन्तु वैष्णवेतरेषामपि तदेव वैशिष्ट्यम् ।

अस्य तृतीयवर्षीय-बालसंस्थायाः सुमहद्भाग्यं यत् प्रतिवर्षं महान्तः सुयोग्याः अध्यक्षस्थानमलंकुर्वन्तः सम्माननीया विद्वांसः लभ्यन्ते तत्कस्य हर्षं वा आमोदं वा न जनयेत्?

अतः श्रीभट्टमहोदयानां प्रस्तावस्य सहर्षं अनुमोदनं कृत्वा श्रीमदाचार्यचरणान् दैन्येन प्रणिपत्य विरमामि ॥



## વાઘોડિયા મહાલ પ્રથમ પુસ્તકાલય પરિષદ-જરોદ-ના

# પ્રમુખ તરીકે શ્રી. ટોડરમલ શેઠનું ભાષણ




**પ્રતિનિધિ ભાઈઓ, સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો !**

દરેક શુભ કાર્યમાં પ્રથમ મંગલાચરણ હોય છે, તેમ આજના આપણા શુભ તેમજ મહત્ત્વના કાર્યમાં પૂર્ણ પુરુષોત્તમ શ્રી કૃષ્ણચંદ્રનું મંગલ ધ્યાન કરી આજનું કાર્ય આરંભીશું.

આજના શુભ પ્રસંગે આપ બધા ભાઈઓએ આગ્રહપૂર્વક નિમંત્રણ કરી મને આપની સેવામાં હાજર થવાની તક આપી તે માટે હું આપ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આજે આપણે મહાલ પુસ્તકાલય પરિષદના પ્રથમ અધિવેશનને માટે ભેગા થયા છીએ. પુસ્તકાલયને લગતો વિષય દેખીતો જેટલો સરળ લાગે છે તેટલો જ અતિ મહત્ત્વનો અને ગૂઢ છે, કારણ, પુસ્તકાલય અને જ્ઞાનને ઘણો નિકટ સંબંધ છે અને પુસ્તકાલયની સમાલોચનામાં ઊતરવું એટલે જ્ઞાન-બુદ્ધિ-કેળવણી વગેરે વિષયોમાં ઊંડા ઊતરવા સમાન છે.

તેથી પ્રારંભમાં જ હું કહીશ કે આ વિષય ઉપર યથામતિ બોલતાં આપને કાંઈ ન્યૂનાધિક લાગે તો ક્ષમ્ય ગણશો.

પ્રાંત પુસ્તકાલય પરિષદો તો પ્રાંતોમાં ઊજવાઈ છે. મહાલોમાં પહેલવહેલી મહાલ પરિષદ આ જરોદ મુકામે આજે ભરાય છે ને તે માટે વાઘોડિયા મહાલને મગરૂર થવાનું કારણ છે.

જગતમાં પહેલ કરવાની વધારે કિંમત છે. પહેલ કરવામાં-સાહસ કરવામાં દુઃખ, કષ્ટ સમાયેલાં છે પણ તેની સાથે યશ અને કીર્તિ પણ પહેલ કરનારને જ વરે છે, એ ભુલાવું ન જોઈએ.

કહેવાનું તાત્પર્ય એ છે કે છેલ્લી પ્રાંતિક પરિષદે કરેલા ઠરાવ પ્રમાણે મહાલ પુસ્તકાલય પરિષદ ભરવાનું પહેલું માન વાઘોડિયાને મળે છે અને તે માટે એ અભિમાન ધરાવે તો અસ્થાને નહિ કહેવાય.

વડોદરાનું સુવિખ્યાત વિશાળ પુસ્તકાલય તથા ગામડે ગામડે પણ પુસ્તકાલયો વાચનાલયો સ્થાપવાની મહારાજાની જે શુભ ઇચ્છા આપણે ટૂંકમાં ફલિત થતી જોઈ તેના ફલોનો આસ્વાદ લઇ રહ્યા છીએ, તે **શ્રીમંત મહારાજા સાહેબના** ગુણાનુવાદ ગાયા સિવાય વડોદરાની સમસ્ત પ્રજાની રસના વિરામ પામે એ કેમ સંભવે ?

આપણા પરમ કૃપાળુ, પ્રૌઢપ્રતાપ શ્રીમંત મહારાજા સયાજીરાવની કારકિર્દીમાં **પ્રથમ જ્વલંત કાર્ય, અરે ! જ્વલંત એકલું નહિ પણ અજોડ કાર્ય** તે પ્રાથમિક મફત ફરજિયાત કેળવણી, જેમની એ મહત્ત્વાકાંક્ષા કે રાજ્યનો કોઈ પણ મનુષ્ય નિરક્ષર શા માટે રહે ? નિરક્ષરતા દૂર કરાવવી તે કાંઈ ઓછું પવિત્ર કાર્ય નથી. જગતમાં વિદ્યાદાન સૌથી શ્રેષ્ઠ મનાય છે અને તે વિદ્યાદાન પોતાની પ્રજાને ઘેર ઘેર આપવા શ્રીમંત ચાહે છે. नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । શ્રી ગીતાજીના આ સૂત્રને શ્રીમંત મહારાજા સાહેબ પૂરેપૂરું સમજે છે ને તે પ્રમાણે પોતાની પ્રજા સારી કેળવણી, સારું શિક્ષણ પ્રાપ્ત કરી લાયક બને એ જોવાની ખાસ ઉત્કંઠા તેઓશ્રી ધરાવે છે.

મનુષ્યનું નિરક્ષરત્વ દૂર કરવું એ અંધને ચક્ષુ આપ્યા સમાન છે. નિરક્ષરત્વ દૂર થવાથી મનુષ્ય ખરું મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકે છે.

મનુષ્યની કિંમત જ્ઞાનથી અંકાય છે. રાષ્ટ્રની કિંમત

તેમાં રહેલા વિદ્વાન પુરુષોની સંખ્યાથી ગણાય છે અને તેનું માન રાષ્ટ્રના નિર્માતાને ઘટે છે. તેવી જ રીતે આપણા કર્તવ્યનું વાસ્તવિક માન તો **શ્રીમંત સયાજીરાવ મહારાજાને** ઘટે છે.

રાજા રાજ્યમાં તો પૂજાય પણ પરરાજ્યમાં, બીજા દેશોમાં તેની ગણના થતી નથી; જ્યારે વિદ્વાન પુરુષ સર્વત્ર પૂજનીય છે. સંસ્કૃતમાં કહ્યું છે કે—

विद्वत्वञ्च नृपत्वञ्च नैव तुल्यं कदाचन ।
स्वदेशे पूज्यते राजा, विद्वान् सर्वत्र पूज्यते ॥

આપણા શ્રીમંત સયાજીરાવ મહારાજા એક બાહોશ રાજ્યકર્તા હોવા ઉપરાંત સારા વિદ્વાન પણ છે, જેના દૃઢ પુરાવારૂપે આપણી પાસે હાલનો તાજો દાખલો મોજૂદ છે. અમેરિકા જેવા સુખસમૃદ્ધ અને અગ્રગણ્ય દેશમાં પણ થોડા વખત પર ભરાયેલી વિશ્વધર્મ પરિષદના પ્રમુખસ્થાને બિરાજવાનું માન આપણા મહારાજાને મળ્યું હતું, તેને આપણે શું નાનો સરખો યશ લેખીશું? હાલમાં તો પાશ્ચાત્ય મુલકની પ્રજા જ્ઞાનની, બુદ્ધિની પરાકાષ્ઠાએ પહોંચેલી જણાય છે; અને તેવી પ્રજાના વિદ્વાન અને અગ્રગણ્ય લોકોના વારંવાર સહવાસથી શ્રીમંતની પણ દૃઢ ઇચ્છા છે કે આપણી પ્રજા પણ ત્યાંની પ્રજાની બરાબરી કેમ ન કરી શકે. અને તેથી જણાતી અસમાનતા દૂર કરવા માટે ફરજિયાત કેળવણી, પુસ્તકાલયો, વાચનાલયો જેવાં જ્ઞાન આપવાનાં સાધનો શહેર તેમજ ગામડાંના લોકોને પણ પૂરાં પાડી શકે તેવી યોજનાઓ કરી રહ્યા છે.

આવા પ્રયાસોનાં પરિણામો તાત્કાલિક નથી આવતાં, પણ લાંબા સમયે એનાં પરિણામો સારા અને મોટા પ્રમાણમાં દૃષ્ટિગોચર થાય છે.

આપણે આજે મહાલ પરિષદ ઊજવવા ભેગા થયા છીએ અને તે પણ વાઘોડિયા મહાલના જરોદ ગામે. એટલે, મહાલની છેલ્લાં દશ વર્ષની માહિતી હું આપની સમક્ષ નીચેના આંકડાથી દર્શાવીશ, જે પરથી આ મહાલની પુસ્તકાલયની દિશામાં શી પ્રગતિ છે તે જાણી શકાશે:

| સન | કસબા પુ. | ગ્રામ પુ. | વાચનાલય |
|---|---|---|---|
| ૧૯૧૪–૧૫ | ૧ | ૧ | ૦ |
| ૧૯૧૫–૧૬ | ૧ | ૩ | ૦ |
| ૧૯૧૬–૧૭ | ૧ | ૫ | ૨ |
| ૧૯૨૦–૨૧ | ૧ | ૯ | ૨ |
| ૧૯૨૩–૨૪ | ૧ | ૧૧ | ૩ |
| ૧૯૨૫–૨૬ | ૧ | ૧૪ | ૪ |
| ૧૯૩૦–૩૧ | ૧ | ૧૫ | ૫ |
| ૧૯૩૧–૩૨ | ૧ | ૧૭ | ૭ |
| ૧૯૩૨–૩૩ | ૧ | ૨૦ | ૪ |

વળી, અહીં મહાલ પુસ્તકાલય મંડળ સ્થપાયું છે. સને ૧૯૧૬–૧૭ માં સૌથી પહેલું મંડળ સ્થાપવાનું માન પણ આ મહાલને ફાળે આવે છે.

વાઘોડિયા મહાલનાં ૩૨ ગામોમાં શાળાઓ ચાલે છે જેમાં ૧૯૦૫ છોકરાઓ અને ૧૧૪૫ છોકરીઓ અભ્યાસ કરે છે. અંત્યજના ૧૬૦ છોકરાઓ અને ૧૦૧ છોકરીઓ અભ્યાસ કરે છે. આ ઉપરથી છોકરા તથા છોકરીઓને કેળવણીનો એકસરખો લાભ આપવાનો શ્રીમંતનો સ્તુત્ય ઉદ્દેશ સ્પષ્ટ દેખાઈ આવે છે, અને તે એટલી હદ સુધી કે ઉચ્ચ તેમજ નીચ કોમ એટલે બ્રાહ્મણથી માંડી અંત્યજ કોમનાં બાળક, બાળકીઓને પણ સરસ્વતી દેવીના કૃપાકટાક્ષથી વિમુખ રાખવામાં નથી આવ્યાં. આવી પવિત્ર ફરજ અદા કરી આપણને જ્ઞાનચક્ષુની બક્ષિસ કરનાર આપણા વિદ્વાન અને નિપુણ નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડને પ્રજાના અનેકાનેક ધન્યવાદ છે.

આવી પ્રાથમિક ફરજિયાત શિક્ષણની, તથા પુસ્તકાલયો, ફરતાં પુસ્તકાલયોની, તેમાં સ્ત્રીવિભાગ, બાલવિભાગ, ચલચિત્ર દ્વારા શિક્ષણનો ક્રમ વગેરે અનેકવિધ કેળવણીના પ્રચારની જે પ્રથા અન્ય સ્થળે દૃષ્ટિગોચર થતી નથી અને આપણા રાજ્યમાં થાય છે તે માટે આપણને ખુશી થવા જેવું છે. આ પ્રથા બીજાઓને પણ જરૂર માર્ગદર્શક થઈ પડશે.

પુસ્તકાલય એ કેળવણીનું એક અંગ છે અને તે ઘણું જ ઉપયોગી અંગ છે. નિશાળો, કૉલેજો અને યુનિવર્સિટીઓમાં જે શિક્ષણ અપાય છે તે અમુક

વખત પૂગતું છે. અને તાજું રાખવા, શીખેલું વિસ્મરણ ન થઈ જાય તે માટે તથા જગતભરમાં ચાલતી અનેકવિધ પ્રવૃત્તિઓથી તથા દેશપરદેશની ખબરોથી માહિતગાર રહેવા માટે પુસ્તકાલયો અને વાચનાલયોની ખાસ આવશ્યકતા છે.

શરીરને ટકાવી રાખવા ખોરાકરૂપી પોષણની જરૂર છે, તદ્વત્ પુસ્તકો, ગ્રંથો, વર્તમાનપત્રો ઇત્યાદિ સાહિત્ય પ્રત્યે અભિરુચિ અને તેના નિયમિત સેવન-રૂપી માનસિક ખોરાકની પણ જરૂર છે. ખોરાકરૂપી પોષણ વિના શરીર કરમાય છે તેમ માનસિક પોષણ વિના મગજ નબળું પડી નકામું થઇ જાય છે. આશાયેશ–આરામ પણ શરીર માટે ઉપયોગી છે તેમ મનને આરામ આપવા તેને જુદી જુદી પ્રવૃત્તિમાં નિયોજવું તે સારો આરામ થઈ પડે છે. "Change of Labour is Recreation."

આધુનિક યુગમાં વિજ્ઞાનની અકલ્પનીય શોધખોળોથી હજારો માઈલોના અંતરે દેશો–રાષ્ટ્રો હોવા છતાં તેઓની સાથેના વ્યવહારો બહુ જ સુગમ અને સુલભ થઈ પડ્યા છે. પહેલાંનો એક જમાનો હતો કે જ્યારે માણસ પોતાનો ધંધો સાચવી બેસી રહે તો ચાલી શકતું. 'પારકી પીડાની આપણે શી પંચાત?' એ વાક્ય પ્રાચીન યુગમાં કદાચ બંધ બેસતું થઈ પડતું હશે, પણ હાલના પળે પળે પરિવર્તિત થતા યુગમાં એટલો સ્વસંતોષ રાખી જગતભરમાં ચાલી રહેતી પ્રવૃત્તિઓથી બેદરકાર રહી વિલા મોઢે બેસી રહેવું કોણ પસંદ કરશે?

ખેડૂત ખેતીનો ધંધો સંભાળી બેસી રહે, વણિક વાણિજ્ય તરફ નજર રાખી ચોપડામાં નફા નુકસાનના હિસાબ લખવામાં ગૂંથાયેલો રહે, વિજ્ઞાનશાસ્ત્રી પોતાનાં વૈજ્ઞાનિક સંશોધનો માટે પ્રયોગશાળાના દ્વાર પાછળ પ્રયોગો જ કર્યા કરે, મુત્સદ્દી મુત્સદ્દીગીરીની શેતરંજના દાવ ખેલ્યા કરે, નોકરિયાત વર્ગ પોતાની નોકરી સંભાળી બેસી રહેવા ઇચ્છા રાખે, વિદ્યાર્થી પોતાનાં પુસ્તકોના પાઠ ગોખવામાં અને પરીક્ષાઓ પાસ કરવામાં ઇતિશ્રી માને, સ્ત્રીઓ પોતાના રસોડા અગર ગૃહકાર્યને પોતાનું ક્ષેત્ર માની પતિદેવની શુશ્રૂષા કરવામાં જ મહત્તા સમજે, તો તે આજના પ્રગતિમાન જમાનામાં અનિચ્છનીય કહેવાશે.

મનુષ્ય પોતાના નિયત ક્ષેત્ર ઉપરાંત જગતભરની ચાલી રહેલી અનેકવિધ ઘટનાઓમાં રસ લેતાં શીખશે તો જ નભી શકશેઃ અને આવી બાબતો માટે પોતાના ક્ષેત્ર ઉપરાંત દુનિયામાં ચાલી રહેલી પ્રવૃત્તિઓથી જ્ઞાત રહેવા માટે શું સાધન છે? એકબીજાને પૂછપરછ કરી ખબર મેળવવી સંભવે નહિ. પણ આવું જ્ઞાન મેળવવા માટે પુસ્તકાલયો, વાચનાલયો અનિવાર્ય થઈ પડશે. તે દ્વારા જ જિજ્ઞાસા ને જ્ઞાન મળી શકશે. કેટલાકોને તો એવું વ્યસન થઈ પડેલું છે કે સવારમાં ઊઠે અને વર્તમાનપત્રો વાંચ્યા વિના કાંઈ કામ સૂઝે નહિ. બીજાં વ્યસનો કરતાં, અલબત્ત, આ વ્યસન સારું તો ગણાશે જ.

મનુષ્યને માટે સાહિત્ય, સંગીત, કલા વગેરે વિદ્યાવ્યાસંગના ગુણો આવશ્યક છે. રાજા ભર્તૃહરિએ કહ્યું છે કે—

" साहित्यसंगीतकलाविहीनः
साक्षात्पशुः पुच्छविषाणहीनः ।
तृणं न खादन्नपि जीवमानः
तद्भागधेयं परमं पशूनाम् ॥ "

સાહિત્ય, સંગીત, કલા વગરના મનુષ્યને ભર્તૃહરિ પશુની સાથે સરખાવે છે. કેટલી વિશિષ્ટ કલ્પના! તે સમયમાં પણ સાહિત્ય, સંગીત, કલા માટે આટલું માન હતું તો પછી આ યુગમાં તેની વધારે ઉપયોગિતા જણાય એ દેખીતું છે.

હાલની અપાતી આપણી કેળવણીમાં ઘણા દોષો જણાય છે અને ચાલુ ક્રમ ફેરવવા ઘણા વિદ્વાનોનો અભિપ્રાય છે. માની લઈએ કે હાલનો શિક્ષણક્રમ દોષયુક્ત છે, છતાં હાલનો જે છે તે ગ્રહણ કરી ચાલ્યે જ છૂટકો છે. નવો સુધરેલો અને આપણા દેશકાલને અનુકૂલ શિક્ષણક્રમ ઘડાવાની રાહ જોઇ આપણાં બાળકોને કેળવણીવિહીન રાખી મૂકવાથી ચાલી શકે તેમ નથી.

હાલની કેળવણીની એક મોટી ખામી તો એ જણાય છે કે મનુષ્ય એક વખત મોટી ડિગ્રીઓ–ઉપાધિઓ યુનિવર્સિટીમાંથી લઈ આવ્યો એટલે તેને પોતાના ધંધા પ્રત્યે અરુચિ ઉદ્દભવે છે અને તે કાર્ય માથે લેતાં તેને હિણપત લાગે છે.

દાખલા તરીકે ખેડૂતના છોકરાને તેનાં માબાપે મહા મુશ્કેલીથી ઊંચી કેળવણી અપાવી B.Ag. કર્યો. તે એ આશાથી કે તે તેના ધંધામાં ઉપયોગી નીવડે. પણ B.Ag. થતાં અને અંગ્રેજી રીતભાતનું અંધ અનુકરણ કરી યુનિવર્સિટીના દ્વારમાંથી આવતાં તેને ખેતરોમાં જતાં શરમ આવે છે. આમ તે પોતાનાં માબાપની મોટી આશાઓને ભગ્ન કરી નાખે છે. આવું દરેક ધંધામાં પ્રાયઃ જોવામાં આવે છે. આવું જ જો કેળવણીનું પરિણામ હોય તો તેવી ડિગ્રીઓ વગરના રહેવું સલાહભરેલું છે. હાલની કેળવણી હાથ-મહેનતથી વિમુખ કરે છે અને તેથી આપણને તે અનુકૂળ થઈ પડતી નથી. પાશ્ચાત્ય લોકોમાં બહુધા તે દોષો દેખાતા નથી. પાશ્ચાત્ય કેળવણીવાળો ગોરો સાહેબ મોટો પગારદાર હોય છતાં ખમીસની બાંયો ઊંચી કરી પોતાનું કામ કરવા તત્પર થશે. આપણી આ કેળવણી મનુષ્યના માનસમાં શું અને ક્યાં પરિવર્તન કરી નાખે છે તે સમજવું મુશ્કેલ છે. આનો નિર્ણય તો કેળવણી-વિષયક નિષ્ણાતો જ કરી શકે.

પુસ્તકાલયોમાં તથા વાચનાલયોમાં જઈ તેનો સદુપયોગ કરતાં મનુષ્યે શીખવાની જરૂર છે. ઘણી વખત માણસોનાં અપરિપક્વ હૃદયો ખરાબ સાહિત્ય વાંચવા તરફ દોરાય છે. સારા ગ્રંથો–નવલકથાઓ, માસિકો તથા વર્તમાનપત્રો તરફ સારા વિદ્વાનોની અભિરુચિ જરૂર હશે; પણ મોટો વર્ગ તો ગમે તેવાં સાહિત્યો, નવલકથાઓ, માસિકો વાંચવા આકર્ષાય છે. **થોડું વાંચવું, પણ સારું વાંચવું, એ બહુ જરૂરનું છે.** અને તે તરફ જનસમૂહની વૃત્તિ દોરાય, એ ઇચ્છવા યોગ્ય છે. પુસ્તકાલયના સંચાલકો અને વ્યવસ્થાપકો માણસોને સારાં પુસ્તકો વાંચવા દોરે અને સારાં સારાં પત્રો, માસિકો તેમની આગળ રજૂ કરે, એ થવાની પણ ખાસ આવશ્યકતા છે. **બીભત્સ સાહિત્ય ( Obscene Literature ) થી દૂર રહેવા દરેક મનુષ્યે ખાસ સંભાળ રાખવાની જરૂર છે.**

સાહિત્ય જ્ઞાન અગર વિદ્યાનો હેતુ હોવો જોઈએ કે તેથી મનુષ્યની ઉત્કૃષ્ટ ભાવનાઓ પોષાય અને તેના માનસનો વિકાસ થાય. विद्या ददाति विनयं विनयाद् याति पात्रताम् । એ અર્થે વિદ્યાસંપાદન કરવાથી સરવો જોઈએ. સુવિખ્યાત અંગ્રેજ કવિ કાઉપર એને જ લગતું પોતાની એક કવિતામાં કહે છે કેઃ—

" Knowledge is proud that
he has learnt so much,
Wisdom is humble that
he knows no more. "
Cowper

જ્ઞાનથી નમ્રતા, વિનય, શીલ આવવાં જોઈએ; નહિ તો પછી જ્ઞાનની કિંમત રહેતી નથી.

**જ્ઞાન સંપાદન કર્યા પછી મનુષ્યે તાત્ત્વિક રૂપમાં મનુષ્ય બનવાની જરૂર છે. ખરું જ્ઞાન મનુષ્યને મનુષ્ય તરીકેના ધર્મો સારી રીતે પાળવા આદેશ કરે છે.** એકલા પુસ્તકિયા જ્ઞાનથી બસ થતું નથી. આ બાબતમાં હું એક પ્રાચીન ધર્મ-શાસ્ત્રનો દાખલો આપીશ.

પ્રાચીન કાલમાં ઋષિમુનિઓ અને તત્ત્વજ્ઞાનીઓ પાસેથી શિષ્ય વિદ્યા પ્રાપ્ત કર્યા પછી ઘેર પાછો જાય ત્યારે તેને આચાર્ય શી આજ્ઞા કરે છે? તૈત્તિરીય ઉપનિષદમાં ટૂંકમાં કેટલો સારો નિર્દેશ કર્યો છે તે આપણે જોઈએ.

" वेदमनूच्याऽऽचार्योऽन्तेवासिनमनुशास्ति । सत्यं वद । धर्मञ्चर । स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्यान्न प्रमदित-व्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥ "

ગુરુ પાસેથી શિષ્યોએ વેદો શીખ્યા પછી ગુરુ ઉપદેશ આપે છે કે " સત્ય બોલો. ધર્મનું આચરણ કરો. ધર્મશાસ્ત્રના અધ્યયનમાંથી દૂર ન ખસો. ગુરુ

ટે તેમની ઈચ્છા મુજબ દ્રવ્ય સંપાદન કર્યા પછી જોત્પત્તિમાંથી વિમુખ ન થાઓ. સત્યથી કદી દૂર ો નહિ. ધર્મથી દૂર હઠશો નહિ. કુશળ વસ્તુથી ન થાઓ. અર્થસંપાદનથી પાછા ન હઠો. વેદનાં ધ્યયન અને અધ્યાપનથી પણ પાછા ન ખસો."

આ ટૂંકો આદેશ કેટલો અર્થસૂચક તથા ભાવપૂર્ણ તે સહજ લક્ષમાં આવશે.

પુસ્તકાલયો અને તે દ્વારા સામાન્ય જનસમૂહ ટે કેળવણી એ હિંદની નવી વાત નથી. પ્રાચીન લમાં હિંદુસ્તાન, મિસર અને ગ્રીસ દેશોમાં મોટાં ને સારાં પુસ્તકાલયો હોવાનો દાખલો ઈતિહાસ તાવી આપે છે. પ્રાચીન વખતમાં ઋષિમુનિઓ કોને મોઢેથી ઉપદેશ આપતા. તે વખતે છાપકલાની ોધ થઈ નહોતી, એટલે આ પ્રથા અસ્તિત્વમાં વાનો સંભવ છે. જો કે આ પ્રથા છાપકલા વાથી ઓછી થઈ, છતાં હિંદીવાસીઓનો પુસ્તક- ંગ્રહનો શોખ ઓછો થયો નહતો. પ્રાચીન અવશેષો લ પણ તાડપત્ર, શિલાલેખો, મંદિરોની ભીંતો પર કોતરેલા લેખોમાં દૃષ્ટિગોચર થાય છે. હસ્ત- લિખિત ગ્રંથો તો હજુ પણ ઘણે ઠેકાણેથી ઉપલબ્ધ ાય છે. બૌદ્ધ કાલમાં તેમનાં મઠોમાં, મંદિરોમાં મોટો સ્તલિખિત સંગ્રહ રાખવામાં આવતો. તક્ષશિલા અને ાલંદનાં જગવિખ્યાત વિશ્વવિદ્યાલયોમાં તો એવું વેશાલ ગ્રંથાલય હતું કે એની ખ્યાતિ આખા એશિયા ખંડમાં વ્યાપી હતી. આ બાબતનો સારો ખ્યાલ પ્રખ્યાત ચીનનો યાત્રી હુયેનસંગ આપે છે. ઓદંતપુરી અને વિક્રમશિલાનાં પુસ્તકાલયો પણ સારા ગ્રંથોથી ભરપૂર હોવાની સાક્ષી પૂરે છે. આજે પણ એ પ્રાચીન સંસ્કૃતિના અવશેષ તરીકે પાટણ, અમદાવાદ, ડભોઈ, જેસલમેર, ભાટનેરના જૈન પુસ્તક- ભંડારો આપણે કયાં નથી જોઈ શકતા?

બર્લિનની યુનિવર્સિટીના પુસ્તકાલયમાં રામાયણની એક હસ્તપ્રત છે તે મહારાજા વિશલદેવના જાણીતા પ્રાચીન ગ્રંથાલયની નિશાની છે. વળી સાંભળવામાં આવ્યું છે કે ત્યાંના પુસ્તકાલયમાં શ્રીમદ્વલ્લભાચાર્યની શ્રીમદ્ ભાગવતના પંચમ સ્કંધ ઉપરની સંસ્કૃત– ભાષામાં શ્રીસુબોધિની છે કે જે અહીં બિલકુલ ઉપલબ્ધ નથી. આ સર્વાંશે સત્ય છે કે નહિ તે હું કહી શકતો નથી. આવા સંગ્રહોનો ઉપયોગ ખાસ અભ્યાસીઓ જ પ્રથમ કરી શકે, અને પછી તેમના દ્વારા ટીકા, ટિપ્પણની સાથેના અનુવાદ બહાર પડે ત્યારે જ સામાન્ય જનસમૂહના ઉપયોગમાં તે આવી શકે.

ગ્રીસ અને રોમન સંસ્કૃતિએ કેટલાયે વર્ષો પહેલાં સંખ્યાબંધ પુસ્તકાલયો વિકસાવ્યાં હતાં. આપણો ઘણોખરો પ્રાચીન હસ્તલિખિત ગ્રંથસમુદાય મુસલમાનોના સમયમાં નષ્ટ થયો એમ આપણે માનીએ છીએ. એલેકઝાંડ્રિયાના પ્રાચીન અને વિશ્વવિખ્યાત પુસ્તકાલયને બાળી નાંખવાનો આરોપ મુસ્લિમો ઉપર મૂકવામાં આવે છે, પણ તેમાં સત્ય કેટલું છે તે સબળ પુરાવા વિના કહી શકાય નહિ. કારણ, ઊલટું મુસલમાનોએ તો બગદાદ અને બસરામાં, કેરો અને ત્રિપોલીમાં તથા સ્પેનના કોર્ડોવામાં વિશાલ પુસ્તકસંગ્રહો સ્થાપ્યા હતા.

ચીન અને જાપાનમાં પણ પ્રાચીન વખતથી પુસ્તકોનો સંગ્રહ કરવાની પ્રથા ચાલી આવતી જોવામાં આવે છે.

આપણી હિંદુ સંસ્કૃતિએ તો ગ્રંથોને દેવનું મહત્ત્વ આપ્યું છે. હજુ પણ આપણા ધાર્મિક ગ્રંથો જેવા કે રામાયણ અને મહાભારત, ભાગવત અને ગીતા વગેરેનાં પારાયણ તથા પ્રવચન વખતે તેની પૂજાનો વિધિ કરવો પડે છે. શ્રી સરસ્વતી દેવીનું પૂજન વિજયા- દશમીને દિવસે હજુ પણ થાય છે. આ આપણી પ્રાચીન સંસ્કૃતિની પુસ્તકાલયો સંબંધી ટૂંકી રૂપરેખાનો નિર્દેશ કર્યો છે.

પ્રાચીન સમયમાં રાજા ભોજ, મુંજરાજ વગેરે ઘણા સરસ્વતી દેવીના ઉપાસક અને વિદ્યાભ્યાસંગી સમર્થ હિંદુ રાજાઓ થઈ ગયા છે. તેમજ મુસલમાન રાજાઓમાં પણ અકબર બાદશાહ જેવાની સુવિખ્યાત વિદ્યાવિલાસિતા ઇતિહાસોમાંથી મળી આવે છે. પણ તેનો તો માત્ર આપણે ઇતિહાસો વાંચી સંતોષ જ મેળવવાનો છે. તેમની સંસ્કૃતિનો લેશમાત્ર ખ્યાલ લેવો હોય તો તે મૂર્તસ્વરૂપમાં આપણા તેવા જ વિદ્યાવિલાસી રાજપિતા શ્રીમંત મહારાજા સયાજીરાવની કારકિર્દીના

ઇતિહાસમાંથી મેળવી શકાય તેમજ અનુભવી શકાય તેમ છે.

શ્રીમંત સરકારની શુભેચ્છાઓ આ દિશામાં પોતાની પ્રિય પ્રજાને જ્ઞાનરૂપી અમૃત આપી ઊંચા શિખરે ચડાવવાની ઘણી જાણીતી છે.

આ બાબતમાં ઘણું થયું છે; છતાં હજુ ઘણાને માટે ક્ષેત્ર ખુલ્લું છે. આ જ્ઞાનયજ્ઞની પૂર્ણાહુતિ થતી નથી અને થવાની નથી; એ તો દિવસે દિવસે પ્રગતિ કર્યા જ કરશે.

શ્રીમંતે આપણને પ્રગતિનો પંથ બતાવ્યો છે, સાધનો આપ્યાં છે અને હજુ આપશે. તેમના કાર્યમાં આપણે એટલે પ્રજાએ પણ રસપૂર્વક સહકાર આપવો અતિ આવશ્યક છે. આપણે આપણી હરકતો, જરૂરિયાતો માટે જરૂર કહેવું માગવું; પણ સાથે સાથે તેમના કાર્યને સરલતાથી અને અવિચ્છિન્ન ચાલવા દેવા માટે આપણે સક્રિય મદદ આપી રસ્તો નિર્વિઘ્ન કરી આપવો એ આપણી નાનીસૂની ફરજ નથી. એક હાથે તાળી પડતી નથી; બે હાથની જરૂર રહે છે જ. તો આપણે પણ ખંતથી, ઉત્સાહથી અને ચીવટથી આપણા કાર્યમાં ઉદ્યુક્ત રહેવું જોઈએ.

उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।

ઉદ્યમથી જ કાર્યસિદ્ધિ છે, મનોરથોથી નહિ; એ આપણું લક્ષ્ય હોવું જોઈએ.

ભાઈઓ, આ બાબતમાં હું કાંઈ ઉપદેશરૂપે કહેવાને સમર્થ નથી, પણ હું તો મારા કરતાં વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ પાસેથી ઉપદેશ ગ્રહણ કરવા લાયક છું. હા, હું જે કાંઈ જાણતો હતો તે આપની સમક્ષ મેં રજૂ કર્યું છે.

મનુષ્ય કદી પૂર્ણ નથી. તેને શીખવાનું ઘણું છે. મનુષ્યને જે વખતે જ્ઞાનનો, બુદ્ધિમત્તાનો, વિદ્વત્તાનો અતિરેક થઈ તે પોતાની જાતને પરિપૂર્ણ માનવા લાગે તે વખતથી તેનું અધઃપતન થયું સમજવું. **જ્ઞાની મનુષ્યમાં પોતાની પરિપૂર્ણતાની લેશમાત્ર પણ ભાવના સંભવતી નથી.**

પુસ્તકાલયો અને વાચનાલયોની ઉપયોગિતા માટે આ ઉપરાંત અનેક વાર કહેવાઈ ગયું છે. પુસ્તકાલય એ સાર્વજનિક સંસ્થા છે. કોઈને પણ તેનો લાભ લેવા અધિકાર છે. માત્ર તેના તરફ જનતાની અભિરુચિ વધે, આબાલવૃદ્ધ સ્ત્રી તેમજ પુરુષ વર્ગ તેમાં ઉત્સાહથી જવાનો અને લાભ લેવાનો શોખ કેળવે, તો જ પુસ્તકાલયો સ્થાપવાનો શ્રીમંતનો ઉદ્દેશ પાર પડયો કહેવાય.

મારે મારું ભાષણ સમાપ્ત કરતાં પહેલાં એટલું તો કહેવું પડશે કે હાલમાં પૂજ્ય મહાત્માજીએ આપણા દેશમાં ઉપાડેલી ચળવળને અંગે લોકોમાં સારી જાગૃતિ પેદા થઈ છે અને એકંદરે દેશભરમાં લોકોનો, કાંઇ ને કાંઈ નવીન જાણવાની જિજ્ઞાસાથી, વાચનનો શોખ વધ્યો છે. ઉપરાંત શ્રી ગાંધીજી તરફથી ગુજરાતી તેમજ હિંદી "નવજીવન" તથા અંગ્રેજીમાં "યંગ ઇન્ડિયા" નામનાં સાપ્તાહિકો પ્રકટ થવાથી તેના વાંચનારા લોકો સારા પ્રમાણમાં થયા હતા તેમના તરફથી વર્તમાનપત્રો ઉપરાંત બીજું જાણવાજોગ ગુજરાતીમાં, અંગ્રેજીમાં તથા હિંદીમાં સાદી અને સરળ ભાષામાં ઘણું સાહિત્ય પ્રકાસિત થયેલું છે, જેનો લોકો સારા પ્રમાણમાં ઉપયોગ કરતા થયા છે. આ થોડા વખતના પૂજ્ય ગાંધીજીના પ્રયાસે લોકસમાજની વાચન પ્રતિ જે અભિરુચિ કેળવી છે તે પ્રગતિ પ્રશંસનીય ગણાશે.

ગૃહસ્થો, આપનો ઘણો સમય લેવાયો છે. આપણે ભવિષ્યમાં કરવાનું ખરું કામ હજુ બાકી છે, જેનો વિચાર તથા નિર્ણય આપણે બીજે દિવસે આપણી સમિતિમાં કરીશું. તેની અમલ–બજાવણી માટે કાર્યવાહકો ખંતથી જો કટિબદ્ધ થશે તો આપણે પ્રભુકૃપાથી આપણા ધ્યેયને પ્રાપ્ત કરવા સમર્થ નીવડીશું.

ફરીથી આપ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માની હું મારું ભાષણ સમાપ્ત કરી બેસી જવાની રજા લઈશ.



# સમસ્ત વૈષ્ણવ દશાપોરવાડ વણિક પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી. ટોડરમલ શેઠનું

# ભાષણ

## પ્રતિનિધિ બંધુઓ, સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,

## આભારદર્શન

આજની આપણી સમસ્ત વૈષ્ણવ દશા પોરવાડ વણિક પરિષદમાં મને પ્રમુખસ્થાન આપી જે જવાબદારીમાં મને મૂક્યો છે તથા જ્ઞાતિની સેવા કરવાનો જે લાભ આપ્યો છે, તે માટે હું આપ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આવી પરિષદનું સુકાન મારા કરતાં અન્ય કોઇ જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધને આપ્યું હોત તો તે વધારે યોગ્ય ગણાત, છતાં મારાં જ્ઞાતિબંધુઓ તથા બહેનોએ આજના પ્રસંગનું અમૂલ્ય સંમાન પ્રાપ્ત કરવાને મને ભાગ્યશાળી બનાવ્યો તે માટે હું આપ સર્વેનો જેટલો આભાર માનું તેટલો ઓછો જ છે.

આજની આપણી અખિલ હિંદની વૈષ્ણવ દશા પોરવાડ વણિક પરિષદ મુમ્બાપુરી યા મુંબઈ જેવી રમણીય નગરીમાં ભરાય એ યોગ્ય ગણાય, કારણ, મુમ્બાપુરી એટલે ઐતિહાસિક વ્યાપારઉદ્યોગપ્રધાન શહેર, તેમાં વળી ઐતિહાસિક અને ઔદ્યોગિક કોમનું પોતાની પ્રાચીન સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરવા એકત્રિત થવું, એ શું યોગ્ય સમન્વય ન કહેવાય?

## ઉપક્રમ

હાલમાં સમસ્ત હિંદ પોતાના કોમી ઝઘડાઓ, નિરર્થક મતભેદો તથા આંતર વિગ્રહો દૂર કરી બધી જ કોમનું ઐક્ય સાધવા પ્રયત્ન કરે છે. એકલા માત્ર પ્રાચીન ગૌરવ અને સંસ્કૃતિ ઉપર આનંદથી મગરૂર ન માનતાં વર્તમાન અને ભવિષ્ય ઉપર વિચાર કરવા આપણા જગતવંદનીય દેશનેતાઓ હાકલ કરી રહ્યા છે, તેવા સમયે આપણી હિંદભરમાં જુદા જુદા સ્થળોએ છંટાઇ ગયેલી જ્ઞાતિએ એકત્રિત થઈ આપણી જ્ઞાતિ એ શું અને કેવી છે, આપણાં ભાઈ-બહેનોની સ્થિતિ શી છે અને પરસ્પર સહકાર વધારી કેમ અને કેવી રીતે એકબીજાને મદદગાર અને ઉપયોગી થઈ પડીએ તેનો વિચાર કરી રચનાત્મક કાર્ય કરવાનો આ સુઅવસર નથી? આટલા સમય સુધી ગાઢ નિદ્રા લીધા છતાં હજુ પણ જાગ્રત થઈ પ્રાપ્ત થયેલા સમયનો સદુપયોગ ન કરીએ ને સ્વજ્ઞાતિનો પણ ઉત્કર્ષ ન સાધીએ તો હિંદમાં સુરાજ્યની ઝાંખી થવી પણ મુશ્કેલ છે.

## જ્ઞાતિનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ

આપણી જ્ઞાતિની ઉત્પત્તિ તો પ્રાચીન છે જ. આ બાબતની હકીકત શ્રીમાળ પુરાણ તથા વિમલપ્રબંધ વગેરે જૈન ગ્રંથોમાંથી મળી આવે છે. આમાં પણ કેટલેક ઠેકાણે અસંગતિ દેખાય છે.

શ્રીમાલ પુરાણમાં એવું છે કે શ્રી લક્ષ્મીજીની ઇચ્છાથી વિષ્ણુ ભગવાનની સાથળમાંથી વણિકો નીકળ્યા અને તેમને આજ્ઞા કરી કે તમારે બ્રાહ્મણોની આજ્ઞામાં રહેવું, પશુ પાળવાં, ખેતી અને વ્યાપાર વગેરે કરવાં. વૈશ્યોનાં આ સ્વાભાવિક કર્મો છે એમ શ્રીમદ્ ભગવદ્‌ગીતા પણ બતાવે છે. શ્રીમાળ નગરમાં આ લોકો મોટા પ્રમાણમાં વસ્યા. જેઓ પૂર્વ દિશામાં રહ્યા

તેઓ પ્રાગ્વાટ એટલે પોરવાડ થયા, દક્ષિણ દિશામાં રહ્યા તેઓ ધનોત્કટા અને પશ્ચિમ તથા ઉત્તર દિશામાં રહ્યા તે શ્રીમાળી વણિયા થયા.

વિમલપ્રબંધમાં તેની ઉત્પત્તિનો ઉલ્લેખ બીજી રીતે છે. શ્રીમાળના રાજા સામે અન્ય રાજા ચડી આવ્યો ત્યારે શ્રીમાળના વ્યાપારીઓએ સૈનિકોને સાથે રાખી રાજાને સારી મદદ કરી ને શ્રીમાળ દેશનું રક્ષણ કર્યું. તેમની પાસે શ્રી અંબાજીનું દેવાલય હતું ત્યાં માતાજીની પૂજા કરી ને દેવી પ્રસન્ન થયાં ને વરદાન આપ્યું કે "તમે આ દુર્ગમાં રહેજો ને મારી પૂજા કરજો એટલે તમારો સર્વત્ર વિજય થશે." આ પ્રમાણે અંબિકાએ તેમની સ્થાપના કરી. આ લોકો શ્રીમાળ નગરની બહાર પૂર્વમાં શ્રી અંબાજીના સ્થાનકની પાસે એક વાડીમાં વસ્યા અને તેથી તેઓ પ્રાગ્વાટ એટલે હાલના પોરવાડ નામે પ્રસિદ્ધ થયા.

આ બન્ને ગ્રંથો વચ્ચે વિસંવાદ આપણને દેખાય છે, પણ એટલું તો નિષ્પન્ન થાય છે કે અમુક સમયે એક પ્રદેશમાંથી કેટલાક પુરુષો શ્રીમાળવાસીઓના રક્ષણાર્થે શ્રીમાળમાં આવ્યા અને શ્રીમાળની પૂર્વમાં રહ્યા અને તેઓ પ્રાગ્વાટ અર્થાત્ પોરવાડ કહેવાયા.

વનરાજ ચાવડા(ઇ. સ. ૭૨૦–૭૮૦)ના સમયમાં શ્રીમાળમાં પોરવાડો રહેતા હતા એમ ઇતિહાસ પરથી માલૂમ પડે છે. વળી સોહંકુલ-રત્નાવલીમાં શ્રીમાળના રાજપુત્ર ઉત્પલદેવ કુમારે ઈ. સ. ૭૪૬ માં શ્રીમાળ છોડયું એમ લખ્યું છે અને વિમલપ્રબંધમાં શ્રીમાળના આ રાજપુત્ર જવાથી શ્રીમાળમાં થયેલી અશાંતિના કારણે પોરવાડો શ્રીમાળમાં આવેલા એમ લખ્યું છે. આ ઉપરથી પોરવાડો ઈ. સ. ૭૪૬ પછી શ્રીમાળમાં આવેલા એમ જણાય છે.

શ્રીમાળ (હાલનું ભિન્નમાળ) શ્રીમાળ તથા પોરવાડ વણિકોનું ઉત્પત્તિસ્થાન આબુરોડ સ્ટેશનથી લગભગ પચાસ માઈલ દૂર વાયવ્ય કોણમાં મરુભૂમિ–મારવાડના એક ખુલ્લા મેદાનમાં લાંબી તથા સહેજ ઊંચી ટેકરી પર આવેલું છે. હાલમાં તો ખંડેરો સિવાય કાંઈ માલૂમ પડે તેમ નથી, પણ પૂર્વે સમૃદ્ધિમાન હશે. તેરમા સૈકા સુધી આ શહેરનું ગૌરવ જળવાઈ રહ્યાના ઇતિહાસમાં દાખલા છે.

શ્રીમાલપુરાણ વગેરે ગ્રંથોમાં આ નગરનું બહુ વિસ્તારપૂર્વક વર્ણન છે તે સત્ય હશે, પણ જેવી રીતે આપણાં પુરાણોમાં અકલ્પનીય વર્ણનો વાંચી માત્ર આનંદ મેળવવાનો છે તેવું જ આ જૈન ગ્રંથની બાબતમાં પણ કહી શકાય.

શ્રીમાળ યા ભિન્નમાળ સંબંધી જુદા જુદા જાણવા યોગ્ય ઇતિહાસો જૈન ગ્રંથોમાંથી ઉપલબ્ધ થાય છે. અને વિસ્તારપૂર્વક હકીકતો જાણવાની જિજ્ઞાસાવાળાઓએ "પોરવાડ" નામના પુસ્તકમાં શ્રીયુત ચુનીલાલ મોતીલાલ દલાલ એમણે 'પોરવાડ વણિકોનો ઇતિહાસ'ના શીર્ષકનો લખેલો લેખ વાંચવા ભલામણ છે. તેઓશ્રીનો આ બાબતમાં ઊંડો અભ્યાસ છે, ને ખાસ મહેનત કરી જુદા જુદા ગ્રંથોમાંથી સંશોધન કરી વિસ્તારપૂર્વક સારું વિવેચન કરેલું છે એટલે હવે હું તેનું પિષ્ટપેષણ કરવા માગતો નથી; જરૂર જેટલું જણાયું તેટલું આપની સમક્ષ રજૂ કર્યું છે.

હવે પોરવાડની ઉત્પત્તિ પછી દશા વીશા વગેરે અનેક ભેદો પાછળથી ઉપસ્થિત થયેલા જણાય છે, જેઓ હાલમાં કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત વગેરે સ્થાનોમાં વસ્યા છે.

ધર્મ સંબંધી પણ આ સ્થળે થોડુંક કહેવાની હું જરૂર જોઉં છું. જ્યારે પોરવાડો શ્રીમાળમાં આવ્યા ત્યારે હિંદુસ્તાનમાં હિંદુ, બૌદ્ધ અને જૈન એ ત્રણ મુખ્ય ધર્મ પ્રચલિત હતા. વેદોક્ત હિંદુ ધર્મમાં વૈષ્ણવ અને શૈવ એવા બે સંપ્રદાયો ચાલતા હતા. બૌદ્ધ ધર્મ વધારે પ્રબળ હતો, અને કેટલાક રાજાઓએ આને રાજ્યધર્મ બનાવ્યો હતો. જૈન ધર્મનું પણ પ્રાબલ્ય હતું.

શ્રીમાલપુરાણ પરથી જણાય છે કે પોરવાડો પ્રથમ વેદોક્ત વૈષ્ણવ ધર્મ પાળતા હતા, પણ પાછળથી ગૌતમ નામના શ્રીમાળી બ્રાહ્મણે શ્રીમાળ નગરમાં જૈન ધર્મનો પ્રચાર કર્યો ત્યારે કેટલાક પોરવાડોએ જૈન ધર્મનો અંગીકાર કર્યો અને કેટલાક વૈષ્ણવ ધર્મમાં રહ્યા. વળી કેટલાક પોરવાડો શ્રી અંબાજીને પણ માનતા

હતા. આવી રીતે કેટલાક જૈન અને કેટલાક વૈષ્ણવો એવા વિભાગો ચાલતા આવ્યા છે. પણ શ્રીમદ્ વલ્લભાચાર્યે ઈ. સ. ૧૫૩૫ પછી જ્યારે શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગને ફેલાવો કર્યો ત્યારે અનેક વણિકો સાથે પોરવાડના કેટલાક ભાગે તે સંપ્રદાય સ્વીકાર્યો. હાલમાં આપણી જ્ઞાતિનો બધો જ ભાગ જેઓ વૈષ્ણવ કહેવાય છે તેઓ શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગ સંપ્રદાય પાળે છે. બાકીના કેટલાક સ્વામિનારાયણ સંપ્રદાયના તથા આર્યસમાજના સિદ્ધાંતના અનુયાયીઓ છે.

વસ્તુપાળ, તેજપાળ, વિમળ, ધનાશાહ વગેરે જૈન પોરવાડો હોવાથી તથા ધનાઢ્ય અને રાજદ્વારી વ્યક્તિઓ હોવાથી તેઓએ બાદશાહી ખર્ચો કરી જૈન દેવાલયો વગેરે બંધાવ્યાં છે, જે હાલ પણ દેલવાડાનાં દેરાં, શત્રુંજયનાં દેરાં વગેરે નામોથી સુવિખ્યાત છે. વૈષ્ણવ ધનિકોએ પણ ઘણી સારી સખાવતો કરી મંદિરો, ધર્મશાળાઓ બંધાવ્યાં છે. પણ એટલું તો કહેવું જ પડશે કે જૈન વણિકોની આ દિશામાં કરેલી સખાવતો અજોડ છે.

હવે અર્વાચીન ઇતિહાસ તપાસીશું તો પોરવાડોમાં પણ કેટલા કેટલા ભાગો, વિભાગો અને પેટાભાગો પડી મૂળની પોરવાડ જ્ઞાતિ વિદીર્ણ થઈ ગઈ છે. ધર્મને લીધે તેમજ વ્યાપાર, નોકરી ધંધા વગેરેને લઈને જુદે જુદે સ્થળોએ વસવાટ કરવાથી તે તે ગામોમાં ગોળ–એકડાઓ થઈ તેમની પેટાજ્ઞાતિઓ બંધાઈ અને તે તે લોકો તે તે ગામોમાં કાયમ જેવો વસવાટ કરતા હોવાથી તે તે એકડાઓમાં મળ્યા. હવે જો આ જ સ્થિતિ ચાલુ રહે તો હજુ પણ તેમાં ભાગો પડતા જશે, પણ જો આ સ્થિતિ અટકાવવી હોય તો હાલમાં અસ્તિત્વ ધરાવતા પોરવાડ જ્ઞાતિના એકડાવાળાઓએ જુદા જુદા એકડાઓ એકત્ર કરી પ્રથમ જેવી એક સંગઠિત પોરવાડ જ્ઞાતિ કરવા કટિબદ્ધ થવું જોઈએ. સામાન્ય રીતે એક પરિમિત શક્તિવાળા માણસને માટે વધારે સંકુચિત નહિ તેમજ વધારે વિશાળ પણ ન હોય તેવું ક્ષેત્ર સેવા માટે વધારે અનુકૂલ થઈ પડતું હોય છે. અને તે જ હેતુ ધ્યાનમાં રાખીને જ્ઞાતિઓનું અસ્તિત્વ ટકાવી રાખવું આ સેવાના યુગમાં વધારે આવશ્યક થઈ પડે છે.

## પરિષદનો હેતુ અને તેની ઉપયોગિતા

આજની આપણી પરિષદનો આ જ હેતુ છે, આપણી જ્ઞાતિ તો વિશાળ છે, પણ સેંકડો સમૂહો હિંદુસ્તાનના જુદા જુદા દેશોમાં વસતા હોવાથી આપણે હાલ તો એકબીજાને ઓળખી પણ શકતા નથી; એકબીજાની પરિસ્થિતિથી આપણે અજાણ્યુ છીએ; તેઓ શું કરે છે, ક્યાં વસે છે, તેમની આર્થિક સ્થિતિ શી છે, શિક્ષિત–અશિક્ષિત વર્ગ કેટલો છે તે બધું જાણવાને હાલ તો આપણે અસમર્થ છીએ.

હવે આ જ સ્થિતિમાં પડી રહેવું, અરે એટલું જ નહિ, પણ જો હજુ પણ જાગ્રત ન થઈએ, સાવધાન ન થઈએ તો હજુ પણ આપણી આ સ્થિતિ વધુ વિકટ બનાવી મૂકીશું એ ખ્યાલ દરેક દરેક પોરવાડના ખરા શોણિતવાળો નહિ ધરાવે તો ભવિષ્યમાં આપણી બહુ જ શોચનીય સ્થિતિ થઈ પડશે એ નિઃસંશય વાત છે.

હું નથી માનતો કે આપણી વૈશ્ય કોમમાં આ સમજણ ન હોય. વૈશ્ય કોમ તો "અગમબુદ્ધિ વાણિયો ને પચ્છમ–બુદ્ધિ બ્રહ્મ" એ કહેવત અનુસાર આગળનો વિચાર કરવાવાળી કોમ છે. આપણી વૈશ્ય કોમમાં બુદ્ધિની, જ્ઞાનની, અર્થની ઊણપ નથી, પણ એક માત્ર ઉદાસીનતા હું જોઉં છું. જો આપણે ઉદાસીનતા દૂર કરીએ, જૂના સાંકડા વિચારોને તિલાંજલિ આપી ભવિષ્યના વિશાળ ક્ષેત્રનો વિચાર કરીએ તો આપણે આપણી વિસ્તીર્ણ પેટાજ્ઞાતિઓનું જરૂર ઐક્ય સાધી, સંગઠન કરી સંઘબળ–સમૂહબળ કેળવી શકીએ. बहुतन्तवो बलवन्तः એટલે એક તન્તુ કરતા અનેક તન્તુઓ વધારે બળવાન છે એ સૂત્રને વિસારી દેવું ન જોઈએ. જો આપણે આપણી જુદે જુદે વસતી દશા પોરવાડ વૈષ્ણવ જ્ઞાતિનું ઐક્ય સાધીશું તો આપણે એકબીજાની સગવડ અગવડો જાણી શકીશું, એકબીજાને ઘટતી સહાય આપી શકીશું, એકબીજાનાં સુખદુઃખોમાં ભાગીદાર બની શકીશુ, અને આપણું ક્ષેત્ર વિશાળ બનાવી શકીશું. સઘળા સમૂહોના ઐક્યમાં પ્રત્યેક સમૂહનું તથા સમસ્ત જ્ઞાતિનું શ્રેય છે. આવી ભાવના પોષવા અને સમસ્ત જ્ઞાતિના સમૂહો વચ્ચે પરિચય, સહકાર તથા સંબંધ વધારી તેઓને એક કરવા તથા



"સમસ્ત વૈષ્ણવ દશા પોરવાડ વણિક પરિષદ-૧૯૩૪ ને પ્રમુખસ્થાને
શેઠ શ્રી ટોડરમલ"

સમસ્ત જ્ઞાતિના સામાન્ય હિતનાં કાર્યો ઉપાડી લેવા આ પરિષદ યોજાયેલી છે.

## વડોદરા રાજ્યનું દૃષ્ટાંત

અમારા વડોદરા રાજ્યમાં શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજના સુપ્રયાસથી આ દિશાનો "જ્ઞાતિત્રાસનિવારણ નિબંધ" નામનો કાયદો થયેલો છે જેનો ઉતારો આપું છું. "હિંદુઓની કેટલીક ન્યાતોમાં અમુક સ્થળ વા સીમામાં જ લગ્ન થઈ શકે એવો પ્રતિબંધ મૂકનારા, લગ્ન અગર મરણ પ્રસંગે અમુક સંખ્યામાં ભોજનો કરવાં જ જોઈએ એવાં ખરચાળ તથા પરદેશગમનની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકનારા રીતરિવાજ હોય છે, એવા રીતરિવાજનો ભંગ કરનારને બહિષ્કાર અગર દંડની શિક્ષા કરવામાં આવે છે, તેથી તે ન્યાતની ભાતિક અભિવૃદ્ધિ તથા પ્રગતિને અડચણ આવે છે અને લોકોને ત્રાસ થાય છે. આવી અડચણ તથા ત્રાસ દૂર કરવા અર્થે કાયદો કરવો ઇષ્ટ જણાય છે."

આ કાયદાનો ઉદ્દેશ આપ સૌ સમજી શકશો જ. હું અભિમાન સાથે કહીશ કે આવા સમાજસુધારાના કાયદાઓ બહાર પાડી પોતાની પ્રજાની આર્થિક, શારીરિક, માનસિક, નૈતિક વગેરે અભિવૃદ્ધિ કેવી રીતે થાય અને પોતાની પ્રજા અન્ય પ્રજાની સરખામણીમાં આગળ કેમ આવે એવું જોવાની સતત જિજ્ઞાસા ધરાવનાર રાજ્યપિતા શ્રીમંત સયાજીરાવ મહારાજ જ કારણભૂત છે અને તેમને આ બધું માન ઘટે છે. તમે જોશો તો લગભગ દરેક સામાજિક કાયદામાં અમારું રાજ્ય અગ્રસ્થાને છે. હું આ દિશામાં ટૂંકમાં અમારા રાજ્યની પ્રવૃત્તિ દર્શાવીશ તો અસ્થાને નહિ ગણાય. ફરજિયાત મફત પ્રાથમિક કેળવણી, દવાખાનાંઓ, પ્રસૂતિગૃહો, આરોગ્યવર્ધક સંસ્થાઓ વગેરેમાં અમારા રાજ્યની પહેલ છે. બીજા કેટલાક સામાજિક કાયદાઓ જેવા કે બાળલગ્નપ્રતિબંધક, હિંદુલગ્નવિચ્છેદ નિબંધ, હિંદુ પુરોહિતો સંબંધી નિબંધ, હિંદુ વિધવાવિવાહ નિબંધ, જ્ઞાતિત્રાસનિવારણ નિબંધ, સ્ત્રીવારસાહક્ક નિબંધ, જૈનદીક્ષાપ્રતિબંધન નિબંધ, વગેરે કાયદાઓ થયેલા છે.



આવા કાયદાઓ ઘણું કરીને અમારા રાજ્યમાં થાય છે, જેનું અનુકરણ પછી બીજાં રાજ્યોમાં થાય છે. અલબત્ત, આ કાયદાઓમાં બધા જ સહમત હોઈ શકતા નથી અને હોવા સંભવ નથી, છતાં જેને અનુકરણ કરવું હોય, જેને તેનો આશ્રય લેવો હોય તેમને માર્ગદર્શક થઇ પડે છે.

## જ્ઞાતિની સુધારણા સંબંધી યોજના અને વિવેચન

હવે આપણે જ્યારે સમસ્ત એકત્રિત થયા છીએ ત્યારે આપણે આપણી સમસ્ત જ્ઞાતિનો ઉત્કર્ષ શી રીતે થાય તે સંબંધી ખાસ વિચાર ચલાવવાનો છે. જૂના ચાલતા કુરિવાજોને બંધ કરવા છે, પણ તેની સાથે નવા સુધારા બહુ જ વિવેકપૂર્વક વિચાર કરીને ઊંડો પુખ્ત અને સબળ અભ્યાસ કરીને દાખલ કરવાના છે. બધા જ જૂના રીતરિવાજો ખરાબ છે અને બધા જ નવા સારા છે એવું માની અંધ અનુકરણ કરવાની રખેને કોઈ ભૂલ કરે. ઊંડો સુવિચાર કરવાની પ્રભુ આપણને બુદ્ધિ આપે અને સન્માર્ગે પણ દોરે એવી પ્રભુ પ્રત્યે મારી અભ્યર્થના છે.

## ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ નિરીક્ષણ

આપણી આજની પરિષદ તે શ્રી સમસ્ત વૈષ્ણવ દશા પોરવાડ વણિક પરિષદ છે. હું વૈષ્ણવ શબ્દ ભારપૂર્વક બોલું છું તેમાં કોઈ અર્થ સમાયેલો છે. આપણે વૈષ્ણવ છીએ, વૈષ્ણવ હોવાનો દાવો કરીએ છીએ અને વૈષ્ણવ રહીશું એ ભૂલવું ન જોઈએ. એટલે આપણે કોઈ પણ કાર્ય કરીએ તે વૈષ્ણવ ધર્મને દીપાવે તેવું જ હોવું જોઈએ. વળી આપણે આપણી પરિષદના શીર્ષકમાં વૈષ્ણવ એ શબ્દ દાખલ કરેલો છે એટલે તે શબ્દને પ્રત્યેક કાર્ય વખતે ધ્યાનમાં રાખીને જ આપણે આપણું કાર્ય કરવાનું છે એનું વિસ્મરણ ન થવું જોઈએ.

વૈષ્ણવ એ હિંદુ ધર્મનો એક ફાંટો છે, અને તે મોટો ફાંટો છે. આપણો દશા પોરવાડ વણિક વર્ગ મોટે ભાગે શ્રીવલ્લભસંપ્રદાયનો અનુયાયી છે તે ઉપર મેં દર્શાવ્યું છે. બીજાઓ શૈવ ભક્ત, રામાનુજ પંથના અનુયાયીઓ છે, પણ બધા જ હિંદુ ધર્મ

સ્વીકારે છે. હવે હિંદુ ધર્મ એટલે વૈદિક ધર્મ એટલે વેદને માનનારા. વૈદિક ધર્મ એટલે वेदप्रणिहितो धर्मः। अधर्मस्तद्विपर्ययः। વેદ કહે તે ધર્મ અને તેનાથી ઊલટો અધર્મ. એટલે વેદો, ઉપનિષદો, પુરાણ, સંહિતા વગેરે જેને માન્ય કરે, જે કેવલ વેદવિહિત હોય તેનો જ આપણાથી સ્વીકાર થાય, બીજાનો પરિત્યાગ કરવો જોઈએ. શ્રીમહાપ્રભુજીનો વલ્લભ સંપ્રદાય પણ પૂર્ણ વૈદિક જ છે. આપણે તેના અનુયાયી છીએ, એટલે આપણે જો વૈષ્ણવ હોવાનો અને પુષ્ટિમાર્ગીય હોવાનો દાવો કરતા હોઈએ તો આપણું કર્તવ્ય, આપણું આચરણ તે ધર્મને અનુકૂલ જ હોવું જોઈએ. આ કલિકાલમાં સંપૂર્ણ શાસ્ત્રવિહિત આચરણ તો અશક્ય નહિ તો દુષ્કર તો છે જ. છતાં તે સુલભ થવાને માટે શ્રીમદ્‌ભાગવતકાર શ્રીવેદ વ્યાસના મતને પુષ્ટિ આપતાં શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ કરેલી આજ્ઞા પ્રમાણે :

स्वधर्माचरणं शक्त्या, विधर्माच्च निवर्तनम् ।
इन्द्रियाश्वविनिग्राहः सर्वथा न त्यजेत् त्रयम् ॥

સ્વધર્મનું આચરણ તો શક્તિ પ્રમાણે કરો તો ચાલે, પણ વિધર્મથી દૂર રહેવું જોઈએ અને ઈન્દ્રિયાશ્વવિનિગ્રાહ એટલે સ્વચ્છન્દ આચરણથી પણ દૂર રહેવું જોઈએ.

એટલે આપણે આપણી વૈષ્ણવ પોરવાડ જ્ઞાતિમાંથી જૂના રિવાજો નાબૂદ કરતાં પહેલાં તથા નવા સુધારા દાખલ કરતાં પહેલાં તે તે વસ્તુઓ આપણા શાસ્ત્રને સંમત છે કે નહિ તેનો દીર્ઘ દૃષ્ટિથી પૂરો વિચાર કરીને જ કરવા મારી આપ સર્વને ભલામણ છે. હવે હું આ બાબતમાં મારા અંગત અભિપ્રાયો મારી બુદ્ધિથી હું જેને માન્ય ગણું છે અને મને જે યોગ્ય લાગે છે તે આપની સમક્ષ રજૂ કરું છું. અને તે ઉપર પૂરતો વિચાર કરવા આપ સર્વને હું વિનંતિ કરું છું.

### બધા ચોકાઓ ગોળ એકડા વગેરેનું ઐક્ય અને કન્યાની લેવડદેવડની છૂટ

આપણી શ્રી દશા પોરવાડ વૈષ્ણવ વણિક જ્ઞાતિના હાલમાં ઘણાં ગામોમાં તેમજ શહેરોમાં તથા ગુજરાત સૌરાષ્ટ્ર સિવાય અન્ય ઇલાકાઓમાં આપણા સમૂહો નાના યા મોટા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે તે સર્વેએ એકત્ર થવાની જરૂર છે, જેથી સમૂહબળ અથવા સંઘબળ વધશે, એકબીજાને સુખદુઃખના સમયમાં મદદગાર થવાશે, તથા પરસ્પર સહચાર વધ્યે સહકાર્ય કરી શકાશે. આ એક કાર્ય થાય એટલે કન્યાઓની પણ પરસ્પર આપલે કરવાનો હાલ જે પ્રતિબંધ છે તે દૂર કર્યે તેને છૂટ મળવી જોઈએ. આ જ ઉદ્દેશ અમારા શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબનો મુખ્યતઃ હોવાથી જ્ઞાતિત્રાસનિવારણ નિબંધ યોજવામાં આવ્યો છે. અલબત્ત, કન્યાઓની આપલે કરવામાં કેટલીક અડચણો નડવા સંભવ છે, કારણ કે તે છૂટ થવાથી બહારગામનો સારો ભણેલો વર્ગ ગામડાંની કન્યા લઈ જઈ શકશે જ્યારે તે જ ગામડાંના છોકરાઓને કન્યા મળવી મુશ્કેલ થશે. હાલમાં ક્ષેત્ર સંકુચિત છે એટલે કોઈ કુટુંબની ભણેલી ગણેલી અને રૂપવતી કન્યા હશે, પણ તેને તો તેના જ ગોળમાં ગમે તો તેને અયોગ્ય વર હોય તોપણ તેને જ આપવી પડશે. હાલમાં કેળવણી-શિક્ષણ દિન પ્રતિદિન વધતું જાય છે, યુગ પણ આગળ વધતો જાય છે. આવા સમયે ભાગ્યેજ છોકરીઓ પણ શિક્ષણથી, કેળવણીથી અગર સુસંસ્કારથી વંચિત રહેવા ઇચ્છા રાખશે. અને તેમ છે તો સુશિક્ષિત અને સંસ્કારી યુવતિ ગમે તેવા યુવક સાથે લગ્નગ્રંથિથી જોડાવા કેમ પસંદ કરશે! શું તેમને તેમના જ જ્ઞાતિના બીજા એકડામાં વસતા યોગ્ય વરને વરવા જેટલી પણ સ્વતંત્રતા ન હોવી જોઈએ? હાલમાં તો એવા પ્રસંગો જોવામાં આવે છે કે હિંદુ છોકરી મુસલમાન યા પારસી સાથે, વણિકની છોકરી પાટીદાર સાથે અથવા પાટીદારની છોકરી બ્રાહ્મણ સાથે લગ્નગ્રંથિથી જોડાય છે જે કેવળ અનિચ્છવા યોગ્ય અને લાંછનરૂપ છે. વર્ણાંતર લગ્ન મને સંમત નથી, પણ આપણી જ જ્ઞાતિ જે નાના નાના ગોળમાં પડી રહે છે તે એક થાય તો યોગ્ય વરની અડચણ દૂર થશે. હવે જ્યાં વર મંડાતા ન હોય તો તેમણે પોતાની યોગ્યતા મેળવવા પ્રયાસ કરવો જોઈએ. ગામડામાં પણ છોકરો સુશિક્ષિત હોય,

સંસ્કારી હોય તો જરૂર તે જ ગામની સુશિક્ષિત અને સંસ્કારી છોકરી તેને પસંદગી આપશે. ભલે, કદાચ તવંગર ન હોય તોપણ સંસ્કારી છોકરી એટલું તો સમજશે કે વિદ્વાન હોવાથી પોતાના બુદ્ધિબળથી સારી રીતે નિર્વાહ ચલાવવા સમર્થ નીવડશે. છતાં જો આપણે ક્ષેત્ર સંકુચિત રાખવા ઇચ્છા રાખીશું તો છોકરીઓના અર્થાત્ સ્ત્રીઓના હક્ક ઉપર આપણે કાપ મૂકીએ છીએ એમ પણ સાથેસાથે સમજવું. અને આવા પ્રસંગે આપણે દીર્ઘદૃષ્ટિ વાપરી સ્ત્રીસ્વાતંત્ર્ય માટે ક્ષેત્ર વિશાળ નહિ કરી આપીએ અને તેના જ કારણે ઉપર બતાવ્યા તેવા દુઃખદ બનાવો બનવા પામશે તો આપણે કોનો દોષ કાઢીશું? એટલે આ વસ્તુ-સ્થિતિમાં હું ક્ષેત્ર વિશાળ કરી બધે જ પોતાની વૈષ્ણવ દશા પોરવાડ જ્ઞાતિમાં છોકરીઓને આપલે કરવાની છૂટ હોવા માટે ખાસ આવશ્યકતા જોઉં છું. વળી આ પ્રમાણે કરવામાં શાસ્ત્રની મર્યાદાનો પણ બાધ આવતો નથી. જ્યારે વર્ણાંતર લગ્નો તો શાસ્ત્રનિષિદ્ધ છે અને શાસ્ત્રના પ્રત્યેક અક્ષરને ચુસ્ત રીતે વળગી રહેનારાઓના મતે વર્ણાંતર લગ્નોથી પ્રજા વર્ણસંકર પેદા થાય છે, વર્ણસંકર પ્રજા નરકમાં લઈ જાય છે અને તેમના પિતૃઓ પણ ઘોર નરકયાતના ભોગવે છે, આવી શાસ્ત્રાજ્ઞા છે. માટે આવાં લગ્નોને તો જરાયે સંમતિ હોવી જોઈએ નહિ. જ્યારે આપણા પોરવાડે પોરવાડ લગ્નમાં તે બાધ જરાયે આવતો નથી.

### બાળ તથા વૃદ્ધ લગ્ન

બાળલગ્નો પહેલાં બહુ જ થતાં હોવાનું આપણે જાણીએ છીએ. હવે તો ઘણાં જ ઓછાં થઈ ગયાં છે. આ બાળલગ્નની પ્રથા બંધ પડવી જોઈએ. છોકરા તથા છોકરીને સમજુ વયે પહોંચતાં તેની સંમતિ લઈ માબાપ વિવાહ અથવા લગ્ન કરે તો તે ઇષ્ટ થઈ પડશે. જે છોકરાને અગર છોકરીને પરસ્પર લગ્નગ્રંથિથી જોડાવું છે તે જોડાયા પછી પતિપત્ની તરીકે જીવનભર સંસાર ચલાવવો છે તેમને તેમની અનુમતિ લઈ સંબંધ કરાવાય તો વધુ ઇચ્છવા યોગ્ય છે. અલબત્ત, માબાપો કંઇ બાળકોના દુશ્મન હોતા નથી કે જેથી તેમના હિતને હાનિ પહોંચાડે, પણ કેટલાક ઠેકાણે દ્રવ્યલોભથી માબાપો તેમ કરવા પ્રેરાય છે તે બંધ થવું જોઈએ. સુશિક્ષિત માતા પિતા તો આવું પગલું ભરે જ નહિ.

વૃદ્ધલગ્નો તો બાળલગ્ન કરતાં વધુ ભયંકર છે જેનાં માઠાં પરિણામો આપણે ઘણે ઠેકાણે જોઈએ છીએ. સંમતિ વગરનાં બાળલગ્નોનાં માઠાં પરિણામો આપણે બહુ જોયાં નથી, છતાં વૃદ્ધલગ્નો તો સત્વરે બંધ થવાં જ જોઈએ. વૃદ્ધ લગ્ન એટલે કજોડું. છોકરી ઘણી જ નાની હોય અને પતિ મરણપથારીએ બેઠો હોય, આવાં લગ્નો તો કેવળ દ્રવ્યલોભને લઈને જ કરવામાં આવે છે. કન્યાવિક્રય પણ આવામાં થવા સંભવ છે, એટલે આવાં લગ્નો કરવાનું તો માબાપો સ્વયં સમજી બંધ ન કરે તો કાયદાથી અગર પિકેટિંગ દ્વારા પણ રોકવાં જોઈએ. શારીરિક, માનસિક તેમજ નૈતિક દૃષ્ટિએ તપાસીએ તોપણ વૃદ્ધ લગ્નો કેવળ અનિચ્છવા યોગ્ય જ કહેવાય. આ બાબત પર વધુ વિવેચનની જરૂર નથી. સૌ કોઈ તેના ગુણદોષ સારી રીતે સમજી શકે છે, એટલે બાળલગ્નો, વૃદ્ધલગ્નો તથા કજોડાં લગ્નો બિલકુલ બંધ થવાં જોઈએ.

### હિંદુ લગ્નવિચ્છેદ અને વિધવાલગ્ન

હવે લગ્નવિચ્છેદ અને વિધવાલગ્નનો પ્રશ્ન જરા વિકટ છે. વડોદરા રાજ્યમાં જોકે આને પોષણ આપતા કાયદાઓ થયેલા છે, પણ વાસ્તવિક રીતે શાસ્ત્રસંમત જણાતા નથી. હિંદુ શાસ્ત્રાનુસાર તો છૂટાછેડા પણ ન લઈ શકે, તેમ વિધવા પુનર્લગ્ન પણ ન કરી શકે. શ્રીમદ્ ભાગવતમાં તો સ્પષ્ટ આજ્ઞા છે કે:—

दुःशीलो दुर्भगो वृद्धो जडो रोग्यधनोऽपि वा ।
पतिः स्त्रीभिर्न हातव्यो लोकेप्सुभिरपातकी ॥

અર્થ:-દુઃશીલ, દુર્ભાગી, વૃદ્ધ, જડ, રોગી, નિર્ધન હોય છતાં પતિત ન હોય તો તેવા પતિનો ત્યાગ કરી શકાય નહિ.

આવી જ જો શાસ્ત્રની મર્યાદા હોય તો હિંદુ ધર્મશાસ્ત્રને માન્ય કરનારી કઈ સ્ત્રી આવું પગલું ભરવા તૈયાર થશે? જ્યાં આવું બંધન છે ત્યાં જ વાસ્તવિક પતિપત્ની વચ્ચે સારો પ્રેમ પણ સંભવી શકે છે. એક

વખત દેવોની સાક્ષીમાં લગ્નગ્રંથિથી જોડાવું, તે પછી મરજીમાં આવે ત્યારે છૂટાં થવા માટે નહિ પણ જીવન પર્યંત પ્રેમયુક્ત સુખી સંસાર નિર્ગમન કરવા માટે આ ભાવના દૂર થાય છે એટલે પ્રેમનાં બંધનો પણ ફાવે ત્યારે શિથિલ થઈ શકે છે. વળી સાધારણ રીતે પુરુષો કરતાં સ્ત્રીઓમાં ધાર્મિક ભાવના વધારે દૃઢ જોવામાં આવે છે. છતાં જો સ્ત્રીવર્ગ જ આ પ્રશ્નને માટે આગ્રહ કરતો હોય તો તે કેવળ શોચનીય છે. કદાચ કાયદો હશે તોપણ સુશીલ સ્ત્રી આવું પગલું ભાગ્યેજ લેવા તત્પર થશે. અલબત્ત, હલકી કોમમાં આવું કાર્ય થઈ શકે છે, છતાં તેમનો સંસાર ઉચ્ચ કોટિની સ્ત્રીઓને માટે ભાગ્યેજ ધડો લેવા લાયક થઈ પડશે. વળી, એ પણ વિચારવાનું છે કે જે સ્ત્રી એક પતિને છોડીને આવી તે બીજાનો સંસાર શી રીતે સુખી અને ઉજ્જવળ બનાવશે? આવી શંકા સુજ્ઞ પુરુષને ઉદ્‌ભવે તો તે અસ્થાને નહિ કહેવાય. પરસ્પરના ખરા સાચા પ્રેમમાં આવી વસ્તુસ્થિતિ ઉત્પન્ન થઈ શકે નહિ. પણ જે પ્રેમ એ શી વસ્તુ છે તે યથાર્થ સમજતા નથી, પણ જે મોહવશ છે ત્યાં આવા લગ્નવિચ્છેદ પ્રકાર જોવામાં આવે. મોહ તે વસ્તુતઃ પ્રેમ નથી, પણ બાહ્ય ચળકાટ છે. મોહ ચિરસ્થાયી નથી. જેમ ગિલેટનું પાણી થોડા વખતમાં ઊતરી જાય છે તેમ મોહનું પણ સમજવું. પ્રેમ એ સાચી વસ્તુ છે, જ્યારે મોહ બનાવટી ગિલેટ છે. એટલે લગ્ન વિચ્છેદને આપણાં શાસ્ત્રો તેમજ રૂઢિ પણ સંમતિ આપતાં નથી.

હવે, વિધવાલગ્નનો પ્રકાર પણ તેવો જ છે. તે પણ શાસ્ત્રસંમત તેમ જ રૂઢિસંમત નથી. પરંતુ આ વિષયમાં ઘણા વિકટ પ્રશ્નો સમાયેલા છે. જે સ્ત્રીને પરિણીત થયે ઘણાં વર્ષો થયાં હોય ને પછી વિધવા થાય તો તેને માટે પુનર્લગ્ન ન સંભવે અગર યોગ્ય ન કહેવાય, કારણ તેણે સંસારસુખ ભોગવ્યું છે, પતિપત્નીનો પ્રેમ સંબંધ અનુભવ્યો છે; પણ જે સ્ત્રી પરણ્યા પછી થોડા જ વખતમાં વિધવા થાય છે તેને માટે શું? તેનો આખો સંસાર વ્યર્થ જાય છે, તેની સાસરામાં સ્થિતિ ઘણી જ વિષમ અને અસહ્ય બને છે અને કંઈક પણ આશ્વાસનરૂપ હોય તો તેનું પિતૃગૃહ, જ્યાં તેનાં માતા પિતા તેની દયાજનક સ્થિતિ પર હૃદયનાં આંસુ સારી તેને આશ્વાસન આપે છે. ત્યારે આવા પ્રસંગે તેને પુનર્લગ્નની છૂટ શા માટે ન હોવી જોઈએ? પણ આપણાં શાસ્ત્રો તેમ જ રૂઢિઓ નિર્દયતાથી કહો કે સહૃદયતાથી કહો, સ્પષ્ટ ના પાડે છે. તો પછી શાસ્ત્રોને માનવાવાળાએ આમાં દલીલ ન કરતાં, શંકા ન લાવતાં માત્ર શાસ્ત્રાજ્ઞા જ છે એટલે વિધવાલગ્ન અસંમત છે એમ સમજીને ચાલવું. વિધવાની આવી દયાર્દ્ર સ્થિતિ છે તો ડાહ્યા માણસો તેના પ્રત્યે પૂજ્ય ભાવનાની દૃષ્ટિએ જોશે. મહાત્મા ગાંધીજીએ તો વિધવાને ત્યાગમૂર્તિ કહી સંબોધી છે, પણ તે ત્યાગમૂર્તિ ક્યાંસુધી? જ્યાંસુધી પુનર્લગ્ન નથી કર્યું ત્યાંસુધી. અલબત્ત, વિધવાએ વિધવા રહીને પવિત્ર રહેવાની ખાસ જ જરૂર છે. તેમજ તેણે પોતાના પગ પર પણ ઊભાં રહેતાં શીખવું જોઈએ; તો જ તે કદાચ સ્વતંત્ર નિર્વાહ ચલાવી શકે. વળી, વિધવાલગ્નવાળા પણ ઘણા દાખલાઓ જોવામાં આવે છે કે જ્યાં તેમની પુનર્લગ્નની સ્થિતિ દુઃખદાયક જ બને છે. ઘણા એવું કહેતા જોવામાં આવે છે કે પુનર્લગ્ન કરતાં વિધવાજીવન વધુ સારું હતું. હવે કેટલીક સુધારક સ્ત્રીઓ વિધવાલગ્નને બહાલી આપે છે, કારણ તેઓ દલીલ કરે છે કે પુરુષને પુનર્લગ્ન કરવાની છૂટ છે તો સ્ત્રીઓને તેવા લગ્નની શા માટે છૂટ ન હોવી જોઈએ. દલીલ બરાબર લાગે છે. પરંતુ, જો તેઓ પુરુષને વિધુર રાખવા માગતા હોય તો તેઓ વિધવાલગ્નને જરાયે સંમતિ આપી શકશે નહિ. જે સ્ત્રીઓ પુરુષના જેવા સમાન હક્કની ઘોષણા કરે છે તેમણે પુરુષોને વિધુર રહેવા શા માટે ન સમજાવવું અને તે દિશામાં તેમનો પ્રયાસ આદરવો? જો સ્ત્રીઓને વિધવા લગ્ન કરાવી સમાન હક્ક પ્રાપ્ત કરવો હોય તો તે સત્પ્રયત્ન કહી શકાશે નહિ. સ્ત્રીઓને માટે આ બાબત બે માર્ગો ખુલ્લા છે: સમાન હક્ક મેળવવો હોય તો પુરુષોને વિધુર રાખવા અથવા વિધવાઓને પુનર્લગ્ન કરવા દેવાં. એકમાં શાસ્ત્રની મર્યાદાનો બાધ આવતો નથી, જ્યારે બીજો માર્ગ કેવળ શાસ્ત્રનિષિદ્ધ છે. ત્યારે આ ઉપરથી સુજ્ઞ પુરુષ યા સ્ત્રી સહેલાઈથી સમજી શકશે કે એમાંથી કયો માર્ગ ગ્રહણ કરી સમાન હક્ક મેળવવો. છતાં જો

સ્ત્રીઓને પુનર્લગ્નનો જ શોખ હોય, તે પ્રત્યે જ તેમનું વલણ હોય તો તો તેઓ કદાપિ પુરુષોને વિધુર રાખી શકશે નહિ, એ ચોક્કસ સમજાય છે.

હવે જો સ્ત્રી વિધવાસ્થિતિ ભોગવે તો તેને માટે સ્ત્રીમંડળોએ સેવામંદિરો ખોલી તેવી વિધવાઓને સામાન્ય શિક્ષણ તથા ગૃહઉદ્યોગની સગવડ કરી આપવી જોઈએ, જેથી તેઓ પોતાનો નિર્વાહ ચલાવી શકે તથા ધર્મશાસ્ત્રો નીતિશાસ્ત્રો વગેરે વાંચી પવિત્ર જીવન ગાળી શકે તથા શ્વસુરગૃહમાં જો વિધવાનું જીવન અસહ્ય હોય તો ત્યાં પણ સેવામંડળે પહોંચી તેવા જૂની રૂઢિના શ્વસુર પક્ષનાં સ્ત્રી પુરુષોને ઉપદેશ આપી વિધવાનું જીવન સુખમય બનાવવા પ્રયાસ કરવો જોઇએ. અલબત્ત, વિધવાનું જીવન આપણે સુધારવાનું છે. તે પતિવિહોણી થતાં તે કાંઈ ત્યાજ્ય વસ્તુ થઈ જતી નથી, પણ ઊલટ દયાના સ્થાનરૂપ બને છે. અને તે હિસાબે તેવી ત્યાગમૂર્તિને તેના પતિની ખોટ સાલે નહિ તેવાં સુખસગવડ તરફ તથા તેનું શીલ સચવાય તે તરફ કુટુંબનાં માણસોએ લક્ષ આપવું જોઇએ.

### સ્ત્રીવારસા હક્ક

વળી વિધવા સ્ત્રીની જ્યારે આવી દુઃખદ સ્થિતિ છે ત્યારે હવે સ્ત્રીઓને વારસામાં હક્ક મળવો જોઈએ કે નહિ તે પ્રશ્ન ઉપસ્થિત થાય છે, એનું આપણે ટૂંકમાં નિરીક્ષણ કરીએ. હાલના કાયદામાં તે બાબત અસમાનતા રહેલી છે. હિંદુ કાયદો જાહેર કરે છે કે પુરુષો કેટલાક હક્કો ભોગવે છે તે હક્કો ભોગવવાને સ્ત્રીઓ અશક્ત છે. પુત્રને પોતાના બાપની મિલકતનો વારસો મળે છે, પણ પુત્રીને નથી મળતો. બાપની મિલકતને વારસામાં મેળવવાની પુત્રી માટે અશક્યતા એ કાયદાનો અન્યાય છે. ટૂંકમાં, કાયદાની અસમાનતા એટલે એક વ્યક્તિને તેના કાયદેસર હક્કથી દૂર રાખવી તે. અને વિધવા માટે તો આ બાબતમાં ઘણી જ દયાજનક સ્થિતિ ઉદ્ભવે છે. પતિના મરણ પછી તેને વારસો મળતો નથી, એટલું જ નહિ, પરંતુ તે એક આશ્રિત જેવી થઈ પડે છે. પતિના અસ્તિત્વમાં તેણે જે સુખ સાહેબી ભોગવી હોય છે તે પતિવિહીન થતાં તેનો લોપ થાય છે, એટલું જ નહિ, પણ તેની પછીની જિંદગી કેવળ અસહ્ય અને બોજારૂપ થઈ પડે છે.

પ્રાચીન હિંદુ કાયદામાં પુત્રી તરફ વધારે ઉદારતા અને કાળજી દર્શાવવામાં આવતાં હતાં; વેદના સમયમાં પુત્રી પોતાના પિતાની મિલકતમાંથી ભાગ માગી શકતી અને મર્યાદિત માલિકીનું તે વખતે હિંદુ કાયદામાં અસ્તિત્વ ન હતું. સ્મૃતિના સમયમાં મિલકતની વહેંચણી થાય તો અવિવાહિત પુત્રી પોતાના ભાઈના ભાગનો ચોથો ભાગ માગી શકતી અને આ ચોથો ભાગ તેને આપવામાં આવતો, કારણ કે પુત્રીનો પિતાની મિલકતમાં હક્ક હતો. બૃહસ્પતિ કહે છે કે "પુત્રી એ પુત્રના જેટલું જ પિતાનું બાળક છે." માટે તેને પુત્રની જોડે વારસાના સરખા જ હક્કો હોવા જોઈએ. પ્રાચીન કાયદા પ્રમાણે પત્ની પતિની મિલકતની સહમાલિક ગણાતી અને દત્ત કહે છે તેમ "ધન એ પરિણીત યુગલની વચ્ચે સામાન્ય ગણાતું." સહમાલિકીની ભાવના સ્ત્રીની મિલકતની વહેંચણીમાં હિસ્સો મેળવવાના હક્ક અને એના પતિનો વારસો મેળવવાના હક્કના આધાર તરીકે ગણાતી.

મર્યાદિત માલિકીનો સિદ્ધાંત બહુ જ અન્યાયી અને તર્કશાસ્ત્રના નિયમ વિરુદ્ધ છે. વારસને મરનારના બધા હક્કો વારસામાં મળે છે. મિલકતનો છેલ્લો પુરુષ માલિક હંમેશાં સંપૂર્ણ માલિક હોય છે અને એનો વારસો મેળવનાર સ્ત્રીને પણ સંપૂર્ણ માલિકી હોવી જોઈએ. યાજ્ઞવલ્કય વિધવા, પુત્રી, માતા, પિતા, ભાઈ, ભત્રીજા, સગાઓ અને સગોત્રીઓના વારસા માટે એકસરખો નિયમ કરે છે. માત્ર પુરુષોને જ મરનારના બધા હક્કોનો વારસો મળે છે અને સ્ત્રીઓને નથી મળતો એમ કહેવું તે અસંગત છે. મર્યાદિત માલિકી એટલે વસ્તુતઃ માલિકીનો ઇન્કાર જ છે. એમાં મિલકત કબજામાં રાખવાની અને તેનો વહીવટ કરવાની સ્ત્રીજાતિની શક્તિ સામે અને તેની અંગત સ્વતંત્રતા વિરુદ્ધ શાસ્ત્રકારોના અભિપ્રાયનું દર્શન થાય છે.

એટલે ઉપર દર્શાવ્યા પ્રમાણે શાસ્ત્રકારોના આધાર પ્રમાણે પણ સ્ત્રી વારસાહક્ક માટે યોગ્ય છે, ને તે માટે માગણી કરે તો ગેરવાજબી નહિ જ

ગણાય. આ વિષય બહુ જ ગહન અને ચર્ચાસ્પદ છે અને કાયદાઓની પણ બહુ જ અડચણો પડવા સંભવ છે. એટલે આવા કાયદાના બારીક પ્રશ્નોનો તત્ત્વજ્ઞ પુરુષો જ વધારે સારી રીતે ચર્ચા ફેરફાર કરાવી શકે. વાસ્તવિક રીતે જોતાં હિંદુ સંસારમાં સ્ત્રી અથવા પુરુષ સંસારમાં પોતાનું વ્યક્તિત્વ અથવા સ્થાન શાસ્ત્રનિર્દિષ્ટ રીતે સમજેલાં હોતાં નથી, અને તેથી જ પુનર્લગ્ન, સ્ત્રીહક્ક વગેરે ચર્ચાઓ ઉત્પન્ન થાય છે અને અજ્ઞાન સ્ત્રી પુરુષો તેવી ચર્ચાઓનાં ભોગ બનતાં જોવામાં આવે છે.

## બહુપત્નીકત્વ

આપણી જ્ઞાતિમાં તેમજ અન્ય કેટલીક જ્ઞાતિઓમાં પણ આ રિવાજ પ્રચલિત છે. બહુપત્નીકત્વ અથવા પુરુષ પોતાની પત્ની જીવતી હોય ત્યારે બીજી પત્ની કરે એ રિવાજ અસહ્ય છે. પત્નીઓના અનેકત્વનો વિચાર જ લગ્નની સંસ્થાને નીચી પાયરી ઉપર મૂકી દે છે. આ રિવાજ એક દૃષ્ટિએ લાંછનરૂપ પણ છે. મેં ઉપર દર્શાવ્યું તેમ સ્ત્રીને માટે એક જ પતિ આવશ્યક છે તેમ પુરુષ માટે એક પત્ની હોવી જોઈએ અને તો જ સમાનતાની દૃષ્ટિએ પણ બંધ બેસતું થઈ પડશે. આપણે પુરુષોએ પણ સમજવું જોઈએ કે જો સ્ત્રીઓને પતિ મૃત્યુ પામતાં વિધવા રહેવા આપણે ઉપદેશ કરતા હોઈએ તો પુરુષોએ પણ પત્ની મૃત્યુ પામતાં વિધુર રહેવા શીખવું જોઈએ. અલબત્ત, શાસ્ત્રનો કદાચ પુરુષોને બાધ ન આવતો હોય, પણ શાસ્ત્રો પુરુષોને કાંઈ ફરજ પાડતાં નથી. આપણે આ બાબતમાં એક જ દાખલો શ્રીરામચંદ્રજીનો લઈશું તો બસ થઈ પડશે. શ્રીરામચંદ્રજી ઈશ્વર હતા ને લોકશિક્ષાર્થે તેમનો અવતાર હતો. તેમનું દૃષ્ટાંત એક સુપુત્ર થવાને, સુપતિ થવાને, સુબંધુ થવાને તેમજ સુરાજા થવાને માટે પૂરતું છે. તેમણે તો આ ગુણોમાં અદ્વિતીયપણું પ્રાપ્ત કર્યું છે, એટલે આપણે આ ગુણોમાં તેમના જેવા તો ન જ થઈ શકીએ, પરંતુ તેમનું આચરણ અગર કર્તૃત્વ આપણને માર્ગસૂચક તો જરૂર થઈ પડે.

હું પૂછીશ કે શ્રીરામચંદ્રજીને જ્યારે અશ્વમેધ યજ્ઞ કરવો હતો અને સીતાજીનો પોતે ત્યાગ કરી બેઠા હતા અને ગુરુ વસિષ્ઠની પણ આજ્ઞા હતી કે યજ્ઞ વખતે પત્નીની ખાસ આવશ્યકતા હોવાથી રામચંદ્રજી બીજી સ્ત્રી કરી શકે છે, છતાં શ્રીરામચંદ્રજીએ સીતાજીના અભાવે તેમની સુવર્ણપ્રતિમા કરી સાથે રાખી યજ્ઞ આરંભ્યો તે શું સૂચવે છે? શ્રીરામચંદ્રજીએ સહેજ ઇચ્છા દર્શાવી હોત તો સેંકડો સૌંદર્યવતી સ્ત્રીઓ વરવા તૈયાર થાત અને ગુરુઆજ્ઞાનું પણ પરિપાલન થાત. પરંતુ તેમણે તેમ ન કરતાં જગત ને ભવિષ્યની પ્રજાને દેખાડી આપ્યું કે તમે મારા જેવું આચરણ કરતાં શીખો.

તેમની પુત્ર તરીકે, બંધુ તરીકે તથા રાજા તરીકેની અજોડ કારકિર્દી છે, પણ તેની અત્રે આવશ્યકતા નહિ હોવાથી તેના વિવેચનમાં ઊતરવાની જરૂર નથી.

સંતતિપ્રાપ્તિને માટે કેટલાંક રૂઢિચુસ્ત સ્ત્રી પુરુષો બીજી પત્ની કરવાની દલીલો રજૂ કરતાં જોવામાં આવે છે; પરંતુ એ બાબત તો કેવલ ઈશ્વરાધીન છે, એટલે સર્વસમર્થ પ્રભુમાં દૃઢ શ્રદ્ધા રાખી તે બાબત કેવળ નિશ્ચિત રહેવું જ વધારે શ્રેયસ્કર છે. આપણે શ્રીવલ્લભાચાર્યજીના સંપ્રદાયના અનુયાયીઓને તો પોતાનો આત્મા–દેહ વગેરે શ્રીપ્રભુને નિવેદન કરેલું હોવાથી તદ્વિષયક ચિંતા કેવળ અસ્થાને છે. શ્રી મહાપ્રભુજી કહે છે કે यैः कृष्णसात्कृतप्राणैस्तेषां का परिदेवना । तथा निवेदने चिन्ता त्याज्या श्रीपुरुषोत्तमे । એટલે આપણી બધી ચિંતાનો બોજો તો શ્રીકૃષ્ણચંદ્ર પૂર્ણ પુરુષોત્તમ ઉપર છે. એટલે સમાનતાની દૃષ્ટિથી તથા શ્રીરામચંદ્રજીના દૃષ્ટાંતથી તેમજ મુખ્યત્વે શ્રીવલ્લભાચાર્યના સિદ્ધાંતથી એટલું તો નિષ્પન્ન થાય છે કે બહુપત્નીકત્વનો રિવાજ સર્વથા આપણા સમાજમાંથી દૂર કરવા યોગ્ય છે. અને તો જ પુરુષવર્ગ સ્ત્રીઓને લગ્નવિચ્છેદ કરતાં તથા વિધવાલગ્ન કરતાં અટકાવી શકશે.

## રડના કૂટવા તથા જમણવાર બાબત

મરણ પાછળ રડવા કૂટવાના રિવાજો કેટલે અંશે આપણી જ્ઞાતિમાં નાશ પામવા જોઈએ તે તપાસીએ. એ એવી વસ્તુ છે કે તે જરૂર શોક ઉપજાવી શકે. "મરણ સમાન શોક નથી અને લગ્ન સમાન હર્ષ

નથી.' એટલે મરણુ નિષ્ઠુર હૃદયના માણુસને પણુ શોકાન્વિત કરી શકે છે. બહુ દુઃખથી રુદન પણ થાય અને આંસુઓ પણુ સરે, એ નૈસર્ગિક છે. પણુ મરણુ પાછળ કૂટવાનો રિવાજ આપણામાં કેવી રીતે પ્રચાર પામ્યો તે સમજી શકાતું નથી. મરણુથી મૃદુ હૃદયનાં નિકટનાં સગાંઓ માથું તથા છાતી કૂટીને રુદન કરે, પણુ તે લોકોને દેખાડવાને નહિ તેમજ તેની સાથે અન્ય સ્ત્રીઓ કૃત્રિમ કુટાકુટ કરી મૂકે તે ખરેખર કુરિવાજ છે. એવા દુઃખદ પ્રસંગે આપ્ત જનોની તો એ ફરજ છે કે જેને ત્યાં મરણુપ્રસંગ હોય તેમને ત્યાં જઈ તેમનાં કુટુંબીઓને દિલાસો આપી તે લોકોનું દુઃખ ઓછું થાય તેવું તેમનો શોક દૂર કરવા આશ્વાસન આપવું જોઈએ. કૂટવાથી તો તેમનું દુઃખ ઓછું કરવાને બદલે વૃદ્ધિંગત થાય છે. વળી, સ્ત્રીવર્ગે રસ્તા ઉપર ઊભા રહી છાતીઓ ખુલ્લી રાખી કૂટવાનો તમાસો લોકોને દેખાડવા જેટલી ધૃષ્ટતા કરવી એ શું ઉચ્ચ કુટુંબની કુલીન સ્ત્રીઓને શોભાસ્પદ હોઈ શકે? સગાં સંબંધીઓને તેમના સંબંધ પ્રમાણે દુઃખ શોક જરૂર થાય, પણુ કૃત્રિમ કૂટવાથી શોક પ્રદર્શિત થતો નથી. માટે આ રિવાજ આપણા સમાજમાંથી જેટલો જલદી દૂર થાય તેમ કરવા પ્રયાસ કરવો જોઈએ.

હવે જમણુવારનો પ્રશ્ન તપાસીએ. શુભ તેમજ અશુભ પ્રસંગે જમણુવાર કરવાના રિવાજો છે. શુભ પ્રસંગે જમણુવાર કરવામાં આવે તો યોગ્ય છે, એટલું જ નહિ, પણુ કેટલાક અંશે આવશ્યક છે. યુરોપ, અમેરિકા જેવા સુધરેલા દેશોમાં પણુ લગ્ન જેવા પ્રસંગે મોટાં ખાણાંઓ અપાય છે અને અતિશય ખર્ચ થાય છે. એટલે આપણા સમાજમાં પણુ લગ્ન જેવા શુભ પ્રસંગે જમણુવાર, બીજી શોભા અગર ખર્ચ કરવો એને દુર્વ્યય તરીકે હું જરા પણુ ગણુતો નથી. અલબત્ત, સૌએ પોતાની સ્થિતિ અનુસાર ખર્ચ કરવો જોઈએ. આર્થિક સ્થિતિ નબળી હોય તો દેવાં કરીને પણુ વરાઓ કરવા એ તદ્દન અયોગ્ય છે. તેવા સમયે થોડા ખર્ચમાં જમણુવાર વગર પણુ લગ્નો થઈ શકે છે. જ્યાં જમણુવારનો રિવાજ લગ્ન જેવા શુભ પ્રસંગે પણુ ફરજિયાત હોય છે ત્યાં ગરીબ વર્ગને દેવું કરીને પણુ તે કરવાની ફરજ પડે છે, એટલે આવો ફરજિયાત રિવાજ નાબૂદ કરવા યોગ્ય છે.

મરણુ પાછળ જમણુવાર કરી ખોટો ખર્ચ કરવો એ ઇષ્ટ નથી. કેટલાકો વૃદ્ધ મરણુ પાછળ જમણુવાર અયોગ્ય નથી ગણુતા, પણુ તે પણુ તદ્દન નાબૂદ થાય તો વધારે સારું. વળી કેટલાક એવી દલીલ પણુ કરે છે કે જેને ત્યાં શુભ પ્રસંગ આવ્યો ન હોય ને જમણુવાર ન થઈ હોય તેને ત્યાં મરણુપ્રસંગ જે અનિવાર્ય છે તે આવે ત્યારે જમણુવાર કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે એટલે તેણે કરવો જ જોઇએ. પણુ આ તે કાંઈ વાજબી દલીલ કે બુદ્ધિનું પ્રદર્શન? હજુ પણુ જ્યાંસુધી આપણી જ્ઞાતિમાં આવી દલીલો કરનારા રૂઢિચુસ્તો છે ત્યાંસુધી આપણી જ્ઞાતિનો ઉત્કર્ષ આપણે સાધી શકીશું નહિ, એટલુંજ નહિ, પણુ આપણી વણિક જ્ઞાતિ એટલે જે વ્યવહારકુશલતા, દક્ષતા વગેરે ગુણોના પ્રાધાન્યવાળી ગણુાય છે તેને લાંછન લગાડીશું અને અન્ય સુધરેલા સુશિક્ષિત સમાજમાં હાસીને પાત્ર થઈશું.

એટલે એવા હાસ્યાસ્પદ કુરિવાજોને આપણી જ્ઞાતિમાંથી જેમ બને તેમ જલદીથી તિલાંજલિ આપવી જોઇએ.

### પરદેશગમન

પરદેશગમન એટલે યુરોપ અમેરિકા જેવા પાશ્ચાત્ય દેશોમાં જવાનો હાલમાં આપણી જ્ઞાતિમાં પ્રતિબંધ છે તે દૂર થવો જોઈએ. વડોદરા રાજ્યે તો "જ્ઞાતિત્રાસ-નિવારણ નિબંધ"થી પરદેશગમન કરનારાઓને જ્ઞાતિનાં બંધનોમાંથી મુક્ત કર્યા છે. હું નથી સમજી શકતો કે આપણી વૈશ્ય એટલે વેપાર–ઉદ્યોગ–વાણિજ્ય વગેરે પ્રધાન ગુણો ધરાવે છે એવા સમાજે પોતાની જ્ઞાતિમાં આ બંધન કેમ દાખલ કર્યું હશે. પહેલાના આપણે દાખલાઓ જાણીએ છીએ કે વૈશ્યો વેપારાર્થે દૂર દૂર દેશ જતા હતા અને સમુદ્રગમન પણુ કરતા હતા અને લાંબા સમય સુધી તેવા દેશોમાં રહી વેપાર કરી પુષ્કળ ધન દોલત વહાણો ભરી ભરીને લાવતા હતા. આ વાતો તો આપણો વિદ્વાન વર્ગ એકલો જ નહિ પરંતુ નાનાં નાનાં બાળકો અને સ્ત્રીઓ પણુ

જાણે છે. પોતાના ધંધાની ખિલવણી માટે દ્રવ્ય-સંપાદન કરવા માટે બીજી કોમ કરતાં વૈશ્ય એટલે વણિક કોમને વધારે જરૂર જણાય છે. પરદેશગમનથી, પર્યટનથી વેપારની વૃદ્ધિ ઉપરાંત તે તે દેશોનાં રીત-રિવાજો, રહેણીકરણી, ખાનપાન, તેમની સંસ્કૃતિ વગેરે પણ અનેક બાબતો જાણવાની મળે છે. પ્રાચીન સમયમાં આ ફાયદાઓને લક્ષમાં રાખીને જ છૂટ રાખવામાં આવી હશે, એટલું જ નહિ, પણ મહત્ત્વ પણ અપાયું હશે. વળી, હાલના જમાનામાં તો તેની વ્યાપકતા વધતી જાય છે અને તેથી જરૂરિયાત પણ વધુને વધુ દેખાય છે. પણ હાલમાં જે બંધન દેખાય છે તે કદાચ યુરોપ–અમેરિકા વગેરે પાશ્ચાત્ય દેશોમાં જવાથી ત્યાંના ખાદ્ય તથા પેય પદાર્થો આપણી ધર્મભવનાને આડે આવતા હોવાથી જે વર્જ્ય ગણાય છે તેને લઈને હશે. પણ તે પદાર્થોથી દૂર રહી ત્યાં જીવન ગાળવું હવે સુગમ થઈ પડયું છે અને ત્યાં જઈ આવેલા સારા સારા માણસોના અભિપ્રાયથી હું કહી શકું છું કે ત્યાં નિરામિષ (Vegeterian) ખોરાક મળી શકે છે અને મદ્યાદિ અપેય સેવન વિના પણ ચલાવી શકાય છે. હવે રહ્યો સ્પર્શાસ્પર્શનો બાધ. તે બાધ તે દેશોમાં સર્વથા ત્યાજ્ય નથી; પણ એ બધું કરવા છતાંયે જે પરદેશગમન કરે તે હિંદમાં આવતાં પ્રાયશ્ચિત્ત કરી નાંખે તો પછી ધર્મનો બાધ નડે નહિ. એટલે આ સર્વે કારણો તપાસતાં પરદેશગમનની બને તો પ્રાયશ્ચિત્ત સાથે છૂટ આપવી જોઈએ, જેથી યુવક વર્ગ વધુ વિદ્યાભ્યાસ માટે લાભ લઈ શકે તથા વેપાર ઉદ્યોગની અભિવૃદ્ધિ કરી શકે.

હવે, હું ધારું છું કે લગભગ ઘણાખરા જ્ઞાતિના કરવા લાયક ફેરફારોનું વિવેચન થઈ ગયું છે, છતાં આપણે મેં ઉપર બતાવ્યા તે તેમજ બીજા સુધારાઓ માટે વધુ ચર્ચા, વિવેચન આપણી વિષયવિચારિણી સભામાં કરવાનું છે એટલે તદ્વિષયક વધુ ન કહેતાં ઉપસંહાર કરીશ.

## ઉપસંહાર

ભાઈઓ, તથા બહેનો ! આપણે આપણી શ્રી દશા પોરવાડ વૈષ્ણવ વણિક જ્ઞાતિની ઉન્નતિ સાધવી છે, ઐક્ય કરવું છે અને પરસ્પરની વિવિધ આપણી જ પેટાજ્ઞાતિઓનાં આપણાં જ ભાઈઓ તથા બહેનોને પરસ્પર મદદ કરી, સહકાર્યો કરી, ઉપયોગી થવું છે. આપણે આટલું સાધીશું તોપણ હિંદુસ્તાનના એક ઘટક તરીકે થોડું કર્યું ગણાશે. આપણને પોરવાડ હોવાનું અભિમાન હશે તો આ બાબતમાં આપણે દુર્લક્ષ કરીશું નહિ, પણ સમસ્ત જ્ઞાતિના ઐક્ય માટે શુદ્ધ અને સાચા હૃદયથી કટિબદ્ધ થઈશું. આપણો આ દિશામાં નિર્વિકાર અને શુદ્ધ પ્રયાસ હશે તો ઈશ્વર પણ જરૂર સહાય કરશે. આજે ને આજે આપણે બધું કરી શકવાના નથી અને કરવું શક્ય પણ નથી, પરંતુ આપણો સત્પ્રયાસ હશે તો થોડા સમયમાં આપણા ધ્યેયને પ્રાપ્ત કરીશું. આપણું ધ્યેય પ્રાપ્ત કરવામાં અડચણો નડશે. પણ નહિંમત ન થતાં પ્રયાસ ચાલુ રાખીશું તો અંધકારના નાશ સાથે પ્રકાશની ઝાંખી કરી શકીશું. આપણે આપણાં વ્યક્તિગત લાભ હાનિ બાજુ પર મૂકી આપણી સમસ્ત જ્ઞાતિના હિત તરફ આપણું લક્ષ્ય ગોઠવીશું તો આપણી કાર્યસિદ્ધિ હસ્તામલકવત્ છે એ ચોક્કસ સમજવું. સમસ્ત સમાજના હિતમાં અને શ્રેયમાં વ્યક્તિગત મતભેદોને સ્થાન જ નથી એ ધ્યાનમાં રાખી આપણે માર્ગક્રમણ કરવાનું છે.

આપણે આપણી જુદાં જુદાં સ્થળોએ વસતી જ્ઞાતિનો ઇતિહાસ તૈયાર કરવો જોઇએ અને સર્વ હકીકતોનો એક ડિરેકટરી–રૂપી પુસ્તકમાં સમાવેશ થવો જોઈએ જેથી આપણને આપણી બધે જુદે જુદે ઠેકાણે વસતી જ્ઞાતિનો અભ્યાસ થઇ શકે.

આપણી સમસ્ત જ્ઞાતિની સામાજિક, આર્થિક, શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે જુદે જુદે સ્થળોએ જ્યાં જ્ઞાતિના સમૂહો વસતા હોય ત્યાં ત્યાં આરોગ્યવિષયક, જીવનવિકાસવિષયક, સમાજ-સેવાવિષયક, કેળવણીવિષયક તથા બેકારીવિષયક મંડળો સ્થાપી તે દ્વારા તત્તદ્વિષયક પ્રવૃત્તિઓનું પ્રચારકામ થવું જોઈએ.

સ્ત્રીઓની ઉન્નતિ માટે સ્ત્રીમંડળોએ આવું પ્રચારકામ કરી આપણી નિરાશ્રિત બહેનોને આશ્રય પહોંચાડવા તથા અન્ય જે કાંઈ સહાયની આવશ્યકતા જણાય તેવી મદદ કરવા રચનાત્મક કામ કરવું જોઈએ.

આ ઉપરાંત સમસ્ત જ્ઞાતિનું એક મધ્યસ્થ મંડળ સ્થાપવું જોઈએ, જે દ્વારા આપણી જુદે જુદે સ્થળે વસતી જ્ઞાતિની માહિતી મેળવવા ઇચ્છા ધરાવનારને ત્યાંથી માહિતી મળી શકે.

આપણી સમસ્ત જ્ઞાતિ તરફથી એટલે મધ્યસ્થ મંડળ તરફથી એક માસિક અગર ત્રૈમાસિક પ્રકાશિત થવાની જરૂર છે, જેમાં આપણી જ્ઞાતિને લગતા વિષયોની ચર્ચા તથા જ્ઞાતિની ઉન્નતિ અને વિકાસ સાધી શકાય તેવા વિદ્વાનો દ્વારા લેખોનો સમાવેશ થવો જોઈએ. આવા ત્રૈમાસિકે નિરર્થક ટીકાઓ, ચર્ચાઓ, અશ્લીલ લખાણ તથા વ્યક્તિગત અપેક્ષાથી સર્વથા દૂર રહેવું જોઈએ, કારણ વર્તમાન પત્રો અગર માસિકો જો સુયોજિત હોય તો જેટલું સારું પ્રચાર કામ કરી શકે તેટલું જો તે કુયોજિત હોત તો ઘણી જ હાનિ પહોંચાડે છે અને સમાજની પ્રગતિને અવરોધક બને છે. માટે આ બાબતમાં ખાસ સંભાળ રાખવા તેના પ્રયોજકોને મારી નમ્ર ભલામણ છે.

આ પરિષદ જેવી રીતે અહીં આ વર્ષે થઈ છે તેવી દર વર્ષે અગર સમયની અનુકૂલતાએ જુદાં જુદાં સ્થળોએ ભરાવી જોઈએ. જેથી આપણે તેટલી મુદત દરમ્યાન કેટલું કાર્ય સાધી શકાય તેનો હિસાબ નીકળી શકે અને ભવિષ્યમાં શું કરવાનું છે, કેવી રીતે કરવાનું છે તેની વિચારણા કરવા પ્રસંગ મળે.

આપણી જ્ઞાતિના ઉત્કર્ષ માટે, હિતાહિતના વિષયોની ચર્ચામાં એકદેશીય વિચારોનો ત્યાગ કરી, શકીશું તે શંકાસ્પદ છે. શ્રીભગવાને શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં આજ્ઞા કરી છે કે "तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्य-व्यवस्थितौ ॥" એટલે કાર્યાકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્ર હંમેશા પ્રમાણ હોવું જોઈએ; તો જ આપણે ઐહિક તેમજ પારલૌકિક સરલતાથી સાધી શકીશું. ધર્મશાસ્ત્રોની અવગણના અગર અવહેલના એટલે સારથિ વિનાનો રથ. રથના અશ્વોને ગમે તેમ આડે અવળે ન જવા દેતાં, કાબૂમાં રાખી, સારથિ વિના યોગ્ય નિયમન કરે છે તેમજ આપણે ઉન્માર્ગે ન જઈ પડીએ તે માટે શાસ્ત્રો નિયામક છે. એથી બીજી સારી ઉપમા આપું તો ધર્મશાસ્ત્રો આપણાં હોકાયંત્ર તથા દીવાદાંડી છે. જેવી રીતે સમુદ્રાયનમાં આગબોટમાં હોકાયંત્ર દિશા સૂચવે છે તથા દીવાદાંડી માર્ગમાં દેખાતા ભય તથા ખડકોની ખબર આપે છે તેવી જ રીતે સંસારરૂપી સાગરમાં આપણી જીવનરૂપી નૌકા હંકારવાને ધર્મશાસ્ત્રો યોગ્ય દિશા સૂચવે છે તથા સંકટ અને ખડકોથી દૂર રહેવા બતાવે છે. એટલે હું ચોક્કસ માનું છું કે અત્યાર સુધી આપણો સમાજ જે ધર્મરૂપી મર્યાદાને માનતો આવ્યો છે તે ભાગ્યેજ તેની અવગણના કરે.

છેવટમાં આપણા આજના પ્રારંભ કરેલા કાર્યમાં પ્રભુ સર્વને સન્મતિ આપી આપણને સન્માર્ગે દોરે અને આપણે આપણું આરંભેલું કાર્ય નિર્વિઘ્ને પાર પાડી શકીએ એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે. પુનઃ હું આપ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માની, મારું ભાષણ સમાપ્ત કરી. બેસી જવાની રજા લઉં છું.



# 'સ્ત્રીસંમેલન'ના પ્રમુખપદેથી શ્રી. કમળાબહેનનું ભાષણ



આજના સ્ત્રીસંમેલનમાં આપ સર્વે બહેનોએ મને પ્રમુખસ્થાન આપ્યું છે તે માટે હું આપ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. હું માનું છું કે આપણા આ સંમેલનમાં મારા કરતાં વધુ શિક્ષિત અને વયોવૃદ્ધ બહેનને આજનું પ્રમુખસ્થાન અપાયું હોત તો વધારે યોગ્ય થઇ પડત. એક તો મને પ્રમુખ થવાની ખબર મોડી પડી તેમજ આપના બધાના સહવાસથી પણ હું અપરિચિત છું.

## જુદા જુદા ગોળ, એકડા અને તડો

આપણી જ્ઞાતિ મોટા પ્રમાણમાં છે, છતાં નાના નાના ગોળ, એકડાઓ જુદાં જુદાં ગામોમાં અને શહેરોમાં રહેતા હોવાથી આપણે એકબીજાની સ્થિતિથી તદ્દન અજાણ છીએ. જુદા જુદા ગોળ, એકડાઓ પોતપોતાના જ ગોળનું જ જ્ઞાન ધરાવે છે અને તેમાંથી આઘા પાછા થવા માગતા નથી; અરે એટલું જ નહિ, પણ તેવા નાના એકડાઓમાં પણ નજીવા કારણ પર તીવ્ર મતભેદો પડી તડ પડે છે અને આવી સ્થિતિ ઘણે ઠેકાણે જોવામાં આવે છે તે આપણામાં શું દેખાડે છે? આવા વિચારો જ્યાં નાતના લોકો ધરાવતા હશે ત્યાં આપણે આપણી જ્ઞાતિનું ઐક્ય શી રીતે સાધી શકવાના?

## જ્ઞાતિઉન્નતિમાં સ્ત્રીઓનો સહકાર

આપણે બહેનોએ પણ આ વિષયમાં રસ લઇ આપણી જ્ઞાતિના ઉત્કર્ષમાં પુરુષવર્ગને સહકાર આપવાનો છે અને તેમને ગમે તે પ્રકારે સમજાવી સમસ્ત જ્ઞાતિના ઐક્યમાં આપણે પણ કારણભૂત બનવાનું છે. સમસ્ત જ્ઞાતિની ઉન્નતિમાં જેટલો રસ પુરુષોને અધિકાર છે તેટલો જ સ્ત્રીવર્ગને પણ અધિકાર છે. બલ્કે, પુરુષો કરતાં સ્ત્રીવર્ગ ઉપર વધારે જવાબદારી છે. સામાન્ય સમજણ એવી છે કે અબળા સ્ત્રીજાતિ શું કરી શકે? પણ **મહાત્મા ગાંધીજી**ની હિલચાલે એટલું તો દેખાડી આપ્યું છે કે હાલનો સ્ત્રીવર્ગ તે પહેલાંની જૂની માન્યતાનો સ્ત્રીવર્ગ નથી પણ કાંઈ કરી શકે એવી એક શક્તિ છે. અલબત્ત, આપણે આપણી શક્તિને યોગ્ય માર્ગે દોરવાની છે. પુરુષવર્ગને સાથે રાખીને તેમનો વિરોધ ન કરતાં તેમના પૂર્ણ સહકાર સાથે તથા તેમના રક્ષણ નીચે આપણે આપણો કાર્યક્રમ રચવાનો છે. આપણે પુરુષવર્ગથી વિમુખ થઈશું તો આપણે તેમનો સહકાર સાધી નહિ શકીએ. આપણે આપણી જાતને નીચી પાડીશું તો જગતમાં પણ હાસ્યને પાત્ર થઈશુ. જેવી રીતે ગૃહસંસાર ચલાવવા પતિ-પત્ની વચ્ચે સુમેળ હોવો જોઈએ તેમ જ તેથી મોટા ક્ષેત્રમાં પણ પુરુષ અને વર્ગ વચ્ચે પણ સુમેળ હોવો જોઈએ.

## કેળવણી અને સ્ત્રીશિક્ષણ

હાલમાં કેળવણી તેમજ સ્ત્રીશિક્ષણ વધતાં જાય છે એ સારાં ચિહ્ન છે. અશિક્ષિત સ્ત્રી કરતાં સુશિક્ષિત સ્ત્રીનો દરજ્જો ઘણો ઊંચો છે, પણ સુશિક્ષિત એકલું અક્ષરજ્ઞાન અગર યુનિવર્સિટીની ઊંચી ડિગ્રીઓ સંપાદન કરવી તે નથી. હાલની કેળવણીનાં તો આપણે કેટલાંક વિપરીત પરિણામો જોઈએ છીએ અને તેથી જ કેટલેક અંશે આપણો પુરુષવર્ગ તેમજ આપણા જૂના વિચારનો સ્ત્રીસમાજ છોકરીઓને ભણાવવા તરફ તેમજ ઊંચી ડિગ્રીઓ લેવડાવવા તરફ આનાકાની કરે છે. અને તે કેટલેક અંશે વાજબી છે. વળી ઘણે ઠેકાણે એવું પણ આપણે જોઈએ છીએ કે ઊંચી ડિગ્રીઓ મેળવેલી

સ્ત્રીઓ તેમના ગૃહકાર્યમાં પછાત નીવડે છે. જ્યારે સમાજસેવાના કાર્યમાં અથવા એકાદ સભામાં ભાષણ હોય કે ઠરાવો મૂકવા હોય તો તેમાં પાછા નહિ પડે. ખરેખર, આવી જ જો સ્થિતિ હોય તો તે વાસ્તવિક ગણાશે ? આપણે તો સમાજસેવા, જાહેર જીવન તેમજ ગૃહકાર્ય બધું જ સારી રીતે કરવાનું છે. ગૃહકાર્ય પ્રત્યે બેદરકારી રાખી સમાજસેવા કરવી હું યોગ્ય નથી ગણતી. ગૃહકાર્ય સુવ્યવસ્થિત ગોઠવવું, કૌટુંબિક જનોની યોગ્ય સેવા શુશ્રૂષા કરવી, બાળક વર્ગનું યોગ્ય પાલન કરવું અને તે પછી ફુરસદ મળે તો જરૂર બહારના ક્ષેત્રમાં લક્ષ આપવું એવો ક્રમ હોવો જોઈએ. આ વિષયમાં ચાલુ જમાનાના પ્રખર સુધારક **મહાત્મા ગાંધીજી** જેઓએ તેમના "નવજીવન" પત્રના અંકમાં અને પ્રસંગોપાત્ત ભાષણોમાં ઘણી જ સ્પષ્ટ ભાષામાં જણાવેલું છે કે સ્ત્રીઓ જો ગૃહકાર્યની અવગણના કરી અન્ય સેવા કરવા ઇચ્છે તો તે દુઃખજનક સ્થિતિ છે.

### માતાઓના સુસંસ્કારોનાં પરિણામ

વળી આપણા આર્યાવર્તમાં જન્મેલાં નરરત્ન, જેવા કે શ્રીરામચંદ્રજી, છત્રપતિ શિવાજી મહારાજ તથા હાલના આપણા જગદ્વંદનીય **મહાત્મા ગાંધીજી**નો દાખલો લઈશું તો તેમની માતાઓએ કઈ યુનિવર્સિટીની ડિગ્રીઓ લીધેલી હતી કે કેટલી વિદ્યાઓ ભણેલી હતી ? આવાં રત્નો માતાઓના સુસંસ્કારો તથા ઉચ્ચ નીતિમત્તાનાં પરિણામો છે. સંસ્કારી માતાઓમાંથી નીતિમાન પુરુષો ઘડાય છે. આ પરથી હું કાંઈ શિક્ષણની અવગણના કરતી નથી. પણ વિદ્યાનો સુહેતુ પાર પાડવો જોઈએ, અને ત્યારે જ વિદ્યા દીપી નીકળે.

### વ્યાયામની જરૂર

ઉપર બતાવ્યું તેમ માનસિક તથા નૈતિક વિકાસ અને શારીરિક વિકાસ તરફ પણ આપણે લક્ષ આપવાનું છે. હાલમાં આપણી શારીરિક શક્તિ દિનપ્રતિદિન નબળી થતી જોવામાં આવે છે. આપણી બહેનોમાં નાની વયમાં ઘણા અકાળ મરણો થાય છે અને શારીરિક દુર્બળ અવસ્થા જોવામાં આવે છે. પહેલાંના સમયમાં જ્યારે ગૃહકાર્યો બધાં જ હાથથી કરવામાં આવતાં ત્યારે કુદરતી વ્યાયામ મળી રહે તો હાલમાં આ ટેવો નાબૂદ થવાથી આપણને કુદરતી વ્યાયામનું સાધન દૂર થયું છે, પણ એવાં સાધનો જ્યારે દૂર થયાં છે ત્યારે બીજી રીતે પણ શરીરને સારું રાખવા બીજા વ્યાયામની જરૂર છે. અને તેને માટે આપણાં સ્ત્રીમંડળોએ પ્રચાર-કાર્ય કરવું જોઈએ તથા અકાળ મરણના ભોગો જે આપણી બહેનો થઈ પડે છે તેને માટે, યોગ્ય શિક્ષણ તે દિશામાં આપવા માટે કાંઈ યોજના ઘડી કાઢવી જોઈએ.

### વિધવા બહેનોની સ્થિતિ સુધારવાની જરૂર

હવે આપણી વિધવા બહેનોની સ્થિતિ સુધારવા તરફ આપણાં સ્ત્રીમંડળોએ વ્યવસ્થા કરવાની જરૂર છે. આપણી જ્ઞાતિના જ્યાં જ્યાં જથા હોય ત્યાં સ્ત્રી-મંડળ દ્વારા ઉન્નતિનું પ્રચારકામ થાય તો આપણી બહેનો પોતાની ફરજો વધુ સમજતી થશે, અને હાલમાં નીપજતાં કેટલાક અનિષ્ટ પરિણામોથી બચી શકાશે. હાલમાં આપણી બહેનો વધુ ને વધુ પ્રમાણમાં શિક્ષણ મેળવી કેળવાતી હોવાથી પોતાનું હિત સમજતી થઈ છે અને ઘણાં પ્રચારકાર્યો સ્ત્રીમંડળોએ ઉપાડી લીધાં છે એટલે આ વિષયમાં મારે વધારે કહેવું યોગ્ય નથી.

બહેનો, હવે હું વધુ ન કહેતાં કહું કે આપણું સાંસારિક જીવન સુધારવાનું છે. ત્યાર પછી આપણા કુટુંબની સેવા, પછી આપણી જ્ઞાતિની સેવા અને ત્યાર પછી આપણી જ્ઞાતિની સેવા અને ત્યાર પછી આપણે દેશ-સેવા માટે કટિબદ્ધ થવાનું છે. અલબત્ત, આવાં કાર્યો એકદમ સાધી શકાતાં નથી, પણ આપણે આપણી પ્રવૃત્તિઓ વધારી ધીરે ધીરે પ્રગતિ કરવાની છે.

આપણી પ્રત્યેક બહેન ખરા હૃદયથી આવી જિજ્ઞાસા ધરાવશે તો આપણું કાર્ય કાંઈ દુષ્કર નથી. આપણી પ્રગતિનો પ્રવાહ યોગ્ય માર્ગે દોરીશું તો પ્રભુ પણ આપણને સહાય કરશે અને આપણા વડીલ વર્ગનો પણ આશીર્વાદ મેળવીશું.

છેવટમાં, આપણને આપણા આરંભેલા કાર્યમાં યશ આપે અને આપણે આપણી બહેનોના તથા પુરુષવર્ગના સહકાર સાથે આપણું કાર્ય પાર પાડીએ એવી પ્રભુ પાસે નમ્ર પ્રાર્થના કરી, તથા આપ સર્વેનો ફરીથી આભાર માની હું બેસી જવાની રજા લઉં છું.

## શ્રી લીલાધર લાઈબ્રેરીના હિતાર્થે યોજાયેલા નાટયપ્રયોગ વખતે

# પ્રમુખસ્થાનેથી શ્રી ટોડરમલ્લ શેઠનું ભાષણ



**સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,**

આજના આપના શ્રી લીલાધર લાઈબ્રેરીના લાભાર્થે નાટ્યપ્રયોગમાં મને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું તે માટે હું આપ સર્વનો અત્યંત આભારી છું.

આપના ધોળકા ગામ સાથે મારો સંબંધ તો છે જ, છતાં આજના પ્રસંગથી વિશેષ ગાઢો બને છે જે માટે હું અભિમાન લઉં તો અયોગ્ય નહિ ગણાય.

આજનું ધોળકા ગૌરવહીન દેખાય, પરંતુ તે એક વખતનું પૌરાણિક તથા ઐતિહાસિક વૈભવ અને સમૃદ્ધિવાળુ નગર હશે તેવું તેના હાલ પણ દૃષ્ટિપથ થતા કેટલાક ઐતિહાસિક અવશેષો સાક્ષી પૂરે છે. ઉદય તથા અસ્ત એ સૃષ્ટિનો ક્રમ છે. અને તે ન્યાયે એક વખતના ગૌરવશાળી નગરનું પતન થયું તો બીજા વખતે તેનો પુનરુદ્ધાર પણ સત્ય વાત છે.

આવા ગામમાં આવેલી લીલાધર લાઈબ્રેરીની સ્થાપના સને ૧૯૬૭ માં થયેલી છે. સદર પુસ્તકાલય સ્થાપન કરનાર લોકપ્રિય શેઠ **લીલાધર ભક્તિદાસ** કે જેના નામ પરથી લીલાધર લાઈબ્રેરી નામ પડ્યું, આ ઉપરાંત પણ તેમનાં અનેક લોકોપયોગી કાર્યો છે. તેમણે ધર્મશાળા, મલાવ તળાવમાં સમરાવવાનું કામ, વાવો ચણાવવી, વગેરે કાર્યો જનસમાજના લાભાર્થે કરેલાં છે કે જે તેમના ખરા જીવનનાં સ્મારકો તરીકે ગામવાસીઓ યાદ લાવી પ્રેરણા મેળવશે, આશિષો આપશે અને બહારના લોકોને ગારવાન્વિત થઈ આંગળી ચીંધી દેખાડશે.

સાંભળવા પ્રમાણે તેમને તેમના બરોબરિયાઓ સાથે સ્પર્ધા કરવાની ખંત હતી. વસ્તુતઃ આ સત્ય હોય તો આવા જનસમાજના હિતનાં કાર્યોમાં સ્પર્ધા પ્રશંસનીય ગણાશે. કોઈ ખંતવાન મનુષ્ય સત્કાર્યો પ્રત્યે પ્રેરાય તો તેવાં કાર્યો પ્રત્યે અણગમો બતાવી વિઘ્નો અંતરાયો નાંખી હતાશ કરી પ્રેરણા ભંગ કરવા તેના કરતાં સ્પર્ધા એટલે એકના કરતાં અધિક કરવાની મહત્ત્વાકાંક્ષા ખરેખર જ સ્પૃહણીય મહાન ગુણ ગણાશે.

આ લીલાધર પુસ્તકાલયની સ્થાપના એટલે લગભગ સિતેર પોણોસો વર્ષ પૂર્વેનો તે સમયનો સમાજ; એટલે હાલના આપણા કહેવાતા સુધરેલા સમાજ કરતાં પછાત એવા સમાજના આભૂષણરૂપ તે વખતના ધનિકો પુસ્તકાલયો, દવાખાનાંઓ, નિશાળો વગેરે કરવા પ્રેરાય તે માની શકાતું નથી. તે વખતે તો જમણવારો વગેરે કરવા અને દ્રવ્યનો વ્યય કરવો એવી આપણી માન્યતા. જૂના વિચારના મનુષ્યોને ભણવું ભણાવવું, જ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોની યોજના કરી આપવી એ તો વધારે પડતું કહેવાય. તે લોકોને આવી બાબતની શી કિંમત ? ખરેખર, આપણી હાલની જો આવી માન્યતા હોય તો તે માન્યતા તે વખતના જૂના પુરાણા શેઠો—શેઠ **લીલાધર ભક્તિ**, શેઠ **ભવાનીદાસ** વગેરેએ તેમણે બંધાવેલાં પુસ્તકાલયો શાળાઓ દવાખાનાંઓરૂપી કીર્તિમંદિરોથી ખોટી પાડી શકે છે.

હા, કદાચ એમ બને કે હાલ આપણે પાશ્ચાત્ય સંસ્કૃતિનાં ચશ્માંઓથી પૂર્વ તરફ દૃષ્ટિપાત કરતાં પૂર્વની સંસ્કૃતિ ખામીભરેલી એ સ્વાભાવિક છે.

પુસ્તકાલયોની ઉપયોગિતા મનુષ્યજીવનમાં ઓછું સ્થાન ધરાવતી નથી, બલ્કે અનિવાર્ય વસ્તુ છે.

પ્રાચીન કાલ તરફ વિહંગાવલોકન કરતાં પણ જણાઈ આવશે કે તે સમય એટલે હિંદની સંસ્કૃતિની પરાકાષ્ઠા અને પ્રાચીન આર્ય ઋષિ મુનિઓથી લઈ મહાન બાદશાહો, સમ્રાટો અને શહેનશાહોએ પણ તે સંસ્કૃતિને અપનાવી છે. જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધનો, વિશ્વવિદ્યાલયો ગુરુકુલાશ્રમોની સરખામણીમાં પુસ્તકાલયોનું સ્થાન ઓછું મહત્ત્વનું નથી અને તે દિશામાં હિન્દુ તેમજ મુસલમાન બાદશાહોએ પણ પુસ્તકાલયોને વિકસાવી આદર્શ સ્મારકો બનાવ્યાં હતાં, જેનું સ્મરણ કરતાં હજુ પણ આપણું હૃદય દ્રવિત બની જાય છે. હિન્દુ રાજાઓ, જેવા કે યુધિષ્ઠિર, જનક વિદેહી, રાજા ભોજ, મુંજરાજ—તેમજ મુસલમાન બાદશાહો, જેવા કે શાહજહાં વગેરે સાહિત્યરસિકો હોઈ તેમણે સારા સારા પંડિતો, વિદ્વાનો, કવિઓ, ભાટચારણો વગેરેની ઘણી જ સારી કદરો કરેલી છે. રાજ્યાશ્રય આપી તેમને પોષ્યા છે.

સાહિત્ય, સંગીત, કળા વગેરે જીવનનાં આવશ્યક અંગો ગણાતાં હતાં અને હજુ પણ ગણાય છે. એકલી નિશાળો કે વિશ્વવિદ્યાલયોમાં અભ્યાસ અધ્યયન કરી જે જ્ઞાન પ્રાપ્ત થતું નથી તે પુસ્તકાલયો દ્વારા પ્રાપ્ત થઈ શકે છે. અને તે ધોરણે પુસ્તકાલયોની મહત્તા પરાપૂર્વથી ચાલતી આવેલી.

પાઠશાલાઓ કે વિશ્વવિદ્યાલયોમાં જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તે જ્ઞાનને વિકસાવવા પુસ્તકાલયોનો આશ્રય અનિવાર્ય થઈ પડે છે; અને તેના અભાવે તે જ્ઞાન વૃદ્ધિમંત ન થતાં વૃદ્ધિહીન બનતું જાય છે.

પરંતુ પુસ્તકાલયોની ઉપયોગિતા માટે સમાજને તે દિશામાં દોરવા પહેલાં આપણે આપણાં પુસ્તકાલયોની રચના આદર્શ કરવી પડશે. સારાં જ્ઞાનપ્રદ બુદ્ધિપ્રદ પુસ્તકો વિનાનું પુસ્તકાલય બુદ્ધિવિકાસ કરતાં વિલાસ-વિકાસ તરફ સમાજને દોરવાનું સ્થાન બનશે. આદર્શહીન પુસ્તકો સમાજને ઊંધે રસ્તે દોરશે. એટલે કોઈ પણ પુસ્તકાલય-નાનું યા મોટું-હોવા છતાં પણ માત્ર સારાં જ પુસ્તકોનું આલય બને તે તરફ તેના સંચાલકોએ ખાસ લક્ષ આપવું જરૂરનું છે.

આપણું પુસ્તકાલય શ્રી લીલાધર લાઇબ્રેરી ભલે પ્રમાણમાં નાની હોય છતાં સારાં પુસ્તકોની જ બનેલી હશે તો ગમે તેવાં પુસ્તકોવાળી મોટી લાઇબ્રેરી કરતાં તેની મહત્તા હું માનું છું. અને આ પુસ્તકાલયનો વિકાસ કરતાં પણ મને આશા છે કે તેના સુવ્યવસ્થાપકો તે ધ્યેયથી દૂર નહિ જાય.

પુસ્તકાલયોના અંગે સામાન્યતઃ બધે જ વર્તમાન પત્રો, માસિકો વગેરેનો પણ સંગ્રહ હોય છે, તેની પસંદગીમાં પણ તેવી જ કાળજી રાખવાની ખાસ આવશ્યકતા છે.

હાલમાં તો સાહિત્યકાર કે સાક્ષર બની જવું સહેલું થઈ પડયું છે; કવિઓ અને નાટ્યકારો થવું એ નજીવી વાત થઈ પડી છે. હાલના ગદ્યમાં કે પદ્યમાં રસોને ઉત્તેજિત કરે તેવાં આકર્ષક લખાણો મૂકયાં કે ઉપરની પદવીની યોગ્યતા સ્વયં મળી જાય છે. ડાહ્યા, સમજુ મનુષ્યનું કર્તવ્ય છે કે તેવાં લેખો કે કાવ્યોથી બને તેટલું વિમુખ રહેવું તેમજ સમાજને પણ વિમુખ રાખવા પ્રયત્ન કરવો. આવા કહેવાતા સાક્ષરોની કે કવિઓની કૃતિઓને પુસ્તકાલયમાં સ્થાન મળે તેનાં કરતાં પુસ્તકાલય ખાલી રહે તેમાં કાંઈજ ખોટું હું જોઈ શકતો નથી.

પુસ્તકાલય અર્થાત્ લાઇબ્રેરી નામ ધારણ કર્યા પછી તેમાં વર્તમાનપત્રોને રાખવાં જ હોય તો પુસ્તકાલયને બદલે માત્ર વાચનાલય નામ શા માટે ન આપવું?

છતાં એક રીતે વર્તમાન પત્રોનોસમાવેશ આવશ્યક ઘટાવી શકાય. મનુષ્યને સાધારણ રીતે ભૂત, ભવિષ્ય ને વર્તમાન જાણવાની જિજ્ઞાસા હોય છે. ભૂત તેમજ ભવિષ્ય-ઇતિહાસ પુરાણો તથા જ્યોતિષ શાસ્ત્રોનાં પુસ્તકોના આધારે પુસ્તકાલયોમાંથી મેળવી શકાય છે, જ્યારે વર્તમાન જાણવાની જિજ્ઞાસા અધૂરી રહી જાય છે. અને તે વર્તમાન જિજ્ઞાસા પત્રો વાંચવાથી પૂરી પડે છે એટલે વર્તમાન પત્રોનો પુસ્તકાલયોમાં

સમાવેશ થાય તો ચલાવી શકાય તેમ છે. વળી આધુનિક વૃત્તાંત, જગત ભરની ખબરો, દેશપરદેશના સમાચાર વર્તમાનપત્રો પૂરાં પાડે તેમ છે, એટલે વર્તમાન પત્રો યા માસિકોને પુસ્તકાલયોમાં વાચનાલય વિભાગમાં સ્થાન આપવામાં હું નુકસાન જોતો નથી. પણ માત્ર સારાં જ, પ્રતિષ્ઠિત વર્તમાન પત્રોનો સમાજ લાભ લે એવી સાવચેતી તો પુસ્તકાલયોના વ્યવસ્થાપકોએ રાખવી જરૂરની છે. હું આશા રાખું છું કે આ મારી નમ્ર સૂચના આપ સર્વેને સંમત થશે અને આપ આદર્શ પુસ્તકાલય બનાવશો.

આપની સદરહુ લીલાધર લાઈબ્રેરી નામ વાંચતાં મને મનમાં એક પ્રશ્ન ઊઠયો: શું તેની સ્થાપના વખતે અંગ્રેજી ભાષાનો એટલો બધો પ્રચાર હતો કે લાઈબ્રેરીને માટે ગુજરાતી શબ્દ નહિ યોજાયો હોય?

હું માનું છું કે આ તેના પુનરુદ્ધારના પ્રસંગે તેનું અંગ્રેજી નામ ફેરવી "શ્રી લીલાધર પુસ્તકાલય" નામ રાખવામાં આવશે તો યોગ્ય ગણાશે.

હાલમાં ધોળકાની જાહોજલાલી નષ્ટપ્રાય થતી જણાય છે, છતાં આનંદની વાત છે કે શેઠ ભવાનીદાસના વંશજોએ હાલમાં જ દવાખાનાનું નવું મકાન બંધાવ્યું છે, જે માટે તેમને ધન્યવાદ ઘટે છે. તેમની જ સ્પર્ધા કરે તેવાં કાર્યો હાલ શેઠ શ્રી લીલાધરની પાછળ કોઈ ખંત લઈ કરે તેમ નથી, પરંતુ તેમના પુત્ર શેઠશ્રી ઉજમશીભાઈ જો જીવતા હોત તો જરૂર શ્રી લીલાધર શેઠની સ્પર્ધાનો ગુણ કાયમ રાખી શકયા હોત, કારણ શેઠશ્રી ઉજમશીભાઈ પણ તેવા બાહોશ, કાર્યદક્ષ અને સ્વાભિમાની પુરુષ હતા. વધુમાં વડોદરા રાજ્યમાં અમલદાર તરીકે નોકરી કરી પોતાનો સમય વ્યતીત કર્યો હતો એટલે મુત્સદ્દી પણ હતા. એટલે તે જો વધુ જીવ્યા હોત તો તેઓએ પણ લોકોપયોગી કામ કરી સમાજને લાભ આપ્યો હોત.

હાલ શેઠશ્રી ઉજમશીભાઇની પાછળ તે પુત્રવત્ હીરાભાઈ મોજૂદ છે અને તેઓ પણ ઉત્સ અને ખંતીલા છે અને તેથી હું તથા ધોળકાવાસ પણ જરૂર આશા સેવી શકીએ કે પ્રભુ તેમને તે પિતામહ જેવાં લોકોપયોગી કાર્યો કરવાની તક પ્રસંગ આપે અને શેઠ શ્રી લીલાધર ભક્તિની કુટું ચાલતો આવેલો લોકહિતાર્થનાં કાર્યોનો પ્રવાહ ક રાખી તેમની કૌટુંબિક મહત્તા, તેમનું ગૌરવ સાચવી

બીજી મારી નમ્ર સૂચના એ છે કે શ્રી લીલ પુસ્તકાલયમાં શ્રી લીલાધર શેઠનું તૈલચિત્ર મૂક આવે અને તે ન બની શકે તો તેના અભાવે શે ઉજમશીભાઈ તથા તેમનાં વિધવા પત્ની કે હાલ જીવતાં છે તેમનાં તૈલચિત્રો મૂકવામાં આવે તેમનાં સ્મારક તરીકે યોગ્ય ગણાશે.

હું મારું ભાષણ સમાપ્ત કરું તે પહેલાં હું આ નાટચપ્રયોગમાં ભાગ લેનાર ઉત્સાહી ભાઈઓને નાટકના લેખકને તેમજ તેમના વ્યવસ્થાપકોને તે સુપ્રયાસ તથા ખંત અને ઉત્સાહ માટે હાં અભિનંદન આપું છું તથા પ્રેક્ષક વર્ગે જોવા પ જે સહકાર આપ્યો છે તે માટે તેમનો પણ આભારી

ફરીથી હું શ્રી લીલાધર પુસ્તકાલયની વ્યવસ્થ સમિતિના પ્રમુખ, ઉપપ્રમુખ અને સંચાલકોનો પ્રત્યેની મમતા તથા પ્રેમ ભરી લાગણી માટે અંતઃક પૂર્વક આભાર માનું છું. સદર સમિતિમાં વિદ્વાન તે ખંતીલા કાર્યવાહકો છે. સુધરાઈ તરફની મદદ મળે ને તેના વિદ્વાન અને બાહોશ કાર્યકર્તાઓ તર સારો રસ લેવાય છે, તો હું જરૂર આશા વિરમીશ કે તેઓ શ્રીપ્રભુકૃપાથી શ્રી લીલ પુસ્તકાલયને તેમના વિરાટ નગરમાં અર્થાત્ ધોળક એક આદર્શ પુસ્તકાલય બનાવી સંસ્થાને ચિરં બનાવશે અને ગ્રામસમાજને તેમાં રસ લેતો તેમાં સંજીવિની રેડશે.



# કાલોલ પોરવાડ યુનિયન કલબ પંચમ સંમેલન પ્રસંગે પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ



કાલોલ, તા. ૭-૧૧-૩૫

સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,

## આભારપ્રદર્શન

આપના મમતાભરેલા નિમંત્રણ અને સુંદર સ્વાગત માટે હું આભારી છું. આપના આ સંમેલનમાં ભાગ લેવાનો જે અવસર મળ્યો તે માટે ખરેખર હું ખુશી થાઉં છું. ગયા ડિસેમ્બરમાં મુંબાઈમાં ભરાયેલી અખિલ હિંદ વૈષ્ણવ દશા પોરવાડ પરિષદમાં આપના તરફથી મોકલાવેલા યુવકદળના વ્યાયામના ખેલોએ મારું આકર્ષણ કર્યું હતું અને તે દળની વિશેષ પ્રવૃત્તિ જોવાનો આજે લાભ મળવાથી હું હર્ષ પામું છું.

## પરિષદનું દૃષ્ટિબિંદુ

હું આજે આજના તમારા એકલા વ્યાયામના જ પ્રયોગો જોવા નથી આવ્યો, પરંતુ આપણી જ્ઞાતિની પરિષદમાં તમારા એકડા તરફથી જે સભ્યો પ્રતિનિધિ તરીકે આવ્યા હતા તેમના વિશેષ પરિચયમાં આવવા તથા ખાસ કરીને આપણી જ્ઞાતિના અન્ય વૃદ્ધ તેમજ યુવક વર્ગ જેઓ પરિષદમાં ભાગ લઈ શકયા નથી તેમના સહવાસનો લાભ લેવાનો પણ મારો હેતુ સમાયેલો છે. હું આશા રાખું છું કે આપના વિશેષ પરિચયમાં આવવાથી પરિષદનું પણ કાંઈક દૃષ્ટિબિંદુ આપને સમજાવી શકીશ.

પરિષદનો હેતુ તો તે વખતના મારા તેમજ અન્ય વક્તાઓનાં ભાષણોથી તેમજ તેમાં પસાર થયેલા ઠરાવથી આપના લક્ષમાં આવ્યો હશે. પરિષદનો પ્રધાન સૂર એ હતો કે આપણી જ્ઞાતિના જુદા જુદા દેશોમાં વસતા બધા ગોળ અગર એકડાઓમાં ઐક્ય સ્થાપી, કન્યાની લેવડદેવડની છૂટ કરી આપી, પરસ્પર સહકાર સાધી એકમેકને ઉપયોગી થઈ પડવું. કન્યાની લેવડદેવડની છૂટમાં કદાચ આપણા વૃદ્ધો અગર વૃદ્ધ વિચારના માણસો ઉદાસીનતાની દૃષ્ટિએ જોતા હશે, પણ હવે તે થયા વિના છૂટકો નથી અને તેમ થાય તો જ પરસ્પર સહકાર વધી આપણી આખી જ્ઞાતિનું મોટું સંગઠન થશે. **આંતરલગ્નોનાં અનિષ્ટ પરિણામો જોઇ રહ્યા છીએ, તેના કરતાં આપણી જ્ઞાતિમાં જુદા જુદા એકડાઓની સાથેનો કન્યાઓની લેવડ-દેવડનો વ્યવહાર કંઈ જ ખોટો ગણાશે નહિ. વડોદરા રાજ્યના સુધારક નરેશનો આ બાબતમાં છૂટ આપતો કાયદો જરૂર માર્ગદર્શક થઈ પડશે.**

કન્યાની લેવડદેવડની છૂટ ઉપરાંત હાલમાં પ્રચલિત કુરિવાજોને પણ ધીરે ધીરે નાબૂદ કરવા પડશે. સંકુચિત દૃષ્ટિબિંદુને દૂર કરી વિશાલ ક્ષેત્રમાં વિહરવા યુવકોએ વૃદ્ધોના તેમજ રૂઢિચુસ્ત વિચારકોના માનસમાં પરિવર્તન કરાવવું પડશે. અલબત્ત, તે પરિવર્તન આપણા ધર્મ અને આપણી આર્યસંસ્કૃતિનું વિરોધક ન હોવું જોઈએ.

## શારીરિક વ્યાયામ

હવે, આજના તમારા વ્યાયામના તેમજ અન્ય પ્રયોગો જોઈ હું આનંદ પામું છું. અને અન્ય પ્રેક્ષક વર્ગ પણ ખુશી થયો હશે. તમારા વ્યાયામના પ્રયોગો બીજી સારી વ્યાયામશાળાઓના પ્રયોગોની હરીફાઇ કરે તેવા છે તેમાં જરાયે શક નથી, અને તે માટે હું પણ તમારા એક જ્ઞાતિબંધુ તરીકે અભિમાન લઉં તો અયોગ્ય નહિ ગણાય.

વ્યાયામનો હેતુ હવે તો બધે જ સુસ્પષ્ટ થયો છે અને થતો જાય છે. ગામેગામ અને શહેરેશહેર વધતા

જતાં વ્યાયામમંદિરો તેના પુરાવારૂપે છે. વ્યાયામની ઉપયોગિતા માટે સમજાવવાનું કે કહેવાનું રહેતું જ નથી. એ વિશે બહુ કહેવું એટલે પિષ્ટપેષણ, માટે ટૂંકમાં જ કહીશ.

વ્યાયામનો હેતુ મુખ્યત્વે ત્રણ પ્રકારે છેઃ—(૧) શરીરસ્વાસ્થ્ય અને આરોગ્ય, (૨) આત્મસંરક્ષણ, (૩) પરરક્ષણ. વ્યાયામના નિયમિત અભ્યાસથી શરીરસ્વાસ્થ્ય સચવાઈ શરીર સુદૃઢ બને છે અને સંકટ પ્રસંગે આત્મસંરક્ષણ પણ થઈ શકે છે. પરરક્ષણ એટલે પારકા ઉપર વગર કારણે હુમલો કરી અન્યને ત્રાસરૂપ થઈ પડવું એ હેતું હોય જ નહિ, પણ આપણી જ જ્ઞાતિના અગર આપણી કોમના વ્યક્તિત્વ યા સમાજ ઉપર હુમલો થતો હોય ત્યારે વિના નિમંત્રણે મદદ કરવા તત્પર થવું તે છે. આ દિશામાં આર્યસમાજ સારું કામ કરી રહ્યું છે તે કહેવું જ પડશે.

### વ્યાયામની આવશ્યકતા

વ્યાયામ સમાજનાં બંને અંગોને માટે આવશ્યક છે. પુરુષ તથા સ્ત્રી એ સમાજનાં બે અંગો-બંનેએ વ્યાયામનો લાભ લેવો જોઈએ. **બંને અંગોની નિર્બળતા દૂર થયા વિના સમાજરૂપી અંગ સંપૂર્ણ સબળ થઈ શકતું નથી.**

ઉપર કહ્યું તેમ શારીરિક વ્યાયામ દરેકને માટે આવશ્યક છે, કારણ, शरीरमाद्यं खलु सर्वसाधनम्. અર્થ સ્પષ્ટ છે. આ વિષય પર અંગ્રેજ કવિ Thomson ટોમ્સન કહે છે કે,

Health is the vital principle of bliss, and exercise of health.

### માનસિક વ્યાયામ

આ ઉપરાંત, માનસિક વ્યાયામ પણ જરૂરનો છે. એકલા શારીરિક વ્યાયામથી મનુષ્યની મહત્તા વધતી નથી. જેવું શરીર કેળવાયેલું હોય તેવું જ મન સુસંસ્કારોથી કેળવાય તો જ મનુષ્યની મનુષ્ય તરીકે કિંમત છે. **માનસિક વિકાસ વિનાનું શારીરિક બળ પશુબળ સમાન** છે. માનસિક યા આત્માની ઉન્નતિ માટે વિદ્યા એટલે सा विद्या या विमुक्तये, એવી જ હોવી જોઈએ.

આ બંને સંપત્તિથી સંપૃક્ત મનુષ્ય પોતાનો, પોતાની જ્ઞાતિનો, સમાજનો અને દેશનો ઉત્કર્ષ સાધવામાં સારી રીતે મદદરૂપ થઈ પડે છે.

આ માનસિક ઉન્નતિનો પ્રકાર સ્ત્રીવર્ગ માટે પણ સરખી રીતે લાગુ પડે છે. સ્ત્રીઓને આપણે સમાજનું એક મહત્ત્વનું અંગ ગણતા હોઈએ તો તેમની પણ વાજબી અસમાનતાઓ દૂર કરી સમાજમાં તેમનું યોગ્ય સ્થાન નિર્માણ કરવું પડશે અને ત્યારે જ તેમને ન્યાય કર્યો ગણાશે. **સ્ત્રીઓને તેમજ પુરુષોને અનુકૂલ ક્ષેત્ર જ્યાં હોય ત્યાં જ તેમનું સ્થાન હોવું જોઈએ, અને ત્યારે જ તેમનાં મહત્તા અને ગૌરવ સચવાઈ રહેશે.**

### પુસ્તકાલયપ્રવૃત્તિ

તમારા મંડળની પુસ્તકાલયપ્રવૃત્તિ પણ સ્તુત્ય છે. પુસ્તકાલય મનોવિકાસને માટે મહત્ત્વનું સાધન છે. સારાં પુસ્તકોના સંગ્રહની કિંમત ધનભંડાર કરતાં પણ વિશેષ છે. સારાં પુસ્તકોની પસંદગી કરી પુસ્તકાલયમાં સ્થાન આપવું તથા પુસ્તકો વાંચવા લેવા આવનારને યોગ્ય જ પુસ્તકો આપવાં તે તેના સુવ્યવસ્થાપકો ઉપર અવલંબે છે. પુસ્તકાલયમાં પુસ્તકો ઉપરાંત દૈનિક, સાપ્તાહિક વગેરે વર્તમાનપત્રોને પણ સ્થાન મળી શકે છે. વર્તમાનપત્રો તો હાલમાં જેમ વર્ષાઋતુ આવતાં ક્ષણિક જંતુઓની મોટા પ્રમાણમાં ઉત્પત્તિ થાય છે તેમ પ્રગટ થતાં દેખાય છે. પત્રકાર તરીકેની લાયકાત વિના પણ વર્તમાનપત્ર કાઢી શકાય છે. **અમુક સિદ્ધાન્તને અનુલક્ષીને પ્રગટ કરવા તરફ ધ્યાન અપાતું નથી; ધ્યાન અપાય છે લોકરુચિ ઉપર.** લોકમાનસ જ દૂષિત બનતું ચાલ્યું છે કે જેથી આવા સાહિત્યને સમાજમાં સ્થાન મળે છે. મોટા મોટા વિદ્વાનો, પંડિતો, આચાર્યો પણ તેમની આવી પ્રકાશનપદ્ધતિ માટે સખ્ત વિરોધ દર્શાવે છે. માટે આવાં વર્તમાનપત્રોને તેમજ હલકી કક્ષાનાં પુસ્તકોને તમારા પુસ્તકાલયમાં સ્થાન આપતાં પહેલાં જરૂર વિચાર કરજો.

### ઉપસંહાર

ફરીથી હું આપના બાલચમૂઓના, બાળાઓના અને યુવકવર્ગના અનેકવિધ પ્રયોગો જોઇ સંતોષ તથા આનંદ પ્રદર્શિત કરું છું. અને તમારા મંડળની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય એવી પ્રભુ પાસે પ્રાર્થના કરું છું. છેવટે, હું આપ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માની બેસી જવાની રજા લઉં છું.



# ઘડિયાળી પોળ સાર્વજનિક વ્યાયામમંદિર

## શ્રીમાન શેઠ શ્રી રાજમિત્ર ટોડરમલ શામળબેચરના પ્રમુખપદે વાર્ષિકોત્સવ : ૧-૬-'૪૨



આજે અત્રે જે સુંદર પ્રયોગો રજૂ કરવામાં આવ્યા તે ખરેખર સર્વને ખુશી અને આનંદ ઉપજાવે એવા છે. એ માટે વ્યાયામમંદિરના વિદ્યાર્થીઓ તથા સંચાલકોને ખરેખર અભિનંદન ઘટે છે. કેટલાક વખત ઉપર ગુજરાતમાં જે કોમી તોફાનો અને કડવા અનુભવ થયા તે પછી હવે વ્યાયામની જરૂરિયાત વિશે શંકા રહેતી નથી કે વ્યાયામના ફાયદા સમજાવવાની પણ આવશ્યકતા રહેતી નથી. ટૂંકામાં, આપણા ચારે વર્ણ અને ચારે આશ્રમને જીવનથી મરણ પર્યંત વ્યાયામની બહુ આવશ્યકતા છે વ્યાયામની—બલોપાસનાની મહત્તા છેક વેદકાળથી ચાલતી આવી છે તે આપ સૌ જાણો છો. આપણા મરાઠા યુગમાં છત્રપતિ શિવાજી મહારાજ વ્યાયામ વીર થઈ ગયા, વડોદરા રાજ્યમાં કૈ. શ્રી ખંડેરાવ મહારાજ મોટા વ્યાયામપ્રેમી હતા. તેવી જ રીતે કૈ. શ્રી સયાજીરાવ મહારાજ પણ સારા વ્યાયામપ્રેમી હતા. અને આપણા વર્તમાન મહારાજ શ્રી પ્રતાપસિંહરાવ પણ મરદાની રમતગમતોના સારા શોખીન છે. આવા બાળવીરો અને વ્યાયામપ્રેમીઓમાંથી પ્રેરણા લઈ આપણે પ્રગતિ કરવી જોઈએ. આમાંના બે મુખ્ય મુદ્દા શરીરસ્વાસ્થ્ય અને સ્વરક્ષણ તરફ હું આપ સર્વનું લક્ષ ખેંચું છું. સારી રીતે જીવવા તથા સારી રીતે મરવા માટે પણ બ્રાહ્મણ–ક્ષત્રી–વૈશ્ય–શૂદ્રને, બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમમાં પણ સર્વને વ્યાયામની કેટલી બધી જરૂર છે એ આપ સૌ સારી રીતે જાણો છો.



# શેઠ ટોડરમલ ચિમનલાલ સામળ બેચરનો મિલ ઑનર્સ એસોશિયેશનના માનપત્રનો વળતો જવાબ

તા. ૯-૩-૧૯૩૩

## શ્રીમંત મહારાજા સાહેબ તથા સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો

આજના શુભ પ્રસંગે અત્રેના મિલ ઑનર્સ એસોશિયેશન તરફથી શ્રીમંત મહારાજા સાહેબના મુબારક હસ્તે જે સંમાનપત્ર મને એનાયત કરવામાં આવ્યું તે માટે હું મિલમાલિક મંડળનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

ખરેખર, આ મારા જેવા સામાન્ય માણસનું જે સંમાન મિલમાલિક મંડળ કરી રહ્યું છે, ને જે મેળવવાને હું ભાગ્યશાળી થયો છું તે બધાનો યશ તો વાસ્તવિક રીતે શ્રીમંત મહારાજા સાહેબને જ ઘટે છે.

પરમકૃપાળુ પ્રૌઢપ્રતાપ શ્રીમંત મહારાજા સાહેબે મને " Decoration of Mitra-Mandal "ની જે નવાજેશ કરી તે માન મને એકલાને નથી પણ મારા સમસ્ત કુટુંબને લાગુ પડે છે અને તે માટે હું તેમજ મારું આખું કુટુંબ શ્રીમંતનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ છે. યોગ્ય રીતે શ્રીમંત સરકારનો આભાર માનવા મારી પાસે શબ્દો નથી, છતાં હૃદયના આભારદર્શક બે શબ્દો ઉચ્ચારું તો તે અસ્થાને ગણાશે નહિ. ટૂંકમાં, હું આ બાબતમાં એટલું જ કહીશ કે મારા માટે આવું સંમાન શ્રીમંત તરફથી હોય યા ન હોય તોપણ અમે શ્રીમંતની તેમજ રાજ્યની પવિત્ર સેવામાં હર હંમેશા, આગળથી ચાલી આવતી અમારી વફાદારીપૂર્વક હાજર છીએ.

## મિલમાલિક મંડળ બાબત

આ અમારા મિલમાલિક મંડળને સ્થાપન થયે ચૌદ વર્ષ થયાં છે, તે જોતાં તે હજુ બાલ્યાવસ્થા ભોગવતું કહેવાય. બાલક હોવા છતાં, તે બધા શુભેચ્છકોના સહકારથી આટલી હદ સુધી પ્રગતિ કરતું આવી પહોંચ્યું છે તે ખુશી થવા જેવું છે. અને આજના માંગલિક પ્રસંગથી, શ્રીમંત મહારાજા સાહેબની સહાયથી અમારું મંડળ હવે વધુ ને વધુ પ્રગતિ કરતું થશે એવી દૃઢ અભિલાષા છે. પારસમણિના સ્પર્શથી લોખંડ જરૂર સોનું બને છે તેમ શ્રીમંત મહારાજા સાહેબ જેવા અદ્વિતીય રાજ્યકર્તાના સમાગમથી ને સ્પર્શથી અમારા મંડળનાં ભાગ્ય સુધરે તેમાં શી નવાઈ?

## મિલઉદ્યોગ

આજનો પ્રસંગ મિલમાલિક મંડળને લગતો છે એટલે મિલઉદ્યોગ સંબંધી હું થોડું બોલીશ તો તે અસ્થાને નહિ ગણાય. મિલઉદ્યોગને લગતો વિષય એટલો બધો ગૂઢ છે કે તેને માટે જેટલું બોલીએ તેટલું ઓછું કહેવાય, વળી, તેમાં ભિન્ન ભિન્ન મતો હોવા સંભવ છે, છતાં હું મારો નમ્ર મત અત્રે રજૂ કરું છું.

હાલમાં ઔદ્યોગિક વ્યવહારોમાં તેમજ મિલ જેવી સંસ્થા ચલાવવામાં જૂના વિચારો ધરાવનારાઓનું સ્થાન ઓછું થતું આવે છે અને નવા પ્રગતિકારક વિચારો તેનું સ્થાન લેતા જણાય છે. મિલઉદ્યોગ

એટલો બધો દિનપ્રતિદિન આગળ વધતો ચાલ્યો છે ને એટલા બધા સુધારાવધારા વિજ્ઞાનશાસ્ત્રને લીધે તેમાં થતા જાય છે કે કેટલીક વખત જૂના વિચારના માણસોના મગજમાં તે સમજી પણ શકાતું નથી અને એવું ચમત્કારિક બની શકતું હશે કે નહિ તેને માટે પણ શંકાની દૃષ્ટિએ જુએ છે, છતાં વર્તમાન પરિસ્થિતિ આગળ છેવટે તેમને નમવું પડે છે. પહેલાંના વખતમાં માલિકને પૂરી સહી કરતાં પણ ન આવડતી હોય છતાં વ્યાવહારિક જ્ઞાનથી વહીવટ ચલાવી શકતા હતા. તે જમાનો હવે નષ્ટ થયો છે. હાલના જમાનામાં કે જ્યાં પ્રામુખ્યે વિજ્ઞાનશાસ્ત્રના સુધારાવધારા દિન-પ્રતિદિન મનુષ્યને મૂંઝવણમાં નાંખી દીધા કરે છે ત્યાં આગળ ઔદ્યોગિક સંસ્થાઓના સૂત્રધાર જો તેવા જ્ઞાનથી વંચિત રહે તો કેમ ચાલી શકે? આવા જ્ઞાનને માટે, અનુભવને માટે પાશ્ચાત્ય દેશો, જેવા કે ઇંગ્લાંડ, જર્મની, અમેરિકા વગેરે કે જે એ વિષયોમાં આગળ વધેલા છે ત્યાં જઈ આવી, શીખી આવી, અનુભવ લઈ આવી અહીં પોતાનાં ઔદ્યોગિક ક્ષેત્રોમાં તે જ્ઞાનને ઉતારે તો પોતાના ધંધાને જરૂર પ્રગતિ કરાવી શકે, એટલું જ નહિ, પણ આપણા દેશને પણ લાભદાયી થઈ પડે. તેનો પ્રત્યક્ષ દાખલો આપણી સામે મોજૂદ છે. મિલઉદ્યોગ હિંદુસ્તાનમાં શરૂ થયો તે જ અરસામાં લગભગ જાપાનમાં શરૂ થયો છે, છતાં હિંદુસ્તાનની સરખામણીમાં જાપાન કેટલું પ્રગતિ કરી રહ્યું છે તે બધા જોઈ શકે છે. હાલના જમાનામાં જૂના વિચારોને વળગી રહેવું એ આપણને તેમજ દેશને પ્રગતિમાં વિરોધક છે તે નક્કી સમજવું. સમયના પ્રવાહની સાથે જો ન ચાલ્યા તો જરૂર ડૂબ્યા સમજવું. જે સમય મળ્યો છે તેનો મનુષ્યે સદુપયોગ કરી લેવો જોઈએ. ગયેલી ઘડી વારેવારે પ્રાપ્ત થતી નથી. તેને માટે સુવિખ્યાત અંગ્રેજ કવિ Cowper પોતાની એક કવિતામાં કહે છે કે

The Lapse of Time and Rivers is the same;
Both speed their journey with a restless stream;
But time, that should enrich the nobler mind,
Neglected leaves a dreary waste behind.

એ ઉચિત જ છે.

હાલમાં જ્યાં જ્યાં જોઈએ છે ત્યાં Capital and Labour એટલે મૂડીવાદ ને મજૂરવાદની અથડામણ નજરે પડે છે. મૂડીવાદ ને મજૂરવાદ વચ્ચે એકસંપ, સહકાર ન હોય તોપણ સંગીન કામ અશક્ય નહિ તો દુઃશક્ય તો છે જ. બન્ને પક્ષે અરસપરસ સમજીને કામ કરવું જોઈએ; તો જ ધંધો નભી શકે. આપણો મૂડીવાદ પહેલાંની માફક મજૂરો પાસેથી કામ લેવા માંગે ને તેના લાભાલાભ તરફ, તેની ઉન્નતિ તરફ દુર્લક્ષ રાખે તો તે હવે ચાલી શકવાનું નથી. તેમજ મજૂરપક્ષ પણ કેવળ તેમની જ સત્તાથી ને તેમના જ કહેવા પ્રમાણે માલિક પાસે કરાવવા માંગતો હોય તો તે પણ ચાલી શકે નહિ. હાલનો નાજુક સમય જરા વિચારીએ. હમણાં એવો વખત આવ્યો છે ને દરેક મિલમાલિક સારી રીતે સમજે છે કે હિંદુસ્તાનનો આપણો મિલઉદ્યોગ એવી ગંભીર સ્થિતિમાં છે કે ક્યારે મિલો બંધ કરવી પડે તે કહી શકાય નહિ. મુંબાઈની કેટલીક મિલો બંધ થતી આવે છે, ને અમદાવાદની તેમજ બહારની મિલોમાં પણ કાપડના જથાનું પ્રમાણ વધ્યું છે. કોઈ પણ ભાવે ઘરાકી જ નથી ત્યાં માલ બનાવી જથો કરવાનું પરવડે શી રીતે? અને આવા પ્રસંગે મિલો બંધ કરવી પડે તે પહેલાં મિલમાલિકોએ તથા મજૂરવર્ગે ભેગા મળી ખાસ વિચાર કરવાની જરૂર છે. મજૂરવર્ગે તેમજ મિલમાલિકોએ પોતાની આવકમાંથી થોડો ભોગ આપવો પડે તો તે આપી ખરચ કમી કરવાની સત્વરે યોજના કરવાની જરૂર છે; નહિ તો ચાલતો આવેલો ઉદ્યોગ એકાએક બંધ કરવો પડે ને બેકારી વધતાં બન્ને પક્ષને સોસવું પડશે. એવું થાય તે પહેલાં બન્ને પક્ષે સમજૂત કરવાની હાલ જરૂર છે.

## હાલની વિષમ સ્થિતિનાં કારણો

હાલની આ વિષમ પરિસ્થિતિનાં અનેક કારણો

છે ને તેથી જ દિનપ્રતિદિન આપણી આર્થિક સ્થિતિનો હ્રાસ થતો આવે છે. અહીંના મિલઉદ્યોગને નુકસાન પહોંચાડનાર મુખ્યત્વે પરદેશી અને તેમાં પણ જાપાનના કાપડની હરીફાઈ ખાસ કારણભૂત છે. જાપાનના કાપડ ઉપર પચાસ ટકા જકાત હોવા છતાં માલ ઘણો જ સસ્તો ને સારો આપી શકે છે. આટલી જકાત વધારાની પડવા છતાં તે સસ્તે વેચી શકે છે તેનું એક કારણ તો તેમનું હૂંડિયામણ. એટલે વધારાની જકાત પડી તે પહેલાં તેમના ૧૦૦ યેનના આશરે રૂા. ૧૩૬ ભાવ હતો તે જકાત પડયા પછી ૧૦૦ યેનના રૂા. ૮૪-૮૫ જેટલા કરી નાંખ્યા, એટલે આમ હૂંડિયામણની ફેરફારીથી તેમને વધારે જકાતની અસર પોતાનો માલ નિકાસ કરવામાં નડી નહિ.

બીજું વિષમ પરિસ્થિતિનું એક કારણ એ છે કે વસ્તુની—Commodity ની કિંમત ઘણી જ ઘટી ગયેલી છે અને તે ઉપરાંત લોકોની ખરીદ કરવાની શક્તિ પણ ઘટી ગઈ છે. દેશની આ શક્તિ ઘટવાના મૂળ કારણભૂત સોનાનો લગભગ દોઢ અબજ રૂપિયા જેટલો મોટો પ્રવાહ આપણા દેશમાંથી બહાર દેશોમાં ગયો તે પણ છે. સોનાના સંગ્રહથી દરેક દેશની કિંમત અંકાય છે ને તે હિસાબે બીજા યુરોપના દેશો સોનાનો સંગ્રહ કરી રહ્યા છે ઈંગ્લાંડે સોનાનો ત્યાગ કર્યો ને અમેરિકાએ પણ તે પ્રમાણે કર્યું, છતાં તે જ દેશો સોનાનો સંગ્રહ કરી રહ્યા છે, એટલું જ નહિ, પણ અમેરિકાએ તો સોના ચાંદીની નિકાસ ઉપર પણ અંકુશ મૂક્યો છે, જ્યારે આપણને કેટલાક સુવિખ્યાત અંગ્રેજ ધારાશાસ્ત્રીઓ સોનું સંગ્રહ નહિ કરવાની સલાહ આપી રહ્યા છે. ગમે તે પ્રકારે આપણા દેશનું દ્રવ્ય બહાર જતું હોવાથી હિંદુસ્તાનની ખરીદશક્તિ ઘટી એ તો નિર્વિવાદ વાત છે.

આપણી આર્થિક અવનતિનું બીજું કારણ દેશની પરાધીન સ્થિતિ. આ સ્થિતિમાં દેશના હુન્નરઉદ્યોગો કદી પૂર્ણ રીતે ફાવી શકે નહિ.

### જાગતિક મંદીનું કારણ

છતાં દુનિયાભરમાં જે આર્થિક સંકડામણો અગવડો નડે છે ને જગતના દરેક દેશમાં બેકારીનું પ્રમાણ વધે છે તેનું એક કારણ મારા મત પ્રમાણે તો એ છે કે જગતમાં દરેક વસ્તુનું Over-production એટલે અધિક—ઉત્પન્ન થઈ ગયું છે. "Supply & Demand" એટલે "ખપત અને માંગ" એ સૂત્રના ન્યાયે જોઈએ તે કરતાં વસ્તુનું ઉત્પન્ન વધે તો તેની કિંમત ઊપજી ન શકે. આના પ્રતીકાર માટે બન્નેનું સમતોલપણું સચવાય તેવો માર્ગ તદ્‌જ્ઞ પુરુષોએ શોધી કાઢવો જોઇએ ને તો જ જાગતિક મંદી દૂર થઈ શકે.

### આપણી ફરજ

આ બધી જગતની વસ્તુસ્થિતિ હોવા છતાં તેમજ આપણી પણ હાલ જે સ્થિતિ છે તેનો વિચાર કરતાં આપણે આપણી સામાજિક, આર્થિક ઉન્નતિ કેવી રીતે સાધી શકીએ તે વિચારવાનું છે.

આપણા બધા જુદા જુદા સમૂહોએ ઐકય સાધી, એકસંપથી, સહકારથી ને સંગઠનથી આપણી સામાન્ય મુસીબતો–અડચણો દૂર કરવા કટીબદ્ધ થવું જોઈએ. ઈંગ્લાંડનો દાખલો આ બાબતમાં ગ્રહણ કરવા યોગ્ય છે. જ્યારે સામાન્ય આફત તે દેશ પર આવી પડે છે ત્યારે બધા ય રાજકીય પક્ષો એક થઈ પોતાના સામાન્ય દુશ્મન સામે લડે છે. તેવી જ રીતે આપણે પણ આવી બાબતોમાં તેમની નીતિ અખત્યાર કરવી જોઈએ. સંસ્કૃતમાં કહેવત છે કે शत्रोरपि गुणा ग्राह्या, दोषा वाच्या गुरोरपि એટલે કે ગુણો શત્રુના પણ ગ્રહણ કરવા ને દોષો ગુરુના હોય તોપણ કહેવા જોઈએ. ટૂંકમાં, સારી વસ્તુ જ્યાં હોય ત્યાંથી ગ્રહણ કરવી.

વળી, દેશોન્નતિ જેવા કાર્યમાં પોતાના ધંધાનો, દ્રવ્યનો જે બની શકે તે ભોગ આપવા તૈયાર રહેવું જોઈએ ને તેટલી ત્યાગવૃત્તિ તો દરેક દેશાભિમાની મૂડીવાદીએ કેળવવી જોઈએ.

મારે ભારપૂર્વક કહેવું જોઈશે કે પરદેશી કાપડના બહિષ્કારની હિલચાલથી હિંદુસ્તાનની મિલોને ઘણી જ રાહત મળી છે, નહિ તો આવી આર્થિક મંદીના

વખતમાં ઘણો વહેલો મિલો બંધ કરવાનો વખત આવ્યો હોત. છતાં શોચની વાત તો એ છે કે આવા વખતનો લાભ લઇ કેટલીક મિલોએ અસાધારણુ નફા કરી દેશને ને તેઓની પ્રતિષ્ઠાને નુકસાન પહોંચાડ્યું છે. આ Exploitation નહિ તો બીજું શું? બીજી દુઃખની વાત એ છે કે ફરી પાછો પરદેશી માલ આયાત થવા માંડ્યો છે ને મિલઉદ્યોગને નુકસાન પહોંચાડી રહ્યો છે.

કોઈપણ મોટા ઉદ્યોગોમાં કે કાર્યભારમાં ફાવવા ને તેવાં ક્ષેત્રોમાં સંગીન ને સરળતાથી કામ ચલાવવા માટે નિયમન અગર સુવ્યવસ્થાની પણ ખાસ જરૂર છે. આ ગુણ કહો કે શક્તિ, પાશ્ચાત્ય લોકોમાં ખાસ જોવામાં આવે છે. ને તેમની સામાજિક રાજકીય તેમજ આર્થિક ઉન્નતિની ફતેહ મોટે ભાગે તે શક્તિને આભારી છે, આપણામાં તે શક્તિની મોટે ભાગે ન્યૂનતા છે, છતાં કેટલેક ઠેકાણે દૃષ્ટિગોચર થાય છે; તો ત્યાં સારાં પરિણામ પણ જોઇ શકીએ છીએ. જુદાં જુદાં કામોનું વર્ગીકરણ કરી કામના ભાગ પાડી તે દરેક ઉપર યોગ્ય માણસોને નિયત કરવા જોઈએ કે જેથી મુખ્ય માણસની હાજરી હોય અગર ન હોય તોપણ કાર્ય સુવ્યવસ્થિત ચાલી શકે. દાખલારૂપે, આપણા દેશ પર ઇંગ્લાંડ સાત હજાર માઇલના અંતરેથી રાજ્ય કરી રહ્યું છે તે તેની સુવ્યવસ્થાશક્તિને જ આભારી છે. આપણા શ્રી મહારાજા સાહેબને દેશ પરદેશનો બહોળો અનુભવ છે એટલે તેમની એ સંબંધી સલાહ આપણને માર્ગદર્શક થઈ પડશે.

હવે આ વિષય ઉપર બહુ ન કહેતાં આટલું ટૂંક વિવેચન કરી ફરીથી શ્રીમંતનો, અમારા મંડળનો, તથા પધારેલાં સન્નારીઓ તથા ગૃહસ્થોનો આભાર માની બેસી જવાની રજા લઈશ.



# શ્રી મહારાણી ચીમનાબાઈ સ્ત્રીસમાજ

સયાજી વિજય બિલ્ડિંગ, વડોદરા, તા. ૩૦–૧૦–'૫૩

શ્રીમતી કમળાબહેન,

ઘણી જ દિલગીરી સાથે લખવાનું જે, શ્રીમાન, શેઠજી ટોડરમલભાઈના ન કલ્પી શકાય તેટલી નાની ઉમ્મરમાં થયેલા અકાળ અવસાનના સમાચાર જાણી, સમાજનાં સર્વે સભ્યો ઘણાં જ દુઃખી થયાં છીએ.

આપના ઉપર આટલી નાની ઉમ્મરમાં જે દુઃખ આવી પડયું છે તે માટે અમો ઘણાં જ દિલગીર છીએ.

સ્વર્ગસ્થના અવસાન બદલ શોક પ્રદર્શિત કરવા માટે સમાજની તા. ૨૭–૧૦–૫૩ ને રોજ મળેલી સભામાં, ઘણી જ ગમગીની સાથે આ જોડેના કાગળ ઉપર લખેલો ઠરાવ પસાર થયો છે.

આ ઠરાવ આપના ઉપર મોકલાવી આપવા મને સત્તા આપેલી હોઈને, હું તે ઠરાવ ઘણી જ દિલગીરી સાથે આપને મોકલાવું છું.

લિ. આપની શુભેચ્છક

**ચંદ્રબાલા મા. ડૉક્ટર**

પ્રમુખ. **શ્રી મહારાણી ચીમનાબાઈ સ્ત્રીસમાજ**, વડોદરા

## ઠરાવ

"શ્રી મહારાણી ચીમનાબાઈ સ્ત્રીસમાજ–વડોદરાની તા. ૨૭–૧૦–૫૩ ના રોજ મળેલી આ સભા, શેઠશ્રી ભાઈ ટોડરમલભાઈના, અકાળ અને ન કલ્પી શકાય તેટલી નાની ઉમ્મરમાં થયેલા વૈકુંઠવાસ માટે, પોતાની ઊંડી શોકની લાગણી પ્રદર્શિત કરે છે.

તેઓશ્રી એક સુશિક્ષિત, પરોપકારી, સાચા સજ્જન, અને વડોદરાની દરેક પ્રવૃત્તિના પ્રાણસમા, ઘણા જ ઉદાર દિલના પુરુષ હતા. તેમના અવસાનથી વડોદરાને, કદી ન પુરાય તેવી ખોટ પડી છે.

આપના ઉપર આવું દારુણ દુઃખ આવી પડયું છે તે પ્રત્યે આ સભા પોતાની હાર્દિક દિલસોજી જણાવે છે.

છેવટે, આ સભા શ્રીપરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરે છે કે, તેઓ આપને આ, જિંદગીભરની આપત્તિ શાંતિથી સહન કરવાનું અખૂટ બળ આપો, અને સ્વર્ગસ્થ શેઠશ્રી ટોડરમલભાઈના પવિત્ર પુણ્યાત્માને પરમ શાંતિ અર્પો."